# હેન્ડસમ બ્લેકગાર્ડ.

રચનાર—ફીરોઝશાહ જહાંગીર મરઝબાન,
એમ એ, જે પી

તે "કાચાનો સાહુકાર," "વારેસે ના-કબુલ," "અ એમેન્યુસ
સાથ એગ્રીમેન્ટ," "નસીબની લીલી,' "ઘડી-ચપકો,'
"માસીનો માગ," "જીવપર જોરાવરી," "મોહબત
કે મુસીબત," "કુકીઆઇ સાસુનુ કોનફેસાઉં,"
"અફલાતુન," "માઝનદાન," "આપ્તાપર
કોઇતુ," "ખેમાન સંગ્રહ,"
ઇત્યાદી ઇત્સાદીના કર્તા




મુંબાઈ

**જેહાંગીર બી॰ કરાણીના છોકરાઓ.**

પુસ્તકો વેચનાર, પ્રગટ કરનાર તથા છાપનાર
૨૨૦–૨૨૨, પારસી બજાર, કોટ.

આ ગેની દુન્યાનો નાચીઝ આવાજ જો મીનોઇ જેહાનમા
પુગતોજ હોય તો—સામ્ભળો,

**બેહસ્તનશીન વાહલાં ભીખાઇજી માય !**

"માયજી"ના મીઠા નામથી હુ તમને છેલ્લા ૪૫ વર્શો
થયા બોલાવતો રહેલો હતો

ત્રણ વર્શનો હુ બાબો હતો ત્યારથી તમારી જીન્દગીના છેડા
સુધી તમે મને એક માયજીના સાચ્ચા હેતથી ચાહયો—અને
છેલ્લી ઘડી તુલીક તમે મને ખરી માયાથી તમારા
જમાઇ તરીકે નહીં પણ તમારા દીકરા તરીકેજ ગણયો

મારી તર્ફના તમારા વર્શોના મુગા પણ મુસ્તકીમ ચાહન
માટે મારા જીગરમા આજે બી જે હેશાન કરી રહેલુ છે,
તેની એક અદના ઇધાની તરીકે, મારા ભલા અને ભોલા

**મેહરબાન ભીખાઇજી માય,**

**આ મારૂ અદના વોલ્યુમ**
**હુ તમને—તમારી પવીત્ર યાદમા—**
**અર્પણ કરૂ છુ.**

તાબેદાર તમારો બેટો,

**પીલામ.**

# જરાક તમારી સાથે બે મીનીટ!

નંબર ૧૦! અને એક કદમ આગળ! પરમેશ્વરનો ઉપકાર માનું છું કે આ મારી 'સીરીઝના' દસમા પુસ્તકને બહાર પાડવા માટે તેણે આજે મને ભાગ્યશાળી કર્યો છે.

૧૯૨૪ નું વર્ષ અનેક રીતે મારા બાબમાં યાદગાર ગણાશે. ૧૯૨૪ ના જમશેદી નવરોઝ પર મેં મારો "માઝનદરાન" નાટક સ્ટેજ કર્યું—૧૯૨૪ ની પતેતી પર મારા ભુલાઈ ગએલા "અફલાતુન" નાટકને મેં નવેસરથી પાછો જીવતો કર્યો. ૧૯૨૪ના જુન મહીનામાં હું મારા એક વાહલા 'હેન્ડસમ બ્લેકગાર્ડ'ને હસતો રમતો, તડા ને ખડા ચાર માસીના ઓસ્પીટાલમાંથી મારે ઘેર પાછો લઈ આવ્યો—અને ૧૯૨૪ ની ક્રીસ્ટમસ ઉપર આ મારા બીજા માનીતા "હેન્ડસમ બ્લેકગાર્ડ"ને પોથીમાંથી પકડી મેં તમારી સનમુખ રજુ કર્યો છે!

"હેન્ડસમ બ્લેકગાર્ડ"ના બી કરમની લાહણી થઈ ગઈ 'છ વર્ષોની વાત ઉપર કટર કટર ત્યારે આ કથા મેં 'ગપ સપ'માં આપવા માંડી ત્યારેજ વાચક આલમની મેહરબાની ભરી પ્રસંશાના ફુવારાઓ ચાલુ મારે કાને આવ્યા કીધા હતા પણ વચમાં ગાડું ગડેરમાં અટકી બેઠું. બીજી ત્રીજી ખુનકળ નાકાળો અને જજાયોને મગજે આ વાર્તાનો પાછલો ભાગ હું "ગપસપ"માં રહેલા માહીનાઓ સુધી આગળ ચલાવી શક્યોજ નહી. મારી દાસ્તાન ત્યાં દબકી મારી જવાની હતી, પણ જેઓએ નોવેલ ચોપડી વાંચી ચુક્યા હતા તેઓએ મને આમ સહેલાઈથી છટકવા દીધો નહી. મેં બીનાદર નવલ માટેની ચાલુ માંગ અને ઉલટ સાથ જ્યાં તક બાકીના પ્રકરણો પુરા કર્યા નહી ત્યાં તક લોકોએ મને 'સખે ધાન ખાવા બી દીધા નહી' એમ કહું તો ખોટું નથી.

હવે આ રહ્યા એજ વાર્તાનો ખતામ અવતાર! જરાભી આચકી વગર હુ તમને આજે કહેવાને તયાર છુ કે આ મારી નોવેલ માટે હુ મગરૂર છુ—સાચા મગરૂર કહી હુ ધારુ છુ કે મારી આગળી બધી નવલકથાઓના કરતા આ વાર્તામા કાંઈક ઓર જુદી દીશાએ મારી કલમ અજમાવીને મે એક મનમાનતુ પરીણામ નીપજાવ્યુ છે જુના-પ્રથમ ના આ નોવેલમા 'ઈમપરસનેશન' (Impersonation) યાને બીજાના ખોટા અવતારમા એક કેરેકટરને રમવાની કહેની વાર્તાનુ વધુ વખાણવાનો પ્રયોગ અહીં તમે જોશો નહી મારી બધી આગળી નોવેલોમા કાંઈને કોઈ 'ઈમપરસનેશન' વીચીત્ર રીતે દાખલ થઈ જતા પામ્યુ છે 'હેન્ડસમ ગેલન્ગાર્ડ' નો પ્લૉટ કાંઈ જુદાજ તોર પર દોડે છે વળી બીજુ મારી આગળી વાર્તાઓ મોટે ભાગે પારસી સંસારી હતી આ મારી નવી નોવેલ મોટે ભાગે પચરંગી—આંતરજાતીક—કોસમોપોલીટન—જે કહો તે રંગ પર રચાયલી છે

અને એક બીજી મુખ્ય બાબદ પર તમારુ લક્ષ ખેચવાની અગત્ય ગનઉ છુ સાહીત્ય નુક્તેચીનો, જેઓ મારા પુસ્તકો કાંઈક બારીક નજરે વાચવાની તકલીફ લેતા આવ્યા છે, તેઓનો બડબડાટ એજ છે કે હુ પીઆમ હમેશા મારી નોવેલોમા સ્ત્રી-ટાઈપોની સ્ટડીઝ જેટલી ઉડાણથી કરુ છુ તેટલી મર્દ-ટાઈપોની કરતો નથી હા, બા-આ ફરીયાદમા સેહજ-સાજ વજુદ છે એમ મારે પ્રમાણીક એકરાર કરવાજ જોઈએ અત્યાર સુધીમા મે સ્ત્રી જાતીના ચઢ ઉતર ગુણદોષો—ઓરતજાતની જોરાવર યા પોચી બાજુઓ—અસલા રગની કેરેક્ટરની મજબુતાઈ યા નબળાઈ—નો અભ્યાસ કરતા "Womanland" મા પુશકળ લેહર કરી છે તેને પા હીસ્સેની "Manland" મા મે કરી નથી આજની જવાન પારસી છોકરીઓ કેવી હોય છે—કેવી હોવી જોઈએ—તેના મારા કલપીત પીકચરો મારા આગળા પુસ્તકોમા ઠારઠાર તમને જડશે

વળી અમુક અગત્યની કેરેકટરના જોરાવર રગો (strong colours)

ને બરાબર પ્રગટવા માટે તેમની પછવાડે હલકા રંગો (Light colours) ની બેકગ્રાઉન્ડો આપ્યા જવાની દરેક દાખલામા કાળજી રાખેલી તમને યાદ તો હશેજ જુવો 'કોચીના સાહુકાર"ની જોરાવર કેરેક્ટર બાનુ પોલ ચાની પછવાડ લગાર નરમ પ્રકૃતીની મેહરા પારસીને મઉથી પહેલી મારી લીટરરી સ્ટડી તરીકે હાથ ધરી ત્યારબાદ "વારેસ ના કબુલ' ની તીખી તેહમીના દારાચાનજી પાછળ ગરીબ ગુલા મેહતાનો બેકગ્રાઉન્ડ આપી સ્ત્રી કેરેક્ટરના બીજા બે પીકચરો જમાવી જોયા એજ મુવાફક 'નસીબની લીલી"ની રતી પથકી અને વન મુરતા જેવી ઓન્તવાર જેણની છોક-રીઓ સાથે શેહરા મેહતા સરખા ગાંડ અને ગરીબ પુટલીનો મુકાબલો કર્યો "જીવપર જોરાવર'મા અકલાતુન કેટી દાનરને સરખાવી જોઈ "આઇતાંપર કોઇનુ"મા માઝનદરાન મીહ્ સામજી અને બારે ગાંડ પુરી નાજનગાર્ડ સાથ નમાની અને સદગુણી ફની ડગાની હેરફેર ખાન્યતો ત્રાજવામા તોલી જોઈ 'મોહબત કે મુસીબત મા મક્કમ મનની હીમતવાન રૂમી ખરાબાતી અને મતર વયની એક માચ્ચી પણ કાચ્ચી "સ્વીટ સેવનટીન' જાનુ જમાવાળા વચ્ચેનો તફાવત તપાસી જોયો

ઓરતનો સર્વથી શ્રેષ્ઠ સદગુણ શુ ?—વફાદારી હીમત, ધીરજ, દયા, પતીવ્રતાપણુ, ધરમસારી ઉદયાગ નરમાળ એકમાગીપણુ, ખુશમીઝાજી સ્વભોગ નાકતી, મળતાવડાપણુ, ઉદારતા, ધામીક પવીત્રાઈ કે નીતીમાન ફહતા? તમારો પોતાનો વીચાર ગમે તે હોય—મે તો સ્ત્રીના સવાતમ આ ગુણોનુ મારી જુદી જુદી નાયકાઓ (heroines) ના બાબમા નરમ—ગરમ ટેમપરેચરે અત્યાર સુધીમા પુનાક્રમ રીતે પૃથક્કરણ (analysis) કરી જોયલુ છે મે ઉપર દરસાવેલી સઘળી અગાળા સ્ટડીઝ મારે માટે Rambles in Womanland સમાન હતી તેમની સાથે પુરૂષ પાત્રા બી મારા લીટરરી કેનવાસ પર હતા ખરા—પણ તેઓ મારા આ જોરાવર સ્ત્રી કેરેક્ટરોના સ્ટ્રેચીઝ આગળ ઝાંખા યાને ફકત "કલર્સ"મા પાછળી પડતી લેતા હતા મને બી લાગ્યુ કે હવે મારા ઓરત જાતીના (female) આઇડીયલો પુરતી મચ્યામા મે અહી–તહી–અને સઘળી દીશાઓએથી હાથ ધર્યા છે હવ કાઇ પુરૂષ કેરેકટરોની નરમ–ગરમ

બાજુઓ તપાસવાની મને હોંશ થઇ

મરદ જાતીના (male) આકડીવલો તો સો લેખકોના સો પ્રકારના જુદા જુદા હોય તો પણ—રો—આ 'હેન્ડસમ બ્લેક-ગાર્ડ' નોવેલમા મે ડા૦ ઓમ દુબાશ, યાકુબખાન ડીટેક્ટીવ, ગણપતરાવ પીગળે, હોરમજી આટયા, મુસા ઉસ્માનજી, જેવી તીક્ષ્ણ પ્રકૃતીની કેરેક્ટરોની સગાથ જહાંગીર મહેરહોમજી, ગોદરેજ જમાવાળા, એરચ બમન બેહરામ, ધનજીશાહ બહમન બહેરામ જીવણ લાલ્યા, જેવી નરમ પ્રકૃતીની કેરેક્ટરોનુ માપ લઇને મરદ જાતની મનોવૃત્તીનુ કઉવત કેમ ચઢ ઉતર આવે છે તેની એક Psychological સ્ટડી ઉપજાવી છે મરદ જાતના સબ સદગુણો વીગે તમે અને હુ કદાચ જુદા પડતા હોઇશુ પણ એક પુરૂષની દલેરી સાચવટ, વફાઈ મજુરી ચતુરાઇ, સમયસુચકતા, મોહબત, નીમકહલાલી, દીલસોઝી, ઉમગની દીલગુર્દો પરદુખભંજક ઉલટ વગેરે આ ચોપડીમા મેં સેહજસાજ કમીન ચીત્રો પાડવાની પેરવી કરી છે તેજ મીસાલે એક પુરૂષનુ બ્લેકગાર્ડીઝમ વાગ્ઝીપણુ, નીપાલરાપણુ, નીમકહરામપણુ આ નોવેલમા મે ઉડતી નજરે જોઇ લેવાની કોશેશ કરી છે એક જોરાવર બુડી કેરેક્ટર સાથ બીજી તેનીજ જોરાવર બુડી કેરેક્ટરને ટક્કર ઝીલાવવાનો મારો હાફરો અહીંબી ઓમ અને યાકુબના બાબમા હુ બર લાગ્યો છુ. બદમાશ બેહરામ તાલુકદારને રફ્આતલ ફકીર ગાર્ડ સાથ 'આઇના પર કોઇનુ" મા મે કેમ ટીપ્યો હતો તે તમને યાદ તો હશેજ '

પુરૂષ બળ (manly strength)—શારીરીક નહી, પણ માનસીક બળ—અનેક પ્રકારનુ આવ છે પુરૂષ નબળાઇ—તનનીજ નહી પણ મનની નબળાઇ—તરેહવાર જાતની આવે છે ડા૦ ઓમનુ બ્લેકગાર્ડીઝમ યાકુબની બદમાશીથી જુદીજ કીસમનુ છે આ બનેની જુડાઇ મહેમદુ ઉસ્તાદની લફંગાઇથી અને મુસા ઉસ્માનના મવાલીપણાથી વળી ઓરજ જુદી પડે છે જહાંગીર મહેરહોમજીનુ નાહીમત એકાતપણુ, એરચ બહમ નબહેરામની સ્વ- વીશવાસ (Self confidence) ની કોતાઇ સાથ સરખાવતા વળી કાઇ ઓરજ જુદો ભાસ આપે છે એજ મુવાફેક બધી કેરેક્ટરોનુ સમજવુ આ નોવેલમા મે મરદ જાતને તેના તીક્ષ્ણ—બુઠ્ઠા,

ગરમ-નરમ, સબળા—નબળા હરેક ખુણા (angle) થી ટીપી-ટીપીને તપાસવાનો પ્રયોગ કર્યો છે, અને હુ ધારૂ છુ કે પુરૂષ જાતીનુ મારૂ આ સરવાયુ તમને બે ઘડી ટાઇક મનન કરવા જોગ કેરેકટર-સ્ટડીઝ પુરી પાડશે

ખાત્રી રાખજો માત્ર એક વાર્તા ચીત્રીને દીનશાજી દડાયા ને દીનુ-માય રેડાયા જેવા કુકડોજ રજુ કરવાની નેમથી મે આ પુસ્તક રચ્યુ નથી. કથા લખવાનો હુન્નર (art of fiction) શુ છે તે હવે જરા જરા હુ સમજવા શીખ્યો છુ અને જો તમે મહેરબાની કરીને આ કેતાબ ધ્યાનથી હુન્નરનીજ આખ્યોએ વાચતા જશો તો મારા જુદા જુદા મરદ પીકચરો જુદા જુદા રંગો (shades) ની હેરફેર કેરેકટર સ્ટડીઝ કેમ આપ મેળે રજુ કરતા જાય છે તે તમને સમજ પડતુ જશે

સ્ત્રી કેરકટર સ્ટડીઝ અહીં છે ખરી-પણ અહીં માહતાબ, મોતીમાઇ દીનુ, રોશનઆરા પીરોજાના પીકચરો બેમ, યાકુબ, મેહમદના પીકચરો સાથ સરખામણીમા પછાટ પડેલા તમે જોગો મેહરબાન મીઃ દીનશાજી મુલ્લા પોતાની પ્રસ્તાવના મધે આ કેતાબની શરૂઆતમા કહે છે તેમ મારા પીકચરો રફતે રફતે પોતાની મેળે "ડેવલપ" થતા જાય એવોજ મે અભખરો રાખ્યો છે ઠોકી ઠોકીને તે કેરકટરો એક છીણી અને હથોડા વડે તમારા મગઝમા ઉતારવાની મને જરૂર રહી નથી એવી હુ આશા રાખુ છુ પછી જો કોઇ વાચનારના ભેજામા કોઈ પણ ચીઝ છીણી અને હથોડા વગર ઉતરી શકતીજ નહીં હશે તો—તો પછી તમે અને હુ શુ કરીશુ ?

તોબાહ ! એ હુ શુ ધુણુમા ને ધુણુમા કયારનો ટાહેલુ માડી બેઠો છુ ? એકદમ પાછો હુ મારા "દીબાચા" પરજ આવીશ મુબઇની હાઇકાર્ટના માનવત માજી જડજ—મુબાઇની બારના સણગાર—પારસી કોમના મેહરબાન મુરબ્બી-સાહીત્યના સાચ્ચા સ્કોલર-મી૦ ડી એફ. મુલ્લા એમ એ, એલ એલ બી એડવોકેટ જેવા વીદવાન ગ્રહસ્થે આ પુસ્તકનો

"ફ્રેન્ડ" લખી મને માન આપ્યુ છે પોતાની પ્રસ્તાવનામા મી૦ દીનનાહજી મારે માટે જે ભલાઇના મખુનો ઓચરે છે તેને હમમે હીસ્સેમી જો હુ લાયક હોઉ તો હુ મને પોતાને આ દુન્યાનો એક ખરેખરો ભાગ્યવતો માણુસ સમજુ આ માગ માનતા ખેરખાહ-મીત્રનો એમની પ્રસશા માટે અને એમણે લીધેલી તકલીફ માટે દીલાજાનથી હુ આભાર માનુ છુ એટલુજ કહીને કે એમનો લાગ્વનાભર્યો દીબાચો આ મારી નોવેલની મોટામા મોટી મગરૂરી અને ઉત્તમમા ઉત્તમ શોભા છે

બીજી મગરૂરી અને બીજી શોભા આર્ટ અને સાહીત્યના એક બીજા માહેરા પુજારીએ પુરી પાડી છે મી૦ જહાગીર તારાપોર, બી એ આર્ટીસ્ટે આ નોવેલની ફોટો-સ્ટડીઝ લેતા દીવસોના દીવસો સુધી જેમ પોતાનુ તનમન પટકી નાખ્યુ છે, તેમ અમારો મહેનો બી હમ આખર કર્યો છે પછી જુવો તેનુ આ ચોપડીના ચીત્રોનુ અદભુત પરીણામ! નોવેલ બારીકીથી વાચી-દરેકે દરેક પાત્રની કેરેકટરનો પુખ્ત અભ્યાસ કરીને પછીજ આ કાબેલ ફોટોગ્રાફર-આર્ટીસ્ટે પોતાના ઉમદા પીકચરો ઉપજાવ્યા છે મોડેલો પસદ કરતી વેળા ભાઇ જહાગીરે કેટલી હદ સુધી કાળજી રાખી છે તેનો એકજ દાખલો આપીશ માહતાબની કેરેક્ટર માટે એક ખુબસુરત બાનુનો 'મોડલ' તરીકે રોકવામા આવી—પણ તેના પીકચરોથી જહાગીરને મનમાનતો સતોષ મલ્યો નહી બધા પીકચરો રદ કરી જહાગીરે બીજી 'મોડલ' શોધી કાહડી—અને નવસરથી પીકચરો લઈને બેઠો ત્યારેજ આ બહાદર આર્ટીસ્ટ ધરાયો! એ તે આર્ટની ખરી સેવા! સાબાશ, સાબાશ! હુ કહુ છુ કે જહાગીર તારાપોરની આ મોતેશ્વર પીકચર માળા મારી કેરેકટર-સ્ટડીઝને એવી તો રામબાણ રીતે તમારી આખ્યો આગળ ધરે છે કે હુ પોતે પણ દગ થઇ ગયો છુ ખુદા એ મારા ભલા અને બાહોશ ભાઇને જીવતો રાખે આ કામ પાછળ જહાગીર તારાપોરે જે મહેનત લીધી છે, જે ફાચો બગાડયા છે જે દીવસો રોકયા છે તેમ બીજા કોઇ ધધાદારી કામમા તમે એને ત્રણ હજાર રૂપીઆ આપો તો બી એ નહી કરે!

આ માત્ર પીક્ચરો લેવા પાછળ—"મોડલો" મેળવવા પાછળ—ટાઇમ્સ પ્રેસમા તેના બ્લોકસ બનાવવા પાછળ—આર્ટપેપર ઉપર તે પીક્ચરો 'ટાઇમ્સ' પ્રેસમાજ છપાવવા પાછળ ખારસો બે હઝાર રૂપીયાનો ખરચ બેઠો છે અને તે એક જાતની અજબ ઉલટથી ભાઇ માનેકશાહ કરાણીએ આ ચોપડીના સબધમા માથે ઉઠાવ્યો છે આ વાર મારી નોવેલના પબ્લીશરો પારસી બજારના પ્રખ્યાત ઉતસાહી બીરાદરો મેસર્સ કરાણી સન્સ છે 'હેન્ડસમ બ્લેકગાર્ડ" ને ઘણાજ ફાકડા તોર ઉપર "ગેટ-અપ" કરવાનો મારો અને જહાગીર તારાપોરનો હરખ-ઉભરો ચેપ રૂપે ભાઈ માનેકશાહને બી ઉડી વળગેલો દેખુ ! એઓએ જે દીલમોઝ ઉમગથી માહરા આ વાલ્યુમને સઉથી સાગમા સારા આકારે બાહેર પાડવાની આતુરતા બતાવી છે તેનો ઉપકાર હુ સહેજમા ભુલીશ નહીં

છેલ્લે મારે હેશાન-ખગ દીલનુ હેશાન-નામાકીન ઝોરાસ્ત્રીઅન દ્રામાટીક કલબના માગ હેતવતા હમશરીક ભાઇઓનુ જાહેર રીતે માન્ય કરવાનુ છે આ બીરાદરોએ મને આ વાલ્યુમના પીક્ચરો સજાવવામા, તે ચીત્રોમા પોતે "પોઝીઝ" લેવામા, જે ઇતેજારીભરી કાળજી બતાવી છે તે તેમના જેવા કુશળ આર્ટીસ્ટો માટે મુબારકબાદી લેવા જોગ છે એમની મદદ વગર હુ અને જહાગીર તારાપોર આ પીક્ચરો રજુ કરી શકતેજ નહીં તેમા ખાસ કરી ભાઇ હોમી માસ્તર, ભાઇ ફ્રામ બલસારા, ભાઇ પીરોશાહ મીસ્ત્રી, અને ભાઇ પીરોશાહ બાટલીવાળાએ મને જે કીમતી મદદ કરી છે તે માટે હુ બેહદ એમનો ઉપકારી છુ ભાઇ અરદેશર ઈરાનીએ પોતાની સ્ટાર ફીલ્મ મેન્યુફેક્ચરીંગ કુ૦ ની બાહોશ લેડી એક્ટ્રેસીઝને અને એક્ટરોને 'મોડલ્ઝ" તરીકે મારા પીક્ચરોના કામ માટે ખુશીથી રજુ કરી મને જે સહાયતા આપી છે તે માટે હુ એમનો પણ બહુ બહુ આભાર માનુ છુ

મારી સદાની "દહાડાબળી" આદત પ્રમાણે બે ઇગ્રેજી નોવેલોના પ્લોટસને એકત્ર ગુથી લઇને આ મારી કથાનુ ઓરીજીનલ ઈસ્ટુ તમારી સામે મે ધર્યુ છે વાસ્તે ખુદાને વાસ્તે કોઈ એમ ના કહેવા બેસતુ કે

"પારસી સંસારમાં કલાણું કેમ બને ને પારસી બાનુઓ ચીણું કેમ કરે?"—બાપુ, આજે પારસી સંસારમાં બધું-બધું બને છે એવી એક બી ચીજ નથી કે જે નથી બનતી પારસી બાનુઓ આજે શું નથી કરતા, તેજ હું તો જાણુતો નથી છતા-મારી આ વાતોને બનવાકાળ સંભવીત સીમાઓમા મર્યાદી રાખવાની મે મારેથી બનતી તજવીજ કરી છે

ચાલો—સુખી રહો! એજ મીનીટ કયારની પુરી થઇ ગઇ છે! મારી આ દસમી અદના કોરોશ તમારા હવાનામા હવે તીબ્રાશ સાથ આજ સોપુ છુ-અને માગી લઉ છુ કે જો કંઇબી કાચ્ચુ-કડુ-પોચુ-નરમ તમને લાગે તો મોટા મને તે ચલાવી લેશોજી

ખુદા તમને, તમારા વાહલાઓને, માટે નવુ સાલ મુબારક કરે!

લા દુવાગો ભાઈ,

**પીજામ.**

તા ૬ થી ડીસેમ્બર ૧૯૨૪

રાશીદ બીલ્ડીંગ—કામાબાગની સામે,

ન્યુ ચરની રોડ-મુબાઈ

# પ્રસ્તાવના.

---

એક કવી જન્મેલોજ કવી હોય છે—તે કોઇ બનાવટથી તયાર કરવામા આવેલો હોતો નથી આ કહેતી નોવેલીસ્ટો અને પ્રેમકથા (Romance) લખનારાઓને પણ લાગુ પડે છે સર્વ સાધારણ આ સીદ્ધાતથીજ આપણને એક કુદરતી જન્મેલા કવી ( Born poet) અને એક કાફિયા મેળવનાર ચોપાઇ ભટ્ટ (Rhymster) વચ્ચેનો તફાવત સમજ પડી શકે છે—અને એજ દેખીતી રહણી આપણને એક જન્મથીજ પેદા પડેલા નોવેલીસ્ટના લખાણો તથા એક માત્ર નકલ કરી જાણનારાના નરજુમાઓ વચ્ચેનો ફરક ખુલ્લો દેખાડી આપે છે પહેલા પ્રકારના લખાણમા આખી કથા એક છેડાથી બીજા છેડા સુધી સીલસીલ્લાબધ એક વેહતા નાળાની પેઠે દોડતી રહે છે, બીજી જાતના લખાણમા તમે છેડા સુધી પુગો તે આગમચ તમને વચ્ચે વચ્ચે પથરાઓના જબરદસ્ત ઢિમગાઓ નડે છે, કે જે કથાની મુખ્ય સેનટ્રલ કેરેકટર ઉપરથી તમારૂ લક્ષ ચુકાવતાજ રહે છે

'પીજામ'ની આ વાર્તા "હેન્ડસમ બ્લેકગાડ" એક પ્રેમ કથા (Romance) છે ગુજરાતી ભાષામા લખાયલી પ્રેમ કથાઓમા તે એક પહેલી પદવી લેશે, અને ગુજરાતી વાચી જાણતા સર્વ પારસીઓ તથા હીંદુઓમા તે અતીશય હોસ અને રસથી વચાશેજ એમા સહજમી શક નથી

વાર્તાનો નાયક આપણો હેન્ડસમ બ્લેકગાર્ડજ છે તે એક ખ્રીસ્ત્રીશીયન તરીકે કેળવાયલો છે અને અસાધારણ ચપળબુધ્ધી ધરાવે છે, પણ પોતાની ઉંચી વીદ્યા અને બાહોશ મગજશકતી તે દુર્ગંધી દીશાઓએ હાકીને બરબાદ કરે છે તે જહાગીર, એરચ, ખાનબહાદુર ધનજીશા, માહતાબ અને બેચરદાસ માટે દુરાત્મીક બદબખ્તીનુ કાળબુદ છે એક ફોરજરી કરવાનુ પોતાનુ સઘળુ પાપ તે જહાગીરને ગળે ઓળવે છે, માહતાબને ફુમલાવવા મથે છે, ધનજીશાહનુ છુપા ઝેરથી કાટલુ કાહડે

છે, અને પોતાના ગુનાહોનો નતીજો તે આપઘાત કરીને પામે છે. જહાંગીરની તકદીર કાંઇ ઓર ચીત્ર રજુ કરે છે પોતાના મામા રૂસ્તમ જંગનુ ખુન કરવાનો અને ફોરજરી કરવાનો આરોપ તદ્દન વગર કસુરે પોતાને કપાળે ચોટાડીને નાહકના ભાગતા તથા એકાંત જીંદગી ગુજારતા એક બીલકુલ બેગુનાહ પુરૂષની આ એક તાસીર છે તેનુ નીરદોશપણુ આખરે બેચરદામ—કે જે ફોરજરી કરવામા હેન્ડસમ બ્લેક ગાર્ડનો એક મળતીયો હમરાહીક છે—તથા એક ચોર નામે અબદુલથી જાહેર થાય છે અબદુલ અને તેનો ભાઇ અઝીઝ જો કે મુસલમાનો છે છતા, પારસી જહાંગીરના બચાવ આડીને રૂસ્તમ જંગના ખુનનો પતો મેળવી આપે છે

રૂસ્તમજંગને પેટે બે બેટીઓ છે—મનીજેહ અને દીનુ મનીજેહ ને બાળવયથીજ ત્રણ વરસની ઉમરે તેણીના કુટુંબમાથી કેટલાક મવાલીઓ ચોરી લઇ જાય છે, અને પાછળથી તેણી એક બોરીના રેસ્ટોરાંમા માહતાબના નામ તળે એક ગાનારી નાયકા તરીકે નામ કાઢે છે તથા આ જુહદીન તરીકે ઉછરેલી છોકરી પોતાના પીત્રાઇ ગોદરેજને મળે છે —અને ગોદરેજ તે છોકરીના જન્મની ખરી હકીકતની અણજાણમા તેણીની ઉપર મોહી પડે છે પોતાની પહેલી ધણીયાણીના મરણ પછી રૂસ્તમજંગ એક મહામેહન બાનુ—રોશનઆરા—સાથે શાદી કરે છે આ ઓરત નવાબને બેવફા નીવડે છે, અને પોતાના પાખંડા ઉઘાડા પડતાજ રૂસ્તમજંગના ખુન કરવા માટે પોતીકા યાર યાકુબખાન સાથ અઘોર કર્મમા સામીલ થાય છે યાકુબખાન હૈદરાબાદ સ્ટેટની નોકરીમા એક ચીફ ડીટેકટીવ છે એક જુહદીન સ્ત્રી સાથે પરણી જવાની પોતાની બેવકુફાઇ માટે રૂસ્તમજંગને એક બેહદ ભારી અને ભયકર કીમત આપવી પડે છે

રૂસ્તમજંગની દીકરી દીનુ એક સાચ્ચી પારસણ છોકરીની ટાઇપ છે તેણી પોતાના પીત્રાઇ જહાંગીર ઉપર ફીદા છે, અને તે જવાન પોતાની તમામ મુશકેલીઓના સમાધાન માટે આ પોતીકી મામાની

છોકરીને બાલેમાલ આભારી છે દીનુ હેન્ડસમ બ્લેગાર્ડ ડા૦ બોમ હુમાશને હાથ તરછોડી આર્યદે જહાગીરનેજ પરણે છે ગોદરેજ પાછળથી મોતીબાઇને—આપણી આગલી માહતાબને—પરણે છે આ છોડીના ખરા જન્મની કાહણી આ કથા જેમ આગળ વધતી જાય છે તેમ તેમ રફ્તે રફ્તે ખુલતી ચાલે છે

આ આખી પ્રેમ કથા એટલી તો મોહ પમાડનારી છે કે તે જાણે એક પળ બી હાથમાથી છોડીને બાજુએ મેળવાનુ મન થતુ નથી. વાર્તાના બનાવો એકમેકની પાછળ ઝપાઝપ દોડતા ચાલે છે જો કોઈ મને પુછે કે આખી કથામાથી કઇ કેરેક્ટરે મારી ઉપર મઉથી વધુ ખેચાણ કર્યુ છે તો હુ કહુ કે માહતાબે શરૂઆતથીજ હેન્ડસમ બ્લેકગાર્ડનો શુ ફેજ આવશે તે જાણે હુ લગભગ આગમચેતી કરી શકતો હતો, પણ માહતાબનુ નમીબ કેમ ઉઘડે તેની તો હુ આગાહી કરી શકયોજ નહીં આ પાકજાદ નીર્દોશ પુટલીનુ આયદે શુ થશે તે જાણવાની પ્યાસને સબબે હુ એક પ્રકરણ પરથી બીજા પ્રકરણ ઉપર ખેચાતોજ ગયો પણ માત્ર કથાના છેવટેજ મે જાણ્યુ ક શુ કર્મ આ છોડીના ભાગ્યમા લખાયલુ હતુ

આખા પ્લોટની યોજના (Conception) બરેજ નાદર છે અને તેની બજાવણી (execution) ઓર બી વધારે નાદર છે આ આખી વાર્તાનો એક અમુક નીતી-ભાવાથ (moral) છે આપણી વચ્ચે ઘણીએ ગુજરાતી વાર્તાઓ, ઘણીએ ગુજરાતી નોવેલો, ઘણીએ ગુજરાતી પ્રેમકથાઓ અને મખ્યાબધ ગુજરાતી નાટકો તથા ઓપેરાઓ મોજુદ છે, પણ સાહીત્યની નજરે જોતા આ મઘળાઓ માહેલા મોટા ભાગની એક ખામી એ હોય છે કે વાતા, નોવેલ યા ડ્રામાને પોતાનોજ "મોરલ" કહેવા દેવાને બદલે તમે તેના કર્તાને પોતીકી એક યા બીજી કરેકટરની મારફતે નીતી અથવા નીતીશાસ્ત્ર ઉપર લમાણ ભાશણો આપતા જુવો છો "હેન્ડસમ બ્લેકગાર્ડ" આ ખોડથી બીગડવા પામી નથી એમ જોઇને ખુશી ઉપજે છે ખુદ વાર્તામાથી હળવે હળવે તેનો નીતી-ભાવાર્થ પ્રગ-

ટવા પામે છે, અને અહીંજ બીજા લખનારાઓ ઉપર પીજામ સરખા કર્તાઓની બીનહરીફ સરસાઇ આપણે જોઇ શકયે છીએ.

પારસી જરનાલીઝમ અને પારસી સાહીત્યમાં નામ કાહડી ચુકેલા એક ખાનદાનની અંદર જન્મ લઇ પીજામે પ્રખ્યાત મરઝબાન કુટુંબના સઉથી ઉંચામાં ઉંચા લક્ષણો (traditions) જાળવી રાખ્યા છે—એટલુંજ નહી, પણ પોતાની ઉંચ લીટરરી કાબેલ્યતના જોરથી તેમજ પોતાની કલમના બળથી લીટરરી લાઇન માહેલા પોતાના બીજા ભાઇબંધો કરતા અગ્રાઇ સંપાદન કીધી છે "હેન્ડસમ બ્લેકગાર્ડ" આપણુને દેખાડે છે કે જેમ આ પ્રાકૃતીક (Physical) સૃષ્ટી (Universe) પર અમલ કરતા કાયદાઓ છે, તેમ નીતીઆધીન (moral) સૃષ્ટીપર આધાર રાખનારા કાયદાઓ બી હસ્તી ભોગવે છે ભલાઇનો છેડો ભલાઇજ છે અને બુરાઇનો અંજામ બુરાઇજ છે જહાંગીર, દીનુ, માહતાબ, ગોદરેજની જીંદગીના ખતમ થતા બનાવો પહેલા પ્રકારના કાયદાઓનું ચીત્ર દોરે છે યાકુબખાન રોશનઆરા અને હેન્ડસમ બ્લેગાર્ડના કેજ બીજા પ્રકારના કાયદાઓના દાખલા રજુ કરે છે

આ આખી કથા પ્રસીધ્ધ ફોટોગ્રાફર તારાપોરવાળાના નામ સહીત આર્ટીસ્ટીક થયલા પીકચરોથી દીપી રહેલી છે આ ઇલસ્ટ્રેશનો બેહદ ચીત્ત ભ્રમ કરનારા છે—અને એવી પ્રકારના મોહક પીક્ચરો બીજા કોઇબી ગુજરાતી પુસ્તકમાં મે તો કદીબી જોયા નથી દરેક પીક્ચર છુટું લેતા તે એક હુન્નરમંદીનો નમુનો (work of art) છે ફોટોગ્રાફર આ કથાના ખરા સ્પીરીટમાં સંપુર્ણ રીતે ઉતરેલો દીસે છે, અને આવા એક આર્ટીસ્ટની પસંદગી કરવા માટે મારે પીજામને મુબારકબાદી આપવીજ જોઇએ આપણે ઉમેદ રાખીશું કે બીજા લેખકો જેઓ ગુજરાતી સાહીત્યને પોતાના લખાણોથી દીપાવવા ચાહતા હોય તેઓ પીજામનેજ પગલે ચાલશે

હું આશા રાખું છું કે આ પુસ્તક ખરા સંગીન સાહીત્યનો દરેક આશક વાંચશે આ જગતમાં સખ્યાબંધ ખાઉ કરકુ જગવેરી સ્વભાવના હરાશનો છે ઘણાક આદમ જાતને ધીક્કારનારા રડતી સુરતો છે,

ઘણાક દોઢચતુર લાલબુજરગો છે કે જેઓ જેઇની સાહીત્ય જે ગંભીર હોતુ નથી તેને બસ રદબાતલ લેખે છે એવાઓને હુ તેમનાજ “સેગવા’ મા ઉકળવા દઇશ, અને તેમનીજ ઘરગતુ ફીલસુફીમા માહલવા દઇશ માગ સખુનો તો જે જે આસામીઓ એક નોરમલ અક્લબુદ્ધી અને નોરમલ કલ્પના શક્તી (Imagination) વગેરે છે તેઓનેજ હુ લાગુ પાડીશ ભલે તમે એક કાયદા શાસ્ત્રી હોવ, એક તબીબ હોવ યા એક ઇંજનેર હોવ—મને તમને ખાત્રી આપવા દો કે આ પીજામના પ્રથમાથી તમને ઉત્તમ ગહત યાને ‘ગેફીએશન” મળશે આ શરૂઆતથી છેડા સુધીનુ એક મોહક (fascinating) વાંચુમ છે એક માસ્તર લેખકની કલમથી બગપા થયલુ આ એક લીટરરી માસ્ટરપીસ છે એ ગદ્ય (prose) મા લખાયલુ કાવ્ય (poetry) છે હુ કેવા ઇચ્છુ છુ . આ કર્તા ઇગીનીયન તવારીખના કેટલાક પ્રખ્યાત અને નામાકીત બનાવો પોતાની પકાયલી, માતબર અને સુગમ કલમથી હાથ ધરે !

લી.

**દીનશા એક. મુલ્લા**

ન્યુ મરીન લાઇન્સ
મુંબાઇ તા૦ ૨ જી ડીસેમ્બર, ૧૯૨૪



ભાગ ૧ લો)

મીસ હોતુ રૂસ્તમજંગ વકીલ.

# "હેન્ડસમ બ્લેકગાર્ડ."

## પ્રકરણ ૧ લું.

### ખીસી જજો! નવાબ રૂસ્તમજંગ બહાદુરની "હાળ બળી" ગયલી છે.

"પપા, તમે મને બોલાવી?"

નવાબ રૂસ્તમજંગ બહાદુરે પોતાના ભરાવદાર ભવા સેહજ ઉચકયા અને ઘણુજ આસ્તેથી ડોકું ફેરવી બારણાના ઉબરપર ઉભેલી પોતાની એકપુરી લાડકી બેબી ગમ જોયું

"હા–અંદર આવ, દીનુ મને તારી સાથ કંઇ વાત કરવાની છે"

સત્તર વર્ષની તે ખુબસુરત ખીલતી રૂપસુંદરી ચુપચુપ પોતાના પેદરના સીટીંગ રૂમમા દાખલ થઇ અને નવાબ સાહેબ એક ઇઝીચેર પર લેટીને પડેલા હતા તેની સામે એક નીચી ગાદીની ખુરસીપર ગોઠવાઇ બેઠી.

નીઝામી સલતનતના આ માલેતોઝાર પારસી નવાબ બહાદુરને ખબે આજે કોણ જાણે કોણ ચઢી બેઠેલું હતું! તેવણની ઉમર ભાગયે પચાવન છપ્પન વર્ષની હશે—પણ તેમનો હમેશનો શાંત સોહવામણો મુખડો હમણા કાઇક બાતેનની ઉદાસી, નાઉમેદીથી એટલો ઉતરી ગયલો અને નારાજ નાશાજ દીસ્તો હતો કે સાંઝના ઝઝકલામા તેવણ ૬૫—૭૦ વર્ષના એક ઘરડા ડોસા હોય તેમ દીસ્તા હતા

ઇસ્વી સન–૧૯૦૬ ના સાલના માર્ચ મહીનાનો તે બદબખ્ત દીવસ હતો નીઝામ સરકારની હકુમત તળે વર્ષ દહાડે દોઢથી બે કરોડ રૂપીઆની આબકારી ઉઠલ પાઠલ કરનાર, હૈદ્રાબાદ દખણમા ગંજાવર મહેલો અને

આલીશાન મકાનો ધરાવનાર, ભલા ધનેતર અમારોને બાજુ બેસાડે તેવી બબે ઘોડાની ગાડીઓ તથા વીસ વીસ હઝારની મોટરકારો ફડકાવનાર આ નીઝામી રાજ્યનો નસીબવંત સુખવાસી લેખાતો લક્ષાપતી શાહ સોદાગર— હૈદ્રાબાદનો આ મશહુર ઇઝારદાર નવાબ રૂસ્તમજંગ બહાદુર—આજે સાંજે ચદરઘાટ મધે ખયરતાબાદમા આવેલાં પોતાના બાગેબેહેશ્ત જેવા મનોહર મકાન "મની મનઝીલ"ના પોતીકા "પ્રાઇવેટ રૂમ"ની અંદર બેકરાર અને બેકલ જીવે કપાળે હાથનો ટેકો દઇ આરામ—ખુરસીમા ઢગલા મીસાલ અરડાઇ પડેલો હતો.

થોડીક પળ દીનુએ મુંગીમંતર તેવણુની આગળ બેસીને બે મોટી કાળી ભમ્મર આખ્યો વડે પોતીકા આ વાહલા પીતાના કુમલાયલા મ્હોડાનુ અવલોકન કર્યા કીધુ તે એક વારનો ખુશમીજાજી ચેહરો દેખાતી કાઇ નાસીપાસી અને ચીંતાથી ઝબોલાઇ ગયલો હતો નવાબ રૂસ્તમજંગના માથાપરના તેમજ તેમની 'ટ્રીમ' કરેલી બેઠી દહાડીના બાલ જગેજગ પાકીને તમામ સફે- થઇ ગયલા જણાતા હતા

દીનુ! તે લાગણીવાળી, જુસ્સાવાળી પુત્રીનો પોતીકા બાપની ઉપર જીવ જાન હતો બીચારી આ મા કે ભાઇ તથા બેહેન વગરની એકળવાઇ છોકરીનુ આ જેહાનમા હવે તેણીના પ્યારા પીતા સીવાય બીજુ હતુબી કોણુ? અને નવાબ રૂસ્તમજંગ સ્વભાવનો ગમે તેવો તીખ્ખો, મીજાજનો આકળો અને બીજી ત્રીજી રીતે અભાગ્યો હોવા છતા આ દીનુ ઉપર કેટલો જીવ રાખતો હતો! તે છોકરી ઉઠીને પપાની આગળ ગઇ અને તેવણુની ઇઝીચેરના હાથાપર બેઠી—

"શું છે, પપાજી?—જીવને સારૂં નથી?"

નવાબ રૂસ્તમજંગે પોતાના ખીસામાથી રૂમાલ કહાડીને પોતાનું આખુ મ્હો ખુબ ધમડીને લુછ્યુ—અને પછી એક નીસાસો ખેંચી હલવેથી પોતાનો હાથ પોતીકા વાહલાં બચ્ચાના બરડા પર મેલ્યો—

"મારો જીવ કંઇ આજે સહવારનો ચુંદાયાજ કરેછ, દીના બસ મને કંઇ ગમતુજ નથી—"

"પણ પપા, તમે કઇ સહવારનુ જમતા નથી તે ઉલટુ ભુખે પેટ—"

"અરે બરી ગીયુ જમવાનુ? ખાવાનું જોઉછ કે મને કઇ થઇ આવેછ"

"કોઇ ડાકટરને બોલાવોની તાહરે? એમ શુ કરોછ જો?"

"નહી- એ બધી મગજની બીમારીની મોહકાણ છે દીનુ—હું બેચાર મહીના કેંડે નીકળી જવા માગુછ"

"હા પપા તમુને દેખઇતી 'ચેન્જ'ની જરૂર છે વરી તમે તમારી રીત પ્રમાણે આફીસમા ઓવર—વર્ક કરતા હોશો? સુવુ કામ તો રોજનું છે—તમે તમારી તબ્યત સભાળોની તો! ચાલો, તમે કેહતા હોવ તો આપરે ડીકાગઆદ થોરો વખત જઇ આવ્યે."

'નહીં—હું' ધારૂછ કે હું એખનોજ જવશ તો બેહતર થશે મારો વીચાર હીંદુસ્તાનની બાહેર, ઇરાન કે ઇજીપટ તરફ, થોડો વખત છ સાત મહીના ભટકી આવવાનો થાયછ દીના, તુ તેટલો વખત અહીં સુનાબાઇ સાથ બરાબર રહેશે કેની?"

"બરાબર નહી રેહવશ તો શુ કરશ! સુના ફુઇ મારી આગળ છે પછી મને કોની બીહીક છે, પપા? તમારી તબીયતને ખાતર જાઓ તેનું કઇ નહીં—પણુ અરે, ચાલવા ચાલતા છેક ઇરાન કહ જવા નીકલ્યા?"

"બસ મને અહીંથી છેક દુર કેંડે નીકળી જવા ગમેછ આય પેલા મુઓ નાપાક દુકતના નકમી જવાની ખબર મે સાંભળીછ તહરથી માહરૂ દીલ ઉચટ પરી ગીયુછ મને હવે હેદરાબાદની સોબાયટીમા મ્હોનુ દેખારતા ભારી પરેછ તે—તે વરી—વરી બીજુ અધુજ મને અકારૂ ઝેર લાગેછ કોણ જાણે શુ છે—દરેક બાબદમા બમ માબબો હમણા વાંકો ચાલેછ."

નીચી મુડી સાથ શોકાતુર ગમગીન મ્હોડે ભોયપર બીછાવેલા કીમતી પરશીયન કારપેટને ટીકતી દીનુ ચુપચાપ બેસી રહી તેણીના ગોરા ઘાટમાળા મ્હોપર એકદમ દલગીરી અને ઉદાસી ફેલાઇ ગઇ હતી

"શુ વીચારમા બેઠીછ ?–મુગી કેમ થઇ ગેઇ ?" રુસ્તમજીએ તે છોકરીને બાજુમાથી સેહજ હલાવીને પુછયુ

"શુ બોલુ, પપા ?" દીનુએ અત્યત નસોસ અવાજે ડોકી નમાવેલીજ રાખીને કહયુ, "તમે મને તે બીચારાને વસ્તે જરાબી તુમારો વકીલ તમારી આગળ નહી કહાડવાને—"

"બીચારો ? બેવકુફ છોકરી ! હજુર તુ તેને બીચારો કહેછ ? જેલમાથી નાહસી ગયેલા એક બદમશ બ'ધવાને તુ બીચારો કહેછ ? તારૂ ભેજુ ગીયુછ, દીનુ !"

"ચાલો પપા–તમુને એ વત ગમતી નથી તો બીજી કઇ વાત કરો'

"મારા બીજા ત્રીજા સતાપમા પેલા ચડાલ પોરીવાને વાસ્તેનો આ તારો વાહીયાત પખારો સઉથી મોટો સતાપ છે દીનુ–જો મને સાભળ ! તુ જાણેછ કે એ હરામખોર દુશ્તાએ મારી પેહડીમા મારૂ નીમક ખાઇ ફોરજરી કીધી ને એને પાચ વરસની ટીપ મળી, તે દહારથી મે એનુ નામજ બાળી મુકયુ એ મારી પોતાની બેહેસ્તન બેહેનનો એક પુરો દીકરો થયો તો શુ થયુ—એણે પોતાને કપાળે ડામીજની કાળી લીટી ચોટાડી એટલે બસ મરે મનથી એ મુરેલા કરતાબી બદતર છે મારી સીકદરાબાદની આફીસમા કશીયર તરીકે એને હુ દર મહીને ૬૦૦ નો પગાર આપતો'તો તે એને ઓછો પરીયો ! મારો ભાણેજ ને મારો બનીપનો વારસ જે માણુસને હુ લેખતો'તો–જેને મે' પાલ્યો, પોસ્યો–ને બદકાર બેઇમાન એક ફોરજરર નીવડયો ! મારોજ પગ તેણે કરડીયો–ને આખરે તે પોતાને ફેન્જે મુઓ તે ચચલગુરા જેલમા કહરાયલો ઉતો તેટલા મારા જીવને જપ ઉતી. પણ તે નાપોકાર આજે આઠ દહાડા થયા જેલમાથી છટકયોછ–ને મને નીઝામી અમલદારોમાં ભોપ ભારી પરી જાયછ એવા એક બેલગામ હરડતા———"

"બસ પપા! બીજી કઇ વાત કરવાની નહી હોય તો હુ જાઉ ?"

દીનુ ઠડાક દેતી કે ઉઠીને ઉભી થઇ હતી. એક તીખ્ખા પીતાની તે એક તાની પુત્રી હતી! બહુજ ઠસ્સામા કમ્મરે બે હાથ દેઇ તેણી નાકના રીફડા ફફડાવતી પોતાના તપી ગયના પેદરની સામે ઉભી તેણીની છાની કાઇ અજબ ઉશ્કેરણીથી ઉછનાતી હતી

"ને પોરીયાની પર હજુર તુ મરી ફીટેછ, દીનુ ?"

"હુ મરી ફીટુ કે નહી ફીટુ તે—બીચારા આપરા ધનપુઇના જહા-ગીરને વાસ્તે હવે એક સરખુજ છે આજે દસ દહાડા થયા તે જેલમાથી નાહસી ગીયો એમ આપરે જાણ્યુછ, પણ તે પાછો પકરાયા વગર રેહવાનો નથી—ખાસ કરી જાહરે તમે પપા,—તમે તેના મામા જેવા આટલા સખત ને કરડા થઇ————"

"ચુપ! ચુપ! એમ ખાલી બકવા ના કર! શુ હુ તાહરે આગળ રેહીને જહાપનાહ હુઝુરના એક નહમી આવેલા બંધવાને માગ છાપરા તળે આશરો આપુ ?—ને તેમી એક પુરવાર થયના ફારજરરને ?"

"જાહગીરે ફારજરી કીધી હોય એમ હુ કબ્બી માનતી નથી—ને માનવાનીબી નથી પપા, હુ દલગીર છેઉ કે તમે આય અણગમતી વાત કાહડીને નાહક આપણા બેઉના દીલ દુખવોછ"

"વારૂ સાભળ—મારા માથાપર હમણા એક ચોકક્સ બીજો બોજો એવો છે કે જેની આગળ અય તારા સોબતી જહાગીરનુ દુખ કાઇ ચીજ નથી!" રૂસ્તમજંગ હવે જરા નરમ પણ દુખી અવાજે બોલ્યા "દીનુ મને પ્રોમીસ આપ કે એ કંગાલ છોકરો જો બરાનો છુપાનો બહી બહી આપરે ત્યહ આવવાની પેરવી કરે તો તુ તેને પાણી પીવબી ઉભો રેહવા દેશે નહી મે સુનાભઇને ને માણસોને તો કેહી રાખ્યુછ કે મારી ગેરહા-જરીમા એ પોરીયાને અહી પગ મુકવાબી નહી દેવો સમજી કે, દીનુ ?"

"હુ સમજી!"

"એમ ધણો મીજાજ ના કરો, મીસી મામા તમારે સમજવું જોઇયે કે નીઝામી રાજના એક મોટા ઇજારદાર નવાબ તરીકે મારેથી એક છટકી ગયેલા ડામીજ બધવાને આશરો આપી શકાયજ નહી, પછી તે આપણા કુટુંબનોજ છોકરો થયો તો શું થયું? શું—સમજેછ કે, દીનુ?"

"અચ્છુ—હું સમજુ છ. બીજું કંઇ કહેવુ છ કે?"

"હા—જરા ઉભી રહે! એમ દોરાદોરીમા શાની પડીછ? જો બેસ અહીંબા, દીનુ. હમણા તારા કમનસીબ બાપની સાથ એમ તારે તણુઇને વાત કરવી નહીં જોઇએ મારે માથે શુ આફત છે તે જો તુ જાણે તો—ઉહ!—"

નવાબ રૂસ્તમજંગે બોલતા અચકી જઇને બેહદ કચવાટથી પોતાનુ માથુ બે હાથો વચ્ચે પકડીને હલાવ્યુ

"પણ છે શુ—પપા? જરા મને તો કેહો? એટલી બધી તે શું આફત એકાએક આવી ગેઇછ?"

"બોલ ના!—બોલ ના!—મારૂ જીવતરજ બળયુ! બસ મારૂં મ્હોત થઇ જાયછ—"

"શુ પેલી તમારી નામીચી મુસલમાની બેગમના સબધમાં વરી કંઇ—"

"બસ! બસ! તેનુ નામજ મારી આગળ ના દે! આહ—એ ઓરતની સાથ મે નેકા કરવામા મારી જીદગીની મોટામા મોટી ભુલ કીધીછ"

"ને તે ભુલ તમુને રેહી રેહીને આજેજ માલમ પડી કે, પપા?" દીનુ બેહદ કડવાસથી બોલી

"તું મારા દુખ પર ડાહમ દેવા, માંગેછ—છોકરી?"

"તે મુઇ જરતે ગેઇનુ નામ દેતા મારો જીવ જાયછ—પણ પપા! મારૂ લોહી આજે તમે બે રીતે ઉકાળી મુકયુ છ! તમે હવે ગુસ્સે થાઓ કે ગમે તે થાઓ આજ સુધી મારૂ મોહનુ બધ હતુ—પણ હવે આજે તક મલીછ તાહરે હુ પુછુ છ તેનો જવાબ દેઓ! તમુને જરા વીચાર

નહી આયો કે તમે આય ઉમરે મારા જેવી એક મોટી દીકરી છતા આય એક બે બદ્દામની ત્રીસ પાત્રીસ વરસની મુઈ મુસલમાનીની સાથ પાછા લગન કીધા?—આય સોબધતી તમારી રોશનઆરા બેગમ સાથ બે વરસની વાતપર તમે નેકા કીધા તાહરે તમુને દીલમા મારે સારૂ——"

"ખામોશ! તુને કેહુછ કે એકદમ ખામોશ રહે! દીનું–મને વધારે ઉશ્કેર ના! હું તુને--"

"એ બેગમને મલકપેઠમા તમે ચહેલમહેલમા રાખીછ--પણ એ કસકુનમ ઓરતને વાસ્તે આખુ હેદરાબાદ આજે શુ બોલેછ તે, પપા, તમારા કાન પરતો આયુજ હોશે!"

રૂસ્તમજંગ ખરગરર કરતા કે ધ્રુઝીયેર પરથી ઉઠી ઉભા થયા

"દીનુ!" તેવણે એક જબરદસ્ત બરાડ મારી "તારી મજાલ નથી કે એ બાબદ વીશે વાત કરે! જો એક બોલ વધારે તું બોલશે તો આજે રાતે અબઘડી હુ આય મકાન છોડી જવશ ને કદીબી પાછુ તરૂ મોહનુ જોવશ નહીં"

"ઠીક છે--પપા તમુને નથી ગમતુ તો જવા દેઓ! બોલો હવે, તમે કાહરે બાહારગામ સધાવવાના છેઓ?"

"કાલે!"

"કાલે?–ઓ પપા!—"

"હા, કાલે બપોરની ત્રેનમાં હુ જતો રહેવશ દીનુ—લે આએ થોડા બેન્ક ચેકો છે—મારી સહી સાથ 'ઓરડર'ના છે નીઝામ સ્ટેટ બેન્કમા સાઠેક હજાર રૂપીયા છે તેમાથી ખરચ જોગા ગમે તેમ વાપરજે બાકી જોઇએ તે આપરી સીકંદરાબાદની ફર્મ પર લખશે તો મે તે લોકને ફરમાવ્યુછ કે તુ કહે તેટલા રૂપીયા તારે ખાતે બેન્કમા જમે કર્યા જશે"

"મુવા રૂપીયાને કાહ સેકો તાણોછ?—પણ તમે કાહ જશો તેનું કંઇ ઠર ઠેકાણુ?"

"હમણા કઇજ નકકી નથી. હુ અલબત તમો લોકોને બરાબર મારૂ એડરેસ વખતો વખત આપતો રહેવશ જો દીનુ–મારી દીકરી–હમણા તુ જરા ગુસ્સે થઇ, પણ સાભલી લે! અય જેહાનમા હવે મારૂ તુ સીવાય બીજુ કોઇજ નથી પેલા જહાગીરને મારો વારેસ કરવા ધારતો' તો–તે તો બધી ઉમેદ ધુળમા મળી--"

"વળી પાછી તમેજ એ વાત છેરોછ અ, પપા!"

"તું જાણેછ, દીનુ, કે મારે પેટ ખોદાયે એક બેટો નથી આપયો મને બે દીકરીઓ પરવરદેગારે આપી તેમાની એક તો આજે પદર વર્ષની વાતપર કોઇ છુપો હેરેમન બદમાસ મારી ગોદમાથી ચોરી ગીયો આજ ઘડી સુધી તે બચ્ચાનું શુ થયુ તે આપણે કોઇ જાણતા નથી દીનુ–તારેથી એક વરસ વડી બેહન—મનીજેહ--જો આજે હોતે તો ૧૮ વરસની હોતે! પણ તે તો હવે જીવતી કાહથીજ હોય? જીવતી હોતે તો તેનો પતો મલ્યા વગર રહેતેજ નહી તે ત્રણ વરસનુ બચ્ચુ હતી તહરે તેને કોઇ મેહલમાથી ઉડાવી ગીયુ જો આય ઓઇલ પેનટીગ! એ તારી બેહન મનીજેહ જ્યારે ૩ વરસની બુચી હતી–ને તું બે વરસની બેબી હતી--ને વખતની છે શુ બ્યુટીફુલ તે મારી મની હતી! આહ--તેનો ડેલ જેવો ખુબસુરત ગોરો ચેહરો હજુ મારી આખમાથી ખસ્તો નથી એ મારાં બચ્ચાને કોણ ચેરી ગીયુ-કાય ચોરી ગીયુ–ને એક એવો જબુન ભેદ છે કે જે કોઇ ઉકળાવી શકતુ નથી મે ભલાભલા ડીટેકટીવો છોડયા રૂપીયા પચાસ હજાર સુધીના ઇનામો જાહેર કીધા, પણ ફોગટ! આજે ૧૫ વરસ થયા કાઇ પતોજ નથી મનીના ગુમ થવાથી તારી માયને જે કારી ઘા લાગો તેના ગમમા તે બીચારી બે વરસ રેહીને ગુજરી અય મારી મરનાર બેહન ધનમાયના જહાગીરપર મને બધી આશા હતી તેબી ભગ થઇ ગેઇ તમો બે મામા ફુઇનાઓને સુખી થયલા જોવા હું માગતો' તો--પણ તે સ્વપનો ખલાસ થઇ ગીયોછ"



( નં. ૮ )

નવાબ રૂસ્તમજંગ બહાદુર.

"વારૂ—પપા—હવે એ આવશે તો શુ એને હુ કઇ રસ્તામા ઉભે રાખવાની ઉતી ? કે નહીં તો તબેલામા ઘાસપર સુવારવાની ઉતી ? આવશે તો અહીં રેહશે—ને ખાશે પીશે !—તેમા હુ શુ વળી કરવાની છેઉ ? તમે બી કાય તમારા ડોરા બારતા હોશો ?"

"નહી—દીનુ ! એમ ઘેલા ચેરા ચાલશે નહીં તુ મારા મનની વાત જાણેછ. મારા આગલા જાની દોસ્ત બાપુજી દોતીવાળાનો એ દીકરો ડોકટર બહમન અસલથીજ મારા ઘુટણુપર રમેલો છે એ વેલાત જઇને લડનનો એમ આર સી પી, એલ આર સી. એમ થઇ આવ્યો—ત્યાર પછી મે જીવ સાથ ગાઠ વાળી મુકયોછ કે એ મારો ભવીષ્યનો જમઇ ને મારો ભવીષ્યનો દીકરો છે વોટ આ હેન્ડસમ ફેલો હી ઇઝ ! ને કેટલો ઇનટેલીજટ ને હુશીયાર છે ! દીનુ, એ બોમ કઇ તુને નવો નથી અડયો ડઝન વખત એ આવરે તાહ અત્યાર અગાઉનો રેહી ગેયલો છે દીનુ—મ ઇ ડીયર ગર્ન !—મારા જીગરની મોટામા મોટી ખુશી એજ છે કે આય બોમની સાથ તુ સારૂ રાખે ને——"

'ચાલો, મા—હવે તો હુ જાણુછ મુનુ કાહરનુ' મારૂ માથુ ભેજુ બી તમારી સાથ ચરી આયુ !!"

"દીનુ ! કમ ડીયર ! દીનુ !!!——"

પણુ ચપ કરતી કે પીઠ મરડી દીનુ એક છણુકા સાથ ઓરડો છોડી ગઇ હતી

## પ્રકરણ ૨ જુ.

---

### "ઓ માહતાબ ! તુ કોણુ ફરેસ્તો છે ?"

૧૯૦૬ ની વાત કાઇ ઘણી લાબી નથી

આજે તેને પદર વર્ષ થઇ ગયા પણુ તેટલા અરસામા આપણી અલબેલી મુબાઇના પ્રખ્યાત ગ્રાંટરોડ લત્તાની અદર કાઇ ઘણોજ નોધવા લાયક ફેરફાર થયો હોય એમ તો નથીજ ચાનુ ઘોઘાટ, ભાગી ત્રાડીક, રોજીદા

નાટકો, બીજી ત્રીજી હલકી મોજશોખો, અને નીયમીત ઉદ્યોગોથી રાત-દીવસ ગણુ ગણુ ગણુ થતુ આ "પીલાઉમ"નુ વીચીત્ર જંકશન જેવુ આજે છે તેવુ ૧૯૦૮ માખી હતુ તેજ હડેરામબંધ થીએટરો, તેજ કંગાલ કારીખાનાઓ તેજ ખોપટા સમાન પાનવાળાઓની બેઠકો, તેજ "કુંડા લીંબુ" વાળાઓની ઉદ્યોગી દુકાનો, તેજ કમકમાટ ઉપજાવનારા ગદીના ચોકકસ ધંમો!

પણ બધી ધમચકરી વચ્ચે ગ્રાંટરોડ નાગદેવ અને મજગામના ત્રામ સંગમ ઉપર એક લગાર ખખડી ગયલી ઇમારતને બોયનળીયે તે વાર આવેલુ "ધી કોસમોપોલીટન હોટલ" પોતાના લાલ ચટક મોટા પાટયાથી અને ઉઘાડ બંધ થતી ઇલેકટ્રીક લાઇટ વડે આવતા જતાએનુ ધ્યાન ખેચતા લાલ કાચના એક સાઇન-બોર્ડથી પીલાઉમનુ ગોયા એક 'ઇનસ્ટી-ટયુશન' થઇ પડયુ હતુ! આ નામચીન "હોટલ"ની અનમત આજે-આ ઘડીએ-તો ધનનસલ નથી, પણ ચઉદ પંદર વર્ષ પર મુંબઇના આ લતાપર વસ્તો ભાગ્યે કોઇબી "મુછાળો મુરખ" છેક એટલો નચો ઉજનારો હશે કે જે આ ગ્રાંટરોડપરના મેમણ-બોજા-વાણીયા-રીરંગી પાડુંગા લોકોના મહા-ભારત લ્હેરી "રાનડે-વુ" થી અણજાણ હોય

'કોસમોપોલીટન હોટલ!" કેવુ ભપકાબંધ નામ! કદાપી તમે આ ગ્રાંટરોડના હેટેલ માજેસ્ટીકના કઇં બસોએક ઓરડા અને ચચર લીફટોની વકીમા હશો! "હેટલ' નહી કહેશો તો જીવ રડશે! નીચના ભાગમા એક મોગી વખારને કાચના પારટીશનો જડી લઇ એક કુશાદે "ડાઇનીંગ સેલુન'મા બદલી નાખવામા આવી હતી ત્યા છુટી છુટી નાની ગોલ સંગેમરમરની ટેબલો શોખીન એતાજનોને આ અહલાતુન "રેસ્ટોરાં'ના રોજીંદ ચોસઠ વાણીઓવાળા "મીનુ" તરફ લલચાવતી હતી અંદરથી આવતો લઇમંદ ગોરટના ખીમના સમુસાઓનો તીખો ખદ્દા બાફારટ ખુદ બાહેર રસ્તા પર ત્રામમા પસાર થતા ઉતારૂઓના નાકના દાંડા સાથ જઇ અફડતો બાહે-રથી પસાર થતા માત્ર એકજ ઉડતી નજર આ 'હોટલ'ના ડાઇનીંગ સેલુન'માં નાખો—અને તમુને માલમ પડે કે ટેબલ કલોથ વીનાની ચીકણી

પરચુરની ટેબલો હમેશ મોટે ભાગે જાત પ્રજાતના સેહનાગુીઓથી ભરાયલી ને ભરાયલીજ રહેતી હતી એક આનાની વાણીથી આઠ આના સુધીની ડીશો ને મ્હોડાના બટાકાઓ સાથ ધનસાક દેતા 'કાસમોપોલીટન હોટલ' ના પેત્રનો મુબઇની તમામ પચરંગી કોમોમાથી જાણે ચુંટી કહડાયલા જણાતા હતા અલબતના ઉંડી કસબી ચીતમવાળા મીયા સામોનું તત્ર ત્યાં વીશેષ જણાતુ-કેમજે આ હોટલ એક મહામેદનની માલેકીનું હતું. અને તે પોતાની "મોગલાઇ વાણીઓ"ને માટે ખસુસ કરી મગરૂર હતુ પણ "આ લા-કાર્ટ"ની રૂઢીએ ચવની પાવલી ફે'કી દઇને એકુમે "પીનેટ" ચપાટી આવ-નારા છુટક ગ્રાહકોમા મુસલમીનો ઉપરાત અહીં તહીં બીજી કોમવાળાઓનીબી કાઇ ખોટ નહી હતી નાટકોના ચોમેર ખેચાણ વચ્ચે આવેલુ આ લગાર સુધરેલી ઢબનુ ભટીઆરખાનુ બેશક દાતના ચબ્ટાવાળા ચોટે ખુશાલ જીવોને માટે એક જાતનું ખેચાણ તો હતુ જ

યારો, "હોટલ"ના માલેક મુસાભાઇ ઉસમાનને છકકા હતા, કેમજે નખેદ ગયાના હોટલમા મળતી દરેક ખાવાની ચીઝ તીખ્ખી આગ-મીઠી સાકર-અથવા ખાટ્ટી બટાક મેળવણી ઉપરજ હમેશ રચાયલી રહેતી હતી વળી હુકાની રાડને હણકો ભારી! તેમ 'હોટલ'ના "સાલો"મા બે જુના પુરાણા વીજલીક પખાઓ ખડખડ-ખડખડ કરતા ફરતા રહેતા અને "હોટલ"ની બાહેર (આપણે ઉપર જોયુ તેમ) એક લાલ કાચના સાઇન બોરડમા વીજલીક રોશની વડે "કોસ્મોપોલીટન" નામ ઝપક-ઝપક ઉઘાડ બંધ થતું હતુ!

પણ વાચનાર! મારે તો તને કાનમા એક બીજી વાત હરૂસે કહેવી જોઇએ આ 'હોટલનુ મુખ્ય ખેચાણ જેટલું તેના 'સ્વાદીષ્ટ' તીખ્ખા સમુના અને મોગલાઇ ફાલુદામા નહી હતું, તેટલું એ હોટલની અંદર મુસો ઉસમાન પોતાના પેત્રનોને જે મ્યુઝીક પુરૂ પાડતો હતો તેમા હતુ! મ્યુ-ઝીક એટલે કાઇ ખોખરી કોરનેટ, ફસકાયલુ ઢોલ અને નાનખટાઇ ચુનીફો-રમવાળુ પેલુ હેબતનાક બેંડ સમજશો નહી ના—મુસો ઉસમાન બડો

કાંઇ છેક એટલો કાચો નહી હતો. આ "કોસમોપોલીટન હોટલ"ને માળે ત્રણ ઓરડા મુસાભાઇનાજ કબજામા હતા, અને ત્યા રોજ રાતે મુજરો ચાલતો હતો ! મુસો પોતાને ખરચે જાણીતી સુનદી ગાનારીઓ તથા નામીચા ઉસ્તાદોને રાતના સાડા નવથી બાર વાગતા સુધી લાવીને ગવાડવા બેસાડતો—અને તેનો ખરચ પોતાની ગીરેથી આપતો અલબત નીચે જમવા આવનારાઓને જો શોખ થાય તો ઉપર જઇને ગાણુ સાભળવા બેસે—ફી માત્ર રૂ ૧ ! સમજદારો અને જાણકારોને રોશન હતુ કે 'કોસમોપોલીટન'મા રોજ રાતે જુદી જુદી ગાનારીઓ અને પ્રખ્યાત ગવેયાઓ વારા ફરતી આવતા હતા, અને તેથી જયારે જોઇયે ત્યરે મુસાભાઇના હોટલપર બીજા આટરોડના રેસ્ટોરાઓ કરતા વધારે દગેરો ચાનુ પડતો રહેતો હતો

* * *

સુમારે રાતના નવ વગ્યા હશે

કોસમોપોલીટન 'હોટલ'ની ટેબલો ચીકાર હતી શનીવારની ગોલ્ડન નાઇટ'નો હોગામ, એટલે મુસા ઉસમાનના રેસ્ટોરાપર આજે આડા દહાડા કરતા બેવડો મારો હતો જેવી એકાદ મારબલની ટીપાઇ ખાલી થતી કે બીજીજ ઘડીએ તે પુરાઇ જતી મેલા ખમીસ અને વધારે મેલા પાયજામામા સજ થયલા ઉઘાડ-પગ્યા મુસલમીન ચાર પાચ "વેટરો" એક પછી એક બસ આવ્યાજ જતા ગ્રહાકોના હુકમો બજા લાવતા ગોયા પસીને ગરકાવ બની ગયલા હતા

'હોટલ'ના "ડાઇનીંગ સાલો"ના છેક એક ખુણામા સગેમરમરની એક સમચોરસ ટેબલ ઉપર સામસામી બેસીને કયારના બે જણા કાંઇ બેએક ડજન પ્લેટોની ઉપરાસાપરી "પાયદસ્ત ફેરવી" ચુકયા હતા છેલ્લો અડધો કલાક થયો તેઓ ત્યાં ગોઠવાઇને કોણ જાણે શુ ગુસગુસ ટાહેલા ચલાવતા જાઇ--તે "હોટલ"નો મેહમાર તપાસતા જાઇ—ખરી લાગી ભુખે હળુસક મારતા રહેલા હતા

તેઓના પેહરવેશ પરથી તેમની જાત બાબે ભુલાવો ખાય એમ નહીં હતુ બે માહેલો વડો જે લગભગ પંચાવન દીવાળીથી વધુ ઉપરનો દીસતો હતો તેના માથા ઉપર એક પારસી ભોખું હતુ, અને તેના દીલમાં સાધારણ પારસી દગલો પાટલુન હતા પાકટ વયનો આ જરથોસ્તી દેખાવમા મીચારો જરા "એવોજ" હતો તેનુ ચીમલાયલું ચુસ્યા જેવુ કોથુ તેના બે ઓટડ–ફ્રાશીન રફેદ થેલ્લાઓથી ઓરખી વધારે વડુરા જેવુ લાગતુ હતુ પણ તેથી ઉલટી રીતે તેનો સોબતી– જેના અંગમા એક અચ્છા કટનો બન્ધ સ્ટેનડીંગ કાલરવાળો લાંબો ડગનો અને પાટલુનનો કાળો સુટ હતો અને માથે એક કાળી મોગલ કેપ હતી–તે એક ગભરૂ, સોહવામણો અને સારી તરબીયત પામેલો સુમારે ચાળીસેક વર્ષનો ભર જવાન દેખાઇ આવતો હતો

"કેમ–હોરમજી? બીજુ કંઇ મંગાઉ? નેઓ, આય પપેટામા મરઘીની ડીશ પાછી તમારે વાસ્તે——"

"અરે નહીંરે! મધુ પેટ ફાટફાટ થઇ ચાલ્યુ ને! બસ થેંક્યુ–હુ તો જમી રહયો ગોદરેજજી શેઠ– ખાવાનુ તો આય ઠેકાણે મકકમ મળેછ––પણ––પણ હે, હે, હ––!"

આને બોલી તે ચવેર ઉમરનો પારસી––જેનુ નામ હોરમજી આટયા હતુ–તે અછસીગનાસની જેવી પેઠે પોતાનુ પેટ હલાવી હસ્યો

"પણ શુ, હોરમજી?" ગોદરેજ જસાવાળાએ કાંઇક રમુજથી પુછ્યુ,

"અરે યાર આતુ તીખ્ખુ તમતમતુ ખાવાનુ હોય તો તે સાથ જરા–છે તે–"

"ચુસવાનુ બી કંઇ જોઇએ! હાસ્તો!" ગોદરેજે હસીને પોતાના વીસવાશુ પુરાણા કારભારીનો વાકય પુરો કરી આપયો "હુ નહીં ધારતો કે આય મુસલમાનના હોટલમા દારૂ વેચવા દેતા હોય, ઘણુ જ નાખ સુકાતુ હોય તો ચાલો આપરે લંડન હોટલમા જરા——"

"નહીરે ગોદરેજી–એટલી બધી કઇ જરૂર નથી હૂ તો અમસ્થો જરા હસતો'તો એઇ બોય–હાથ ધુને કા પાણી લાવ ઓર તુમેરા બીન લેકર આવ"

એક અત્યંત અમપર ડીનરના સતોષનો શ્વાસ ખેચી હોરમજી આંટગો પોતાની ખુરશી પર હાથ ધોવાના પાણીની રાહ જોતો ફરગાન અઘેલી બેઠો તેની ચેન સરખી બે ચુચી આખો હોટલના ખુણે ખુણામા ફરી વળી

આ બે શેઠ વાણોતરની જરા વધારે ઓળખ કરવાની જરૂર છે કલ-કતામા હેડ આફીસ રાખીને હાંગકાંગ, શેંગાહી, જાપાન, વગેરે જગ્યાઓએ મજાનો અરટો મચેતો વેપાર ચલાવતા મેસસ જસાવાળા બ્રધર્સનુ નામ શુ મુબઇમા–શુ કલકતામા—શુ મધરાસમા કે શુ ઉત્તર હીંદુસ્તાનમા દરેક વેપારી ને મંડળને જાણીતું હતું જાણીતી વાત હતી કે બે જસવાળા બીરાદરો ગોદરેજજી એમ જસાવાળા અને ફીરોઝશાહ એમ જસાવાલાનો જીવજાન બધો તેમના બીઝનેસમા સમાયેલો હતો જો કે બેઉ જવાન હતા, પઇસે ટકે પુર હતા, બને મજાના સેહવામણા અને પીતનનુ જેવી દેહના તદરોસ્ત હતા—છતાં બને ભાઇઓ "નાવા નાહે ને તાપે" તેવા હજી કુમારાજ હતા ગોદરેજ ચાલીસ વરપનો 'ઉખુરો' થયો, અને તેનો નાનો ભાઇ ફીરોઝ પાત્રીસેક વરષનો 'લબ્બો' થતા આવ્યો, તોય બને જણા હજી 'સાઇમારા–ચોટયા' જેવા વગર પરણેલા હતા! પોતાના ધંધામાથી જરા ધક કહાડે તો બેઉને કેડે 'અહીં તહી" નજર કરવાનું બી સુજે કેની? ફીરોઝ તો વરષના બારો માસ પોતાની જુદી જુદી જુદી પેહડીઓપર એક ગામથી બીજે ગામ રખડતો ફરતો હતો છેલ્લા બે વરસ થયા તો તે શેંગાહી અને યોકાહામા વચ્ચેજ ધકેલા ખાયા કરતો હીંદુસ્તાનથી ગેરહાજર હતો વડા ભાઇ ગોદરેજને પગે બી તેવીજ સાવરણી! આજે કલકતે જણાયો, તો વળી બે દહાડામાં ગેપ થઇ જાય—ને કુમારી પોટ્ટીઓની માતાઓને પાછી ધુમ બડબડવાટો કરતી મેળી દે! સઉ કોઇ જાણતુ કે બે ભાઇઓનો એકમેક પર જીવ

ઘણોજ હતો તેમા ફીરોઝ તો પોતીકા વડીલ ભાઇને એક બાપ સમાન ગણીને માન આપતો હતો જ્યા સપ હોય ત્યા બીજુ જોઇએ શુ ? બે ભાઇઓની આવી સપીલી પ્રીતીથીજ તેમનુ બીઝનેસ આજ લગભગ છેલ્લા સાતેક વરસ થયા ધીકતુ અને પગભર થતું ચાલ્યુ હતુ

હોરમજી આટીઆ આ બે જસાવળા ભાઇઓનો પુરાણો મદદનીશ—સેક્રેટરી—હેડ મુનીમ—મેનેજર—કારભારી જે કહો તે હતો કલકત્તાની હેડ અફીસની લગામ આ પોતાના ઠરેલ હમચારીકને સોંપી ગોદરેજજી તો ધધાને સર એક ઠેકાણેથી બીજે ઠેકાણે ડમકયા કરતા હોરમજીમા બેઉ જવાન શેઠયા ભાઇઓનો સોલેસોલ આના વીશવાસ હતો તેમની નોકરીમા હોરમજીબાને બી નહીં નહી કરતા લગભગ એક દાહેકો થવા આવ્યો હતો– અને પોતાની ચગોર વેપારી કુનેહથી, તીક્ષ્ણ ગણુત્રીબાજ કારસાજીથી, મેહનતુ અને પ્રમાણીક ઉનટથી આ વફાદાર મેનેજરે પોતાના શેઠોનુ કામ છેલ્લા છેલ્લા ઘણુ અચ્છી તરેહથી વધારીને મચાવી મેળ્યુ હતું કલકતાના વેપારી મડળોમા તો હોરમજી આટીઆ રમુજમા 'હોમી ચેન" ને નામે ઓળખાતો હતો બેઉ ભાઇઓ હોરમજીને દરેક રીતે ઇઝત આપતા—અને તેમની કીમતી નોકરીની બીજી ત્રીજી રીતે હમેશ કદર બુજતા તેમ વળી આ બેઠી ખમણીનો લગભગ ઘરડો થવા આવેલો મદદનીશ પોતાના બને જુવાન ભલા, ભોલા અને ઉદાર દીલના મીલનસાર શેઠયાઓપર ખરા દીલથી મરી ફીટતે હતો

"કેમ ગોદરેજજી —હવે ઉઠશુ ?" હોરમજી બીલના પેસા ચુકવી આપતા બોલ્યો, 'બાલીવાળાનો નાટક કયારનો શરૂ બી થઇ ચુકો હોશે"

"નહીં હોરમજી! હવે આજે તો માડી વાળયે," ગોદરેજે જરા કટાળેલે જીવે ઉત્તર વાળયો, "એનુ ખાનું ખરાબ થાય જરા આજે ડગરાયુછ વધારે, તે પેટ 'ડલ' થઇ ગીયુછ આજે અખાડા કરો, કોઇ બીજી વખત જઇશું"



સન ૧૧

મી૦ ગોદરેજ એમ. નસાવાળા.

"જેવી તમારી મરજી તમે મને આજે બપોરે કહયુ કે રાતના હરીશ્ચંદ્રમા જઇશુ તેથી મે તો બે ટીકીટ લીધી વળી તમે કહને ઇંગ્રેજી હોટલની એકની એક ધાન ખાવાની વાણીઓ રોજ ખાતા ખાતા મ્હોને ફીક આવેછ, તેથી આજે અહીં જરા મોગલાઇ ડીશો ખવાડવા લઇ આવ્યો"

"તે તો તમે ઘણું મજેનુ કીધુ, હોરમસજી-થેંકયુ ! આજનું ડીનર મને ઘણુજ ગમ્યુછ-મારા સમ ' એ દહાડા હું મુંબઇમાજ છેઉ, તેટલાં બનશે તો કાલ બાલ પાછા અહીં આપણે આવવુ "

'ઓહો ! એટલો બધો આવ હોટલે ચસ્કો લગાડયોછ ?"

"હા, યાર ! બધેજ રોસ્ટ મટન અને બાફેલી તરકારી ખાતા હવે તો કંટાળો આવોતી આય અહીં કોઇ રહેવા માગે તેને સારૂ પ્રાઇવેટ રૂમ્સ જેવુ કંઇ હોશે કે કોણ જાણે ?"

"તે કોણ જાણે ! અહીં કોઇને પુછીયે તો જણાય પણ એ દરેજજી શેઠ—તમારો હવે નક્કી પ્લાન શુ છે તે જરા મને કહો તો સારૂ તમે મથુરાસ તો જઇ આવ્યા-હવે કહાં જવા માગોછ ' ને કદ્દરે જવાના ?"

'જેર હોરમસજી, હું પરમ દહાડે અહીંથી પુને જવા માગુછ તાહ મારો દોસ્ત ફલી સકલટ માનવ ઓશાવ કરી કરેછ અજે ૧૪ મી મારચ યઇ પાચમી એપ્રીલે રીગેઝ હાગકાગથી આવી પુગશે તેને મેં લખ્યુછ કે મુબઇમા મને ગ્રેટ વેસ્ટરન હોટલમાં પાચમીએ મળ હુ ચોહી પાચમીએ પાછો અહીં આવશ [illegible] નકતે ઉપડી જાઓ-તમુને મે જે [illegible] આપેયછ તે તો [illegible] સમજયાછ કે ની ?"

'તે વાશે તમારે નચીંત રેહેવુ-પણ પાચમીએ ત્યારે રીગેઝ રોઝને લેવા મારે પાછુ અહી આવવુ પડશે ?"

"હા-હુ ધારૂછ કે તમે આવો તો સારૂ, વખતે રીરાઝને તમારૂ કામ પડશે."

"હું આવશ. પણ ગોદરેજી શેઠ–તમો માફ કરો તો એક ચીઝ કેહું."

"હા બોલોની ?"

"તમે આય એમ તમારી ત્રેવલીંગ દરમ્યાન ગજવામાં ફગતસી નોટોના ડુચાઓ લઈને ફરતા ફરોછ તે કંઇ સલામતીભર્યું નથી તમે બેંકમાં મુકો–નહીં તો લાવો, હું મારી સાથ કલકત્તે લઇ જઇ આપણી ઓફીસમાં જમે કરૂં."

ગોદરેજને હસવું આવ્યું

"મને શું કોઇ લુટી લેવાનું છે–એમ ? ને વળી તમે ધારોછ તેટલા બધા રૂપીયા કંઇ નથી–વીસેક હજારની નોટો છે મને સો સોના અને હજાર હજારના કટકા એમ તૈયાર રાખવાજ પડેછ, કેમજે પછી નહીં તો નેતે નોટ કે ચેક વટાવવાની વખત અરીમારીએ વાંધી પચાતી પરેછ હોરમસજી, બીહીવો ના–મારા આય કોટના અંદરના ગજવામાં મેં એ નોટો મજાની સાચવીને મુકેલી છે"

"હા–પણ શેઠ કોઇ વખત કોઇ મકીનનું નાખ ચપ કરતું એ ગજવામાં પેસી બેસી ગીયું તો વાત જોતા રહી જવાનું થાયની"

"જટ છટ ! કોણ જાણવા જાયછ કે હું મારા શરીરપર એ નોટો લઇને ફરૂં છ ?"

"કોણ જાણવા જાયછ !–એઅદબી માફ છે, મહેરબાન–પણ તમે ઘણ-ડામાં દોહડઓ વખત સઉ કોઇના દેખતા એ નોટોનું બંડલ કાહાડયા તો કરોછ !"

ગોદરેજ પાછો હસ્યો એ આવ્યો વખત તેનો પુરાણો મુનીમ જે સલાહ આપતો હતો તેમાં તેને કંઇ ઝઝુનવું દીસ્યું નહીં–તો કે તેણે જોયું કે હોરમજી ખરી સારી મકસદથી તે બોલતો હતો

"ઓલ રાઇટ ! હોરમસજી બા–હવે આપણે એ નોટો જેટલી બને તેટલી અલ્હસેજ બાહેર કાહડશું–પછી કંઇ ?"

"પણ અરે–બેંકમાં મુકો તો શું અડચણ છે ?"

ચુપચાપ થઇ ગયુ ફેરલાકા તો ખાવાનુ અડધુ' છોડીને માળપર દોડયા. વાહ ! શુ તે નીરમળ કંઠ ! ગોદરેઝ પોતે હીંદુસ્તાની મ્યુઝીક સારૂ સમજતો હતો અને દીનરૂબા પણુ અચ્છી રીતે વજાડી જાણુતો હતો આ મધુર તીણો અવાજ તેને કાને અડકતા તે તો ડોળા ફાડીને મુસા ઉસમાન ગમ ટીકવાજ પડયો

"વાહ ! શુ બ્યુટીફુલ અવાજ છે ! એ કોણુ ગાયછ ?

મુસાજીભાઇ મુછમા સેહેજ હસ્યા

"અરે એ તો મેહમદુ ી માહતાબ છે આજે તેણીને મે બોલાવીછ," તેણે ખુલાસો કર્યો.

"મેહમુદની માહતાબ ?"

'હાજી શેઠ આવોની ઉપર—તમેબી પધારોની ? કયાક બે કલાક સાભળીને પછી સીધારજો"

"અરે નહીં-હવે રાત પડી કાહ ઉજાગરો કરશો ? ચાલો ગોદરેજ શેઠ, આપણે ઘરની જને"

પણુ ગોદરેઝ તો ડપક દેતો કે ઉઠીને ઉભો થયો

"જરા જોઇ તો ખરા એ મહતાબને જરા મળયે, હુ રમછ મીર—છે તે—ઉસમાનજી—બાપ ગણુ મબગના કોઠ્ઠી જઇ રા કે ? મતુ કઇ એની ધી—''

"હુ હ ! ગોદજી ફીની નુ દોડાદોડી મ માત્ર ૧ રૂપીઓ રી છે ને પછી તમારે જે ધ્યનમા આવે તે એ છોકરીને ઇનામ આપજો બીજુ શુ વળી ? ચ ના, આવો મારી સાથ માળ પર !"

હોરમજી આટયાને આ મુદ્દન ભાવ્યુ નહો,પણુ પોતના શેઠની છઠ આગળ તેનુ ચ લ્લી નુ ? બેઉ જણા મુસા ઉસમાનની પુઠ માળ પર ગયા

ત્યા એક નાનકડા ઓરડામ તે મુજરો ચાલતો હતો જમીન પર એક ખરેખરજ માહાતાબ સરખી ગોરી હ્લીત્રા જોઇ ખુબસુરત મહ્રામેદન જુવાન ગાનારી સ્ત્રી એક અત્યત ઉસ્તાદી ચીઝ ચનાાી રહી હતી તેની

(જુવો સફો ૨૦)

ત્યાં એક નાનકડા ઓરડામાં તે મુજરો ચાલતો હતો, જમીન પર એક ખરેખરજ માહાતાબ સરખી ગોરી હીર્યા જેવી ખુબસુરત મહેરમેહેન જુવાન ગાનારી સ્ત્રી એક અત્યંત ઉસ્તાદી ચીજ ચલાવી રહી હતી. તેની એક બાજુ મલમ ટેંગ જેવો, ખાઉ-કરડો દેખાવનો, કદરૂપો મુસલમાન ઉસ્તાદજી સારંગી વગાડતો હતો. તેણીના બીજા હાથ ઉપર એક ઘરડો ખખ તબલચી તમને લઇને બેઠો હતો. બીજા બે ચાર જણા અહીં તહીં ઓરડામા ભોયપર પથારો માડીને બેઠેલા હતા.

એક બાજુ એક મલગ ઠેંગ જેવો, બાકે-કરડો દેખાવનો, કદરૂપો મુસલમાન ઉસ્તાદજી સારંગી વગાડતો હતો તેણીના બીજા હાથ ઉપર એક ધરડો ખખ તબલચી તબલો લઇને બેઠો હતો બીજા બે ચાર જણા અહીં તહીં ઓરડામાં ભોયપર પથારો માંડીને બેઠેના હતા

ગોદરેજ અને હેરમજી બાજુએ બેઠેના એક સોફાપર ગોઠવાયા બે ચાર મીનીટ તેઓએ આ બેહસ્તની હુરી સમાન ગાયનકારને સાંભળ્યા કીધું ગોદરેજને લાગ્યું કે તેનો જીવ જાણે બેહેસ્તમાજ ગયો હતો આહ–આવું ઉમદા મીઠું ગાનું તેણે આખી જીંદગીમાં અગાઉ કદી બી સાંભળ્યું હતું નહીં શું ગભરાવ્યો ઉમદા મધુર અવાજ! અને અરે–આ ચીત્તને ચમકાવ કરનારી છોકરીનો શું મનોહર માંઠો લબાચો મુખડો!

ગોદરેજ જમાનવળો તો આ રૂપાળી ગાનારીને ટીકી ટીકીને જોતા ભાણે ભાનજ ભુલી ગયો! તેણીનો અજબ પ્રકારનો શાંત ગમગીન ગેરો ચેહેરો–તેણીની ચક ચક થતી માટી આંખ આંખો–તેણીનું નાજુક સીધું પતળું નાક–તેણીના કમાનદાર બે ભવા—તેણીના સુંદર કરચલીદાર વાળોનો ભારો! આહ!–ગોદરેજે આવી ખુબસુરતી અગાઉ જનમમાં દીઠી હતી નહીં

ગાનું પુરૂ થયું અને માહતાબે રહેજ હમીને સર્વેને સલામ કરી.

'વાહ વાહ!" "શાબાશ! શાબાશ!"ના પોકારો વચ્ચે કોઇએ તેણીના હાથમાં રૂપીઓ તો કોઇએ બે રૂપ્યા ઠેસવ્યા

તે છોકરીએ હવે ગોદરેજ ગમ નજર નાખી તેણે ચડપ દેતાકે ડગલાના બટન ખોલી માંહેના ખીસામથી એક મસમોટો નોટોનો ઢમલો કાહડયો તે નોટોના ચોડામાંથી એક પચાસ રૂપીયાની નોટ ખેંચી કાહડી ગોદરેજે માહતાબના હાથમાં મેળી

બે પળ તે છોકરીનું મ્હો ઉતરી ગયું પણ પછી રહેજ શુદ્ધી આવતા તેણીએ બે વાર નમીને ગોદરેજને સલામ કરી અને તે નોટ પોતાની બાજુમાં બેઠેલા ઉસ્તાદજીના હાથમાં આપી, પોતાની બેઠકપર પાછી ગઇ

પણ આ બનાવે તે ઓરડામા દરેક જણ પર શુ ચમત્કારીક અસર કરી હતી તે જોવાને માટે ગોદરેઝ પાસે હમણા આખ્યોજ ક્યા હતી? એક પારસી પોતાના ડગલાના ખીસામા આટલી બધી કરન્સી નોટોનો ઢગ લઇને ફરે–અને વળી ગ્રાટરોડના આવા એક હૉટલમા ખાવા ઉતરે! હોરમસજી આટયાએ એક તડાકે જોઇ લીધુ કે મુસાજી ઉસમાન તેમજ મીયાં મેહમદ્દ ઉસતાદના તો આ નોટનુ બંડલ જોઇ ડોળાજ ચઢી ગયા હતા! બીજાઓબી ઘુસપુસ વાત કરવા લાગ્યા, અને ગોદરેઝ જાણે કાઇ વીચીત્ર પ્રાણી હોય તેમ તેની ગમ ટીકવા પડયા

"એ આય કોણની છોકરી છે તમે કહ્યુ?" ગોદરેઝે મુસાના કાનપર પડી પાછું પુછ્યું.

મુસાજીએ પેલા ઘરડા સારંગીવાળા ઉસ્તાદ ભણી આંગળી બતાવી

"આય એની છોકરી–આય એની?" ગોદરેજ લગાર કળવાઇને બુમ પાડી ઉઠયો 'આય સામળા રંગના મુસલમાનની આય છોકરી? નહી–નહી–કઇ ભુલ હોગે?"

બચ્ચીતજ! બરવસતર દેખાવના એડોળ કાળા ઠરાક તે મેહમદ્દની આ રૂપવંતી ગોરી માહતાબ દીકરી હોઇ શકે એમ હોરમસજી આટયાનેબી બીલકુલ ધ્યાનમા ઉતર્યું નહી

મુસો ઉસમાન કાઇક ગેનથી હસી પડયો

"સાબ–એમા ભુલ વળી કેવી હોય? એ એનીજ છોકરી છે ચલાવ, માહતાબ! ચલને દે, બેટા–કુચ્છ બેયરવી સુનાવ, દેખના?"

હુકમ મુજબ માહતાબનુ ગાનુ પાછુ શરૂ થયુ તે પુરૂ થયુ ત્યા સુધી ઉંચે દમે અને એકકી ટગરે ગોદરેઝ તેને નાભળતો અનરંગ બેઠો. અને જ્યારે હોરમસજીએ તેના ખભા પર હાથ ઠોકી તેને તેના ખ્યાલમાથી સજાગૃત કર્યો ત્યારે તે ચમકીને ખડો બેઠો

"કેમ ચાલોછ કે–ગોદરેજજી? સાડા અગ્યાર થઇ ગીયા જો!"

ગોદરેઝ હવે ઉઠયો જતા જતા તેણે માહતાબના હાથમા એક બીજી ગીની સેરવી દીધી

"કાલે પાછા એવણુ ગાવા આવવાના છે કે ?" તેણે મુસાને પુછ્યુ.

"જી હા—પધારજો !"

ગોદરેજ જવાબ દે તે અગાઉ હોરમસજી પોતાના આ જવાન આફળા શેઠનો હાથ પકડીને તે જાણે જબરીથી તે ઓરડામાથી બાહેર ખેંચી ગયો હતો

## પ્રકરણ ૩ જુ.

### ઓવાર નીવાર!

મુબઇની અંદર માર્ચ મહીનામાં દહાડાના ચોવીસે કલાક ફુકતા પેલા અળખામણા હોલીના પવનનો કોણને અનુભવ નથી ? તેમા ખાસ કરીને ૧૮૦૬ ના વર્ષની હોલી તો જાણે રણુપરજ ચઢી હતી ઠંડા અને નુકસાન-કારક સુસવાટાઓ આઠ દસેક દહાડા એવા ચાલુ નીકળવા કર્યા કે તે અડવાડયુ આ રંગીલા શેહેરની તંદરોસ્તી માટે બહુ કંગાલ નીવડયુ

ત્રીજી માર્ચની સાંજ બહુ નપેતર હતી કોટ અને માંડવીના સાંકડા મોહલ્લાઓમા તાઢા પવનના ઝપાટાઓથી લોકો બેજાર બન્યાં હતા, તો પેદર રોડ જેવા એક ખબાલા હીલના પોરી મોટા ઉઘાડા રસ્તા પર વસ્તા આસામીઓના ત્રાસનું પુછવુ જ શુ ! બડેખાઓના આ લત્તા ઉપર એક સરખા ઘુમબરાટા અને ગરબડ ઘોઘાટની કીકીયારીઓ પાડતો હોલીનો જોરાવર પવન ત્યાના ફાકડા જગલાવાળા શેઠ શેઠાણીઓના દોરદમામની જાણે ઠેકડી કરતો હતો—અને તેમને કાઇક તુદ બજાણથી યાદ આપતો હતો કે તેઓ પૈસાવાળાં મોટે ખાંચરેના થયા તો તેમને ઘેરના રહેવાઃ અફલાતુન સ્વતંત્ર કુદરતને તેઓના ઉંચે ઉપારેના દરજ્જાની ભલ દરકાર હતી !

પેડર રોડ ઉપર આવેલા ભપકાબધ મોટા બંગલા "મોતી મીનાર" નોખી એજ અવતાર હતો. આજેબી એ વીશાળ કમપાઉડવાળી દમામદાર

'એસટેટ' તેજ અસલ જગ્યાએ ઉભી છે—જો કે છેલ્લા બે ત્રણ વર્ષ ઉપર તે બીજી માલેકી તળે જવાથી તેનુ નામ બદલી નાખવામા આવ્યુ છે પણ ૧૯૦૬ મા એ રમણીય શોભતો મઝાવર બંગલો, તેના લગભગ ચાર એકર જેટલા જબરદસ્ત બ્યુટીફુલ બગીચા સાથ ખાનબાહદુર ધનજીશાહ એદલજી બહમનબેહરામની મીલકત હતી

આપણે શુ જાણયે, બા ?-લોક તો કાઇ ભરસાથી કહેતા કે ખ૦ બા૦ ધનજીશાહ પાસ નાખી દેના પદરથી વીસ લાખની પુજી હતી ખુદ ધનજીશાહ શેઠના ઇસ્ટ મીત્રો આ વાતને પોતાની અગત માહીત-ગારીથી ટેકો આપતા હતા એટલી દોલત હોવીજ જોઇયે-કેમકે ખાન બાહદુર સાહેબના મુબઇના "મોતી મીનાર," પુનાના "કોહીનુર કેસ્ટલ" માથેરાનના "પરબલ વ્યુ," માહબ્લેશ્વરના "ધી રીટરીટ" બગલાએ ઉપરાત ડુમસ, જાહબોરડી વગેરે જગ્યાઓએ નાની મોટી એસ્ટેટો હતી એ તો સઉ કોઇને જાણીતી બાબદ હતી વળી મુબઇમા તેમજ પુનામા-(કે જે બે જગ્યાએ વચ્ચે ખા૦ બા૦ ધનજીશાહ અવારનવાર પોતાનો મુકામ કરીને રહેતા હતા)—આ "ધાખરા"ની રહેવાની ટીપ-ટોપ 'સ્ટાઇલ," તેમની મોટરોની ઝમક અને તેમની આસ્ત્રેલ્યન વ્હેલર જોડીઓના ધમક, તેમના બાગ બગીચાની ચેહલમેહલ અને તેમના કુટીબધ નોકરો|| રેવછેલ કોઇથીબી અણુજાણુ નહી હતી,

"ડાકરાજી" હશે સુમારે બાવન ત્રેપણેક વર્ષના મધ્યમ કદના-લનાર ચોહ્ળી પેશાનીના-ધનજીશાહ દેખાવમા મજાના લાલ તુટી જેવા હતા. તેવણુની એકદમ ઝીણી ત્રીમ કરેલી દહાડી અને દમામદાર મુછના બાલ સેહસાજ પાકવાપર આવ્યા હતા-છતા તેવણુનો સામાન્ય ઘાટ મ સામા ધણીને રાજી કરે એવો સોહવામણો હતો પહેલી મરકીના વખતમા નામદાર સર-કારની ઘણી કીમતી સેવા બજાવવાના બદલામાં તેવણુને ખાન બહાદુરનો ખેતાબ ૧૯૦૪ ની શેહનશાહી સાલગ્રેના ઓનર્સ ગેઝટમાં બક્ષવામા આવ્યો હતો



ખાનબહાદુર ધનજીશાહ બેહરામજી બમનબહેરામ.

બાપુ, તનથી સુખી-ધનથી સુખી-મનથી સુખી આ વીસ લાખના સેહરી ખાનબહાદુરને જીંદગીની અપજાર શેની હોય ? બધી વાતે હીરા જેવા ડાહ્યા ડોહરા ને વરીઆવના વ્હોરા ધનજીશાહ શેઠ હતા—પણ—પણ—

પણ શું ? ભલા આદમીમાં એકજ મહા કમાલ એમ હતી તેવણ એક "કનફર્મ્ડ બેચેલર" હતા! યાને-પરણવાના ખ્યાલથીજ તેવણને ધ્રુધરીને તાવ ચઢતી હતી ! ખુદા માનુમ શુ કારણથી-પણ જ્યારેબી કોઇ ખાનબહાદુરને હવે કેડે "સટલ" થઇ જવાની સુચના કરતું તો તેવણ ખાટા બદ મારી જઇને ચીકલીસ બની જતા ! એબી એક જાતનો ધખારોજ તો! તેવણ "પરણેલી જીંદગી'મા માનતા નહી હતા 'લગન એક નીશફળતા છે" એવુ તેવણનું આજ વર્ષોનુ પાકકુ મકકમ મત હતુ

જે નસીબદેવીના પુજારીને બેઠી દર મહીને દસથી બાર હજાર રૂપી-યાની સધ્ધર આવક હોય તે મારો વ્હાલો શુ ધુળ મુકવા કાઇ ધધાધાપા ના વેપાર વણજમા માથું ઝીકીને જીંદગી ઘસી નાખે ? ના રે-ખા૦ બા૦ ધનજીશાહ બહમનબેહરામ તો એક "રીટાયર્ડ" જીંદગી ગુજરનારા સુખ-વાસી "જેનટલમેન-એટ-લાર્જ" હતા દસેક વર્ષની વાત ઉપર એક દેશી રાજ્યમા જંગલના લાકડા એક હાથ કરવાનુ ગજાવર કોનત્રાકટ તેવણે લીધુ હતુ—અને તે વેપારમા ટુકડો બરાબર લગી ગયો એટલે બે ચાર વર્ષની રમતમા ધનજીશાહે એક સારો જેવો "ડોવ" પોતાની ગાંઠે એકઠો કરી નાખ્યો હતો પૈસા પૈસાને વધારે! આ લાકડાના કોનત્રાકટમાં છાકાં પડતાજ ચાલ્યા-અને છેલ્લા બે વર્ષની વાત ઉપર આ નસીબદાર કોનત્રા-કટરે જ્યારે મજકુર કોનત્રાકટ પડતું મેલ્યું ત્યારે જાણકારોની ગણત્રી મુજબ નાખી દેતા તેવણ પાસે પંદરેક લાખની પુંજી જમાવ થયલી હતી હવે વધુ પૈસા મેળવવાના હાંફરામા હાડકા રગડોળવાની તેવણને કશી જરૂર હતીજ નહી વર્ષના બે ચાર મહીના મુબઇમાં રહેવું-અને વછી સીઝનો પર પુના, માથેરાન, ડુમસ, દેવલાલી જેવી જગ્યાએ વારા ફરતી લાબા ટાટલા કરીને હવા ધોરચા કરવી-જીંદગીને એશ અને આરામમા ગુજારી આવરદા લાબા કરવા-બસ એ એકજ ધનજીશાહ શેઠની મોટામા મોટી હવે ઉમીદ હતી.

પણ તે છતા તમો કાઇ બીજો વીચાર લઇ જશો નહી મને કહેવા દો–ધનજીશાહ ખરેખરા એક લાયક, અસરાફ, મીલનસાર અને મોટાં દીલના ઇચે ઇચ શુધા ગૃહસ્થ હતા તેવણુ તરફથી થતી "ખાનગી સખાવત"ની વાત જેઓને ખબર હતી તેઓ આ દયાળુ દીલના લક્ષાપતી શેઠયાને વખાણુતા હતા ગરીબો તરફ ખરો રેહમી—પોતાના મીત્રો તરફ ખરો ખેરખાહ–આ લગભગ પ્રઝોગીંમા આવી પુગેલો ધન્યવાન એકલડેકલ જરથોસ્તી પુના તેમજ મુબઇની શું ઇગ્રેજ કે શુ પારસી સોસાયટીમા એકસરખો પળોટાયલો હતો.

એકલડોકલ?—આ વીશેશન વાપડવામા હુ વાજબી નથી ખા૦ બા૦ ધનજીશાહ જો કે હજી કુમારજ હતા–છૈયા છોકરા વીનાના હતા–પોતીકા બગલાઓમા સદતર એકલા રહેનારા હતા–છતા અલબતા તેવણુના નજદીકના તેમજ દુરના ખેશીઓ તો હતાજ. દુરના ગરીબ કુટુબીઓને આ ઉદાર દીલના શેઠજી દર મહીને ચોકસ રકમો પુછયા જતા હતા પણ તેમના કાઇક અતરંગના સગાઓ હોવાનો દાવો તો ત્રણુ જણુનો હતો–ત્રણુ જણુાઓ કે જેમને "બુઢજી"ન ધપવા પછી કાંઇક 'આશા" હતી

આ ત્રણુ જણુા માહેલો સહુથી નજદીકનો સગો ધનજીશાહના બેહેસ્તી બાઇ મચેરજીનો એકપુરો દીકરો એરચ બહમનબેહેરામ હતો એરચ હાલ ૨૭ વર્ષનો હતો અને બી એ થઇ એલ. એલ. બી ની સ્ટડી કરતો હતો તેના માતપીતા બંને ગુજરી ગયલા હતા–અને તેને સારૂ કઇ જીવ જેવુ મુકી ગયાં હતાં નહી પણ પોતાના દુલ્લા દીલના માતબર ધનજીશાહ કાકાની બરકતથી એરચજીબા હમણુા દુખે દહાડા તો કાહડતા હતાજ નહી બચ્ચા છોકરા વગરના ભલા ધનજીશાહે પોતાના એકપુરા આ ભત્રીજાને પોતાના દીકરાની પેઠેજ સુખમા રાખ્યો હતો તેવણુ આ પોરયા પાછળ છેલ્લા પાચ વર્ષો થયા સઘળો ખરચ કરતા હતા—તેની કેળવણીનો તમામ ખરચ કરવા ઉપરાંત, તેના હોટલનુ માસીક બીલ ચુપચુપ ચુકાવ્યા જવા ઉપગત, એરચના કપડાચપડા વગેરે અગત ખરચખુટણુ માટે મુગે મોહડે વારમવાર અચ્છા

ચેહો તેના હાથમાં સેરબા જવા ઉપરાત દર મહીને તેને રૂ ૩૦૦ પોકેટ મની તરીકે આપતા રહેતા હતા.

જવાન એરચ જો આવી ઉદાર દીલની મદદ માટે પોતાના કાકાજીનો ખરા જીગરથી આભારી નહી હોય તો તેના જેવો નગુણો બીજો કોણ? કાકા થતા જો આજે માથુ ફેરવે તો એરચજી બાઇને તો હાથ ઓળવા જવુ પડે પણ ધનજીશાહ કાકા તેવા નહી હતા પોતાના ભત્રીજાને એક દીકરા સમાન ચાહીને તેવણે અત્યાર તુરીક પળ્યો, પોશીયો તથા કેળવ્યો હતો એરચની ચાલચલણુપર તેવણે બહુજ ચાપતી નજર રાખી હતી—તેની કોલેજ કારકીરદી માટે અત્યત આતુરતા બતાવી હતી જ્યારે હોય ત્યારે એરચને પોતાને મકાને બોલાવીને પોતાની સાથ કાકાજી જમાડતા, તેની ખબરઅતર રાખતા અને કામ પડે તો ખુબ તરેહથી "લેકચર"બી આપતા

અજબ જેવુ' છે કે પોતાની સાથે એરચને પોતાના બગલામાજ રાખવા ધનજીશાહે કદીબી મરજી બતાવી નહી હતી તેનુ કારણ ઇશ્વરને ખબર! ધનજીશાહના ઓળખીતાઓ તથા એરચના દોસ્તોબી જુદાજુદા આવા વીચીત્ર ઠરાવનુ કારણ કહી શકતા નહી હતા પણ તે ઉપરાત કાકાજીની અત્યાર સુધી તો ભત્રીજાપર બીજી બધી રીતે મેહેર હતી—અને તેવણુની બોલચાલાથી એરચ પોતેબી વેટસન્સ એનેક્ષી હોટલના પોતાના "રૂમ્સ"મા કાઇ ઓછો સુખી હાલતમા નહી હતો સારૂ ગામ જાણતુ હતું કે જ્યારે હશે ત્યારે એરચ પોતાના તાલેવત કાકાની ગજાવર દોલતનો મોટે ભાગે વારેમ થશે– અને તેટલાં થકીજ આપણુ એ એરચશાહ બાઇ ઉપર પારસી સોસાયટીમા સારે ઠેકાણેથીબી જીપલા મરાતા હતા!

મજાનો, સોહવામણો, જુવાન સારા ખાનદાનનો અને કેળવાયલો—વળી સાથે લાગ્યો ભવીષ્યનો લક્ષાપતી! એરચ બહમનબેહરામ ઉપર બના બાઇઓની કુદાકુદી હતી એરચ પોતે સારી રવેસે તે સમજતો હતો—પણ તે અભાગ્યાને અવળુ' સુજતુ' હતુ. આજ કેટલુક થયુ આ હુલ્લડ પોરીઆના ઘણુક કાઇ સારાં હતા નહી તેણે છેલ્લેછેલ્લે જરા "ફ્રુટી દોરી" મેળી

દેવા માંડી હતી—અને તેની કેટલીક નાપસંદ વાતો તેના કાકાજીને કાને આવવાથી બુધાજીએ તેને ત્રણ ચાર વેળા તો બંગલે તેડીને ખુબ તરેહથી જોલાબળી આપ્યો હતો એરચના કમનસીબે તેને કેટલાક નાલાયક દોસ્તોની સંગત પડી હતી—અને તેમની સુજે આય છોકરો દહાડે દહાડે દેખતો બગડતો ચાલતો હતો ધનજીશાહ તેની બારીક ખબર રાખતા હતા—અને તેની અવારનવાર જરાક વધારે "છાટો ઠોકવા"ની આદત, તેનો રેસીંગનો ચશ્કો, તેની પોતીકી કલબમા નેપ-ગ્રેમ રમવાની ટેવથી તેવણ માહીતગાર હતા મતલબ આજ કેટલુંક થયુ એરચ બહમનબેહરામે પોતાના વડીલ મુરબ્બી અને વાલી કાકાજીને અત્યંત નારાજ થવાના ઉપરાસાપરી ઘણા કારણો આપ્યા હતા

ધનજીશાહના બીજા બે સગાઓ તે તેવણના ગુજર પામેલા એક ફુઇના બે દીકરાઓ નામે હીરાજી દાદીબરજોર અને નવલ દાદીબરજોર હતા આ બે ગ્રહસ્થો સાથ આપણને આગળ ચાલતા કામ પડશે—પણ અહીં માત્ર એટલુંજ જાણી લેશો કે વડો હીરાજી લગભગ ૪૫ વર્ષની વયનો હતો અને પુના મધે સ્મોલ કોઝ કોર્ટનો એક જડજ હતો તેનો નાનોભાઇ નવલ એક બારીસ્ટર હતો અને પુનાની કોર્ટમા પ્રેકટીસ કરતો હતો બંને ભાઇઓ કુમારા હતા બેઉને પોતાના ચીકાસદાર બેશી ધનજીશાહ સાથ સારૂં હતું—બેઉને તેવણ તરફથી બવીશમા કાંઇક આશા દેખાતી રીતે હતી—પણ તે છતા બંને ભાઇઓ એકઃમજ લાભાજી લાભ થઇને પૈસાવાળા સગાની ખુશામદ કરે એવા હજામડા નહીં હતા બેઉ ભાઇઓ પોતાની વૃદ્ધ માતા સાથ પુને આબરૂદારકારથી પાચ પઇસે સુખી સંતોષી પોતાનું ગાડુ ગબડાવતા હતા.

* × + +

આટલુ લંબાણ પીંજણ કરવા માટે હું તમારી દરગુજર ચાહું છું. પણ આ વાર્તાના વળાને બરાબર રંગમા લાવવા માટે એટલી ઓળખ પીછાણની ખાસ જરૂર હતી. ચાલો, ત્યારે આપણે આપણી અસલ બાબદપર આવીએ.

  

ખા૦ બા૦ ધનજીશાહ બહમનબેહરામે કચવાઇને પોતાના ખભા ચઢાવ્યા અને પછી ઠડાક દેતી કે પહેલે માળે આવેલી પોતાની લાઇબ્રેરીની એક બારી બધ કીધી

"એ આય પવનને આજે શું ઘેલુ લાગુ'છ !" તેવણુ ફફડી પડયા, "આજે બપોરના બે વાગતાથી જાણે રણુપરજ ચઢયોછ જરાક બારીએ ઉભુ'બી રહેવાતુ નથી! પેલો દુકતો હજુર નહી આયો ! મે' એને પાંચ વાગે બોલાવ્યો'તો—ને સારાપાચ તો થવાબી આયા !"

લાઇબ્રેરીમા વચ્ચોવચ મેળેલી એક મોટી રાઇટીગ–ટેબલની પાસે ગોઠવેલી એક પોચી ગાદીની આર્મ–ચેરમા ધનજીશાહ અદેળાઇને બેઠા ટેબલપર બેચારેક કાગળ્યાઓ એક પેપર–વેટ તળે દાબી મેળેલા હતા. તેમાથી એક કાગજ કાહડી તેવણે ઉપર ટપકેથી પાછુ જોયુ—અને પછી કાંઇક ગુસ્સાથી કપાલનો ચીલ્લો ચઢાવી તે પાછુ' ટેબલપર પટકયુ

"એનો છેડો હવે આવવોજ જોઇશે" તેવણુ નાખુશ ચેહેરે જીવ સાથ પટપટયા—"ધીસ ઇઝ ડીસગ્રેસફુલ ! હુ કોઇ દાહડેબી આવી શરમ ભરી ચાલ ચલાવી લેવાનો નથી મે એ રહુપીડ બોયને પુરતો ચન્સ આપ્યો—મે ઘણી નાખતી કીધી–હુ જાણુ કે જુવાન જીવ તે જરા એમતો હોય—પણુ હવે આય તો હદ થઇ!–શેમફુલ ! બસ હવે મારો ઠરાવ—"

ધનજીશાહ બડબડ કરતા અચકી ગયા લાઇબ્રેરીના બારણાના ઉબર ઉપર ઘરનો ગમાન જીવણુ આવી ઉભો હતો

"છાબ–એરચ્છા છેટ નીચે આવેલા"

"મોકલ ઉપર"

જીવણુ ગયો આબના પાપણુ અતંત કડવાસ અને બીજાજથી સેહજ ઢાંકીને ધનજીશાહ ખુરસીમાં અરડાઇ બેઠા.

તેવણે પોતાના બીકુરાઇ ગયલા ભત્રીજા ઉપર એક બે ચાર લીટીની ચીઠી લખી આજે પાચ વાગતે "મોતી મીનાર"માં મળી જવાનુ' ફરમાન

મોકલ્યુ હતું—તેના જવાબમા તે ધણુધણુધોરી ભત્રીજાજી આજે આવી પહોચ્યા હતા તે ચોકીની ટુકી ને ટચ ઈમારત ઉપરથી એરચજીમા પામી ગયા હતા કે ડોસો વળી તેનો કાઇ મજબુત ઝાડગો કહાડવા બોલાવતો હતો પણ હર વેળા જેમ કલાક બે કલાકના 'ભાષણો' સાભળવા પછી એરચ પોતાના ભલા દીલના કાકાને રમાડી લેવામાં ફતેહ પામતો હતો–તેમ આજેબી ધનજીશાહ કાકાની 'ધુરકણી" સુની તેવણુને આયદે તાડામીઠા પાડીને પાછા ચાલ્યા જવાની વકીમા તે નફકરો છોકરો કઇક નચીંત જીવે હમણા "મોતી મીનાર"મા આવ્યો હતો

છતા એરચ જયારે લાઇબ્રેરીના બારણામા આવી ઉભો ત્યારે તેણે એક નડાકે જોઇ લીધુ કે ધાબરાનો મીઝાઝ આજે એકદમ મરમેવાફ બની ગયલો હતો—અને તેવણુના ચહેરા ઉપર રાબેતા કરતા વધારે કરડો અને નાખુશ કરનો પકડાયલો હતો

એરચ દેખાવમા એક ખરેખર મોવામણો જવાનો હતો સાધારણ ઉચાઇનો–પણ શરીરે સેહજ પાતનો–આ ૨૭ વર્ષનો ગભરૂ જવાન પહેલી નજરે કોઇનેબી પસદ પડે તેવો દેખાવયો અને સીધો ટટણુખાર હતો તેનો કાન્ક ઉત્તડતા રગનો ધાટમારો ચેહરો તેની બે ભુરી આખ્યોથી અને ફાકડી નાની પોઇટેડ મુછથી ઓરબી વધારે ખુબસુરત લાગતો હતો

પણ તે મુખડાની ખુબસુરતી "રીફાઇન્ડ" યાને 'આરીસ્ટોક્રેટીક" પ્રકારની હતી—તે 'ટાઇપ'ની ખુબસુરતીમા દલેર મર્દના એક જોરાવર, ખરવસતર મગજને બદલ કાઇક નબળી, સેહજ નાજુક, પોચી મનશકતીનો ભાસ હતો લગાર 'ઓવલ' વાટના તે ગોરા ચેહરા ગમ જોતાજ સામા માણસને બસ એવોજ ખ્યાલ જયા વગર રહે નહી કે આ કાવચા પુરૂષના જીગરમા એક લગાર કાકણા જીવની કોમળ અને નરમ લાગણી ભરેલી હશે કદીબી કોઇને એવો વીચાર તો આવજ નહી કે આવા લોકડી સરખા અવબેના નવજવાનના હરદયમા—અફસોસ !–નીચ કોરગાપણા અને હલકત હીચકારાપણાનો ગજાવર જથો છુપાયલો હતો.

બેશક--એરચ બહમનબેહરામને તેના કેટલાક ખુશામદીઆ જુગ "દોસ્તો" એ અને કેટલીક અણસમજ 'લેડી-ફ્રેન્ડો"એ પંપાળી પંપાળીને બગાડી ધુળ કરી નાખ્યો હતો.

હસ્તે મ્હોડે તે પોતાના કાકાની લાયબ્રેરીમાં લહેરે લહેરે ચાલી આવીને દાખલ થયો અને ધનજીશાહ બેઠેલા હતા ત્યાં જઇ તેવણ સાથ શેકહેન્ડ કરવા પોતાનો હાથ લંબાવ્યો.

ધનજીશાહે ડોળા કઢાડીને પોતાનો હાથ પાજુએ ખેંચી લીધો.

"ફક્ત જેનટલમેનો અને પ્રમાણીક આદમીઓ સાથેજ શેકહેન્ડ કરવાનો મારો સીરસ્તો છે, મી૦ એરચશાહ--નીચ લોફરાઓ સાથે નહી મેમે તાહ, પેલી ખુરસીપર! આપરો આજનો 'પાનગરભુ' જરા લાંબો થશે."

બાઆપરે! આ બહુતોજ કડક સમજાતા એરચજીમાના તો સાથે સાવા ધીના પડી ગયા. જે આગલા બાપ બેફ અને આટલા તુચ્છકારભર્યાં રોહમાથી તેણે ધનજીશાહ કાકાને અગાઉ કદીના તેની સાથ વાત કરતાં સાભળ્યા હતા નહી. ગમે તેટલાબી તેવણ ગુસ્સે થતા તોય હમેશ તેવણ પોતાના ભત્રીજાને "એરચ"ના લડકા ટુંકા નામથી અને તું તાથીજ બોલાવતા આવ્યા'તા? --"મીસ્ટર એરચશાહ, બેસો તાહ પેલી ખુરસીપર!"

પણ ધનજીશાહની બારડી ચરકી જવાનું માપ તેવણના મુખમાંથી નીકળેલા કઠોર વેણો કરતા તેવણના સુઝેલા ચેહરાપરનો ગુસ્સાની ચીસ્સો વધારે સ્પષ્ટ રીતે આપતો હતો. તેવણે ડોળા કકડાવીને એરચ તરફ એવી તો નાખુશીભરી ધપે જોયુ કે તે ભત્રીજાના મ્હોંપર બાકી રહેલુ સેહજ સાજ ઝીણુ હસવુંબી હેર થઇ ગયું અને તેના કપાલ ઉપર પરસેવાના ટીપા ફુટી નીકલ્યા.

ડઘાયલો અને ખસીયાણો જેવો એરચ પોતાના કાકાથી થોડેક દુર એક ખુરસીપર અનરંગ બેઠો, અને ફગણાઇને તેવણનું કાહુ બોપવા પડયો.

એકાદ મીનીટ તદન મુંગી મતર ગઇ. આખરે તે જવાન શખસેજ તે ચુપકીદી તેડી--

"કાકાજી, કંઇ મારીપર આજે એટલા બધા ગુસ્સે છેઓ ?--"

'તમારો કાકો થવાનું' મારૂં કમનસીબ છે એ બીના હું પાછી યાદ કરવા માગતો નથી ફરીથી મને કાકાના નામથી બોલાવતા ના—અને મારી તથા તમારી વચ્ચે કંઇ સગાઇ ધરાવોછો એ તમે આજથી ભુલી જજો મેં તમુને હમણા કહ્યું તેમ તમે એક પ્રમાણીક ગ્રહસ્થ આદમી નથી—એક પહેલા નબરના હરડતા રકાઉંનદ્રલ છેઓ" ધનજીશાહે પોતાના મ્હોડાપરનો કરડો છાપ સેહજબી ઓછો કરવા વગર ઉત્તર વાળ્યો, "મને ગેઇ કાલેજ પહેલી વખત ખબર પડીછ કે મારા બેહેસ્તી ભઇનો છોકરો,-જેને મે પાળ્યો, પોશયો, કેળવ્યો-જેનીપર મે અમારા ખાનદાનનુ ઉચુ નામ રાખવાની બધી ઉમેદો બાંધેલી-તે મારો ભત્રીજો એક હૈયાંફુટો હવસી હેવાન અને બેશરમ બેહદા બદમાશ છે! મી૦ એરચશાહ, આજથી માંરી તમારી સાથની મુલાકાત મને ઘણીજ દુ:ખ ઉપજાવનારી છે—પણ તે તદન છેલ્લીજ છે તમે મારા અત્યાર સુધીના વ્હાલ મારી તરફની મદદને તદન નાલાયક પુરવાર થયછો અને હવે પછીથી તમુને મારી સીડીએ ચઢેના જોવાબી હું રાજી નથી—"

એરચ હવે ઉઠીને ઉભો થયો—

"પણ એટલું બધું તે શું છે ?—"

"સીટ ડાઉન—સીટ ડાઉન—સર!' ધનજીશાહનો મગજ ગુસ્સાભર્યો પોકાર નીકળ્યો તેવણે અત્યંત મીઝાઝથી ખુરસી ગમ આગળી બતાવી અને એરચ ઠપ કરતો કે ત્યા પાછો ઠપકઇ બેઠો

"તમે જાણવા માગોછ કે એટલુ બધુ તે શુ છે ? તો હુ તમુને જણાઉછ" ધનજીશાહ ગભીર ધાડા અવાજે બોલ્યા, "તમુને મે આજે તેડી મંગાવ્યાછ, કેમજે હુ તમુને કેહવા માગુછ કે આપરી વચ્ચી અત્યાર સુધી જે સબંધ હતા તે સબધ હવેથી—આજ પછીથી—મીલકુલ રહયો નથી—"



(સને ૩૪)

**મી૦ એરચશાહ મંચેરજી બહમનબેહરામ,**

બી એ, એલ એલ બી

"અરે પણ———————"

"કીપ કવાએટ ! મને પહેલા સાભળી લેઓ, મી૦ એરચશાહ ! મે તમારી સાથ અત્યાર સુધી ઘણી ધીરજ રાખીછ તમારી નહારી જીંદગી તરફ આજ તુલીક મે પુરતી નાખતી કરવા કીધીછ જુવાનીના તોરમા એક તમારા જેવો છોકરો કદી કદાપી સેહેજ આરો જાય એ કુદરતીજ છે એમ માનીને મેં તમારાં "બ્રીજ"ના ડેટ–ઓફ–ઓનરર અને તમારા રેસ કોર્સના કરજો અવાર નવાર અપયા કીધ છ તમારી પેલી કગાલ કલબમાં તમે તમારા જેવા છોકટ દોસ્તદારોની સાથે ધુમધુમાર દારૂ પીતા શીખ્યાછ અને તેઓની સહ્મા નજીસ રખડેલ જીંદગી માડીછ તે બધુ જાણવા છતા મેં જેટલી સખુરી રખાવ તેટલી રાખીને તમુને આજસુધી સારી સલાહ આપ્યા કીધીછ પણ હવે અનેરૂ થયુછ મારી છેલ્લામા છેલ્લી આશાને તમે ફટકો મારયોછ હવે મને તમારીપર એક તણુખા જેટલોગી ભરૂશો નથી—એક રજ ભારની તમારે માટે મને હવે આશા નથી"

"જરા મને હવે પ્લીઝ બોલવા—"

'મી૦ એરચશાહ ! એકદમ ચુપ રહો ! તમે સામળા સન્તા થાઓછ તેથી ઓરણી મારૂ લોહી ઉકરી આવેછ સાંભળો, આજનો "ઇનટરવ્યુ" મેં ઘણાજ લાબા અને પુગતા ફરવાદ્ત પછીથી તમુને આપ્યોછ, ને—આજે હવે શુ કરવું તે ૫ સેવટના ઠરાવરપર હુ ઘણીજ સંભાળથી ધીરજથી વીચાર કરીનેજ આયોછ મારા એક અતલગના સગાના સબધમા આથ પગનુ બરની વખતે મે કોઇ રીતની ઉતાવળ કીધી નથી—અને અને તમે જાણે છ કે જયારે ધનજીશાહ બહમનબેરામ એકવાર કોઇ ઠરાવપર આવેછ તો તે ઠરાવ સહ્તર છેલ્લોજ અને સેવટનોજ હોયછ"

"હા સાહેબ–હુ તે જાણુંછ" એરચે અત્યત દબાયલા અવાજે કહ્યું.

ધનજીશાહ શેઠે આ ઘડીએ પડોસની ટેબલ પરથી એક મોટુ એનવી‑લપ ઉંચકયું અને આફેલ થયલા પોતીકા ભત્રીજાના મ્હોડા સામે ધરયુ.

"સારૂં છે કે તે તમે જાણોછ મઇ પરમ દહાડેજ મને મારા એક

ખરા દોસ્ત તરફથી આય પેકેટ પોસ્ટમા મળયુંછ એ ભલા દોસ્તના સુખુનની ઉપર મને સોએ સો ટકા ભરૂશો છે એ દોસ્તનુ નામ જાણવાની તમુને જરૂર નથી—પણ એટલુંજ જાણો કે તે બહમનબેહેરામ કુદુ બનો ખરો સાચ્ચો ખેરખાહ છે અને ખુદ તમારૂ ભલુ ચાહનાર છે. તે ભલા ગ્રહસ્થે તમારી હમણા છેલ્લે છેલ્લેની એક કમકમાટ ઉપજાવનારી શરમભરી બદચાલથી મને વાકેફ કરવાની પોતાની ફરજ વીચારીછ—અને તે બાબેનો કદીભી શક નહી લઇ જવાય એવો પુરાવો મોકલ્યોછ આ કાગલો મળ્યા પછી તમારી ખરી ચાલચલણ કેવી છે તે વીશે મારી આખ ઉઘડીછ"

એરચ બહમનબેહેરામનો ચહેરો ઉજળો વાખ મારી ગયો હતો તેણે પોતાના હાથના પોહચાની ઉલટી બાજુથી કપાળપર ફુટી નીકળેલાં ઝરા લુછયા—

"મેહેરબાન કાકાજી—ધનજીશાહ શેઠ-તમે મને પુરતો સખત ઠપકો આપી ચુકાછ પણ મારો કસુર શુ થયોછ તે જાણવાનો મને હક છે," તેણે ઘણાજ ધીમા અવાજે પ્રોટેસ્ટ કર્યો

"તમારો કસુર?" ધનજીશાહે ખીજાઇને હવે લગભગ બરાડ મારી, "તમુને આય કાગજ વાચવુછ? એ ઉપરાત એક બીજુ બી કાગજ અહીં ટેબલપર પડેલુ છે એ બે કાગજો જે કાઇ અજબ સજોગથી મારા હાથમાં મુકવામા આયાછ, તે વાચતાજ તમારા ડોરા નીકલી પરશે—વાચવાછ? તમારા દીલમા શરમ જેવી કાઇબી લાગણી હજુ રહેલી હોયતો આય બે કાગજ જોતાજ તમારૂ મ્હોત થઇ જવુ જોઇએ—મોશો વાચવાછ તે કાગજો ?"

"પણ શુ—કીયા કાગજો?"

'ઠીક છે—એ બે કાગજ તમે પાછા વાચો, ને તમારી યાદદાસ્ત તાજી કરો. જોવ—આય પહેલુ કાગજ તમે કોઇ મીઠીબાઇ બેરામજી પારડીવાળા નામની એક કમનસીબ બીચારી જુવાન અબલાપર લખેલુ છે એ તમારાજ અક્ષર છે કની? એમાં ગમે તે અભાગણી ઓરતને કેવી શરમભરી તરકટ-ભરી રીતે વાહયા કરીને તેની સાથ લગન કરવાની જુઠ્ઠી જુઠ્ઠી વાતો કરોછ મી૦ એરચશાહ—એ કોઇ બેવકુફ છોકરીને તમે પરણવાની કબુલાત

આપી, લાંબી લાંબી વાતો કરીને અંતે તમારી નેહસ્ત ચુંગાલમા ફસાવી ! તેને હમેલ રહયા ત્યારે તમે એક કોમ્પ્ર બેમદામના ભામટા વૈદ પાસ છાલો-પાલો કરાવી તે હમેલ તોડાવી પાડવાનું ભયંકર દયાહીણુ કામ કીધુ ! ને પછી તે જખુન ગરમ દવાઓની અસરથી તે હીણુભાગ્ય છોકરીને રગતપીતની માફક આખે દીલે કઇ રસી જેવું ફુટી નીકલ્યું--ને તે નસીબની ફુટેલી ઓરત તમુને મદદ સારૂ કગળી કગળીને લખીને અતે આપઘાત કરી મુઇ પણ તમે છેલ્લી ઘડી સુધી તેને શરમભરી ખોટી સમજાવટથી છેતરી ! વેવો-તમારા પોતાના અક્ષરે એ મીઠીબઇપર લખેલુ છેલ્લુ આય કાગળ ! આખ ફેરીને જોવ ! એ તા૦ ૧૬ મી જાનેવારી ૧૯૦૬ નું લખેલુ છે મીઠી-બઇ ગુજરવા પછી તેનો દુઃખી કમભાગ્ય બાપ મારા આય દોસ્ત આગળ જઇ રડી પડયો--ને તેના હાથમા તમારૂ આય કાગજ મુકયુ —ને તે હું તમારા નજીસ મોહનાપર આજે છુટ્ટુ ફેંકુછ ! હું પુછુછ કે એના કરતા વધારે ઘાટકી, નીચ અને શયતાન્યતભરી બદમાશી બીજી કેઇ હોઇ શકે-ને કોણે સાભળીછ ?"

ધનજીશાહ શેઠનો ઉશ્કેરાયનો મોટો સાદ ગુરમા અને કાનને મારે ધુજતો હતો તેવણુનો ભત્રીજો તો જીવતા માણસ કરતા એક મુવેલા આદમીને વધારે હમણા મળતો આવતો હતો છાતીપર ડોકુ નાખી દઇ એરચ બહમનબેહેરામ તદન સફેદ પુતી જેવો સ્થીર બેસી રહયો પોતાના કાકાના હાથમા પકડેલા ખુદ પોતાનાજ દસ્કતના તે જાલમ નખોદવા કાગલ પર એક નજર નાખવાનીબી હીમત તે એકઠી કરી શકતો નહીં હતો

"એરચશાહ બહમન બેહરામ ! મારા કુટુંબમા તમારા જેવો એક ગંધીલો કીડો પેદા પડયોછ તેનો આજે હુ ખરા દીલથી અફસોસ કરૂછ," ધનજીશાહ હવે મકકમ ધીમા અવાજે બોલ્યા. તેવણુના મ્હોપર તીરસ્કારને બદલે હવે ગમગીની પંથરાઇ હતી "તમારી છાતીમા એક હૈયુ નહી પણ એક પથ્થરનો ટુકરો હોવો જોઇએ કે બે નીરદોશ જીવોનો ઘાત કરી-એક ગરીબ આબરૂદાર કુટુંબને નામોશીમા પાયમાલ કરી—તમે આજે નફટ નાકે

ફરતા ફરોછ ! મારા દોસ્તને આપ મરવાર મીઠીબાઈ પારડીવાળા સાથનીનુ તમારી તમામ બ્યાનતભરી વરતણુક એક છુટા કાગજપર અહી વીસ્તારીને લખીછ."

એકાદ બે પળ ઓરડામા એક જાતની બીહામણી ચુપચાપ ફેલાઈ ધનજીશાહનો કડણુ શ્વાસો શ્વાસ એરચને કાને ખુલ્લો પડતો હતો ડોક નીચે નમાવી દઈને તે જવાન સખ્શ નો એક મુરદાની માફક સ્થીર બેનીજ રહયો. તેના કાકાનો ધોધારી સાદ પાછો નીકલ્યો--

"જોવ-આય બીજુ કાગજ ! એબી કાઇ અજબ એનેફાકથી મારા હાથમા આવી ગીયુ છ મી૦ એરચશાહ, જરા ડોકુ ઉચકો ને જોવ આય બીજુ કાગજ !"

ધનજીશાહનો ગુસ્સભેર હુકમ થતાજ એરચે માથુ ઉચક્યુ ને બીજા કાગજપર એક ઝડપી નજર ફેંકી—"ને તેજ પળે તેનુ મ્હોડુ દયામણી રીતે ઉતરી ગયુ કાકા ધનજીશાહના હાથમા એરચનાજ હાથ હરફતે લખા યલુ એક બીજુ લેટર ઉઘાડુ પકડેલુ હતુ, અને તે હવે કઈ "મારા વાહલ પેસી" ને ગુજરાતીમા વખાયલુ હતુ એરચે પાછુ નર નમાવીને જમાનપર જોયુ તેની છાતી હવે કાઇ અજબ ગભરાટ, શરમીદગી અને ગુસ્સાથી મુંગળાતી હતી તેની જીદગીના બે કાળમા ગાળા નીકા સફાએ આબાદ નાકાના હાથમા ઉઘાડા પકડાયલા હતા

"એ કાગજમા શુ છે ને તમે બરાબર જાણોછો ?" ધનજીશાહ હાત પીસીને અત્યંત બેજાલતથી બોલ્યા, "એ પેસ્તનજી માસ્ટર નામના તમારા કહેવાતા દોસ્તપર તમે લખેલુ છે આય કાઇ ઇડીયટ પેસ્તનજી અહીની એકુ બેકમા કલાર્ક હતો--તેને તમે તમારા કલબમા નેપ બ્રેગ રમાડીને ખુવાર કીધો તમે જુગારમા તે કમબખત સાથ જીત્યા કીધા ને તેને લગ ભગ ૪૫૦૦ રૂપીયાના કરજમાં ઉતાર્યો પછી તેની ઉપર ચાલુ ધસારા ચલાવી ચલાવીને અંતે તેને બેકના રૂપીયા તફરગે કરવાની તમે સલાહ આપી જોવ—ને ફરમાસુ તમારી સલાહ તમારે અક્ષરે તમે અહીં આય

કાગજમાં લખેલી છે પેસતનજીએ તેમ કીધુ—તેની ચોરી પકડાઇ–તેની ચાકરી ગેઇ—ને તે આજે છ મહીના જેલમા ખાકડ મારવા ગીયોછ અલ-બત તે દોસને તમુનેબી આ બાબદમા સડોવી જાહેર કોટમાં ફસાવ્યા નહી––તે પોરીયામા "ઓનર" જેવુ કાંઇ હોશે તેથી તમે તુરત વેળા છટકી ગીયા પણ તેના કુટુંબને હાથ આય તમારૂ કાગજ લાગતાજ એ પેસતનજી માસતરનો ભઇ આજે ચાનજ દહાડાની વાતપર એ કાગજ મારી આગળ લાયો ને તમારી એ પેસી માયની બધી ધીકકારભરી ચાલથી મને વાકેફ કીધો—

'બસ–બસ–સાહેબ ! ખુદાને ખાતર મને 'સ્પેર' કરો—"

'તમે બીજાઓને કાહરે સ્પેર' કીધાછ–મી૦ એરચશાહ મમન-મેહેરામ ? તમારી નીચ મોજમજાહ અને તમારી પાપી એકલપેટાઇમા તમે બીજાઓનો વીચાર કદીબી કાહરે કીધોછ ? નહીં–તમુને હવે 'સ્પેર' કરવાનો નથી મેં આજે સોગદ ખાધાછ !"

તે કમબખ્ત જવાન ઉંચે જોઇને પોતાના બચાવમા હવે એક હુકારો બી કાહડવાને અશક્ત હતો તેણે પોતાના ખીસામાથી રૂમાલ કહાડી તેનેથી પોતાની આખ્યો ઢાકી—

"હવે મને બોલવાનું થોડુંજ બાકી રહેલું છે," ખાનબહાદુરે પાછુ મકકમ ધીમા અવાજે ચલવ્યું 'મે તમારી ઉપર અત્યાર સુધી દરેક રીતનો ચાહ રાખ્યો'તો મારા બેહેસ્તી મચેરજીબાઇને ખાતર મે તમુને મારા દીકરા તરીકે આજ લગન ગણ્યા'તા–પણ હવે બસ ખલસ ! તમારી કબારી છુટે તેની બેહયા હૈયાફુટી કુબ'દી ચાલથી મારી સબુરી ખુટી ગેઇછ, ને મારી લાગણી સુહન મારી ગેઇછ તમારા જેવા એક નાતરસ હવસી કુતરાની સાથ જરાબી હવે હું વ્યહવાર રાખવા માગતો નથી——"

"નહીં, નહીં, સાહેબ——"

"એકદમ ચુપ રેહો !" ધનજીશાહે ભડાક દેતા કે ઉઠીને જબરદસ્ત બરાડ મારી, "આજથી તમુને હું ઓરખતો નથી આજ પછીથી ફરીથી

તમો મારી સીડીએ ચઢવાની તજવીજ કરશો તો માણસ પાસ ધક્કા મરાવીને હું તમુને બાહેર કહડાવશ તમે આજ સુધી મારે પઇસે રંગ રાગમા રહેલા છેઓ—તે બહેસ્તી મચેરજીની અશો યાદને ખાતરજ હું તમુને છેકજ હવે રસ્તાની ગટરમાં નાખી દેવા માગતો નથી મારા સોલીસીટરો તરફથી તમુને બે ચાર દહાડામા મારા નવા વીલની અને મારી નવી ગોઠવણુની જરૂર જોગી હકીકતો મળશે તમુને મારી તરફથી દર મહીને હવે ફકત રૂપીઆ ૭૫ મળશે-બીજી વધારે એક પૈ મળશે નહી એટલા બી નહી લેવા હોય તો જહાનમ જજો—મને તેની દરકાર નથી તમે કંઇ કમાવો તાહ સુધી છેકજ ભુખે નહી મરો તેટલા સારૂ એ રકમ તમુને મળશે એમાં તમો તમારૂ રેહવા ખાવાનું હવે ફોરી લેજો હોટલના બીલો—તમારા 'લો કલાસ'ના બીલો—તમારા કપડા ચપડાના આંકડા હવે હુ કઇ જાણુશ નહીં એટલી રકમમા તમુને રેહવું પડશે તાહરેજ તમારી હમ-ણુની લટખટ રંગમાતગ ને ઉડઉ રીતો છોરશો—તાહરેજ તમે એક આબરૂ-દર પ્રમાણીક જીંદગી ગુજારવાની તજવીજ કરશો—એટ લીસ્ટ એવી મને આશા છે અને ચોકસ માનજો, કે એ માસીક રૂ ૭૫ ના લવાજમ ઉપ-રાંત તમુને મારી હૈયાતી પછીબી એક સવા ફદીયુ વધારે હુ આપી જવાનો નથી હુ મારૂં વીલ તૈયાર કરાઉછ ને મારી દોલત ઘરતી પારસી ચેરી-ટીઝમા આપી જવશ ચાલો, હવે મી૰ એરચશાહ બહમનબેહેરામ અહીંથી જાઓ! નીકળો —મારી આગળથી! તમારૂ મ્હોતુ દુર કરો!"

"પણુ ધનજીશાહ શેઠ—કાકાજી—સાહેબ—તમે મને એમ એકદમજ—"

ધનજીશાહ શેઠે જોરમા બે ત્રણુ વેળા પોતાની ટેબલપરનો ઘંગ વજાડયો જવાબમા તુરત જીવણુ મસાલ અંદર ઓરડામા આવી ઉભો——

"એવણુને રસ્તો દેખાડ!" ધનજીશાહે બુમ પાડીને નોકરને હુકમ કીધો

એરચને તો જાણે ભુતે ઘેરયો હોય તેમ બબરાઇને પોતાના કાકા તરફ ટીકવા પડયો. તેના હાથ થરથર થરથર ધ્રુજતા હતા.

"ગેટ આઉટ એટ વન્સ!" ધનજીશાહે આખો ઓરડો ઠરઠરી રહે તેવી બાંગ મારી, અને એક છેડાયલા વાઘની પેઠે ડોળા ધુરકી બારણા તરફ આગળી કરી

હપતો ખપતો જીવણ મસાલખી આંગ પર ઉભેલો હતો, એટલે એરચને માટે હવે ચાલી જવા વીના બીજો ઇલાજજ રહયો નહી. પોતીકા છેડાઇ પડેલા કાકાને સાહેબજી કરવા વગર લટરપટર પગલે તે બારણાની બાહેર પડયો

જેવો તે 'મોતી મીનાર'ના કમપાઉન્ડની બાહેર પેડર રોડપર આવી ઉભો કે તેની છાતીમાંથી એક જખુન હાય નીકળી પડી લાખ્ખોની દોલતને તે હવે છેલ્લી સલામ કરતો હતો! દર મહીને પચોતેર રૂપરડીની કંગાળ આવકપર હવે એક હેબતનાક ગરીબાઇ અને હાડમારીનુ ભવીષ્ય તેની સામે ડોળા ધુરકતુ હતુ!

એરચે કાકાના ફાંકડા બગલા પર ખવીસ ડોળે નજર નાખી, અને દાંત પીસ્યા—

"મને આજે હડધુત કીધોછ! પણ એ ધરડો એને સારૂ પસતાય નહી તો હું એરચ બહમનબેહરામ નહી પચોતેર રૂપીયા!! ઉહ!–એક બીખારીને જાણે બીખ નાખેછ! ઠીક છે—જોઇશું!"

* * *

ચોપાટી તરફ આવેલી પોતાની "કોરીનથીઅન" કલબના બીલીયર્ડ—રૂમમા એરચ બેહમનબેહરામ સમી સાંજના સાડા છ, સાતેકને સુમારે એક ઇઝીચેરમાં ઢગલો પુંજો થઇને પડયો હતો. તેની પાસે મેળેલી એક નાની ટીપાઇ પર ટંબલરમાં ભરેલો વ્હીસ્કી સોડા કયારનો એમનો એમ પડી રહેલો હતો.

પા એક કલાક થયો તે કલબમાં આવ્યો તેવો કોઇનીબી સાથે વાત કરવા વગર તે ખાસ બામ એક છઠ્ઠે ખુણે ભરાઇ રહીને સીલીંગપરના બારવટયા ગણ્યા કરતો હતો. બે ચાર વખત તેના દોસ્તોએ તેને 'બીજ'

પારટીમાં સામેલ થવા કહયુ—પણ તેઓને જરા સુલુકનો ઉત્તર વડીક એરચે વાળ્યો નહીં હતો, એટલે તેઓએબી તેને વધુ વઢારવાનુ મોકુફ કર્યુ હતુ

બારસો અડધો એક કલાક પોતાના કાળા કદરૂપા તુરંગોમા ભેજુ ભખી નાખતો તે ત્યાં અરડાઇ પડયો હશે—કે આખરે કોઇએ તેની બાજુએ આવી બીલીયર્ડની કયુ જોરથી તેના પાસામા ભોકી! ત્યારેજ એરચે જરા ઝબકીને ઉચે જોયુ—ત્યા તેની કલબનો સેકરેટરી અને અગત ફેડ ડોકટર ખદમનશા દુબાશ કાઇક રમુજથી હસતો ઉભેલો હતો

"કેમ એઇ! શું છે? પેલા જંગબારી પોપટને કારો થાયને ઝુરે તેમ કાહારનો અહી પરયો પરયો ઝુરેછ શાનો? વોટસ ધી મેટર, એરચ?—વરી પાછુ તુને તારૂ સુરીક એસીડનુ 'પેન' ખુબ પરાવેછ કે? કઇ નહી, બચ્ચા, હજુર જરા બીજો વ્હીસકી પીયા કર!—"

ઉપર પ્રમાણે ઠઠ્ઠાથી બોલનાર જુવાન શખ્શ દેખાતી રીતે એરચનો ઘણોજ અતલગનો ઇષ્ટ મીત્ર હોવો જોઇએ—કેમજે બાજી પળે તેણે પોતીકા આ સોઠ પોઠ થઇને ઇઝીચેરમા અરડાયના દોસ્તનુ પાખડુ પકડીને એક ઝપાટે ખેચીને ઉભો કરયો

"કમ-કમ! ગેટ અપ, એરચ!" તે જાણે એક બચ્ચાને ધમકાવતો હોય તેમ અણકા કરીને બોલ્યો, "આય એમ વરનુ ડાચુ કરીને કાસવાનોજ હતો તો શુ ધુર મુકવા કલબમા આયો? લે-આય તારા પેગનો વાસ ઉડી ચાલ્યો જરા લગાવ—ને પછી આવ એકુ 'રબર' રમીએ—"

"ઓહ ડેમ યોર રબર'!" એરચ હવે ફફડી પડયો, "બોમ—આજે મારૂ મસ્તક ઠેકાણે નથી—"

"શુ છે? બીનારી રસ્તામા આરી ફરી ગેઇ? કે નહીતા વરી ગેઇ કાલે પુને બસો ત્રણસો મુકી આયોછ?"

"નો—નો—ડાન્ટ બી એ ફુલ! બોમ, હમણા હસવાનો આય સમો નથી તુ પછી હેદરાબાદ કાહરે જાયછ?"



( સ-૧ ૬ )

**ડા૦ બમનશાહ બાપુજી દુબાશ.**

એમ આર સી પી એમ આર સી એસ (લંડન)

"બે ચાર દહાડા હજુર હુ મુબઇમા છેઉ'—કાય ?—"

'મને તારી સાથ એક ઘણીજ ખાનગી વાત કરવાની છે બોમ—નુક હીયર! મારો કાકો સા આજે એકદમ બીગરી ગયો ને મને વીલનાથી રદબાતલ કીધોછ તારી સલાહ મને જોઇયેછ તુ' કાલે સહવારના તારે ઘેર છે કે?"

"વોઓઓટ? તારા ઘાખરાએ તુને રદબાતલ કીધો!! યુ ડોન્ટ મીન ટુ સે સો!!"

"એ મીન ને રીન! હુ સહવારના ઘેર આઉ કે? તુ કેટના વાગના સુધી મળશે?"

"હુ દસ વાગતા સુધી ઘેર છેઉ—આવજેની! પીલાખી કેટલા દહાડા થયા બોન બોલ કરબા કરેછ કે તુ કઇ હમણા હમણા નક્રોજ મોઘો થઇ ગીયોછ"

'ઓલ નાઇટ! હુ' આઠ વાગે આવશ—સાહેબજી!"

બોમ હજી તો કાઇ વધુ બોલે તે અગાઉ તેનો જાની મીત્ર એરચ એક ચેના આદમીની પેઠે પુઠ મરડીને ધમારાબધ તે બીલીયર્ડ રૂમમાથી બાહેર ચાલ્યો ગયો

ડા૦ બોમ દુબાશે પોતાની ફાકડી લાબી મુછને જરા થોડીવાર વળ દેયા કીધી તેના ખરેખર ખુબસુરત સોહવામણા મ્હોડાપર તીરસ્કારનુ કાંઇ બહુજ બેમાલુમ હસવુ પથરાઇ ગયુ હતુ

ખરેખર! કેવો હેન્ડસમ યગ મેન! ડા૦ બોમ દુબાશ, એમ આર. સી પી, એમ આર. સી એસ (લડન) ખાસસો છ ફુટ ઉચો અગે અજાનો ભરેલો, સીધ્ધા સરખા કદનો એક કુમારો નવજવાન હતો આ સોલજર જેવો તતણખાર જુવાન તબીબ કોઇનુ ખી ચીન્ત હરી લે તેવો એક ફાકડો મરદ બચ્ચો હતો ઉમરના ઘણુ ઘણુ તો ત્રીસેક વર્ષનો હશે—પણ તેનું ઊચુ હાડ, તેનુ ખીલેલુ' શરીર, તેનો લગાર સામળો પણ અતીશય અચ્છી રીતે "ફોરમ્ડ" થયલો ઘટમદાર કલીન શેવ કીધેલો ચેહરો,

તેના કમાનદાર ભારી ભર્વા અને લાંબા કાળા પાપણ—અને સઉ કશામાં તેની ચકચક થતી બે કાળી ભમ્મર મોટી આખ્યોનુ 'હીપનોટીક' તેજ આ સઘળાથી આ પુરૂષને શુ મરદોપર કે શુ ઓરતોપર સરદારી ભોગવવા કુદરતે જાણે રચ્યો હોય તેમ એક સપાટે માલમ પડી આવતું હતુ

મીત્રોમા અને કલબના પોતીકા 'સરકલ'મા બેમનો અવાજ સર્વોપરી હતો તેની આગળ ચુચા કરવાની કોઇની મકદુરજ ચાલતી નહી હતી "ઝોરીનથીઅન" કલબનો તે ઓનરરી સેક્રેટરી હતો—અને સઘળા ફ્રેંડો તેની આગળ બોકરા મીસાલ હતા

છતાં ડા૦ બેમ દુભાશ સઉમા પબોટાયલો—સઉનો માનીતો હતો.

કોણ જાણે શુ હતુ—પણ સઘળા તેના દોસ્તો તેને ચાહતા હતા, તેને વાસ્તે ઘણુ ઉચુ મત ધરાવતા હતા—છતાં તેનાથી બીહતા હતા!

તેના અંગત મીત્રો તેને લાડથી "હેન્ડસમ બ્લેકગાર્ડ" ને નામે ઓળખતા હતા!!

આહ! વાંચનાર—આ સીધ્ધા ઉંચા ગરાડ જેવા હેન્ડસમ પારસી સરજ્યન બેમ સાથ તો આપણને લાંબો હીસાબ ચુકવવાનો છે!

—— ० ——

## પ્રકરણ ૪ થુ.

---

### ખુબસુરત બલા!

૨૦ મી સદીના સુધરેલા જમાનામાં સઉથી અગત્યનું—સઉથી ઉપોગી—સઉથી ઉદયોગી જો કાઇબી 'આરગેનાઇઝેશન' હસ્તી ધરાવતુ હોય તો તે ટપાલખાતું છે આ ધક્કા મુક્કીના અઇયામમા જો 'પોસ્ટલ સીસટમ' જેવુ કોઇ દુન્યામાં મોજુદ નહી હતે તો આપણે આજે કયા હતે?

ટપાલનો સીપાઇ! તે એક વીચીત્ર પ્રકારનુ ચાવી આપેલુ—જીવતું, બોલતું,—ચાલતુ—રમકડુ છે સહવાર સાંજ કે રાત તે ખભે એક ભારી

કોકથો મારી માછલોના માછલો હેંડયો જાય છે—અને એક મીકેનીકલ યંત્રક-ળાની ચોકસાઇ સાથે પોતાને અસ્તકના બંધ પરબીડાં ટકોરાબંધ એડરેસે પોહચાડયો જાય છે. તે કમબખ્તને શુ ખ્યાલ છે કે આ તેના કબજા માહેલા એનવીલપોના પેટાની અંદર કેવો મસાલો સમાયલો છે ! કયુ પોસ્ટલ પર-બીડુ એક જીવ વગરનો સાધારણ રૂકકો છે—કયુ ટપાલનુ કવર ખુશનસીબીના સમાચારથી ભરવું છે—કયું પોસ્ટનુ એનવીલપ કમબખ્તીના પેગામથી ફુગા-યલું છે—તે જાણવાની આ પોસ્ટમેનને બલ દરકાર છે।

ઠીકજ છે કે અમુક એનવીલપના ભીત્તરમાં શુ છુપાયલુ છે તે આ ટપાલનો સીપાઇ જાણી શકતોજ નથી—ના તો કેટલીકવાર તેના હાથ માહે પકડેલા સત્યાનાશીના સંદેશાઓ તેઓને સરનામે પુગાડવા અગાઉ તે બાપડાના પગ ધ્રુજી પડે અને છાતી માહેલુ તેનુ હરદય તેના મ્હોમા ઉછળી આવે !

આહ ! ૧૧ મી માર્ચ ૧૯૦૬ ની એક ઠંડી બામદાદે સહવારના આઠ વાગતે જ્યારે નામદાર નીઝામ સરકારના એક પોસ્ટલ સીપાઇએ એક સીલ કરેલુ ટપાલનુ રેજીસ્ટર્ડ પરબીડું હૈદરાબાદ સલતનતમા આવેલા મલકપેઠ ગામમા એક આલીશાન ઇમારતના દરવાજાપર ઉભેલા ચોકીદારને હવાલે કર્યું ત્યારે તે અભાગ્યા પોસ્ટમેનને થોડીજ ખબર હતી કે હેબતનાક ખાનાખરાબીનો કેવો જબરો દારૂગોળો એક સાદા નાનકડા રૂકકાના આકા-રમાં તે પોતાની પાછળ છોડી ગયો હતો ! બાહેરથી નીરદોશ દેખાતુ તે પોસ્ટનું કાગળ બાતેનમાં કેવું તકદીરનું એક જાલમ હથીયાર થવાને સર-જાયલું હતુ તેની જો આ ટપાલવાળાને સહેજબી આગમચેતી થઇ શકી હોત—તો અરે ! તે નખોદયો સંદેશો બેગમસાહેબ રૌશનઆરા રૂસ્તમજંગ વકીલને તેણીના મલકપેંઠના રહેવાના મકાન "રૌશન મઝીલ"મા સપુરદ કરતી વેળા તેના બેઉ હાથોને ધાસ્તીને મારે લકવો થઇ આવ્યો હોત !

પણ તે ટપાલનો સીપાઇ તો પોતાની સુખી બેખબરીમા તે પરબીડું દરવાજાપરના પરદેશી ભૈયાને સોંપી—રીસીટપર તેજ ભૈયાની સહી લઇ—ત્યાથી

ધડાકામાર ચાલ્યો ગયો ચોકીવાને તે કાગળ એક મુસલમાની દાસીને આપ્યુ, જેણી એક રૂપેરી 'ત્રે' મા તે મેલીને માળપર પોતાની બેગમસાહેબ આગળ લઇ ગઇ

"રૌશન મઝીલ" એક ખરેજ રૌનકદાર ફાકડો બગલો હતો નવાબ સાહેબ રૂસ્તમજંગ બહાદુરની તે મનપસંદ મધેની દીનકશ એક ઇમારત હતી બે માળનુ તે પખાળ જેવું મકાન તેના ફરાગાત અને કુશાદે બગીચા સાથે એક ટીપ-ટોપ એસ્ટેટ હતી ત્યા કોણ રહેતુ હતુ ! જરથેશ્રી નવાબ રૂસ્તમજંગના બીજી વાર નેકા કરેલા જુવાન મુસલમાન બોહરદાર રૌશન-આરા બેગમ ત્યા એકલા—તદન એકલા-રહેતા હતા અલબત નોકર નફરો અને ગાડી ઘોડાઓની ધમચકરી જેટલી જોઇયે તેટલી હતી—પણ 'રાશન મઝીલ" મા બેગમસાહેબ ઉપરાન તેવણનું બીજું કોઇબી બેની કે સગુવાહનુ હતુ નહી નવાબ પોતે મહીને બે મહીને આ પોતાની બગીચાણી સાથ એકાદ અઠવાડયુ ગુજારવાને આવજાવ કરતા-પણ છેલ્લા ત્રણેક માસ થયા તેવણુની ગેરહાજર હોવાથી હાલ ને કાજ તો રૈશનઆરા બેગમ બીલકુલજ અકેલા આ બાગે બેહરતના અયશઆરામમા મજાહ કરતા હતા !

એક બેગમસાહેબના ખાનગી 'બુડવાર' ની અદર સહવારના પોહરમા આપણને જરા ચીમાઇને જોવુ પડે છે તે માટે આપણે દનગીર છીયે—પણ એ બાનુ સાથ આપણુને પાછળથી લગગીક બીકટ કામ લેવુ છે એટલે તેવણને બરાબર જરા એકવાર જોઇ લીધા વગર બીજો છુટકોજ નથી રૈશનઆરા બેગમનો જીન સખ્ખેજ જતો હતો પોચ્ચા મખમલી ગાદીના સોફા ઉપર લેટીને તેઓ એક ચાદીના પ્યાલામાથી લેહરે લેહરે રસદ લઇ લઇને કોકોઆ સુહરકા ભરતા હતા પાસે ટીપાઇ ઉપર પાઉનો ટેસ્ટ, માખણ, જામ અને આઇસમા ઠડી કરેલી ફ્રુટ પડેલી હતી ને 'બુડવાર' ની અદરનો દેખાવજ કહી આપતો કે બાઇસાહેબ બડા શોખીન અને આર્ટીસ્ટીક ટેસ્ટના હોવા જોઇયે-કેમજે બારીપરના વીનીશીયન લેસની ત્રીમીંગસવાળા રેસ્મી પરદાઓ, અને ઓરડા માહેના બ્યુટીફુલ ઓઇલ પેનટીંગ્સ અને નાજુક

મોઘુ દાટ ફરનીચર એક ભલી કાઉનટેસના ઓરડાના સીગારને ટક્કર મારે તેવું શોભીતુ, સુ'દર અને બેહુળ હતું

બેગમ હશે સુમારે તેત્રીસ યા ચોત્રીસ વર્ષની ઉમરના—જો કે દેખાવમા તો અઠાવીસેક વર્ષના લાગતા હતા હમણા તેઓ તુર્તનાજ પોતીકા બેડ રૂમમાથી બાહેર આવી 'બુડવાર' મા કોકોનુ કપ લેવા પધારયા હતા—એટલે ચેહરો જરા ઉઘનમી જેવો દીસતો હતો તેવણુના લાંબા કાળા બાલો તદન છુટા ખભાપર ઝુનાઇ વેરાઇ પડેના હતા અને દીનમા એક રેશ્મી લાંબો નાઇટ ગાઉન હતો તે બેશક એક ખુબસુરત પીક્ચર હતું. નવાબ રૂસ્તમજંગના નવા બેગમની બ્યુટી' અખા હેંગમાદમ વખણાતી હતા તેમા કાંઇબી નવાઇ નહીં' હતી તેવણુનો ઘઉંમદાર ગોરો ચેહરો—ખાસ કરીને બે ગોલ કમાનદાર ભવા અને લાંબી લાંબી આંગીયાળી નાક સાથે—ખરેજ પહેલી નજરે કોઇબી જોનારની આખ્યો ઠેરવી રાખે એવો હતો તેવણુની બે આખ્યોમા એક જાતનો અજબ ચમકાટ હતે, તેવણુના હોઠનો કલ્થો કાંઇ વીચીત્ર પ્રકારની જોરાવર કેરેક્ટરનો ભાસ દેતો હતો દુન્યદારીનો કોઇબી પાકટ માણસ બેગમ રોશનઆરના મુખડાને મભળથી જોવા પછી જરૂર કહી શકે કે આ ઓરત કોઇ સધનણુ સ્ત્રી નહી પણ એક ખરેખરી છપ્પણુ ગાડ પુરી "ખુબસુરત બલા" હેતીજ જોઇયે

બેગમસાહેબની મુસલમાની આયા એક રૂપેરી 'ત્રે' મા ટપાલનુ કાગળ લઇને અંદર આવી કે હાથમાનુ પ્યાલુ બાજુએ મેલી પોતાનુ મ્હેડુ સફા કરતાં રોશનઆરાએ બેદરકારીથી સેહજ તે નાનકડા રેજીસ્ટર્ડ પરબીડા પર નજર નાખી બીજી પળે તેવણુના કોંપલ જેવા બે ડોળા જરા વધારે ઉઘડયા તે એનવલપ ઉપર તેવણુના ખાવંદ નવાબ રૂસ્તમજંગનો અચુક મોનોગ્રામ હતો. તુર્ત બેગમે તે પરબીડું' ઉચક્યુ—અને—ઓહો ! નવાબના પોતાના દસ્તકે લખેલુ સરનામુ જોઇ તેવણે લગાર નવાઇથી બે ભવા ચઢાવ્યા વાહ—સુરજ કેની મેર આજે ઉગ્યો હતો ? ત્રણુ ત્રણુ મહીના થયા નવાબ તરફથી એક લીટીબી આવી નહીં—અને રહી રહીને આજે તેઓ તરફનું'

કાગળ! અને તેબી વળી રેજીસ્ટર્ડ પોસ્ટમા!

ખુદા જાણે શું કારણસર ત્રણ મહીનાની વાત ઉપર નવાબ રૂસ્તમ-જંગ પોતીકી મહામેદન બેગમ સાથે "રોશન મઝીલ" મા ખુબ 'વધેરી'ને ચાલ્યા ગયા હતા—અને ત્યારબાદ આજસુધી તેવણે જુઠાઇએ એક લીટોબી બેગમ ઉપર લખવાની દરકાર કરી નહીં હતી. વાચનાર, તને ખાનગીમાં કહું છું કે નવાબની આવી બેદરકાર વર્તણુક માટે બેગમસાહેબના ખાસડાં નેબી ભલ પરવા હતી! નવાબ ત્રણ મહીના દુર કહડાયા તો રોશનઆરા બેગમસાબને મનથી એટલી પીડા ઓછી થઇ! પણ આજે ન ધારેલુ આ ટપાલનુ કાગળ? તેવણુ તરફથી રેજીસ્ટર્ડ કાગળ!! વળી એ શુ બે માણુ!!

બેગમે તે રેજીસ્ટર્ડ મોહરબાધ પરબીડુ આમ તેમ ફેરવીને થોડો વાર બારીકીથી તપાસ્યુ ઊપર ખયરતાબાદનો પોસ્ટ માર્ક હતો. મતનબ ત્યારે નવાબ મલકપેઠથી ઘણે છેટે તો હતાજ નહીં ત્રણ મહીના તેવણુની ધનનસલ જણાઇ નહીં—એટલે બેગમ તો એવા ખ્યાલમા હતા કે તેવણુના ધણીજી હીંદુસ્તાનની બાહેર કેઠે દુર કહડાયા હશે—પણ ના આ પોસ્ટલ કવર પરથી જણાતુ હતુ કે નવાબ તો કેઠા પાચ છ માઇલને છેટે નાકના દાડા આગળજ હતા!

પોતાનુ મ્હોડુ સહેજ કુમળાની રૌરનઆરા બેગમે તે એનવીલપ ઉખેડયું માહે ચાર પડ ભરીને લખાયલુ એક નોટ પેપર હતું આસ્તેથી તે કાગળ ઊઘાડી બેગમે તે વાચવા માડયુ જેમ તેમ તેવણુ તે રૂકકો વાચતા ગયા તેમ તેમ તેવણુના ગાલોપર નો રંગ દફે થનો ચાલ્યો. જ્યારે તે કાગજને છેડે બેગમસાહેબ આવી પુગ્યા ત્યારે તેવણુનો ચેહરો એક મુડદાની મીસાલ ઉજળો વાખ મારી ગયલો હતો તેવણુનાં લાબા અણીયાળી આગળા ઠરઠર ધુજતા હતા અને તેવણુની છાતી કાઇ ભયકર હેહસત અને ઉસકેરણીને મારી ઉઠલાતી હતી

તે કાગળમાં એવુ તે શું હતું કે જેથી બેગમના મુખપરનાં લોહીનુ ટીપે ટીપું ઉડી ગયું અને તેવણુના ડોળા લગભગ બાહેર નીકળી આવ્યા?

ત્યો–વાચો' આ કાગળમાં શું લખાયલુ હતુ તે જાણવાનો તમનેબી હક છે ——

મની મંઝીલ–

ખયરતાબાદ–

તા૦ ૧૦ મી માર્ચ ૧૯૦૬

રાશન—

આ કાગળ આજ રોઝે મે તુને ફકત એજ એરાદાથી લખ્યું છે કે તુને ખબર પડે કે હવે વધુ વખ્ત તું મને ઠગી શકનાર નથી છેલ્લા બે વર્ષ થયા તેં મને તારો કગાલ ભોમ અને નાચીઝ શીકાર બનાવ્યો છે આયંદે હવે આજે હુ તુ મુજી બદકાર ઓરતને તારા ખરા સ્વરૂપમા જોઇ શકયો છુ તારી હવસી એકનપેટાઇનો હવે એક દીવસ બી વધુ ભોગ થઇ પડવા હું ધીકકાર સાથ ના પાડુ છુ જે કમીના નાપેકાર બદમાશની સાથે તુ આજે ઝેલ્લા આઠ આઠ મહીના થયા લ્યાનની વ્યવહાર અને સબંધ રાખે છે તેજ હરામખોર ચંડાલ તારા આશક પર તારા પોતાના દસ્કતે લખાયલુ એક કાગળ તે નીચ કુતરાના હાથમા જવાને બદલે એમનુ એમ આખુ કાઇ એતેફાકથી મારા સ્વાધીનમા આવી ગયુ છે રૌશનઆરા! તુ સાધારણ રીતે તારા કાગળો પોસ્ટમા નખાવવા બાબે ઘણી ચોકકસ અને ચમરાક હોય છે પણ આ ફેરી તે ઠાપ ખાધી છે, બનકે કીસ્મત, કે જેની તું સદા ઠઠ્ઠા કરતી આવી છે, તે કીસ્મતે તને વાજબીજ દગો દીધો છે નીચ કમીની ઓરત! આ વખતે તે તાગ આશકને લખેલુ પાપી પલીદી કાગળ પોસ્ટ કરવા એકાદ માણસને સોપ્યું. તે નોકર બીજા બધા કાગજો ભેગો તે ગંધીલો તારો સંદેશો ટપાલના હાબલામા નાખવા લઇ ગયો—પણ રાતના વખને અંધારામા અને ઉતાવળમાં તેજ પાપી નજીસ કાગળ ટપાલના પીલરમા પડવાને બદલે ભોય ઉપર પડી ગયલું હોવુ જોઇએ.

તે નેહસ્ત કાગળ (જેની ટાઇપ કોપેલી નકલ આ સાથ તારી ખાત્રી માટે બીડુ છુ—અને જેનો એકેકે એક અક્ષર કમકમાટ ભર્યો બેશરમ છે) તે દોજખી કાગળ કોઇ મારા સાચ્ચા મીત્રે ઉપાડી લીધેલુ હોવુ જોઇએ, કેમ જે તે મારીપર એમનુ એમ નનામે નામે કોઇએ મોકલી આપ્યુ છે

આ કાગળે હવે મારી ચશમો ખોલી છે હુ આજ તુલીક આંધળો હતો. તારી બદચાલ માટે મેં ઘણુ સાભળ્યુ હતુ, પણ હુ તે માનતો નહી હતો પણ હવે! એ કાગલ અને નાપેકાર દગા! મે તને ખાક આથી ઉચકીને ધનના ઢગલાપર બેસાડી તેનો તે મને આવો નતીજે આપ્યો છે! હેફ પડજો તારી બેનફાઇપર અને તારી શરમભરી ગલીચ બદકારીપર! સાભળ—તે અને તારા ચાનની આશકે હવે મને છેક પર લાવી મુકયો છે તમો બેઉ હેવાન્યત ભર્યા ચડશેપર ફાંસો લેવાના મે પરવરદેગારને નામથી પવીત્ર સોગન ખાધાછે હુ છેલ્લ પાટલે હવે બેઠેલો છુ મારી ઇઝતનુ હવે ગમે તે થાઓ— મારી જીદગી હવે ખતમબી થાઓ—પણ હવે હુ તમો બેઉ પાપી હવસી હેવનોને જગમા બેઉ પાપી બેઆબરૂ કરી ઉઘાડા નહી પાડુ અને પછી તમો બેઉનો છવ નહી લેઉ તો હુ મારા બાપનો બેટા નહી મારા સુખનુ તે નખોદ વાળયુ છે-મારી આબરૂ તે લુટી ઉપકારનો તે અપકારથી બદલો વાળ્યો છે ના હવે તારી શીક્ષા માટે તઇયાર થા પાપી સ્ત્રી! તુ શુ મનમા એમ સમજે છે કે તે મારા મારા નામ ઉપર જે નામોશી અને બેઇઝતીનો કલક લગાડયો છે તે પછી હુ અદબ વાળીને મુગો બેસી રેહવશ અને તને મારા મકાનમા—મારે પૈસે-લેહર ઉડાવવા દઇ તારા પેલા નાતરસ શયતાનરૂપી યાર સાથ તને અપવીત્ર મજાહ કરવાની છુટ આપશ?

બદફેલ ઓરત! મારી તરફથી હવે દયાની વકી રાખતી ના.



( પા ૪૮ )

બેગમ સાહેબા રૈશનપ્યારા રૂસ્તમજંગ વકીલ.

આ લખાણથી હુ તને સેવટની ખુલ્લી ચેતવણી આપુ છુ. આજથી ચાર દહાડાની મુદતમા હુ એ બદકાર નજીસ કુતરો પાકુબ યુસુફખાન કોણ મુવોછ તેને ગોળીથી ઠાર મારશ તેનુ લોહી નહી પીવુ તો મને મારા મરનાર પેદરના કસમ છે અને તુ દગલબાજ પ્રકણ! જો તુબી મારી રીવોલવરનો ભોગ થઈ પડવા ઇચ્છતી નહી હોય તો આજથી ૪૮ કલાકની મુદતમા મારા સપાટામાથી દુર થઈ જજે યાને તારી ગધ મારતી હૈયાની તુ તારે પોતાનેજ હાથે ખતમ કરજે હુ આવતી પરમ દીને એટલે ૧૨ મી માર્ચ બપોરે મલકપેટ આવી પુગીશ જો તારામા સ્વમાનનો સેહજએ છાંટો મોજુદ હોય, જો તને તારી ઇજ્જત માટે જરા તણખા ભારબી હવે દરકાર રહેલી બાકી હોય, તો હુ જ્યારે મલકપેટ પોહોચુ ત્યારે તુને મુવેલી જોવાની વકીમા છુ, નહીં તો નેહમત કાબા—ખુદાને હાજર નાજર જાણીને કહુ છુ કે તારી બેઉન્યાદ છાતી હુ મારી જ બારની રીવોલવર વડે મારા પોતાને હાથે વીંધી નાખશ

લા૦ રૂસ્તમજંગ."

ઉપલુ કાગળ વાચીને પુરૂ કરતા બેગમે ખાસ્સી પદર મીનીટ લીધી! ઓ તે જાલમ ભયાનક સદેશો! સારી ખબરમા બેહોશમસ્ત થઈને જીવથી મદરઅદર ઉડી જવાનો તે ખુનખાર પેગામ હતો! આખુ કાગળ વાચી રહેતા રૈશનઆરા બેગમને ગળે કાચળી બાઝી પહેલી એકાદ બે મીનીટ તો તેણીની આખ્યોએ અધારા ફરી વળ્યા બીજી દરેક ચીજની બેગમે વકી રાખી હતી-પણ આમ તેણીના પોતીકા ખાવદ પ્રત્યેની પાણી બેવફાઇનો આબાદ મુદ્દો નવાબ સાહેબના હાથમા જઇને પડશે એવી ગણત્રી તો તેણીએ સ્વપ્નામા પણ રાખી હતી નહી તેણીના ધ્રુજતા હાથોમાંથી તે મોતનુ ડગમગ વારંટ ભોયપર લપસી પડયુ. તેણી એક જખમી થએલી વાઘણની પેઠે દબાએલી ચુસ મમેત ઝપાટ મારીને ઉડી—પેલુ જમીનપર પડેલુ કાગળ પાછુ ઝડપ મારીને ઉચક્યુ—ખુબ

ઝનુનથી તેને પોતાની મુઠીમા ભચડી કચડી નાખ્યુ—અને પછી પાછી નમોમ હાલતે લગભગ અધમુઈ જેવી સોફા ઉપર ધમ્મ કરતી કે તુટી પડી

થઈ ચુક્યુ ! નવાબ રૂસ્તમજંગનો ખાનગી પાજી અને દુષ્ટ સ્વભાવ તેણી ક્યા ઓળખતી નહી હતી ? દેખતી અને ખોલ્લે ખોલ્લી રીતે આ હેમતનાક કાગળમા તેવણે કાંઈ પોકળ ધમકી આપેલી નહી હતી—કંઈ ખાલી ભરાઈ હાકી નહી હતી કહી પણ બીનફાકટની ડફાસ મારે તેવો નવાબ રૂસ્તમજંગ આદમી હરગેજ નહી—તે બેગમ રોશનઆરા બરાબર જાણતી હતી તેણીના બદન માહેલી નસેનસ ધ્રુજી રહી તેણીના અંગમા એક ટાઢીનુ લખલખુ ભરાઈ આવ્યુ

"કાલે આવશે !" તેણી ધ્રુજતા હોઠના હોટ વડે જીવ સાથ બડબડી, "કાલે બપોરે ! ઓ હવે શુ કરૂ !"

પાચેક મીનીટ સ્તબ્ધ બનીને રોશનઆરા હવામા ટીકતી ત્યા સોફા ઉપર ઢગલા મીસાલ પડી રહી પણ વળી અચબુચ આચરે ખાઈ તેણી ઉઠી આ અકૂલાતુન ઓરત એક સાધારણ સ્ત્રી જાતીની કમળ બના વટથી કઈ જુદાજ પ્રકારની હતી ફાટ ફાટ થતે ડાળે દાત્યાં પીસીને તેણી ઉઠી અને લડકતી પડકતી પોતાની નાની રાઈટીંગ ડેસ્ક આગળ જઈને બેઠી એક પેનસીલ વડે તેણીએ ઝડપમા નીચલી બે ચાર લીટી ચીત્રી કાહડી—

**વાહલા યાકુબ,**

આ કાગળ મળતા તાબડતોબ જીવ નાખતો કે મલકપેક આવજે જીવ મરામર સામસો છે તારી ને મારી જીંદગી જોખમમ છે એક પળ ખોવા વગર આવ મોટર મોકલી છે

**લા૦ રોશન.**

આ ટુકો ને ટચ મરેશો તેણીએ એક નાના કવરમા મેલ્યો અને પછી તે એનવીલપ ઉપર મપાટાબધ એક સીલ લગાવી ઉપર સરનામુ કર્યુ

**તદ્દન ખાનગી**

બાકુબ સાહેબ યુસુફખાન
ડીટેક્ટીવ—
ચઉમહલ્લા રોડ,
હૈદરાબાદ સીટી

ઉપનુ સરનામુ ખમેડી કાહડવા બાદ તેણીએ ચગ લેગ્મા ઠોક્યો બેગમની દાસી તુરત હાજર થઈ

'ફાતીમા, જલદી જમાલ હુસેનકુ બુલા લા '' તેણીએ હુકમ આપ્યો

દાસી નીચે દોડી–અને બે મીનીટમા બેગમ રૈશનઆગનો વીશવાનુ પુરાણો નોકર જમાલ હુસેન આવીને બારણાના ઉમરપર ઉભો અને અદબથી બાઈ સાહેબને સલામ કરી

"જમાલ, મારૂ તાકીદનુ કામ છે–એક મીનીટ ખોવાની નથી. હમણા યાકુબ સાહેબ કાહ હોશે ?"

"જી–સીટીમેજ હોગા કયુ–કુચ ચીઠી લે જાનેકા હુકમ હય ?"

'હા—આપણી મોટર લઈ જા ને પવનની માફક ઉડી જઈ આ ચીઠ્ઠી તેવણને પોહચાડ"

જમાલે પાછી સલામ કરી–તે ચીઠી લીધી

"જી, અચ્છુ કુચ જવાબ—"

"નહી જવાબ બવાબ કઈ નહી. એજ મોટરમાં બેસાડી તેવણને અહી લાવ જો જમાલ–હુ તુને અચ્છુ ઇનામ આપીશ પણ વખત ખોવતો નહી––"

"અભી સબ ચલા, બાઈ સાહેબ"

"કેટલો વખત સીટીમાં જતાં લાગશે ?"

"ઓહ–મોટરમે પદરા મીનટ બ્હોત હુવા ' અભી સવા નવ બજે–દસ બજેકી આગુ યાકુબ સાબકુ લાકે સબ ખડા કરૂ, તો પીછે કયા હય ?"

"શાબાશ ! દોડ–જલદી દોડ !"

*　　　　*　　　　*

દસ વાગીને ઉપર પાચ મીનીટથી થઈ ગઈ–પણ હજી જમાલ હુસેનની મોટરનો પત્તો નહી મળે ! ખાસ્સી પચાસ મીનીટોનો વચમાનો ભયકર લાબો અતર તનની કેવી ઉચાટ અબડપબડ અને મનની શી કાતીલ મુઝવણમા બેગમ રૌશનઆરાએ ગાળી કાઢાડયો હશે તે તો તેણીનો જીવજ જાણતો હતો ! આ હેબતનાક પચાસ મીનીટ તેણીને બરાબર પચાસ કલાક જેટલી લાબી લાગી બેગમે એટલા અરસામા કાઈ પચાસેક વખત બારીએ જઈને રસ્તા તરફ ડોળા તાણ્યા હશે–કાઈ દોહડસોએક વખત ભીતે ટાગેલા ઘડીયાલ ગમ આતુર ચશ્મો ફેકી હશે !

પણ અતે દુરથી જમાલ મીયાની મોટરનુ ઓળખીતુ 'હોર્ન" ફુકાતુ સભળાયુ આહ ! આખરે આવ્યો ! બેગમના હૃદય પરથી જાણે અધ મણીકો ઉચકાઈ ગયો એક પદર વર્ષની નાનકડી છોકરી મીસાલ ભુસ્કો મારીને તેણી બારીએ દોડી બીજી બે સેકડમા મોટર ઘરરરરર ઘરરરરર કરતી પોટીકોમા ધસી આવી–અને માહેથી એક અધીર વયનો કોઈ હૈદ્રાબાદી મહોમેદન ગ્રહસ્થ બાહેર કુદી પડી બગલામા દાખલ થયો.

જે શખ્સને બેગમ રૌશનઆરાએ પોતાનો ગેરકાયદાસરનો પ્રેમ સપુરદ કર્યો હતો–જે ધણીને ખાતર તેણી પોતાના હકદાર પાદશાહી ખાનીદને બેવફા નીવડી હતી–જે પ્રસીધ્ધ ડીટેક્ટીવ યાકુબ સાહેબ યુસુફ ખાનને લીધે તેણીની હોરમત, તેણીની જીદગી વગેરે, ધારતીમા આવી પડી હતી–તેજ તેણીનો આશક આખરે તેણીની જીવ સટોસટ ઘડીએ તેણીની બાજુએ ઉભો રહેવા જીવ નાખતો કે તીરની મીસાલ મલકપેઠ ઉડી આવ્યો હતો

નીઝામ સરકારની પોલીસના "ક્રોમીનલ ઇનવેસ્ટીગેશન ડીપાર્ટમેન્ટ" મા ઉચી પદવી ધરાવતો આ પ્રખ્યાત ઈસ્લામી અમલદાર યાકુબ સાહેબ ખાસ્સો ૭ ફુટ ઉચો, અને ગરાડ જેવા આગે ભરેલો, પચાસેક વર્ષની ઉમરનો એક કોઇ દમામદાર ઈઝતદાર શખ્સ પહેલી નઝરે દીસી આવતો

હતો તેની લગાર ધોળી થવા આવેલી મોટી જબરદસ્ત મુછ માથનો ઓડેલી દાહડી સાથનો ચેહરા એક કોઇ જાલમ પ્રકૃતીના કરડા કઠોર સ્વભાવનો અચ્છો ખ્યાલ આપતો હતો દેખાઈની રીતે હેદરાબાદ ગજના આ મશહુર કાબેલ ડીટેક્ટીવનો "રોશન મંઝીલ"માં છુટથી આવજા કરવાનો માહવરો હોવોજ જોઇએ—કમકે મોટરમાથી બાહેર પડતાજ તે મેહજ.બી અટકયા વગર યા કોઈના કહેવાની રાહ જોવા વગર, ધડધડાક માળ • એગમ માહેબના 'ખુડવાર' ભણી ચઢી ગયો

રોશનઆરા બેગમે તેને અંદર દાખલ કર્યો અને પછી બારણાને માહેથી બંધ કરી કળ લગાવી

"રોશન! કેમ? શુ ધોટાળો છે?" યાકુબ સાહેબે એક ખુરસીપર બેસતા કાંઇક નફરતી ધરે પુછ્યુ અજબ થવુ—અકળાઈ જવુ—યા બીહી જવુ એ શુ ચીજ હતી તે આ નામીચા હેદરાબાદી પોલીસ ઓફીસરને મુદ્દલ માલમજ નહી હતુ

બેગમના ગળામા જાણે ડુમ સુકાઇને છોડયુ થઈ ગઈ હતી

"હા—બધો ધોટાલોજ છે," તેણી ફાટેલા બોખરા અવાજે જેમ તેમ બોલી, "યાકુબ, હવ આપણુ શુ થશે! બધુ આવી બન્યુ છ—"

તે નામાકીત અડગ ડીટેકટીવે બેહદ તીરસ્કારથી મ્હો કુમળાવ્યુ

"શુ આય એમ નાટક દેખાડવા મને મારતી મોટરે બેચાની મગાવ્યો કે? રોશન, કેટલી વખત મે તુને કહયુ છ કે કોઇબી ચીજ એવી નથી કે જેને માટે આટલી બધી હદે અકળાઈ જવાની જરૂર હોય? મને કેહ-શુ બનાવ બન્યો છે! એટલી ફગળાઈ કેમ ગઇ છ?—"

"મારો જીવ ગભરાયછ—મારા હાથ ધ્રુજેછ—યાકુબ, જો આય વાચ!"

આમ બોલી બેગમે એક ઉઘાડી ચીઠી તે પોતીકા યારના હાથમા મેલી યાકુબ સાહેબે તે લીધી અને તે ચીઠીના દસક્તો ઉપર એક ઉડતી નજર નાખી

"ઓહો! નવાબનુ કાગજ દેખુ!" તે જરા અર્ધ રમુજ, અર્ધ

અજાયબીથી ભરા ઉચરાન બોલ્યો

"વાચ--વાચ ! જલદી વાચ--"

બેગમ હમેશા મુજબ થઇને પોતાના સોફા ઉપર પાછી બેઠી ગઇ અને વધુજ ઇંતેજારીથી યાકુબ સાહેબના ચેહરા ઉપર થતા ફેરફારને તપાસવા પડી ખુરસીપર અઢેલાઇને એક હાથે પોતાની જુલફાદાર મુછ સમારતો જઇ તે ડીટેકટીવ નવાબ રુસ્તમજંગનુ મજકુર ખતની કાગળ ઘણોજ નચીંત રીતે વાચતો બેઠેલો હતો

એક ખચીત અસાધારણ લાખડી નસા ધગશનો તે મુસલમાન ડીટેકટીવ હોવા જોઇએ નવાબના કહેરમા કઠોર શ્રાપો, તેવણના જખ્મનમા જખ્મન ફીટકારો, અને તેવણની ગીલામા સીલા ધમકી વાચતાબી યાકુબ મીયાનુ એક પાપણુ સરીક ફડક્યુ નહી તે ઘણોજ એક ખુબસુરત મર્દ તો કહેવાયજ નહી--પણ તેનો મરદાઇભર્યો ખરબચડો સામળો મુખડો, તેની કાળી મોટી આંખો, તેના જાડા ખડબચડા હોઠોપરથી તે ગાઇનાબી દીલપર અસર કરે તેવો તેનો સામાન્ય દેખાવ હતો તે અસલ એક ઉચા હૈદરાબાદી ખાનદાનનો નબીરો હતો—પણ મુરબ્બીએ પોતાની જવાનીમા જેમ ગમે તેમ "બુઢા મીં" વાળીને છેલ્લા છ સાત વર્ષ થયા નીઝામી પોલીસની નોકરીમા હોમાવ્યુ હતુ આ લાઇનમા યાકુબ સાહેબને મન પતીજ બેતર મળી ગયુ હતુ--અને ટુંક મુદતમા એક સાધારણ પોલીસ જમાલદાર ઉપરથી તે પોતાની જાતી ચણગકી વડે નામદાર હુજુરના ડીટેકટીવ ખાતાના ઉપરીના ઓધ્ધાપર ચઢવા પામ્યા હતો સારા હૈદરાબાદ રાજના ઠગારાઓ, ગલાફાસુ બદમાશો, અને ગુનેહગાર ખુનીઓ આ જબરદસ્ત ડીટેકટીવથી કાપતા હતા એક કાબેલ ડીટેકટીવ ઓફીસર તરીકે યાકુબ સાહેબનુ નામ નીઝામી મુલકના ખુણેખુણામા પકાયલુ હતુ તેની હાવકી ગણત્રીબાજ યુક્તીઓ આગળ ભલભલા પુરાણા કામીઓ આજેજ થતા હતા કોઇબી અગત્યનો મોટો કેસ એવો નહી હતો કે જે યાકુબ સાહેબના મુનતકામ હાથમા સોપાતો નહી હોય. ખુદ સાહેબાર,

મને પછી તુને ગોળી મારશે એ રૂસ્તમજગનો કપટી અને ખારીલો સ્વભાવ મને તારા કરતા વધારે માલમ છે!"

"ઓ અલ્લાહ! તાહરે હવે—"

"જો રૈશન!" યાકુબ સાહેબ હવે લગાર કટાલીને વચ્ચે બોલી ઉઠ્યો "એમ હીચકારાની માફક માથુ કુટયા કરશુ તેથી કંઈ એ અહીં આવતા અટકવાનો નથી એ આવવાનો તો ખરો—ને રીવાલ્વરબી લાવવાનો! ગામમા આપણી નાલેશીમી કરવાનો—એ એકજ ઝબાનનો તારો ખાવીંદ છે કંઈ ઘણાજ આકળા ઉપાયથી આ બદબખ્ત સંગતને જો આપણે ઉલટાવ્યો નહીં તો તારી ને મારી રૂશવા થશે ને આપણને છુવવી જરુજ પડશે"

બેગમે પોતાના રેશ્મી રૂમાલ વડે પોતાનુ મ્હોડુ ઢાકયુ અને ડુસકા ખાવા માડયા—

"ઓ યાકુબ, યાકુબ!" તણી રડતા અવાજ કઢવી પડી, "મારા જાન જશે તેની મને પરવા નથી—પણ મારી જગતમા હુ બેઆબરૂ થવશ—મારીપર લોક યુકરો-એ નીચાસ્થી-ઓ-ઓ-ઓ-મારૂ મ્હોત થાયછ—"

યાકુબ સાહેબે ગમગીનીથી મેહજ હસીને બેગમના બેઉ હાથ તેણીના મ્હોડા પરથી ખસાડયા અને પોતાના રેશ્મી રૂમાલ વડે તેણીની આખ્યો લુછી

"રડ ના—રૈશન હમણા રડવાનો ટાઈમ નથી, લડવાનો ટાઈમ છે ઉઠ, મારા જાન-દુનીયાર ચા આય નનામ એટેલો બંધો મરયા ખાયછ—પણ એ હેમક તુને ને મને દુન્યામા રૂસ્વા કરી શકનેજ નહીં તુ નચીત રેહ હુ તેને માટે જોખમદાર છુ વાહલી, તારા કરતા મને પોતાને એવી જાહેર નાતેનીથી વધારે બોહવાનુ છે"

"પણ તાહરે તુ શુ—યાકુબ, તુ—"

"હુ નવાબ સાહબ રૂસ્તમજગના બહાદુરો બોલત ઉડનાતીન કનાક છુવના ગોના દેવા માગતો નથી!"



(પાના ૫૪

ડીટેકટીવ મીર યાકુબસાહેબ યુસુફખાન.

"યા અલ્લાહ! તુ એ શુ બોલેછ!"

"કોઇઆ જોખમે—કોઇની બોગે-આપણી નામોવીનો એક સસારો આ બાહેર પડતા અટકાવવા જોઇએજ નવાબ સીવાય તે વાત કોઈ બીજુ જાહેર કરવાનુ નથી"

'પણુ—પણુ—પેલા નનામા આદમીએ નવાબ પર મારી ચીઠી મોકલી તે અણુજાણ્યુ આદમી—'

"છટ! નવાબનો ગુસ્સો થઇ ગયો તો પછી તે નનામા આદમીનુ અકલ ડાકલનુ આવુ વાહીયાત બોલવુ માનશે કોણ? રૈશન—બધી એ મોહકાણુ તારી બેવકુફાઇથીજ થઈ! આવુ એક કાગજ તે ટપાલમા નાખવા એક ગાવડી માણુસને આપ્યુ! તારી અકકલ કાહ ગેઇ'તી'—"

"એ હુ શુ જાણુ કે એમ થશે! પણુ યાકુબ, શુ તુ ખરેખર-"

"ખામોશ! હમણુ તકરાર કરવાનો વખત નથી ઉઠ—વાહલી-ને ચીઠી લખાઉ તેમ જલદી લખી કહાડ"

એગમ રૈશનઆરાના જીવમા નવા જીવ આવ્યા હતો તેણીનો રડમેસ ચેહેરો એક અજબ જાતની આશાથી પાછો જરા ખુલી ગયો આ બાહોશ ડીટેકટીવની જોરાવર મનશકતી વીશે તેણીને બહુજ ઉચો વીચાર અને વીશ્વાસ હતો ગુપચુપ ઉઠીને વહેલી વહેલી તેણી એકવાર ફરીથી પોતાની 'રાઇટીગ ડેસ્ક' આગળ ગોઠવાઈ અને એક સેન્ટથી મઘમઘતુ નાનકડુ નોટપેપર કાહડી સ્ટીલ પેન સહીત તેણી યાકુબના લખાવવની રાહ જોતી બેઠી તે ડીટેકટીવે અત્યત ધીમા અવાજે હળવે હળવે નીચનુ કાગળ તેણી કને લખાવ્યુ—

"રૈશન મઝીલ'

મલકપેઠ-તા૰ ૧૧ મી માર્ચ ૧૯૦૬

**નવાબ રૂસ્તમજ'ગ, જોગ—**

મારી સામેના તમારા ગાળગલોચથી ભરેલા ઘાતકી આરોપો તદન જુઠા અને કલ્પીત છે. હુ' એવી જાતના તમારા હુમલાઓ તરફ તીરસ્કારથી જોવુ છુ—અને જે જે બોહતાનો તમે મારી દામ-

નની સામે મેળો છો તેનો હુ ધીક્કાર સાથ સામટો ઇનકાર કરૂ છુ જો ચાહુ તો યાકુબ સાહેબ પર મે લખેલા કાગજ માહેલા બોલ બોલનો હુ મનપતીજ ખુલાસો આપી શકુ—પણ મારી મગરૂરી અને મારૂ ગનીમાન મને તેમ કરતા અટકાવે છે તમે મારી સાથ જે રીતે છેલ્લા ત્રણ ચાર મહીના થયા ગરતામાના પાપીયા કુતરાની માફક વર્તો છો—અને જે નફરત ભરેલ ઝબાનમા તમોએ મને છેલ્લે કાગળમા ગાળો દીધી છે—તે પછી મને તમારી આખ્યોમા પાછી સરખી મનાવવાને કશી ઉલટ રહી નથી તમારી સાથની આવી કંગાળ હાલતમા જીંદગી ભોગવવાને ઠેકાણે હુ પોતેથી હવે ખચીત તમારી સુચના મુજબ અમલ કરવામાંજ વધારે ફાયદો જોઉ છુ તમારી હૈયાફુટી સલાહ મુજબ મારી જીંદગીનો મારે હાથેજ અંત લાવવાનો મે ઠરાવ કીધો છે—જે જાણીને હવે ખુશી થજો

ઘણુંજ મુશ્કીલ સબબો સબબ આમ મારે હાથેજ મારૂ ખુન કરવા માટેની જગ્યા મે મલકપેઠમા નહી પણ સુરૂનગર ખાતેના તમારા 'લીલી કોટેજ"મા ઠેરવી છે એ શરૂનગર હુ કાલે—૧૨ મી તારીખે—સહવારે જઇશ ને ત્યાના માણસોને રજાના કરી દઇ હુ આપઘાત કરીશ મલકપેઠમા એવા બનાવથી નાહક વાતની ઉબા કરવા હુ ચાહતી નથી

જો મારા મોતથી તમારા જીવ ધરાય તો પછી મારા મુવા પછી ગામમા આપણા ખાનગી મામલાઓ વીગે રંજ હાલી પાટાવશો નહી એજ મારી છેલ્લી વખતની તમને અરજ છે.

આવતી કાલે—૧૨ મી તારીખે—સાંજે ૭) વાગતે શુરૂનગરમા તમારા "લીલી કોટેજ"મા આવજો અને ત્યા મારૂ મુડદુ જોઇ ખુશી થજો

લી૦ રોશનઆરા.

બેગમે કરાર મુજબની સ્ટીલપેને ઉપલો સંદેશો ચીતર્યો અંગ-પણ પછી ગભરાઇને પોતાના યારનું મોઢું ઢીકવા પડી. યાકુબ સાહેબે તે ચીઠ્ઠી હાથમાં લીધી, સંભાળથી આખી પાછી વાંચી અને પછી મજેહની કડીવાળી એક નાનકડા એનવીલપમાં મેલી તે કવર ઉપર બેગમને હસબને નવાબ રૂસ્તમજંગનું સરનામું કરાવ્યું. ત્યાર બાદ તે ચીઠ્ઠી બેગમની રાઇ-ટીંગ ડેસ્ક ઉપર એક પેપર વેટ તળે ઓચ્છી દેખાય તેમ દાબી મુકી.

"બસ! બાકીનું તું મારીપર છોડ! આ ચીઠ્ઠી નવાબ અહીં આવીને કાલે વાંચશે રોશન. તું હવે ચાલ મારી સાથે"

"તમારી સાથે-કાહાં?"

"જહાનમની આગમાં! હું જ્યાં લઈ જાઉં ત્યાં તુંને આવવું પડશે, રોશન તુંને મારા હૈદરાબાદના મકાનમાં આજે ને કાલે રહેવું પડશે. હાવે પછી આપણુંને છ વાગતે શુકનગર હાજર થવાનું છે!"

"ઓ યાકુબ! એ શું તું કરવા માગેછ?" બેગમના હોશકોશ ઉડી ગયા હતા.

"અહીં તું એક કલાકથી જ્યાદા રહે તે સલામતીભર્યું નથી—મારી વાહલી," યાકુબ સેહજ હસીને હવે નરમ અવાજે બોલ્યો "કાઇબી જોખમે આપણુંને આપણી જીંદગી બચાવવાની છે. તુંને મારીપર એતબાર નથી?"

"છે—ઘણો છે—પણ મારા યાકુબ—?"

"એક બોલ વધારે નહીં!—હું નીચે 'હોલ'માં બેસુંછ તું તેટલા તૈયાર થા. તું કાહાં જાયછ—ક્યારે પાછી આવશે—ને બાબે માણસોને કાંઇબી કહેવાની જરૂર નથી. તે બધું હું જોઈ લેવસ."



## પ્રકરણ ૫ મું.

### પારસી સાચ્ચો—પણ કાચ્ચો!

મુસાભાઇ ઉસમાનના 'કોસમોપોલીટન હોટલ" માં આગલી રાતે મરતેબાન કમરી આવ્યા પછી બીજે દહાડે રવીવારે જ્યારે સોહરેબ જસા-

વાળો આસ્તે રહીને મેટ વેસ્ટરન હોટલના પોતીકા ઓરડામા સાડા આઠ વાગતે અવાચી ખાતો ઉઠયો ત્યારે તેનો અવતાર એક ચાલીસ વર્ષની વયના ટટણખાર ભરજવાનના કરતા એક લીલા ભુમલ્લાને વધારે મળતો આવતો હતો કમબખ્ત ઉસ્માનના તીખા તમતમતા ખીમાના પાટીસની માયનુ પેટ બળેરે! ગોદરેઝને આખી રાત એ અચરકચર બટાકેદાર મોગલાઈ ખાણાથી છાતીએ ડાહે બળ્યા કરી રાતના મોડેથી સાડા બાર વાગતે તેણે પોતાના હોટલમા ધોલ્યાપર બરડો નાખ્યો ત્યારથી સહવારના અવ્વારેથી તે ઉઠયો ત્યા સુધી ગોદરેઝે એક બેકરાર બીછાણા ઉપર તખલ તખલ કરયા કરી હતી એક તો હોજરામા કેમગ્યા પુલાવ ઉલગઅગડી રમે અને બીજી મેર—'

બીજી મેર—શુ? પેલી દહીત્રા જેવી ગોરી ગાનારી મુસલમ ની માહતાબનો ચીત ચકડોળ બનાવનારો મુખડો નજર આગળથી ખીસ્તા ખીસે નહી! ઉંઘ તો આવેજ કયાથી? ગોદરેઝે બેઉ આખ્યોપર રેશ્મી સાડીનો ટુકડો તાણીને બાધ્યો—માથાંપર પોચો ટકયો દાબીને ધાકયો-તેણે ઉંઘાવાની જીવતોડ કોશેશો કરી ફોકટ! આની આખીને "બ્યુટીફુલ ડાલ" સરખી તે છોકરીની કાળી ટપ્પર આખ્યો અને તેણીનો અદભુત સુરીલો અવાજ ગોદરેઝની સામે આની ઉભાજ રહયા કર્યો કઈ સુજ નહી પડયુ ત્યારે ઉઠીને અમથું અમથુ કાઇ વીસેક વખત તેણે જગમાથી ઠડુ પાણી પીયા કર્યુ— કેટલોક વખત તે તે ઓરડાની બારીએ જઇને ઉભો—પછી વળી પદરેક મીનીટ ઇલેકટ્રીક લાઇટ 'સ્વીચ-ઓન' કરીને તેણે ટઇ ચોપડી વાચવાના ફાફા માર્યા વ્યર્થ—બધુ વ્યર્થ ગયુ માહતાબ! આહ—એ માહતાબે આ સદાના સ્યાના સલુકવાળા સમજુ ગોદરેઝને ખસ ઘેલુ લગાડયુ હતુ છેક પાછલી રાતે ચારેક વાગતે તેની જરા આખ લાગી ખરી—પણ તેબી તદન અડકચરી ઉંઘ હતી

*    *    *

સહવારના દસેક થયા હશે ગોદરેઝ પોતાની કાફીનુ કપ લઇ, હજામત કરી, નાહી ધોઇને પોતાના ઓરડામા ઇઝીચેરમા લેટી તે

સહવારનુ 'ટાઇમ્સ' વાંચતો પડેલો હતો—તેટલા બારણાપર બાહેરથી કોઇએ ટકોરા માર્યા.

"કમ ઇન!" તેણે બેઠા બેઠા બુમ પાડી.

બારણુ ખોલીને હોરમજી આંટયા અંદર ચાલી આવ્યો—

"સાહેબજી ગોદરેજજી! કેમ રાતના મજાની ઉંઘ આવી'તી કે?"

"ઉંઘ?—હા—નહી, જરા અકરવકર બયાજ કીધી. આપુને એવુ બાગી ખાવાની ટેવ નહી કેની—તેથી—"

"જરા રાતે ઉજાગરોબી થયો તો, સાહેબ!" હોરમસજી વચ્ચે બોલી ઉઠયો "તમુને દેખઇતો ઉજાગરો મદનો નથી. હુ તો વીચાર કરતો'તો કે આજનો દાહરો આપરા હાથમા છે તેટલા આજે રાતે રોયલ ઓપેરા હાઉસમા 'ડીપ્લોમસી'નો નાટક છે તે જરા જોઈ આવતે"

ગોદરેજ જસાવાળાએ પોતાનુ ડોકુ 'ટાઇમ્સ' માજ ખોસી રાખ્યુ પોતાના હમશગીક ક્લાર્કની સુચનાનો તેણે જવાબ દીધો નહી

"તાહરે બે ટીકીટ લઇ આઉ—શેઠ?"

"ઉં?—બે ટીકીટ?—નહી, મને અંગ્રેજી નાટકોનો ઘણો શોખ નથી તમુને ગમે તો તમે એખલા જોઇ આવોની?"

"હુ—હુ એખલો જોઇ આઉ?—અરે નારે, સાહેબ! આપુને ગરીબ માણસને એવા પઝાગ ઉંજ નહી. હુ તો મકુ જે તમુને શોખ હોય તો—"

"નહી—થેંક યુ! મારો તો કઇ વીચાર થતો નથી"

"ઓલ રાઇટ! તાહરે માડી વાળ્યે"

"હોરમજી, આજે રાતે આપરે પેલી ગાનારીને સાભળવા પાછા જઇશુ."

આસ્તેથી ડોકુ ઉચકી, લગાર અજાયબીથી ભવા ચઢાવીને હોરમજી આંટયાએ પોતાના આ શેઠશા ગમ જોયું અને પછી ખીસામાથી તપખીરની દાબડી કહાડી બે સહરંકા ભર્યા.

"આજે રાતના પાછા—મકુ ફરીથી તાહ પેલા મુસલમાનના હોટલમા જવા માગોછ ?"

"હા !—કેમ કઈ તમુને વાધો છે ?"

"વાંધો ?—મને શુ વાધો હોય ? પણ મકુ—એકનુ એક છુ-છે તે-"

"એ છોકરી ઘણુ ફાકકુ ગાયછ તમુને કટાલો આવતો હોય તો હુ એખલો જવશ મારે ખાતર તમુને રાતના મોડે સુધી હલાકીમા પડવાની કઈ ખામ જરૂર નથી"

હોરમજી આટયાના હોટપર એક ઝીણુ-મદુજ બારીક-રમુજનુ હસ્વુ પકરાયુ તેવણે તે હસ્વુ છુપાવવા જઅગાક આરતેથી પોતાનુ નાક મમળ્યુ

"અરે નારે, હુબી તમારી સાથે આવશ માગ મનમા એટનુજ કે એવી જગાએ તમારા જેવા શેઠીયા રોજ ને રોજ જાય તે કઈ આપુને—મકુ—ઠીક નહી લાગે"

"નોનસન્સ ! અમથુ મ્યુઝીક સાભળવા જઇએ તેમા ખોટુ શુ છે ? ને વરી રોજ ને રોજ કોણ જાયછ ? આવતી કાલે તો હુ પુને જવાનો પછી કાહ એ માહતાબને સાભળવા જઈ શકવાનો ઉતો ? એ હોટલનો માલેક તો કેઈ રીસ્પેકટેબલ માણુમ લાગેછ—નહી ?"

હોરમજીએ પાછી એક ચપટી તપકીર સુઘી-અને કશો ઉત્તર વળ્યો નહી

'કેમ ?—એ એક સાધારણ ખાનીપીનીનુ હોટલ છે, કેની ? મને તો તાહ કઇ વાધાભર્યુ દીસ્યુ નહી ઓશોની-હોરમજી તમે શુ ધારોછ ?"

"તે તો શેઠ, આપરે કેમ કેહી શકગે ?"

આ ઘરડો કારભારી જે રીતે કાસીકગઝીને બોલતો હતો તે ગોદરેઝના ધ્યાનમા બીલકુલ ઉતરતુ નહી હતુ તેણે 'ટાઈમ્સ'મા પાછુ નાખ ખોસ્યુ અને બે ચાર મીનીટ ચુપચુપ વાચ્યા કર્યુ. પછી એકાએક તેણે પાછુ પેપર પેટપર મેલી દઈ પોતાના મદદનીશ મુનીમ ભણી જોયુ

"હોરમજી, પેલી માહતાબ છોકરી ઘણીજ રૂપાળી-મકુ-એક યુરો પીયન ગર્લના જેવી ખરેખરી પ્રીટી છે-નહીં ?"

"મને તો કઇ એટલુ બધુ લાગતુ નહીં, સાહેબ આપણે તો બા હવે ઘરડા થયા—એ બાબદમા આપરૂ મન કેવુ હોય ?"

"વેલ-ઓલ્ડ મેન ! તાહરે હુ તમુને કેહુછ કે એ માહતાબના જેવી ખરેખરી પુનમના ચાદ સમાન ખુબસુરત હુરી મે તો મારા જીંદગીમા અત્યાર સુધી નથી જોઈ !"

ગોદરેજે 'ટાઇમ્સ' વળી ફરીથી ઉચકયુ અને અંદર મુંહ ઘાલ્યુ હોરમજીએ એક આખ ચુચી કરીને પાછી દાબડી ઉઘાડી

એકાદ મીનીટ ઓરડામા ચુપકીદી પથરાઈ, અને ગોદરેજે પાછી વાત છેડી—

"હુ ખરૂ કેહુછ—હોરમજીબા ! માનના હેવ તો માનો ! હુ ચીન, જાપાન, અને બરમા, હીંદુસ્તાન, સીલોન બધેબધ ફરયોછ—ને મે ઘણીબી ઓરીએનટલ બ્યુટીઝ જોઇછ-પણ આય પેલી મુસલમાની છોકરી !! બાઈ જોવ ! શુ એના ચેહરાનો વનડરફુલ એક્ષપ્રેશન છે ! ને એનો અવાજ ! ઓહ-જાણે એક બુલબુલ ગાયછ !"

"ગોદરેજજી શેઠ-બેઅદબી માફ છે !-પણ રજા આપો તો એક વાત કેહવાની હીમત કરૂ"

"હા-બોલોની !"

"એટલુજ સાહેબ કે આજે રાતે કેઠે બીજે ચાલો તો સારૂ-"

"પણ કાય ?"

"મને એ માહતાબ ફાહતબના રંગ ઢંગ કઈ-છે તે-ઘણા ધ્યાનમા નહીં ઉતરતા"

ગોદરેજ સેહજ ધીમેથી હસી પડયો

"હોરમસજી-મને લાગેછ કે તમે અમથા 'પ્રેજુડીસ' થઈ ગીયાછ. એ છોકરીનો બાપ કેઈ લફંગો ને ખઉ-કરકુ જેવો લાગેછ ખરો-પણ એ માહતાબના બાબમા તો—છટ ! એવુ કઈ હોય એમ મને નથી લાગતું"

"વારૂ સાહેબ—પણ ગુસ્સે ના થતા અ—હુ પુછુ કે કામે તમે જરૂરજ પુના સીધારશો ?"

"જરૂર વગર શકે"

"ને તમે ચોથી પાચમીએ મુબઈ પાછા પધારશો ' તેની અગાઉ નહીજ ?"

"નહી—તેની અગાઉ નહીજ પણ કેમ ? કઈ એટલુ ચાપી ચાપીને પુછોછ ?,'

બુઝોર્ગ હોરમજી આટયો હવે ઉઠીને ઉભો થયો અને હળવેથી ચાલીને પોતીકો શેઠ બેઠો હતો ત્યા આવ્યો—

"જોવ ગોદરેજજી શેઠ ! હુ તો તમારો નોકર પડયો—એટલે મારેથી ઝાઝુ બોલી શકાય નહી પણ મેબી બાવન દીવાળીઓ જોઈછ તમો સહેબ હજુર દુન્યાદરીના જરા કાચ્ચા છેઓ મને માફ કરજો, સાહેબ પણ મને બોલવા વગર ચાલતુજ નથી તમે આય 'કોસમોપોલીટન હોટલ' મા આજ પછી પાછો પગ નહી મુકશો તો તેમા ફાયદોજ છે મારા જેવા ઘરડા નોકરનો બોલ યાદ રાખજો, આય મુસા બુસા અને પેલી છોકરીના બાપ મેહમદુ ઉસ્તાદ મીયા જેવા માણુસો વચ્ચે તમારા જેવા જુવાન બીનઅનુભવી ભોલા શેઠીયાનુ કામ નથી"

હોરમજી આટીયો એટલી તો ઓજરખ્વાહીથી આટલા સખુનો બોલી ગયો કે ગોદરેજજી પાસેની ટેબલપર હાથમાનુ 'ટાઇમ્સ' મેળી ઉઠી ઉભો થયો—અને પછી ખડખડાટ હસી પડ્યો

"તમે એમ ધારોછ કે એ માહતાબને. બાપ મેહમુદ કોઈ બદમાશ પોશાગીર છે ?"

"એ મેહમુદ આય ગોરી મડમ જેવી છોકરીનો બાપ છેજ નહી, ગોદરેજજી શેઠ ! તેનો એ બાપ હોય તો મારો જમણો હાથ કાપી નાખુ ! ગમે તે હોય, પણ એટલુ તો ચોક્કસ છે કે આય મુસાભાઈ અને મેહમુદ




(મ-૧ ૩૮)

મી૦ હોરમસજી આટયા.

બાહેર ચાલમા પડતા તે મોટેથી જીવ સાથ બડબડ્યો —

"આય મારા નાહલ્લાને જીવની કાની સભાળવો પડશે! તદ્દન બન્યા જેવુ બન્યુ છે!"

*　　　*　　　*

તે રાતના છેક એક વાગતે જ્યાર ગોદરેજ જસાવાળા અને તેવણુનો ક્લાર્ક 'કોસમોપોલીટન હોટલ'ના માળપર ચાલતુ ગાણુ સાભળતા પાસે પાસે બેઠા હતા ત્યારે—અરે!—તે શ્રીમત સોહવામણા ખાનદાની જરથોસ્તી જવાનના ચેહરાપર થતો ફેરફાર, માહતાબના ખુબસુરત મુખડાપર ચોટી રહેલી તેની આખ્યોમા વ્યાપી રહેલો ચમકાટ કઈ કલમ વર્ણવી શકશે! માહતાબ તે રાતે તો કાઇ ઓરજ વધારે ઠેરો કરીને આવી હતી ફીકકા ગુલાબી પોતાના મુસલમાની રેસ્મી પોશાકમા તેણી ખચીતજ તે રાતે એક પરસ્તાનની હુરી સમાન લાગતી હતી આજે રાતે કોણુ જાણે શુ સબબથી તેણીનો ગોરો મુખડો જરા ખુશીમા હતો—અને ગઈ કાલ કરતા ઉલટીજ રીતે આજે તો તેણી આખો વખત પોતાની મોટી કાશમીરી આખ્યો ઉચકી ગોદરેજના ગમ અવારનવાર જોયા કરતી હતી ગોદરેજ તે રાતે એટલીવારમા ખાસ્મા બસો રૂપીયા તે ખુબસુરત ગાનારીને આપી ચુકયો હશે હજી બીજા વધુ ખુદા જાણે તે કેટલા આપે ગયો હતે—પણુ આણી-મેર કમબખત હોરમજી આટયો કયારનો આભરખોધામા પડયો હતો માહતાબની એક વધુ ભૈરવી પુરી થઈ કે હોરમજી જાણે ઘર જવાને બસ રણુ પરજ ચઢયો એક વાગીને ઉપર દસ મીનીટ થઈ ચુકી હતી હોરમજીએ ગોદરેજના કાનપર પડીને કાઇ ઘણુજ ગભીરાઇથી ખુદા જાણે શુ કહ્યુ—કે આખરે તે ભાણુભુલો પારસી જવાન શેઠયો એક નીસાશો નાખીને ઉઠયો તેણે જતા જતા સેહજ હસીને માહતાબના હાથમા એક બીજી ગીની સેરવી—અને પછી વ્હીલે મ્હોડે તે હોટલ હોરમજી આટયા સાથ છોડી જઈ બાહેર ઉભેલી એક ભાડુતી વીકટોરયામા બેઠો



# પ્રકરણ ૬ ઠું.

## પ્રેમની પુતલી.

૧૨ મી માર્ચ—અને સાંજે સાડા ૭ વાગતાનો શુમાર હતો

નીઝામ સરકારના રાજમાં ચદરઘાટ શેહરની અંદર આવેલા ખબર તાબાદ પગ મધે નવાબ બહાદર રૂસ્તમજંગની સદાની વાજતી ગાજતી "મની મંઝીલ" ઈમારત આ દીવસે કાંઇ અજબ શોકાતુર સુસ્તીમાં માહેલ ગીરફતાર બનીને ચુપચાપ મુગીમતર હતી તે માલેતોઝાર મકાનનો માનવંત માલેક એક લાંબી ગેરહાજરીની મુસાફરીએ કાલે ઉપડી ગયલો હોવાથી નવાબ સાહેબના નોકર નફરો બી જાણે એ જુદાઇના ઝુરાપામાં પોતપોતાના કોટરાઓમાં ભરાઈ બેઠા હતા ગધાર જેવા મોટા 'મની મંઝીલ' અંદર કુટુંબના આસામીઓમાં નાનકડી શેઠાણી–નવાબની એક પુરી બેટી–દીનુમાય, અને તેણીના ઘરડા 'ડેહ' સુનાબાઇ સીવાય બીજુ કોઈ કાળુ કુતરૂ તે સાંજે હતુ નહીં અલબત રૂસ્તમજંગ નામદાર જ્યારે હાઝર નહી હોય ત્યારે તેવણુના ખબરતાબાદના ખટલાપર છોટી બાઇસાહેબ દીનબાઇનીજ હકુમત ચાલતી હતી પણ તો બી કોઈ દહાડે નહી અને આજે સાંજે છેક સાડા ૭ વાગતે અસુરેથી જ્યારે જુવાન શેઠાણીએ પોતાની ટુ સીટર મોટર પોરટીકોમાં લઇ આવવાનો હુકમ મોકલ્યો–ત્યારે કુદરતી રીતે "મની મંઝીલ" ના માણસોને કાંઇક નવાઈ લાગી હતી.

દીનુ એક શોખીન જીવની "એકોમપ્લીશડ" કુમારીકા હતી મ્યુઝીક માટે તેણીનો પોતાનો પીઆનો હતો—રાઇડીંગ માટે તેણીના માનીતા ઘોડાઓ અને ટટુઓ અડધો ડજન હતા—અને તેણીની પોતાની બબ્બે મોટરો મની મંઝીલના 'ગેરેજ'માં હમેશ તૈયારીમાં રહેતી હતી આ મોટર દીનુ પોતે ઘણીજ કુશળતાથી 'ડ્રાઇવ' કરતી હતી એક લક્ષાપતી તવંગર બાપની એક પુરી લાડકી બેટીને એવી ચીજોની વાણ શેની હોય !

મોટર જ્યારે બંગલાના દરવાજા આગળ આવીને ઉભી રહ્ય નાનકડા શેઠાણીજી પોતાના પ્રાઇવેટ-રૂમમા અંદરથી બારણાને કળ મારી એક કાળી સારી અને સાધારણ બ્લાઉઝના સાદા પેશાકમા બાહેર જવા માટે તદ્દન તૈયાર થઇને બેઠેલા હતા દીનુ-તે રમકડા મગખી દેખાવની છોકરી—ના ચઉઆળા સુંદર મુખડાપર આજે ગમગીની અને ખુશાલી બેચેની અને શંતાપને કોઈ અજબ ભેળસેળ છાપ પડેલા હતો તેણીના ખભા ઉપર એક કીમતી સ્યાલ નાખેલી હતી—અને દેખાતી રીતે તેણી સાજના મોડેથી કંઈ બાહેર જઇને મોડેથીજ પાછી આવનાર હોય તેમ દીસતુ હતુ બે ચાર મીનીટ તેણીએ ઉદાસ આખોએ બારીની બાહેર આસમાન ગમ ટીકયા કર્યુ અને પછી એક ઉંડો નીમાસો બેચી પોતાની કમરે બાંધેલા રેશ્મી પગામાથી એક કાગળ્યુ બાહેર કાહડયુ

દીનુએ તે કાગળની ઘડી ઉઘાડી અને ઉઠીને બારી આગળ જઈ ઝાંખી થતી જતી રોશનીમા તે પાછુ ધીરેધીરે વાચવા માડયુ—

આહ ! રફીક, મહવારના ટપાલમા મળેલુ એ પ્યારુ કાગળ આ ઘડીએ તેણી બરાબર છઠ્ઠી વખત વાચતી હતી—

**મારી વાહલામા વાહલી જાન દીનુ—**

અરે તુને હવે એ ધાપે બોલાવવાનો મને હક્ક નથી—મારી મકદુરજ નથી હુ તે જાણુ છ ને તેથીજ આટલા દહાડા થયા તુને ચઇખી લખવાના ખ્યાલથી ડરી ગયો હતો તુને છેલ્લો જે જહાગીર મલ્યો અને હમણા જે જહાગીર તુને આય લીટીઓ લખેછ તે બે વચ્ચે આસ્માન ને જમીનનો ફરક પડી ગયોછ ઓ દીનુ ! તે વખતનો તારો ફુઇનો છોકરો એક આશાવંત જીગરનો, હસતો બોલતો ઉછળતી ઉમેદોનો ભર જવાન હતો—અને આજે ! અફસોસ ! તેજ હીણભાગ્ય કરમનો ફુટેલો રાખસ એક દુર ગમાની નાસી ગયલો ડામીજ બધવો, એક કગાલ બદમાશ અને ફારજરર તરીકે સારી જગતથી થુ-થુ-થતો, કુલ ખલકથી હાડમાર થતો, ખુદ વાહલાંઓથી

કીધાનો ગુનેહગાર છે ! મારી દીનુ, હુ આજ બાર બાર દહાડા થયા ભુખો, પ્યાસો ભુખે બરોલે જગતો સતાનો ફરૂછ—ને દુન્યાથી મારૂ કલદર મ્હોડુ છુપાવવા એક ઘેરાયલા ઉદરની માફક અહીથી તહી નાહમતો ફરૂછ આખો દીવસ મારે જગંતામા ને ખાડા ખબોચ્યાઓમા ભરાઈ રેહવુ પડેછ—ને રાતે કંઈ જગા તગા ફેથે મજુરીનુ કામ કરીને પેટનો ખાડો પુરૂછ હુ જેલમાથી છટક્યોછ પણ સતાવાળાઓ ભુખા વરૂની માફક મ ગી પુઠે લાગેલા છે મે રૂસ્તમજ ન મામાને જ્ગરીને કાગળ લખ્યુ—પણ તેનણ તરફથી કઇજ જવાબ નથી

ખુદા મારો માહેદ છે ક આય બયકરુ આફત મારીપર નાહેકની આવી પડીછ અરે—બધુ એટલુ તો અચબુચુ થઈ ગીયુ છ કે તુ મારી અદરકદરની ખાનારી એક પુગી પાનાઇને કહેવાનોબી મને કઇજ ચાન્સ મળ્યો નહીં કે હુ ફોગ્જરીના વાકથી તદન બેગુનાહ છેઉ દીનુ ! હુ પાક પરવરદેગારના પવીત્ર નાગઢ ખામને- માના બેહસ્તી માય બાવાને નામથી કસમ ખાઇને—કહુ છ કે ફોર્ ર્જરી મે નથી કીધી કોઈ બીજાજ બદમાશ ચડાને કીધી—ને ટોપલો બધો મારી પર ધોળવામા આયોછ હુ સજોગનો ભોગ થઇ પડયેછ ને મુજ હવે ખસ્તો થઇ ગીયોછ ને મજેહથી મારૂ નબોદ વળેલુ જોયા કરૂછ હુ જો તુને તેનુ નામ દેઉ તો તુ માને બી નહી—પણ નામ દેવામા ફાયદોબી શુ છે ? મારી પાસે કઇજ મારી બેગુનાહની સાહદત નથી—ને મારા એક વખતના જાની દોસ્ત (લ્યાનત પડજો એવા દોસ્તોપર !)ની બદમાશીનો મારી પાસે કઇજ પુરાવા નથી

પણ મારા જીગર—તુ મને નીરદોશ માનેછ કે નહી તે જાણવા મારી બાકીની જીદગીબી આપી દેવા હુ તયાર છેઉ અરે દીનુ—આખી દુન્યા મને એવા નીચ કામ માટે ગુનેહગાર ધારેછ પણ મને આખી દુન્યાની તુબા નથી તુ—તુ—મારી જીવ

મમાન વાહલી દીનુ જો મને તકસીરવાર માનેછ એમ જો હુ જાણુ તો આય માગ હાથે મારી બાકી રહેલી કગાલ જીદગીનો અત લાવી નાખુ

મારો હમણા હાડમારી, નામોશી શરમીંદગીભર્યો બદબખ્ત અવતાર એવો છે કે-દીનુ-તારી પર આજ સુધી કઇબી લખવાને મારી હીમતજ ચાલી નહી તુ બસ હવે મને સદાની ભુલી જાય-મારી હસ્તીની યાદજ તુ તારા મગજમાથી સદતર હવે ભુસારી મેલે-એવુ ઇચ્છવાની મે રાત અને દીવસ મરણતોલ કોશેશો કીધીછ તુ મારો હીરો, તુ તો હજી એક કુમળુ બાલક છે—ને તારી ખુબસુરતી, તારા ભલા ગુણ, તારી સુખી સ્થીતીને લીધે ભલા ખાનદાની, કેળવાયલા હેન્ડસમ પેસાદાર જવાન્યાઓ તારા જીગરનો કબજો લેવા પગે પડતા આવશે આહ—મે ખુદા પાસે કેવી દુવા ગુજારીછ કે તુ તારા કરમના ફુટેલા બેઆબરૂ બનેલા અભાગ્યા જહાગીરને હવે હમેશ માટે વીસારી દે પણ શુ કરૂ, દીનુ! મારી ગમે તેવી ઇચ્છા છતા—મારી ગમે તેટલી તજવીજ છતા—તારો વીચાર મારા માથામાથી ખીસ્નોજ નથી મારીપર વરસેલા આટલા સીતમ છતા, મારે માથે ઘુમતા જીવલેણ જોખમના પાહડો છતા-મારી ડાર્લીગ!—રાત ને દાહડો તારોજ મીઠ્ઠો ચેહરો મારી આખ્ખો આગળ રમ્યા કરેછ

મારી નબળાઇપર મનેજ ધીટકાર છુટેછ-પણ શુ કરૂ! મને લાગેછ કે બસ એકજ વખત-એક છેલીજ વખત-દીનુ, જો હુ તુને મળશ નહી તો મારૂ જીગર તુટી જશે ને હુ તુટેલે દીલેજ મરી જવશ હુ કેદમાથી છુટો થયોછ એમ જાણતાજ તુ મારી જાન મારા તરફથી કઈ સમાચાર મેળવવા આતુર તો હાશેજ-એજ માની લઈ મોટા ભયકર જોખમે આટલા મારા દુખી દીલના ઉભરા અહી આય કાગજપર ગોઠી કાઢી તુને પોસ્ટમા માકલુછ ઓ

દીનુ! જો એ ટપાલનુ કાગજ ગેરવલે જશે, તારા ભાગ હાથો શીવાય બીજા હાથોમા જશે–તો બસ થઈ ચુકુ! હીણુપસ્તી, જન્મ સુધીની પાછી ટેવ મોત સીવાય બીજો છુટકોજ નથી પણ એ જોખમ હુ લેઉછ જો આય કાગળ તુને મળે તો—મારી પોતાની દીનુ—અમ કરણી કરી તારા એક વખતના વ્હાલા જહાગીરને મળજે હુ તુને પાચ દસ મીનીટથી વધુ રોકશ નહી તુને મળવાથી મારૂ બધુ દુખ હુ વીસરી જવશ—મને નવી જીદગી મળેલી સમજશ

હમણા હુ શુરનગર ખાતે ભટકયા કરૂછ તારૂ એક કન્ત્રાકટર, જે રુસ્તમજંગ મામાના 'લીલી કોટેજ'ની નજદીક એક રસ્તાનુ બમારકામ કરેછ તેણે મને રાતપાલીના "વાચમેન" તરફે કામ સોપ્યુછ રાતે સાત વાગતથી સહવારના છ વાગતા સુધીની મારી ડયુટી છે મે દાહડી ઉગારીછ ને મારા હાલહવાલ પડી ગીયાછ તેથી હુ સેહલાઇથી ઓળખાઈ આઉ તેમ નથી. મારૂ નામ મે અહી ફ્રાન્સીસ ગોમ્સ તરીકે આપ્યુછ ને એ લોક મને યુરેઝીયન તરીકેજ સમજેછ

મારી ડારલીંગ—અદરખાનેનો કઈ ગુપ્ત અવાજ મને કેહેછ કે તુને તારા જહાગીરની હજુર દરકાર છે તેમજ જો હોય તો આવતી કાલે એટલે ૧૨ મી માર્ચે સાજે સાત વાગ્યા પછી તુ મને શુરનગર તારા બાવાના 'લીલી કોટેજ બંગલાના પાછલા કમપાઉડમા છેક તારની રેલીંગ આગળ લાકડાની પટીવાળો બધ "બાવર" છે તારૂ આવીને મળજે જો તુ આવશે તો મારો જીવ તુને દુવા દેશે—જો તુ નહી આવશે તો પછી આય જીદગી મને હવે નકામી છે હમણા તારૂ કોઈ નથી ફક્ત ઘરડો માલી એખલો પોતાના ઝુપરામા છે–પણ તેબી આજે ચાર દાહડા થયા તાપે પડેલો છે ને ઝુપડામાથી બાહર નીકળતો નથી તારો 'લીલી

મેરેજ' ખાલી ગયાર પડેલો છે ને બારણે તાળુ છે તુ મોટરમા આવજે—ને મોટર બાહેર રસ્તાપર દુરથી ઉભી રાખી કમપાઉન્ડને પછવાડેને દરવાજે "બાવર" આગળ આવજે હુ 'બાવર'મા હોઈશ શોફરને લાવતી ના

મારી શરમીંદગીના અને મારી જોખમભરી હાલતના દરદ જોશથી તુને અપીલ કરૂ છુ કે આ કાગળ વાંચીને તુરત ફાડી નાખજે બીજાના હાથમા જશે તો મારા એકરારની અને બીનમરજીનો પાર નથી

તારા નસીબનો ફુટેલા—પણ અતની ઘડી સુધીનો સાચ્ચા અને વાહલા

જહાગીર મેહરહોમજી.'

ગડી કલાકના ટપાલમા આ હૃદયભેદક સંદેશો દીનુને સલામત પોહચ્યો હતો—અને તે પોહચવા સાથ માત્ર પદર મીનીટના ટુક અરસામા તે છોકરીની જીદગીનુ ગોયા નવુ પ્રકરણ શરૂ થઈ ગયુ હતુ

છેલ્લા બે ચાર મહીના દરમ્યાન નવાબ કુતબજગ બહાદરના નમખવત સરેસ પુરી એકાતમા પોતાના ફુઈના દીકરા જહાગીર મેહરહોમજી ઉપર દીને બેશુમાર ગરમ આસુઓ વરસાવી ચુકી હતી આહ— તે તેણીનો જહાગીર—જેને આ અપાર ઉડી લાગણીવાળી માચ્છી 'કજીન' પોતાના બચપણથી સઘળા જીવના જોર સાથે ચાહતા શીખી હતી—તેજ વાહલા જાગુપર નહી ધારેલો ગજબ તુટી ગયો, તેને કાનજરીના આરાપ માટે નીઝામ હજુરની અદાલતે ખાસ ત્રણ વર્ષના સખત કેદની ટપ મારી, તે ચચલગુડાના જાલમ જેલમા મળડતો જઈને પુરાયો'—આટલુ જતા આ ગમારીદાન નાનકડુ જીગર ગત દહાડો તે પ્યારા પીતાઈના જુદાઈમા રેતુ રહેતુ હતુ તેણી પોતાના અતકરના તમામ જોશથી પોતીકા ફુઈના દીકરાને નીરદોશ માનતી રહેલી હતી—અને એજ વાહલા જહાગીર તેણીની જીદગીમા પાછો હવે કદાપી મળી શકશે નહી એમ ડરામણા દુખી ખ્યાલે તેણી અદરખાનેથી જળી બળી જતી હતી



( ૧૧૭ )

મા૦ જાહાંગીર મહેરહોમજી.

છોટી બાઇસાબ કદીએ કાંઈ ખોટું કામ કરે એ વીચારજ હરગેઝ પણ કોઈ ઘરખટલાના આમામીઓને ઉપજતો નહી હતો

દીનુ નીચે ઓટલાપર ગઈ ત્યા તેણીની નાનકડી સીત્રાન કાર કયારની ખોટી થતી હતી

"કેમ-ઇસમાયલ-પેટ્રોલ બરાબર પુરતુ છે કે?" તેણીએ પોતાના શોફરને પુછ્યુ

"જી-હા-બાઈ સાહેબ! હમણાજ અબધડી ટેંક ભરીછ" ઇસમાયલે જવાબ દીધો.

"અચ્છુ-અંદર પેલી ટીફીન બાસ્કેટ મુકી?"

"હાજી—આ રહી."

દીનુએ તે નેતરની મોટી ટીફીન બાસ્કેટ ગમ નજર નાખી આ તાણુ મારેલી બાસ્કેટ તેણીએ પોતે સહવારથી તૈયાર કરી રાખેલી હતી તેણી ગુપચુપ મોટરમા ગોઠવાઈ અને સ્ટીયરીંગ વ્હીલનો કબજો લીધો—

"ઇસમાયલ—હવે તુ જા-હુ રાતે આઠેક વાગે પાછી ફરશ"

તે મહોમેદન શોફર તો લગાર ભભરાઇને પેતીકી છોટી બાઇમાબનું મોહુ જોવા પડયો

"જી-હુ-મારૂ કામ નથી?"

"નહી-હુ એખલી જવશ-તારૂ કામ નથી"

આટલુ બોલતા દીનુની મોટર એક તીરની પેઠે ત્યાથી નીકળી ચાલી

હઝુર સરકારના એક નાહસી ગયલા બપવાને-દુન્યાની નજરમા ફરારજરર ઠરેલા એક ગુનેહગારને-સારી ખલકતથી હડધુત થઇને એક પારીઆ કુત્રા મીસાલ હાડમાર થતા એક કામીજને-ભેટવા તે છોકરી પોતાની ફુ-સીલીંડર કારમા પવન વગે ઉડી જતી હતી તેણી એક કુશળ ડ્રાઇવર હતી—તેણીને શોફર બોફરની કશી જરૂર હતી નહી વાહલો જહાગીર તેણીને મળવા મલકપેઠ આવવાની તાકાત ધરાવતો નહી હતો-તો તેજ ઝુમાઈ જતા પ્યારા જીવને દીલાસો દેવા, હીમત

આપવા, ઉલટ આપવા, મદદ આપવા, આ જાદુગર ડોકરી દુન્યાદારીના તમામ તરીકાને ઠોકરે મારી ઠેઠ સુરનગર સુધીની મોટરની મજલ એખલી ઉકારી ગઈ હતી છેટો કાંઈ ઘણુજ લાંબો હતો નહી—માત્ર ૯ માઈલ! એક મોટરમા નવ માઈલનો તફાવત શુ બીસાતમા છે?

પાછુ હટવાનો—આ પગલામા સમાયલા જોખમનુ તોલ કરવાનો હમણા સવાલજ નહી હતો બસ તે વાદલો તેણીને પાચ મીનીટમા મળવા સારૂ ફફળતો હતો—દીનુને માટે તે એકલી બીનાના કરતા વધારે કાઈબી બીજને વીચાર કરવાનો હતોજ નહી

---

## પ્રકરણ ૭ મુ

---

### "તુ બીહતો ના, મારા જીવના હાર! હુ તારી બાજુએ છેઉ"

મલકાપેઠથી સુરનગરા મોટરની સાધારણ ઝડપે જતા ઘણુ ઘણુ તો અડધો કલાક થાય—પણ દીનુને ત્યા પુગતા આપગે વીસ મીનીટ લાગી હશે સુરનગર મોટે ભાગે એક એકાત અને શાત પરૂ છે—પણ તે રાતે સાતમા પાચ કમે જ્યારે દીનુ ત્યા પેહચી ત્યારે તે લતો કોઈ અજબ સુમસાન હતો 'લીલી કોટેજ' ના વીશાળ દસ એકરના કમપાઉ-ન્ડની બાહેર લગભગ પચાસેક વાર દુરથી તેણીએ પોતીકી કાર રસ્તાની એક બાજુએ એક ગીચ ઝાડીના અધેરા ઓઠામા થોભાવી-અને 'લીલી કોટેજ' ના પાછલા ભાગ તરફ ચાલી બગલાનુ ખુણેખુણ અલબત દીનુને પગે આવી રહેલુ હતુ બાહેરથી તારની જાળીવાળી રેલીગમા હાથ ખાસી તેણીએ કમપાઉન્ડનો પાછલો દરવાજો ઉઘાડયો અને માહે પેઠી રોશનીની તેણીને જરૂર નહી હતી—કેમકે અડધો ચદ્રમા પોતાનો રૂપેરી પ્રકાશ પુરતો પાથરી ચુકેલો હતો ઝડપમા ચાલી તેણી પેલા 'બાવર" તરફ ગઈ. તેજ ઘડીએ તે નાનકડા માડવાની બીજી મેરથી એક આકાર બાહેર આવી ઉભો

"બચ્ચા જાની ! તારો કેવો હાલ અવતાર પડી ગીયોછ !" દીનુએ પોતાનો પોચો હાથ બેહદ પ્યારથી જહાંગીરના ગાલપર ફેરવ્યો, "મારા જાનુ-હું તારે વાસ્તે મોટરમા ડીનર બાસ્કેટ લાવીછ જા ખા-તુ એમ ખાધા પીધા વગર આવા કપરામા તાહડની અંદર રખડ્યા કરશે તો દુશમન—"

વળી દીનુંનું વાક્ય અટકી પડ્યો તેણીને ગળે ડાચકીજ બાઝતી હતી બેઉ હાથ જહાંગીરના ગળા આસપાસ વીટાળી તેણીએ એઅખ્ત્યાર પાછુ વસાધસ રડવા માડ્યું

'દીના ! મારા મોતી ! તુ એમ ના કર !" જહાંગીર કરગરી પડ્યો, "મારી થોડી મીનીટની ખુશાલી તુ બગાડી નાખેછ જો-મારા જાન-મારી ગમ જો ! આપણી આય છેલ્લીજ-આય દુનીયામા સદાની છેલ્લીજ મુલાકાત છે—'

'અરે નહી-નહી ! એમ ના બોલ !"

જહાંગીરે એક હાથે પોતાનુ મ્હોડુ ઢાક્યુ—

'બીજુ શુ ! મારા જેવા દુન્યાથી રદબાતલ થયલા એક પ્રવીજ ગુનેહગારે તુને કોઇબી રીતના મારા સબંધમાથી હમેશને માટે હવે છુટી કરવી જોઇયે. ઓ દીનુ ! મારૂ તો બસ આવી બન્યુ કોઇબી મીનીટે હુ પાછો તુરંગમા ધકેલાઇ જવશ-ને કદાચ ને અગાઉ-'

• 'જહાંગીર !-બસ ! બસ !—" દીનુએ પોતાનો હાથ તે બદનસીબના પોતીકા પીત્રાઇના મ્હોડાપર દાબી દીધો અને અત્યત મીનતેજારીથી કરગરી પડી-"હીમત રાખ, જાગુ ! ખુદાપર સબર રાખ ! હજુરબી સઉ સારૂ થશે એમ દીલ નાખી ના દે !-"

"અરે મુવો હુ હવે !" તે દુખી દીલે અને દબાયલા ખોખરા સાદે બોલ્યો, "તુ બસ આજે અહી આવી તે દેખાડેછ કે તુ મને નીરદોશ માનેછ-બસ મને એના કરતા વધારે કઇ જોઇતુ નથી હવે શાંતીથી મારી સજાતને તાબે થવા હુ તૈયાર છેઉ જા-દીનુ-છેલ્લી સલામ !

આજથી તુ છુટી છે મને તદન વીસરી જજે મારી યાદ તારા મગજ માથી તદન કાહડીજ નાખજે સુખી રેહજે—

જહાગીર બોલતા જરા અચકયો તેના ગળામાથી જાણે કાઈ છુટ ખુટતો હતો તેણે જોયુ કે તેની મુઠીમા પકડેલો દીનુનો હાથ ઘણોજ જોરથી ધ્રુજતો હતો

"મારી ડારલીંગ! બસ મને સાચ્ચુ કેહ—તુ મને ફારજરીના વાક માટે બેગુનાહ માનેછ કે નહી?"

"એ સવાલબી તારે પુછવો નહી જોઇયે, જહાંગીર," દીનુ અત્યત દલગીરીથી બોલી, "તુ એવુ કામ કરે તે હુ મરી જતાબી માનુ નહી શુ કામ એકનુ એક બોલ્યા કરેછ?"

"ગોડ બ્લેસ યુ, દીનુ!—ગોડ બ્લેસ યુ!"

"મને કેહ જાનુ—ફકત એટલુ કેહ મારા સમ! તુને આય આફ- તમા કોણે ફસાવ્યોછ? કીયા તારા મુવા દોસ્તે તારીપર આય બદનામી લાવી નાખીછ—મને કેહ વરી!"

ઘણીજ ઓજરખવાહીથી દીનુએ જહાગીરના ખભાપર હાથ મેળી ભીણી આખ્યોએ તેની ગમ જોઇને આ સવાલ પુછયો—

અડધી મીનીટ જહાગીર નીચા મુડીએ ચુપ બેઠો પછી ઉંડા નીસાસો નાખી તેણે બીડેલા હોઠો વચ્ચેથી કહ્યુ—

"રૂસ્તમજગ મામાના દોસ્ત બાપુજી દોતીવાળાનો છોકરો બહમન! તેને તુ ઓળખેછ! એ ડાકટર થઇને વલાતથી હમણાજ આવોછ દોતી- વાળાને બદલે એણે દુબાશ આખર હવે રાખીછ—કેમજે બાપુજી અસલ દુબાશીનુ કામ કરતા'તા—"

"ડા૦ બોમ દુબાશ!" દીનુના મુખમાથી લગભગ એક ચીસ બાહેર નીકળી પડી. 'જાનુ! એ હુ શુ સાભળુછ? ડા૦ બોમ દુબાશે તુને આ ય આપતમા લાવી નાખ્યોછ!?"

'હા—એજ ડાકટર બોમ દુબાશે!' જહાગીર હોઠ બીડીને ભયાનક

ઉચ્ચારે બોલ્યો, "એ મારો કોલેજનો ફ્રેન્ડ બનો'તો ! હવે તો એ મોટો સરજ્યન થઈ ગીયોછ ! એ થોડો વખત અહીં હતો–તે એણે ફારજરી કીધી !–એ છટકી ગીયો ને હું નાહક સકંજામાં સપડાઈ ગીયો ઘણીજ સીફતથી એ ચડાલે મારીપર બધો ટોપલો મેળવ્યોછ. હું બેવકુફ ગધેડો તેના ફાંદામાં આબાદ ઉતરી ગીયો !–શું છે દીનુ ? તું ડીયર કેટલી ઉજળી પુની જેવી થઈ ગેઇછ !"

*　　　*　　　*

બીજે બરાબર એક કલાક સુધી આ આશુક માશુકે તે એકાંત માડવામાં જુ ગુફતેગો કરી તે બધી અત્રે વીસ્તારવાની કશી અગત્ય નથી. છેવટે જ્યારે તે વાહલાને મળે વળગીને નવધાર આસુઓ સાથ દીનુએ તે જગ્યાએથી જવાની તૈયારી કરી ત્યારે—અરેરે ! બંનેની છાતીપર પડેલા પથરાનું તોલ કરવાની મારામાં તાકાત નથી

'મારા જાગુ ! હીમત રાખજે ! ધર્થી ને આસમાન એક થશે તોબી હું તુને મારા જીગરમાં એક પળબી વીહલો મુકશ નહીં હું તુને આજ જગ્યાએ આવતે શનીવારે આયજ વખતે પાછી મળશ તેટલા ગુડનાઇટ ! જાગુ-ગુડ નાઇટ ! ચાલ, હવે મારે જવુંજ જોઇએ આવ-મોટરમાંથી બાસ્કેટ જરા કહાડી લે ઘણી ભારી છે–મારેથી ઉચકાય તેવી નથી. લે આય તેની કુચી છે"

બેઉ જણા પાછળી વળગી કમપાઉંડમાથી બાહેર પડ્યા, અને ઝાડોને ઓથે ઓથે ચાલી મોટર આગળ આવ્યા જાગુએ તે બાસ્કેટ બાહેર કહાડી. એક બાજુ રસ્તાપર મેલી તે જબરદસ્ત મોટી ભારી ટીફીન બાસ્કેટ હતી. જહાગીરે દીનુને ફરીથી પાસામાં દૈયે સરસી ચાપી તેણીના કપાલપર એક કીસ કીધી બીજી સેકંડે દીનુ મોટરમાં ચઢી બેઠી અને ઉછળાતી છાતી સાથ હંકારી ગઈ.

ગમગોસાર હાય સાથ પેલી ટીફીન બાસ્કેટ ઉપાડી જહાગીર પોતાના કોઠરામાં ગયો ત્યા જઈ તેણે તાળું ખોલી જોયું—

બાજુએ ઉગેલા મોટા ઝાડોની ઘટાન સબગે ગસ્તાપગ છ વાગતામા તો અધારૂ ફીલ થઇ રહેલુ હતુ ઉગવા માડની અડધી માહતાબની ચદની ગીચ પાદડાઓ વચ્ચેથી પોતાના નીગમળ કીગણો રસ્તા ઉપગ પાડરી શકતી નહી હતી પોત પોતાના માળાઓમા ભનાઈ જવા માટે દોડાદોડી કરતા ધોડાડ પક્ષી પખેગની ઉડાઉડ સીવાય એ લતા ઉપર બીજો કશો અવાજ સભળાતા નહી હતો પણ ગાબગ છને સુમારે તે રસ્તાનો ચુપકીદીમા પરેથી ખલલ થઇ તે મીહા ગત્રીએ ત્યા બનનારા ઉપગાસાપરી બનાવોની હગમાળાનુ જાણે ગણુમીગડુ કોઇ વગાડતુ હોય તેમ એક બધ મોટર લેનડાનેટ ધમધમ કરતી ત્યના 'લીલી કોટેજ' થી થોડેક છેટે આવીને અટકી—અને પછી રસ્તાપરથી ગીચ ઝાડીવાળા ખેતગમા ઉતરીને તદન અધારા એક ઓઠામા જઇને ઉભી બીજી એકાદ મીનીટ ચુપાચુપ પસાર થવા બાદ માહેથી ધણેજ ધીમે પગલે અને સાવચેત રૂપે બે આકારો બાહેર પડયા

એક તે સમી સાજનો વધ્યો જતો અધકાર અને વળી તેમા આ બે જણાઓએ ભારી ઓવરકોટ તથા ગ્યાસોથી પોતાના શરીરને એવા ધાકેલા હતા કે તેમને એક તડાકે ઓળખવા મુશકીલ હતુ છતા દેખાઇની રીતે તેઓ એક મરદ અને એક સ્ત્રી હતા આસ્તેથી તેઓ પાઉધ્યાદા ખેતરના જગલમાથી બાહેર આવ્યા અને ગસ્તાની કીનારીપરથી ઝાડોને ઓઠેઓઠેજ ચાલી 'લીલી કોટેજ' ને આગલે દરવાજે માહે કમપાઉન્ડમા પેઠા ત્યા ઝાડોની ઘટા કમી હતી એટલે ચાદનીનો પ્રકાશ તેઓના ચેહરાપર પહેલીવાર પડયો વાચનાર—તુ કદાપી પામી ગો ગયો હશેજ કે નીઝામ હુઝુરની પોલીસ ફોજના મશહુગ ડીટેકટીવ યાકુબ સાહેબ અને તેવણુના જીવજાનના 'ફ્રેન્ડ' બેગમ સાહેબા રૌશનઆરા રૂસ્તમજગ વકીલ તે રાત્રીએ પોતાના પનોતા પગલાઓથી ઉજડ પડેલા 'લીલી કાટેજ'' ને પાવન કરવા ત્યા પધારેલા હતા ! !

યા અલ્લાહ ! મરે–મારો જીવ ધ્રુજેછ આટલો વખત તો નહી લાગુ–પણુ હવે–ઓહ–એ કાહરે આવશે–"

'આવવાનો હોશે તાહરે આવશે ! રોશન, ખુદાને ખાતર હવે હુશીયારી પકડ !" યાકુબે પોતાના હમેશના હકુમતભર્યા અવાજે કહ્યુ, "હજુર તો સવા છ થયાછ !—એને આવતા સાત વાગશે તેટલા તારૂ મગજ શાંત કરવાને તારી પાસે પુરતો વખત છે લે આય સોફાપર જગ આરામ લે—"

"તેટલા અહી કાઇ આવે તો નહી ?—આપણુને કોઈ જોય તો નહી ?"

"કોઈ આવતુબી નથી–ને કોઇ જોતુબી નથી તુ તારે મુગી મુગી આખ બધ કરીને પડી રેહ આજે બપોરેજ મે ખબર કહડાવીછ ને જાણ્યુછ કે આય કોટેજનો માલી તો ખાટલે અડેલો છે રોશન, બીહ ના—અહી હવે રાતને વખતે કારૂ કુત્તરૂબી ફટકવાનુ નથી, ને જો કોઇ મુવુ જીવતુ આવશે તો હુ તારી આગળજ છેઉ કેની ?"

" જો યાકુબ ! હજુરબી વખત છે તેટલા આપરે પાછા જતા રેહીયે—કોઇ બીજી તદબીરથી—"

"ચુપ ચુપ, ખામોશ ! એમ બાવાજીના બુચાની માફક રડવા તતરવાની હતી તો મારી સાથ આવી શુ કામ ? જે ચીજ કરવાની છે તે તો હવે પુરી કરવાનીજ છે ! રોશન, એમ બેવકુફ બુબખની માફક કાસીસા કરવામા હાસલ કઇજ નથી જે સકજામા આપણે બેઉ જણા સપડાયાછ તેમાથી છટકવાનો આયજ એખલો રસ્તો છે ને તે રસ્તો લેવા હુ અને તુ—હલ્લો ! એ આય શુ ! !"

એક ધાડી પણુ દબાયલી બુમ સમેત એકાએક તે ડીટેકટીવ 'લીલી કોટેજ'ના બધીયાર ડરોઇગ રૂમની એક કાચની બારી આગળ ઝડપમા ગયો—અને વાકો વળી તે ઉધાડી બારીને અને તેના ભાંગેલા કાચને અહુજ બારીકીથી તપાસવા પડયો.

હા–તે બારી ઉઘાડી હતી તેનો કાચ ભાગેલો હતો

રૈશનઆરા ઝપકીને સોફાપર ખડી બેઠી

"શુ છે?"

"રૈશન–આય બારી ઉ'ઘાડી છે! અરે! આય કાચ કોઇએ માળુત ભાજીયોછ ને બારીની કડી ખોલીછ!"

જેમ એક ટેરીયર કુતરો ઉદરનો વાસ આવતા અહીથી તહીં ફુકારા મારતો ખુણેખુણ શોધે તેમ ડીટેકટીવ યાકુબ માહેબ તે બધ ઓરડામા અહીથી તહી કાઇક ઉસ્કેરાયલી હાલતમા દોડનો ફરી સઘળુ મેલેલુ મુકેલુ તપાસવા પડયો

બેશક! દેખઇતી ચોરી તે મકાનમા થયલી હતી તે હોલમા કાચની એક સાઇડ બોર્ડની અદર નવાબ રૂસ્તમજગનુ ચાદીકામ મેળેલુ હતુ તે કોઈ બદમારો સફા–ચટ કરી ગયલા હતા તે કીમતી સીસમની કેબી-નેટના પ્લેટ ગ્લાસના બારણા ખાસ્સા ફોડી નાખીને અદરનુ કીમતી સીલવર તેમજ પ્લેટેડ–વેર કોઈ ઉઠવી ગયુ હતુ કેટલીક નાની નાની ચીજો તો મજેહથી વેર વીખર હાલતમા ભોયપર પડતી નાખીને લુટ ચલાવનારા અણજાણ્યા શખ્સો મજેહથી ચાલી ગયલા હતા

ફાટે ફાટે ડાળે કમરે હાથ ટેકવીને આ નામીચો પોલીસ અમલદાર તે બધો રગ તપાસ્તો ઉભો તેની મુછપર બહુજ બેમાલુમ હસવુ પકરાઈ ગયુ હતુ તે હમણા બીલકુલ પોતાને પેશ પડતીજ ફોજદારી વાતાવર-ણમા ઉભેલો હતો!

'રોશન! આય ગમ્મત જોઈ' કાઈ મવાલીએ આપણા આવ્યાની અગાઉ અહી સુધારા લઈ જઈ ચુકાછ' તે કાઇક ગમુજથી બોલ્યો, જો આય કારપેટપરનો કીચલ દેખાયછ? એ પગલાનો કાદવ હજુર તાજોજ છે આજે અહી એ પરોણાઓ પેધા પડયા તેને ઘણો લાબો વખત થયો નહી હોય–ઘણુ ઘણુ તો કલાક બે કલાકપર એ બે જણા તશરીફ ફર-માવી ગીયેલા હોવા જોઇએ!"

"બે જણા ?"

"હા ! આય પગલા બે જણાના છે જે આય બુટ આના કરતા સેહજ મોટુ છે"

"એ કોણ હોશે, યાકુબ ?"

"શયતાનના સાગર્દીબી કાય નહી હોય ! આપુને શુ ? એટલીજ દુવા માગની કે ડાહયા થઇને આપણા આવ્યાની અગાઉ પોતાનુ કામ કરી ગયા છે !"

"પાછા બાછા તો નહી આવે-અ ?"

"છટ ! પાછા શુ ધુર મુકવા આવે ? શુ પોતાની ડોક હાથે કરીને ફાસામા નાખવા આવે ? એ તો હવે કોણ જાણે કાહ પાર થઇ ગીયા !"

રૌશનઆરાએ પોતાના બદનમા ફરાતુ દેહસ્તનુ લખલખુ અટકાવવા પોતાની શયાલ ખભા આસપાસ વધારે તાણીને લપેટી અને જોરથી અદબ વાળી સોફાના ખુણામાં નસોસ થઇને બેઠી હોલના બધ લાકડાના બારણાની અડોઅડ એક ખુરશી તાણીને યાકુબ સાહેબ ગોઠવાયો તેના ભયાનક ચક-ચક થતા ડોળામાથી એક જાતનો ખુનખાર આતશ જાણે ખરી પડતો હતો અને જોશથી પીસાતા દાંતોને લીધે તેના ચાવણ્યા સ્પષ્ટ રીતે કડક કડક થતા હતા બારણાના વીનીશન્ઝમાથી બાહેર ઓટલાની સીડીગમ એક ચીન્તે ટીકતો તે એક પથ્થરના બાવલા મીસાલ સ્થીર સ્થભ બેસી રહયો

દસ મીનીટ-પદર મીનીટ-વીસ મીનીટ આ હેબતનાક જાલમ ચુપચાપ વચ્ચે ગબડી ગઈ રૌશનઆરાની ધડકતી છાતીનો ધબકારોબી ગોયા ઓરડામા સભળાતો હતો અતે ઓરડાના ઘડીયાલમા સાત વાગતાનો ટકોરો પડયો !—આહ ! ને પેલો જીવલેણ ક્લાક અતે વાગ્યો ખરો ! રૌશનઆરાના ગલાંમાથી એક ધાસ્તીની બુમ ગુગળાત સમેત નીકળી અને તેણી સોફાપર અતરગ થઇને બેઠી. યાકુબ સાહેબે આસ્તેથી-બહુજ આસ્તેથી-પોતાના ખીસ્સામા હાથ નાખી એક રીવોલવર ખેચી અને

ખુરશીપરથી ઉઠી ઉભો થઇ એક ભુખ્યા ચીત્તાની પેઠે વીનીશન્ઝની બાહેર ડોળા તાણી તાણીને જોવા પડયો.

"જે ઘડી જાયછ તેમા એ આવશે—જરા હીમત પકડ—તુ એટલી હીચકારી કેમ આજે થઇ જાયછ, રોશન ?"

"એ પહેલા અહીજ આવશે !"

"સીધ્ધો અહીં બારણુ ઉઘાડવા ચાલી આવશે—પેહ ! આગો—સબર—ચુપ !"

યાકુબે રીવોલવર ઉચકી અને રોશનઆરાએ જોરમા પોતાની બને આખ્ખોપર હાથ દાબ્યા બચીત બાહેર રસ્તાપર એક મોટરકાર આવીને ઉભી રહેવાનો અવાજ તે બદબખ્ત ઘડીની ખુનખાર ચુપકીદી વચ્ચે પરગરો તેઓને કાને પડયો હતો

હમણા આવશે—ઓય આવશે—અબઘડી આવશે કરતા મીનીટ પછી મીનીટ ઉડી ચાલી ! પણ કોઇ આવ્યુ નહી !!

સાત ને પાચ થઇ—સાત ને દસ મીનીટ ઉપરબી થઇ ગઈ ! અરે—એ શુ ? ક્યા છે શીકાર ? ક્યા ગયો ? દરેક પળ ઓરડા માહેલા બને જણાને એકક કલાક જેવડી લાબી લાગી હતી મોટર આવીને ઉભી રહેવાને દસ મીનીટ વીતી ગઈ તોબી નવાબ કમબખ્તની ધ્રનનસલ નહી મળે ! એમ કેમ ' યાકુબના હોઠો વચ્ચેથી કાઇક ભયાનક અપશબ્દો નીકળી પડયા

"એ કાહ જઈ મુવો ?" ને દબાયલા બીહામણા અવાજે બડબડયો, "માલી આગળ પહેલા ગયોછ કે શુ ? ઘણો વાર લાગો—એમ કેમ ? મોટર આવીને ઉભી તેમા તો જરાબી ફેર નથી—"

તે પાછો ટીંગઇ ટીગાઇને વીનશન્ઝમાથી ચીમાઇને જોવા પડયો.

વાચનાર ! તુને આમ ઇતેજાર થવાની જરૂર નથી—તુ બરાબર જાણે છે કે સાત ને પાંચ મીનીટે કઈ નાજુક કુમારીની ટુસીટર મોટરકાર 'લીલી કોટેજ'ના આગલા દરવાજાથી થોડે છેટે આવી ઉભી હતી તુને

બરાબર રાશન છે કે તે પોતાની કારને એક બાજુ ઝાડોની તળે ઉભી રાખી હીનુ પાંસરી પાછળે સામેથી બગીચા માહેલા "બાવર" ભણી જહાંગીરને ભેટવા ચુપચુપ સરકી ગઈ હતી! અને અહી બદકાર યાકુબ પોતાના બીબુની ફર પળે આવી ચુગવાની ગણત્રીમા જીભેજીભ કરડી નાખતો બધ બારણના બધ ઉઘાડા નીનીરાન્ઝ પર ટીગાયા કરતો હતો! અને-એની વખતની ભયભીત હતેજગી એની કાતીલ, કેવી જનુન હોય છે તેનો આશેકોને શુ ખ્યાલ આવી શકે?

સાત ને પચીસ થઈ! હવે યાકુબની ધીરજ વધુવાર રહી શકી નહી બીડેલા હોઠો વચ્ચેથી એક ગીચવાયલી ગાળ સમેત તેણે બીજાઈને ફેંકાતુ ને આવતુ ઉખાડી નાખ્યુ અને રાશનઆરા તેને હજી તો કાંઈ કહે તે અગાઉ તે એક જ સી ઝનુની ભુડની મીસાલ સીડીપરથી ઉતરી કમપાઉન્ડમા આવ્યો તે હવે નીશ્ચય જીવ પરજ આવ્યો હતો તેનો શીકાર નાકના ટેરા આગળ હતો જ્યા વખી મુજબ તે સીધો તેના સપાટામા કબજામા નહી આવ્યા તેથી યાકુબનુ મસ્તક જાણે ફરી ગયુ હતુ

હાથમા પીસ્તોલ તયાર પકડીને તે ધીમે પગલે અહી-તહી સાવચેતીથી જોતો બંધ બચ કમપાઉન્ડના ચારો ખુણામા નજર ફેકવા લાગ્યો અવાજ તમામ થઈ ચુકયુ હતુ-છતા થોડી ઘણી ઝાખી ચંદનીમા તેની તીક્ષ્ણ આંખોએ જોઈ લીધુ કે બગીચામા તો કોઈ મુવુ જીવતુ આદમી હતુ નહી, વાડીનો ગેટ ગણી તે ઝાડોની છાયામા ભરાતો સતાતો જેટલી બને તેટલી ઓછી ગડબડ કરતો દરવાજા ભણી ચાલ્યો ત્યાબી સુમસામ બધુ હતુ તેની અધીરાઈ હવે તને ગાંડો દીવાનો બનાવી મેલતી હતી આગળ પાછળનો કઈબી વીચાર કરવા વગર તે છેલ્લે પાટલે બેમીને બેધડક દરવાજેથી પચાસેક વાર દુર ઉભેલી મોટર આગળ ગયો તેની અણહદ અજાયબી વચ્ચે તેણે જોયુ કે તે મોટર સદતર ખાલી હતી-અદર કે આસપાસ કોઈ શોફર જેવુ હતુજ નહી, અને—અદર એક ખાસ્સી મસ મોટી ટીફીન બાસ્કેટ મેલેલી હતી! તેને તાળુ હતુ-અને

તેના ઇલેકટ્રોપ્લેટેડ હાથા ઉપર R V નો, યાને રૂસ્તમજંગ વકીલનો, મોનોગ્રામ ખુલ્લે ખુલ્લો પાડેલો હતો

યાકુબ સાહેબે કપાનનો ચીલ્લો ચઢાવી જોરમાં પોતાનો હોઠ દાંત વચ્ચે કરડયો—એટલો જોરમાં કરડયો કે તેમાથી લગભગ લોહી પણ નીકળી આવ્યું નવાબ ત્યાં ત્યારે આવેલો હતો એમાં તો જરાબી સંદેહ નહી ! વળી સાથે આખી રાત માટેનુ ચવેણુંબી લેતો આવ્યો હતો ! ! અરે—પણ ત્યારે એ ગેબ થઈ ગયો કયાં ?

જેવો ચોરી છુપીથી યાકુબ ત્યાં મોટર આગળ આવ્યો હતો તેવીજ છુપાછુપ ધપે તે પગના અંગુઠાઓપર ચાલતો અને બીધેલી હરણીની પેઠે અહીથી તહી જોતો પાછો બંગના ભણી ગયો

"કેમ ?" રૈશનઆરાના ચીપટાઈ ગયલા ગળામાથી ક્યામણો સવાલ નીકળ્યો

'કોઇ મળે નહી ! મોટર એનીજ ઉભીછ—અંદર કોઈ નથી ! આખી રાતને સારૂ ખાવાનુંબી લાયોછ ! પણ એ સુઅર કાહં જઈ મુંવા ? કઈ આપણી તરફનો મનસારો મળતા કેઠે છુપઈ ગીયોછ ! પણ યાદ—મારા હાથમાથી એ આજે જીવતો છટકવાનો નવી !"

યાકુબે દાત કચકચાવ્યા અને પોતાના હાથની કાંડીપરના "રીસ્ટ—વોચ"મા જોયુ ! આઠમા પાચ કમ હતી ! હવે શુ કરવુ તે તેના જેવા એક જાલમ ડીટેકટીવનેબી સમજ પડતી નહી હતી તેના તપીને આતશ સમાન ગરમ થઈ આવેલા ચાવણુયા ઉશ્કેરણી, ઇંતેજારી, નાસીપાસી અને બેજાલ્લતને મારે તડપતા હતા ! યાકુબને લાગ્યુ કે બાપ જનમમા તેને જીવ સટાસટ એક બાજીની અંદર એક નામોશીભરી શીકસ્ત મળતી હતી તે અત્યંત ખીજાઇને રૈશનઆરાને કંઈ કહેવા જતો હતો તેટલા—એ !

દરવાજા આગળની પેલી મોટર ધસારાબંધ ત્યાથી પાછી ચાલી જવાનો અવાજ તેણે સ્પષ્ટ સાંભળ્યો. યાકુબના ડોળા ઊંચે ચઢી ગયા.

મ્હોડુ ઉઘાડીને ઉંચા કાન માથ ડાઓઆઓ અની તે ગાફેલ જેવા ચાલી જતી મોટરનો આદ સુણુતો ભમ્તામાના એક ભુતની માફક રૌદન-આરા ગમ ટીકવા પડ્યો

નવાબતુ લોહી રેડવાને તાપી ગ્હેલા આ નાતરસને કયાથી જરાબી ખ્યાલ જઇ શકે કે મોટરમા ચાલી જનાર આસામી તેનો સબ્બર શેકાર નહી–પણુ તે શેકારની બેખબર બેનસીબ હેતવની એક પુરી બેટી હતી

"થઇ ચુકુ ! ચડાલ મુઓ મારા હાથમાથી આજે તો છટકયો ! એને નકકી આપણો વામ પુગી ગયયો, રોશન !"

'ઓ ખોદા ! ! હવે શુ કરશે ?——"

"હવે ધેર જઇને માથુ' કુટો ! ઉલટુ કામ બીગની ગયુ !–ચાલ ઉઠ–અહી અધારામા ભરાઇ રૈહીને હવે શુ કરવુ છે !"

"પણુ યાકુબ ! એ તો હવે આપરો જીવ લેવા વગર રહેવાનો નહી !" રોશનઆગ લગભગ રડી પડી તે દલદગ ઓરતનુ પાપી જીગર તેણીને હેબતાવીને મારી નાખતુ હતુ

યાકુબ સાહેબે જડબુ પીસીને ડોકુ ધુણાવ્યુ—"ઠીક છે જોઇશુ ચાલ, હમણુા તો ઉઠ ! આથ બધ ઓરડામા મારો જીવ ગુ'ગળાઇ આયોછ !"

તેઓ બેઉ જણુા મુગા મતર બાહેર કમપઉન્ડમ ઉતરયા યાકુબની પુઠે પુઠે તેના ઓઠામા ભરાતી સતાતી રૌશનઆરા એક મુરદાલ માણુસની માફક ચાલતી હતી

શયતાને ધેરેલા આ બે કમબખ્તોને થોડીજ ખબર હતી કે તેઓથી થોડેક વાર દુર–ઝાડોના ગીચ અધારા ગુછડામા છુપાઇને કયારનો રાહધાટ જોતા બે તદન ત્રાહેત સખ્શોની ચાર તીક્ષણુ આખ્યો ચકીત થઇને તેઓની તમામ હીલચલ તપાસતી રહેલી હતી !

આ સતાઈ રહેલા બે જણુાઓ કોઈ હૈદ્રાબાદી મહોમેદનો હતા તેઓના હાલહવાલ કપડા અને તેમના ઓબીયલ ચેહેરાપર એક નજર

સમજ પડે તેવો ગડબડગોટો ડોળા ફાડીને આ અબદુલ અને અઝીઝની રમણીય જોડી ક્યારની જોયા કરતી પોતાના અધાગ ખુણામા ત્યા ચીટકી રહેલી હતી

"એ બે જણા કોણ છે કોણ?" અબદુલ પોતાના ભાઈના કાનપર પડીને બોલ્યો, "નક્કી કાઇ ગોળા–લડાઈ છે"

'સત્યાનાશ ગયેલા આપણુને વાગ્નેજ ફુટી નીકલ્યા! એ મરદનુ કાહુ તુને દેખાયછ અબદુલ!"

"નહી—ગલપટો એવો વીટાળ્યોછ કે અધાગમા પુરૂ દીસે નહી કઇ ધોટાલો છે–એમા ફેર નહી! એ બે જણા કોઈની રાહ જુવેછ એ તો ચોક્કસ છે, અઝીઝ!"

"અરે—પણ આપણે અહીથી મટ્ટી જઇએ તો સારૂ! વખતે—"

"ચુપ! બેવકુફ ના થા! આય કોઠરા સાથ જરાબી ખીસ્યા તો અવાજ થવા વગર નહી રહે! ગેહ! જો—પેલાએ ગલપટો ગરદન પરથી કાહડી નાખ્યો—એ કોણ હોશે ખુદા માલુમ! અગરર—સભાળ–અઝીઝ એણે તો ખીસામાથી પીસ્ટોલ કાહડી! ચુપ—ચુપ—એક બોલ ના બોલતો બચ્ચા!—"

'મુવા છુટા, અબદુલ—હવે કેમ કરયે!"

અબદુલે ખવીસ દેખાવે પોતાના નાકપર આગળી મેલી પોતાના ભાઇને મુગો રેહેવાની ઇશારત કરી મામયો દેખાઇતોજ જીવ સટોસટ હતો

---

## પ્રકરણ ૯ મુ'

---

### જુહદીન પણીઆણી લાવવાનો નતીજો!

નવાબ રૂસ્તમજગ બહાદુરની ગજાવર છ—સીલીડર મોટરકાર ઘસારાબધ સુરનગરના રસ્તાપર ઉડતી "લીલી કોટેજ"થી શુમારે પાએક માઇલ દુર હતી ત્યારે રાતના આઠ વાગીને પાચ મીનીટ ઉપર થયલી

હતી અંદર હીમરાની પેઠે જડ થઇને બેઠેલા નવાબ સાહેબના માથામાથી તે વેળા શુ ભયાનક તુરગો પસાર થતા હશે તે લખવા કરતા કલ્પી લેવુ સહેલ પડશે છાતી પર પોતાનુ ધડ નાખી દઇને એકકી ટગરે નીચે પોતાના બુટ ગમ ખ્યાલી ડોળાઓએ જોયા કરતા નવાબ રૂસ્તમ-જગનો ચહેરો ફીના, ક્રોધ અને ખુનથી વીક્રાળ બની રહેલો હતો કાઈ કુદરતી બસારતથી જાણે તેવણુનો હાથ તેવણુના ખીમાપર પડયો ત્યા તેવણુની માનીતી—છ બારની રીવોલવર બરાબર સલામત હતી આ રીવોલવર પરબી તેવણુનો મોનોગ્રામ કોતરેલો હતો દરેક પોતાની જણસ પર પોતીકો R V નો મોનોગ્રામ કોતરાવવાનો નવાબ રૂસ્તમજગ બાહાદુરનો કાઈ વીચીત્ર ધખારોજ હતો ! દાતની બત્રીસી બીડીને તેવણુ એક હાથ ખેચે તેટલા સામેથી ફુઉઉઉ—ફુઉઉઉ કરતી એક મોટર ધસી આવી તેવણુની કારની બાજુમાથી આખના પલકારામા પસાર થઈ ગઈ નવાબે લગાર ઝબકીને ઉપર જોયુ ગતને આવે વખતે સુરનગરના રસ્તાપર મોટર !—

"કોઇની મોટર ગઇ, વઝીર ?" તેવણે વાકા વળીને પોતાના શોફરને પુછ્યુ

"જી હા-હુઝુર !"

"કોણુની હતી ?"

"મોટર તો છોટી બાઇ સાહેબની હતી, સાહેબ—"

"એ શુ બકેછ !"

'હા હુઝુર-ઇમાનસે કહુ છ ! છોટાબાઇ દીનબાઇજીની બે સીલીન્ડર કાર હુ નહી ઓલખુ ?—મગર અદર કોણુ હતુ તે બરાબર દીસ્યુ નહી—એકદમ આપણી પાસથી-"

"અરે પણુ ગધ્ધા ! તારૂ માથુ બાથુ ગીયુ છ ? દીનુ હમણા આય વખતે અહી શાની આવતી'તી ! હાક—હાક—તારી કઈ ભુલ હોશે !"

ગરીબ બીચારો ગાફેલ પીતા ! તેને થોડીજ ખબર હતી કે મોતના

ડાચામા તે ઘડીએ સ્વારી કરતા તેણે ખરેખર પોતાની જીદગીમા મળેથી છેલ્લીજ વખત પોતીકી વાહલી એક પુરી દીકરીનો છેલ્લો મેળાપ કર્યો હતો ! અને તે અણજાણ બેઠી ! પોતાના હજારો તુરંગોમા લીન બનીને મોટરમા ખ્યરતાબાદ પાછી પવન વેગે દોડી જતા સામેથી કઈ મોટર તેણીને મળી હતી—અને માહે કોણ બેઠેલુ હતુ—તે 'નોટીસ' કરવા જેટલુ ભાન તેણીને કયા હતુ !

બીજી ચાર મીનીટ અને નવાબની દમામદાર મોટર લીલી કોટેજ' ના દરવાજાની લગોલગ આવીને ગડબડાટ સહીત ઉભા રહી શોફરને ત્યાજ થોભવા કહી નવાબ રૂસ્તમજગ બહાદુર અદર કમપાઉન્ડમા દાખલ થયા

* * *

નીરાશીથી કુમળાઈ ગયલા ચેહરા સાથ ડીટેકટીવ યાકુબ સાહેબ કમજોર ગુસ્સાને મારે પોતાનો હોઠહોઠ કરડી ખાતો ત્યા બગીચામા ઝાડોની ઘટામા ગુગળાયા કરતો હતો રોશનઆરાનો હાથ પકડીને તેણીને પોતાની મોટરકાર ભગા દોરવા લઈ જવાની અણીમા હતો તેટલા—

યાકુબ અચણુચ ચોકીને જમીનપરથી ખાસ્સો એક ફુટ જેટલો ઉછળ્યો—

"આ !–ખામોશ !–' તેણે ધીમાધારી અવાજે નાની બુમ પાડી અને રોશનઆરાને એક ઝટકા સમેત ખેચીને એક ગીચ ઝાડીની પછવાડે છુપાવી !

એક બીજી મોટર ઘરરર ઘરરર કરતી ધસી આવવાનો સાદ સભળાતો હતો અને બીજી પળે તે કાર આબાદ લીલી કોટેજના આગલા દરવાજાની આગળ આવી ઉભી રહેલી તેણે જોઈ હતી યાકુબે ડોકુ તાણીને જોયુ અદરથી નવાબ રૂસ્તમજગ છલાગ મારીને ઉતરી સીધા તેઓ ઉભા હતા તે દીશાએ ચાલી આવતા હતા !

એક મીનીટ વધારે !

બસ પીસ્ટોલનો એકજ બાર-એક જબરો ધડાકો-અને—

ખલાસ !

ડીટેકટીવ યાકુબ જેવા અઠંગ 'શોટ'ની નેમની ચોકસાઇ બાબે શંકા શુ હોય ? લપેરો ખાઇને નીઝામી-સલતનતનો લક્ષાપતી શાહ સોદાગર અને એકવરનો તુમાખી તાલેવંત ઇજારદાર નવાબ રૂસ્તમજંગ બહાદુર એક મુડદુ થઇને જમીનપર તુટી પડયો હતો ! પોતાના દીલમાનો ફેહેર અને છાતીમાનો કીનો ત્યાજ દાટેલો રેહેવા દઇ, લખ્ખોની દોલત અને દુન્યાવી ચેહલમેહલ પોતાની પાછળ ફેંકી દઈ, આ બદતાલેનો નવાબ એક બદફેલ મુછી બુદ્દીન ઓરતના પાપે ભર જવાન વયે એક હ્યાનતી દગાબાઝ ચંડાલનો ભોગ થઈ પડયો હતો

"યા અલ્લાહ ! આય તો નવાબ રૂસ્તમજંગ છે !" અબદુલથી લગભગ એક બુમ પડાઈ—"એનેજ વાસ્તે એ લોક ટાપી રહેલા ! અરરર— આય તો—આય તો આપણે ફમી ગીયા ! અઝીઝ, આપણે હાર મુવા !–"

"જો–પેલો એના ખીસા તપાસેછ–" અઝીઝમી પોતાના ભાઇના હાથપર ટીંગાઇને અકળાઈ પડયો

હા, તેમજ હતુ તુરત યાકુબ ભોંયપર ચતાપાટ પડેલા નવાબની આગળ ગુઠણે બેમી જઈ દડે કલેજે તેના ખીસા તપાસતો હતો તેણે પોતાના ખીસામાથી એક ઇલેકત્રીક નાનુ લેમ્પ કાહડી રૂસ્તમજંગની ઝડતી લેવા માડી હતી

"ચાલ–યાકુબ–બસ ચાલ-જતા રેહીયે–" રાશનઆરાનો નખાઇ ગયલો કકળાટ નીકળ્યો

"સબર ! બેવકુફ ! પેલા કાગળો એના ખીસામા હોવા જોઇએ—લે જો આ એની રીવોલવર ! એ અહીજ રેહવા દેઇશુ, પણ એક બાર ખાલી કરવો જોઇએ-કે જેથી એનીજ પીસ્તોલથી એનુ ખુન કરવામા આવ્યુ છે એમ પોલીસ સમજે !"

યાકુબે નવાબની રીવોલવરનો એક બાર છોડયો, અને પછી તે હથીયાર ત્યાજ જમીનપર પડતુ મેલ્યુ પાછો ગુઠણે બેસી આ હૈયાફુટો

અને તેમ દુર રહી તે ગીચ ઝાડાના પછાડે પછવાડેથી આખરે કમપા ઉંડની રોશીમ સુધી આવ્યો અને પછી પહેલા પોતે તે કુદાવી જઈ બીજી મેરથી રૌશનઆરાને ત્યા ઉચકી લીધી ત્યાર બાદ સેહજબી ગડબડ કરવા વગર પોતાની મોટરમા બેસી જઈ આ નાપેકારોએ ગુપચુપ ત્યાથી ચાલુ મુક્યુ.

આહ ! જે નચીતાઈથી અને નફકરાઇથી ડીટેકટીવ યાકુબે પોતાનુ તમામ કરપીન કામ સપુર્ણ પાર ઉતાર્યું હતુ તે દેખીને દોજખી દેવતાઓબી હેરાન રહયા હશે. જાણે એક મ્હા અજીમ ખુન પોતે કયુ નહી હોય પણ એક સાધારણ નજીવુ કામ પોતે આટોપ્યુ હોય તેમ આ અદભુત ડીટેકટીવ પહેલેથી છેલ્લે સુધી વરત્યા હતો ખુદ લોહીમા ગરગરતા પડેલા નવાબના દીલપરથી તેની પીસ્તોલ, તેના કાગળો, તેનુ ઘડીયાળ છેડો, તેની પાકીટ કાહડી લેતા તેના આગળા જરાબી ધ્રુજ્યા હતા નહીં હમણાબી તે ખુશાલ જીવે જ્યારે પોતાની કાર ફડકાવ્યો જતો હતો ત્યારે પડોશમા બેઠેલી પોતીકી માશુકના ચાદર જેવા ચેહરાપરનો હેબતનાક બ્હીકનો છાપ જોઈ યાકુબની મુછપર તેણીના હીચકારાપણા માટે નીરસ્કારનુ હસ્વુ ફરી વળેલુ હતુ

રે રસીકો ! દુન્યા એવાબી દૈતોથી ખાલી નથી

"હવે શાની બીહેછ—મારી જાન !" તે કાઇક પટામણે સાદે હવે બોલ્યો "ચાલ જરા હુશીયાર થા આપરે માથેથી બલા દુર થઇછ ચોકક્સ ખાત્રી રાખ કે પોલીસ હવે એમજ માનશે કે કોઇ બદમાશોએ નવાબને લુટી તેને મારી નાખ્યો ને પછી 'લીલી કોટેજ' મા પેસીને ચાદીકામ ઉપાડી ગયા આહ—આજે કુદરતે આપણને મદદ કીધી ! ફકત હુ ઇચ્છુછ કે આજે આય કમબખ્ત ચાદ નહી હોતે ! પણ હવે ચીતા નથી !"

કાઇક પણ જવાબ દીધા વગર રૌશનઆરા ઢગલો થઇને પડીજ રહી હતી—તેણી ધાસ્તીને મારે એટલી બધી અકળાઇ ગયલી હતી કે

વાણીથી બોલવાને અશક્ત હતી પણ તેણીનો અફલાતુન આશક બસ બકબક કર્યેજ જતો હતો

"બધુ તો બરાબર છે—પણ મને આય પેલી નાહલ્લી મોટર કોણની હતી તે સમજ પડતી નથી રૌશન—એમા જરા વાધો રહી ગયોછ! અદર કોણ હતુ?—ને ટીફીન બાસ્કેટ કોણ લાવ્યુ?—'લીલી-કોટેજ' માજ કોઈ ગયલુ—એમા ફેર નથી! પણ પછી પાછુ ચાલી કોણ ગયુ? ઉહ—મારૂ મસ્તક હમણા કામ નથી કરતુ બસ—જે થવાનુ હશે તે થશે! એ મોટરકાર અને ટીફીન બાસ્કેટ કોણની હતી તે શોધી કાહડશુ મોટરનુ નબર જોઈ લેતા હુ ભુલી ગયો—પણ ચીતા નહી—તે મલી આવતા વાર નહી લાગે"

## પ્રકરણ ૧૦ મુ.

### કુદરતનો માર

આણીમેર જેવા યાકુબ અને રાશનઆરા પોતાની મોટરમા દાખલ થયાં કે અબદુલ અને અઝીઝ પોતાની છુપાવાની જગ્યાએથી ઉલટી દીશાએ જીવ લઇને નાઠા હતા તે રાતના પોતાની નજરો સામે બની ગયલુ આવુ ઘમઘોર કર્મ જોતા તેઓ જેવા બે હરકતા સગ દીલ ઘરફાડુઓનાબી હોશકોશ ઉડી ગયા હતા નવાબ સાહેબ રૂસ્તમજગ જેવા એક નામીચા માણસનુ તેઓના દેખતા દેખત કોઇ ત્રાહેત શખ્સે—અને એક અણજાણી ઓરતે—(કે જેઓને આ ડામીજ ચોરો મુદલ પીછાણી શક્યા નહી હતા)—કરારને જીવે ખુન કર્યું હતુ.

એક પળકવારમા અબદુલ સરખા ગઠાયલા બદમાશે જોઇ લીધુ કે જો એક મીનીટબી વધરે વાર તે અને અઝીઝ ત્યા થોભ્યા તો પોલી-સની ધમચકરી ચાલુ થઇ જઇને ખુનનો બધો ટોપલો તેઓને સર આવી

પડવા વગર રહેવાનો નથી એટલા માટેજ તે બેઉ 'પ્રોફેશનલ" ચારો કમપાઉન્ડના પાછલા ભાગ તરફ દમ રૂંધીને દોડયા પેલા ચાંદીકામનો કોથળો અબદુલે પોતાના ખભે મારી લીધો હતો

તેઓ એક પળથી મોડા મટકયા નહી હતા! કેમકે તેઓ પાછલે દરવાજેથી ભાગએ બાહેર પડયા હશે કે નવાબ રૂસ્તમજંગનો શોફર વઝીરજંગ ત્યા ખુનની જગ્યાએ ધસી આવ્યો હતો ઉપરાઉપરી બે પીસ્તોલના ધડાકા તેણે સાભળ્યા હતા અને તેની ધીરજ રહી નહી હતી

પણ તેણે ત્યા કમપાઉન્ડમા આવીને શુ જોયુ? તેનો નામવર માલેક અને શેઠ ચતોપાટ લોહીના ખાબોચ્યામા મુડદુ થઇને પડેલો હતો—અને આસપાસે કોઇજ હતુ નહી! નવાબની પડોસમા તેવણનીજ રીવોલવર પડેલી હતી પહેલા તો ડઘાયલો ગભરાયલો વઝીર સમજ્યો કે નવાબ સાહેબે આપઘાત કર્યો કે શુ—પણ ના, જરા બરાબર જોતા તેને માલમ પડયુ કે કોઇ બદમાશો નવાબ હુઝુરની પાકીટ તથા ઘડીયાલ છેડો લુટીને તેવણને ઠાર મારી નાખી નાહસી ગયા હતા! એક પળ વધુ ખોવા વગર શોફર વઝીરજંગ એકદમ દરવાજા આગળ મોટર ભણી દોડયો અને અંદર પેસી ચાહેમ તે કારને સુરનગરની પોલીસ ચોકીપર ઝોકાવી

*   *   *

લીલી 'કોટેજ'ના કમપાઉન્ડમાથી બાહેર પડેલા અબદુલ અને અઝીઝ પાચ દસેક મીનીટ તો બીધેલા કોહલાની પેઠે તે જોખમભરી જગ્યાએથી દોડયા કીધા અને અબદુલનો દમ આખર થવા માડયો લુટના ભારી કોડલા સાથ તેનેથી હવે વધુ વાર દોડી શકાતુ નહી હતુ. થોડોવાર અઝીઝે તે રૂપાકામનો બોજો ઉપાડયો—પણ તે સેહજ નાજુક દેહનો હતો એટલે બે મીનીટમા તો તેબી ઠાકીને હાફવા લાગ્યો હવે તેઓ રસ્તાના એક એવા ભાગ ઉપર આવી લાગ્યા હતા કે જ્યા ઝાડોની ઘટા કમતી હતી અને તેથી ત્યા ચાદનીનો પ્રકાશ ઝાઝો હતો

જે વારે મગજ ઉશ્કેરાયલુ અને એકદમ બીહ ગયલુ હોય છે

ત્યારે કલ્પનાશક્તી એટલી તો તેજી અને તીક્ષણ બની જાય છે કે ચીજ હસ્તીમા હોતી નથી તેઓ મનમા ઉભી થાય છે—નહી હોના દેખાવો નજર સામે બરપા થાય છે, બીનકુલ ખ્યાલી અવાજો કાનમા આવીને અડકે છે તેવોજ કલદર અવતાર હમણા અબદુલ-અઝીઝની અવએલી જોડીનો હતો ! તેઓ જે જગ્યાએ દમ ખાવા થોભ્યા હતા ત્યા એક ભાગી તુટી ઝાવલાની કોટડી સીવાય બીજો કશો છાયો નહી હતો આ ઝુપડાને પડખે તેઓ બન જણ ધમ્મણની કાની હાફતા વીમામો લેવા ઉભા તો ખરા—પણ તેઓના પેટમા કલેજી નહી હતી ' કો બી પળે પોલીસનુ એકાદ લશ્કર ચડી આવીને પોતાનો લોખડી પજો તેઓના ગળાપર ચીપટાવી દે તેની જબરદસ્ત ફાળ આ "જુના કાગડાઓ" ને પડી હતી અબદુલ અને અઝીઝ બરાબર જાણતા હતા કે તેઓ બનેની નેકબખ્ત સીકલો મુકનગરના તે લત્તાના પોલીસ સત્તાવાળાઓને અણજાણી તો હતીજ નહી

જો બાપ જનમમા પોતાની લુટ !! માલ આ બે કોચીના સાહુકા ગેને કડવો ઝેર જેવા લાગ્યો હોય તો તે તે રાત્રીએ હતો ! ખાનુ ખરાબ થાય એ ચાદીકામના ભારી કેનવાસના કાકળાનુ ! બેઉ બદમાશોએ ખરા જીગરથી ઇચ્છ્યુ કે આ 'ન્યુસન્સ' તેઓને તે ઘડીએ વળગેલુ નહી હતે ! નવાબ રૂસ્તમજગનુ ખુન થયુ—અને તેઓનોજ માલ આ અબદુલ અઝીઝના કબજામા જો પકડાયો તો—તો ફાસીના લાકડા વગર બીજો રસ્તોજ નહી ! નવાબનુ ખુન કરવાથી તેઓ બને નીરદોશ છે એમ તેઓ ગમે તેવાબી હડહડતા કસમ ખાઇને કહે પણ તેઓને માનેજ કોણ ?

સત્યાનાશ જાય એ ભારબરદારી કેનવાસ—બેગનુ' ! હવે એનુ કરવુબી શુ ? અઝીઝે ખીજાઇને તે સેકડો રૂપીયાની કીમતના કોઠળાને એક લાત મારી

"અઝીઝ !" અત્યત ઝીણા સાદે અબદુલ તેના કાનમા બોલ્યો, "જોની-તારી આખ વધારે સારી છે આ ઝુપરામા કોઈ છે ?—જો અહી જીણી ફાટ છે, તેમાથી દેખાશે"

અઝીઝે ભોયપર પડીને તે કાકરીની અંદર ફાટમાથી જોયુ--

'હા--કોઇ છે--સુતેનુ છે,' તે બેહદ ધીમેથી બોલ્યો

એ કોટડ઼ કોણનુ છે વારૂ? પેલા રસ્તાપર રાતપાલીની ચાકી કરતા ફીરંગી ફ્રાનસીસનુ છે--નહી?" અબદુલ બોલ્યો

"હા—હુ ધારૂછ કે એજ તે ગતની ચોકવાળો ફીરીસ્તાઉ છે ભર ઉંઘમા લાગેછ?—ચેહ!—અબદુલ—કમબખતી!! કોઇના પગલા આવતાં સભળાયછ—"

અબદુલે એક ચોકેલા મસલાની પેઠે કાન ઉચા કરી નાખ્યુ

ખચીત! કોઇના ઠડાક-ઠડાક-ઠડાક પગલા નજદીક આવતા સભળાતા હતા

"નાહસ-અઝીઝ-નાહસ! નહી તો મુવા છુટા—'

અરે પણ આય કોટડે?—"

અબદુલનો ગભરાટ એટલો બધો હતો કે તેણે સુધબુધ તદન આ ઘડીએ ગુમાવી દાધી તેણે નકકી અનુમાન કર્યુ કે પોલીસનુ કોઈ માણસ આવી લાગતુ હતુ પળવારમા તણે એક જોરથી છાપટ મારી તે ઝુપડીની એક નાહનકડી લાકડાની બધ બારી કડાક દેતી કે ઉઘાડી દીધી અને ચડપ કરતો કે પેલો ચાદીકામનો બોજ ઉચકી અદર ટપકાવી દીધો

બીજી સેકડે બને બદમાસ લુટારા ભાઇઓ દમ રૂધીને તે જગ્યાએથી પવન વેગે નાહસી ગયા

એક જબરદસ્ત ખણખણાટ સાથ તે સીલવર-વેરનો મોટો કોથળો પતા ઉંધે મસ્તક પડેલા આસામીના પગ આગળ ધમમમ-ધમ્મ કરતો કે આવીને પડયો

અય વાચનાર! તે કોટરામા પડેલા ગતપાલીના ફીરંગી વાચમેન ફ્રાનસીસ ગોમ્સને તુ કયા નથી ઓળખતો? તે દીણુભાગ્ય જહાગીર મેહેરહોમજી-નવાબ રૂસ્તમજગનો ભાણેજ—ગરીબ બીચારો કમનસીબ જહાગીર હતો!

તેના પગ આગળ હજી તો દીનુએ તે સાંજે આપેલી બમપર ટીફીન બારકેટ એમની એમ પડેલી હતી અને પેલી લાલ કોથળીમાની સોનાની ગીનીઓ તનુ ડાચુ વકાસ્તી એમની એમ મોજુદ હતી!

ચાદીના વાસણોના આવા જબરજસ્ત ખડખડાટથી જહાગીર પોતાની બેહોશીમાથી ઝબકીને જાગરૂત થયો! ડોકુ ઉચકી તેણે આખ્યો ફાડીને આ પગ આગળ તુટી પડેલા વમમાણ ગમ જોયુ

શુ તેણે એક બીહામણો ખ્વાબ જોયો હતો? પહેના તો શુ બન્યુ તે આ ફુટેલા કીસ્મતનો જવાન બીલકુલ સમજી શકયો નહીં અકડુ બેસી તેણે એક દીવાનાની પેઠે ડવાઇને આ બારીમાથી ગબડી પડેલા કાઠળાની ગમ એકકી ટગરે ટીકયાજ કીધુ '

ખાસ્સી પાચેક મીનીટ ભાખરાયલે ડોળે સ્તબ્ધ જેવો બનીને જમીનપર ડાચુ વકાસ્તા આ વીચીત્ર મેનવાસ એગ તરફ તેણે જોયા કયુ હશે પછી હળવ રહીને તેણે લગાર બીહતા બીહતા તે કોથળાની દોરી છોડી અદર હાથી દાબી। જીણસો ભરેલી હતી–એટલે દોરી છુટતા સમેતજ જહાગીરની અજાયબીથી અકળાતી આખ્યો સામે એક રૂપાનો સીગાર કેસ કોથળામાથી બહાર નીકળી પડયો બેહદ વીસમય પામીને તેણે તે ચાદીનો કેસ હાથમા લઈ ફેરવીને જોયો ! જોયો—અને તેના મુખમાથી એક પોકાર નીકળી પડયો—

"ઓ ! એ તો રૂસ્તમજગ મામાનો છે !'

તે સીલવર સીગાર કેસ ઉપરનો જાણીતો R V મોનોગ્રામ જહાગીરને અલબતા અણજાણ્યો હતો નહી

બહુજ તાજુબ થઈ તેણે કોથળા માહેલુ સર્વે રૂપાકામ એક પછી એક બાહેર કાહડીને તપાસી જોયુ જરાબી શક વગર સઘળી ચીજો 'લીલી કોટેજ' માહેલી નવાબ રૂસ્તમજગની મતા હતી–ખુદ જહાગીરે પોતે અગાઉ એક વાર મામાના વરસપર તેવણને ભેટ કરેલો રૂપાનો ખડીયોબી તેમા હતો 'લીલી કોટેજ'માથી કોઈ આસામી આ ચાદીના વાસણો ઉપાડી

લાવ્યુ હતુ તે બાબે તો જહાગીરના મનમા એક કતરા બારબી સદેહ રહયો નહી—પણ—

અરે પણ એ બધુ સગ્રહસ્થાન અહી તેના ઝુપડામા શા માટે ? તે કોણ લઈ આવ્યુ ? આવી અસાધારણ રીતે આવી રાતે વખતે નાખી ગયુ તેનો શુ અરથ ? શુ દીનુનો એમા કઈ હાથ હોશે ?—ઓહ નોનસન્સ ! એ બેહુદો ખ્યાલ જહાગીરે તુરતજ ખખેરી નાખ્યો દીનુ કોઈ કાલેબી આવુ શરમભર્યુ કામ કરે નહી—પણ ત્યારે એ બધો ચોટાળો પીડાજો હતો શુ ?

જહાગીરે બે હાથે પોતાનુ ધગધગી રહેલુ કપાલ દાબ્યુ બાહેર લોહરીમા નવ વગતાના થોકા વાગતા હતા તેને યાદ આવ્યુ કે રસ્તાપર રાતપાલીના "વાચ"નો કલાક શરૂ થઈ ચુકયો હતો બધા જમીનપર વીખરાઈ પડેલા રૂપાના દાગીનાનુ હવે કરવુબી શુ ? જલ્ન પોલીસને ખબરબી કોણ આપે ? બીજુ તે ઘડીએ જહાગીરને કઈ સુજ્યુ નહી એટલ તણે ઠરાવ કર્યો કે તુરત વેળા નાને તો બધુ બયાનુ ત્યા રહેવા દઈ પોતાની 'નાઇટ-વાચ' પર જવુ પછી મહવારના ધીરજથી કઈ આવા અસાધારણ મામલાનો તોડ કાહડવા તેણે છેવ માથ વીચાર કર્યો કે સહુથી નરમ રસ્તો એ હતો કે દીનુને કાલે એક કાગળ લખી શુ બનાવ બન્યો હતો તેથી વાકેફ કરવી—અને તેણી જાતે આવીને સઘળુ રૂપાકામ લઈ જાય ત્યા સુધી એ બધુ કારસ્તાન કોટરમાજ રહેવા દવુ

ટીફીન બાસ્કેટમાથી જહાગીરે હવ લાગી ભુખે કણુસા માયા અને પછી દીનુએ મોકલલો ગરમ ઓવરકોટ દીલપર નાખી તે લગાર સતોષી મ્હોડે કોટરમાથી બાહેર પડયા અને પોતા પાસની ચાવી વડે ઝુપડીના બારણાને તાળુ માયુ

જહાગીર સીધેધા પોતાની નેમેલી જગ્યાએ રાતપાલીના 'વાચ'પર જતો હતો થોડીક મીનીટ તે પોતાના તુરગોમા ચકચુર થઈને ચાલ્યા કયો હશે - તેની નજર થોડક દુર પોતાના મામાના 'લીલીકોટેજ'ના કમ પાઉન્ડની રેલીંગપર પડી અચબુચ તેને ખ્યાલ આવ્યો કે જરા અદર

જઈને નજર નાખી આવ તો કમ ' મામા રૂસ્તમજગના ક્રોધગરમ માહેલુ ચાદીઠામ તેના કોકગમા આવીને પડયુ—એટલે ત્યા 'કોટેજ'મા જઈને શુ થયુ તેની મેહજ ખબર કાહડી હોય તો કાલે દીનુને વીગતે લખવા કામ લાગે

અફસોસ—અરે અફસોસ ! જ્યારે દહાડાની ચાલ પાધરી હોતી નથી ત્યારે, ઓ વાચનાર, હમેશ આદમ જાતને ઉંધુજ સુજ પડે છે !

જહાગીર 'લીલીકોટેજ"મા બેધડક પેઠો અને પાધરો તે મકાનના વરડા તરફ ચાલ્યો તે થોડાક કદમ વધ્યો નહી હશે કે—

એક જબરદસ્ત મોટી ચીસ સમેત બે હાથ ઉચા કરીને તે એકદમ પાછો ત્રણ ચાર ડગલા હટી ગયો !

જમીનપર લોહીમા ગરકાવ થયલા તેના પોતાના મામા સાવ મરણ પામેલા પડેલા હતા ! ધપ ડગતો કે જહાગીર તેવણ આગળ બોયપર બેસી ગયો હેબતને મારે તે હવે હાફ્તા હતો ચકભમ થઇને ઉજળે સપ ચેહરે તેણે આસેપાસે જોયુ જમીનપર પડેલી પીસ્ટોલ પર તેની નજર ચોટી ધુજતે હાથે ઉચકીને તેણે તે તપાસી જોઈ—અને તેજ ઘડીએ હાથમા પીસ્ટોલ સાથેજ તે દડાક દેનો કે ઉછળી ઉભો થયો !

કોઈ ચાર માણુસો આબાદ કમપાઉડમા દાખલ થઈ તેની તરફ ઝડપમા આવતા હતા ! ચાદનીની રોશનીમા તેણે જોયુ કે તેમા પોલીસના બે માણુસો હતા

"અરે—આય શુ—અહી કાઇ બીજુબી માણુસ છે !" એક જણ બોલ્યુ

"એ કોણ—પેલો નાઇટ વોચમેન ફીરગી ફાસીસ છે વારૂ ?"

જહાગીરના કાને આ શબ્દો સ્પષ્ટ અઠડયા તેણે જોયુ કે તેઓ ચારે જણા દોડતા હવે તેની ગમ આવતા હતા જહાગીરે—કમનસીબ જહાગીરે આ જીવ સટોસટ ઘડીએ પોતાનુ ભેજુ ખોહી દીધુ

પીઠ મરડીને યાહોમ તે ત્યાથી હાથમા પોતાના મામાની પીસ્ટોલ

સાથેજ નાહસી ગયો ને હરણની મીમાલે દોડયો—બાપ જનમમા કદીબી દોડયો નહી હોય તેટલી ઝડપે જીવ નાખીને દોડયો

અરેરે—કીસમત ! કોઇવાર તારા કેહેરનોબી કઈ શુમારજ હોતા નથી

## પ્રકરણ ૧૧ મુ.

### મોહીનીનો ભોગ

આ ફાની જીદગાનીની તકલીદી મોહ માયા—યારો કોઇને છોડતી નથી. દીલના જુસ્સાઓને અને માણસાઈ ખવાસને કચડી નાખી આ જુઠી જગતની લાલચો મજબુત મને ત્યાગ કરી શકવાની ગમે તેટલી લાબી લાબી વાત કરો—પણ જ્યા સુધી આપણો આત્મા આ માસ, હાડકા અને ચામડાના પીજરામા કેદ છે ત્યા તુ'ક એજ ખાકી લોહી અને માસના લોચાઓની નબળાઇને કુલ આદમજાત વશ છે

મહાન ફીલસુફો—ભલા મત સાધુઓ—અફલાતુન ધમ ઉપદેશકો વખત આવે આ ક્ષણભગુર શરીરની નીબળતાને આધીન થઇ ઠોકર ખાઈ ગયા છે જ્યા વેર માનવી—ગમે તેવા બી ફરેસ્તાઈ ખસલતનો માનવી—આ નકામી દુન્યામા મીકડાયલા છે ત્યાવર તે પોતાના કામી જુસ્સાઓનો ગુલામ છે એ બધમાથી તે સહ-સહર તો છટકી શકતોજ નથી, સેવાય કે તે સસારને બીલકુલજ તરછોડી હીમાલય પર્વતની ટોચ ઉપર જઇને અકલો પડી રહે

વાચનાર—ઘણે વખત કવા ઉમદા તરબીયતવાળા, સ્વચ્છ નીતીના, ખાલસ લાગણીના ભલા રૂડા જીવડાઓબી પગડીયુ ચુકી થાપ ખાઈ જાય છે તેનો તને એકજ દાખલો જોઇતો હોય તો આપણા જવાન, બોલા, દીલસોઝ મીત્ર ગોદરેઝ જસાવાળાનો લે

માત્ર એક ચાઇચાઇના રૂપાળા જોગ ચહેનાએ આ એકનારના ખુશમીજાજી, નીખાલસ, મોટા દીલના નવજવાન વપારી બચ્ચાનુ' ભેજુજ

ખીસાડી મુકયુ હતુ ! ૧૬ મી માર્ચની બપોરની ટ્રેનમા ગોદરેજ પુને પોતાના દોસ્ત ફરામગાજ સકલાતવાલાને ત્યા પરોણા તરીકે ગયા તો ખરો, પણ તે ત્યા માત્ર પોતાના તનબદનનુ ખોખુજ લઈને ગયા હતો પોતાનુ ચીત્ત, મગઝ, મન અને ધ્યાન તો આ અભાગીઓ પારસી પીલાઉમ પરના પેલા કોસમોપોલીટન હોટલમા છોડી આવ્યા હતા !

પુને ગોદરેજે જેમ તેમ કાસી કરીને બે દહાડા તો તોડી પાડયા પણ ત્યા આખો વખત તે એટલા તો મકમ-બકમ બની એમા-બરા અને ભાણુ ભુલો જેવા ફર્યા કરીઓ કે ફરામનાઝ અને તેનુ કુટુબ બી આ પોતાના મદાના ખુશાલ હસ્તા બોલતા પરોણામા આવો નહીં સમજ પડે તેવો ફેરફાર જોઇને વીચારમા પડી ગયા

આખરે ૧૯ મી માર્ચે સહવારે જ્યારે ગોદરેજ ઉઠયો ત્યારે તેની નમુરી, તેની ધીરજ હવામા ઉડી ગઇ હતી ત્રણ ત્રણ રાતના ઉજાગરાથી તે હવે કટાલીને અધમુવા જેવો થઈ ગયો હતો પોતાના યજમાનની ઘણી ઘણી દરગુજર ચાહી તેણે સઉ માદની અજાયબી વચ્ચે એકાએક જાહેર કર્યુ કે તે બપોરની ગાડીમા પાછો મુબઈ ઉપડી જશે ફરામે ઘણુબી ચાપીને પોતાના દોસ્તને તેમ કરવાનુ કારણ પુછ્યુ—પણ ગોદરેજ કારણ આપેબી શુ ! તેણે બસ એટલુજ કહ્યુ કે પુનાની હવા કઇ અજબ રીતે તેને માફક નહી આવતી હોવાથી અને ચાલુ ત્રણ રાત થઇ બીલકુલ ઉંઘ નહી આવવાથી તે હવે સીક જેવો થઇ ગયો હતો, અને તેથી તેણે મુબઈમાજ ૪ થી એપ્રીલ સુધી (ફ્રીનેઝ લાગલાગથી આવે ત્યા સુધી) દીવસો તોડી પાડવાનો ઠરાવ કર્યા હતો ! આણીમેર ફરામેબી પછી પોતાના આ ભખરાયલા અને રડતા ચહેરાવાળા બની ગયલા દોસ્તને રહેવાને માટે વધારે ઓહસ કરી નહી—તેબી બીચારો ગોદરેજને આટલા દહાડા હસાવતા રીઝવતા અને ખુશાલ રાખતા કાયર બની ગયલો હતો !

ગોદરેજ આખરે ૧૯ મી ની રાતે સાડા-સાત વાગતે મુબઇ વીકટોરયા ટરમીનસપર ઉતર્યો હોરમજી આટચાને તેણે આપેલુ વચન હવામા ઉડી

ગયુ હતુ' ! પણ એ હોરમજી ચન હવ કયા તેને પુછવા આવવાનો હતો' તે ઘરડો ક્લાક તો કયારનો કુલકતે જઇને પોતાની ડેસ્કપર ગોડવાઇને બેઠો હતો !

વાચનાર, પેલા પુનમના ચાદ સરીખા ચહેરાની ખુબસુરત શકલ અને પેલી કાળી ભમ્મર આખો આ ઉછાછલા જ્વાનને મુબઇ પાછો તાણી લાવી હતી પોતાના દીનમા એકવાર એક જુસ્સો ઉભરાઇ આવ્યો તો તે સમાવી દેવાની આ સુખ્યારા આપઅ મગ્જાર ગોદરેજને તમેહ હતીજ નહી અને જે જુસ્સો તેને ફરજયાત આ ભયકર જોખમની ખાહીમા કીનાર ઘસડી લાવ્યો હતો તેની સામે ગોદરેજ જેવાથી ટકકર ઝોલાય એમ હતુ બી નહીં

બોરીબદરના સ્ટેશનપરથી તે આ ફેરી ગ્રેટ વેસ્ટર્ન હોટલમા જવાને બદલે ગ્રાટરોડ લડન હોટલમા ગયો આમ હોટલ બદલવાનો શુ ભેદ હશે તે તો ગોદરેજ જાણે અને ગોદરેજનો જીવ જાણે—આપણને તની સાથ કામ નથી ભાડેની ગાડીના ગ્રાટરોડ તરફ હકારતા તેના સાવામણા મ્હોડાપર સેહજ હસુ પડગઇ ગયુ, અને એકલો એકલો તે જીવમ બડબડવા પડયો

"આહ ! મુબઇમા પાછો આયોછ તે જાણે ખુશાલી ખુશાલી લાગેછ પુને તો કરડવા આવતુ તુ' આજે ગતે કાસમોપોલીટન હોટલમાજ ખાવશ—ને માહતાબનુ ગાણુ સાભળશ પેલો હોરમજી ચેન હવ જીવપર બેસવાવાળો નથી તેથી જરા કરારથી મોડે સુધી રેહવાશે !"

અદબ વાળીને ગાડીમા અઢેલાઇ ગોદરેજ ચુચી આખ્યોએ ચુપચુપ થોડોવાર મુગો બેઠો તેના ભેજામા હમણા બસ માહતાબ અને માહતાબની હીપનોટીક કાળી આખ્યો અને તેણીના જાદુઇ અનુપમ મધુર ગાગ સીવાય બીજુ કઇજ રમતુ નહીં હતુ

"હોરમજી તો ગધેરો છે ! કોઇ ઘણુ સરસ ગાતુ હોય તાહ જઇને બેસવામા બીનઆબરૂદાર છેજ શુ ? હુ તો કઇ સમજતો નથી !

નોનસન્સ! મને એ છોકરી ગાયજ તે પાછુ માલુમ પડતુ છે તે હુ તો જવાનો એ આય જુદા ચેનના ધખારા સાથ મને કંઇ કામ નથી! પાચમીએ ડીગ્રીઝ આવશે—પછી તો મુબઇ ઉપરી જવાનુ છે”

* * *

તેજ રાતે આઠ વાગતે જ્યારે ગોદરેજ જમાવાળા કોસ્મોપોલીટન રેસ્ટોરા’ મા એકલો દાખલ થયો ત્યારે હોટલ’ના દરવાજાની બાહેરજ મેલા અખતર પોહળા લેઘા અને એક ધમાઇ પીમાઇ ગયલા ડગલામા માલેક મુસાજી ઉસમાન એક ભાગેલી ખુરસી ઉપર ટાટીયા ચઢાવીને પોતાનુ ખડબચડ્ડ દાહડુ પસવારતો બેઠલો હતો દેખાઇતી રીતે મુસાભાઇ કાઇ ઘણાજ ખુશમીઝાજમા તો હતાજ નહીં—કેમકે એક હાથે ઉઘાડા પગના મેલા આગળા મમલતા જઈ બીજે હાથે દાહડીના વાલને ખુબ વળ દેતા રહી તેવણ સ્વ્યા ડાચા સાથે કાઇ ઘણાજ ઉડા વીચારમા જમીનપર ટીકયા કરતા હતા

ગોદરેજ આગેથી તે હોટલવાળા મુસલમાન આગળ જઇને ઉભો સાહેબજી, મીર ઉસમાન!”

મુસાભાઇએ ચમકીને ઉપર જોયુ અને બીજી પળે ચપ કરતો કે પગમા ફાટો તુટો જુનો પેટાવો ખોસી દઈ તેવણ દપ કરતા કે હસ્તે ચેહરે ઉઠી ઉભા થયા

“ઓહો! ગોદરેજી શેઠ! આવો—આવો ટમે કાહસે આવા? ટમે તો પુને ગયાટાની?”

“હા—હમણાજ આયો કેમ છુ આઉ તેમા કઇ વાધો છે?”

“અરે નારે સાબ? વાધો શેનો હોય? ટમારા પગલા કીઆ છે? એમ શુ બોલોસ? આવોની અંદર—કઇ જમશો કે શેઠ?”

“હા—હુ ડીનર લેવાજ આયોછ ચાલો—જરા તમેબી આવો બે ઘડી ટાહેલા કરતા જઇશુ”

તેઓ બંને હોટલના ડાઇનીંગ સેલુન (!)મા ગયા અને છેક નાકેના ખુણાની એક લમચોરસ ટેબલપર ગોઠવાયા દેખાઇતી રીતે આવા એક

ઇઝતદાર વીઝીટરની ખુબ અગત તકેદારીથી મેહમાનદારી કરવા માટે મુસાજીભાઈ અતીશય ઇતેજાર દીસ્તા હતા

"શેઠજી—આપ તો પાચમી એપ્રીલની અગાઉ અહી પાછા આવવાના નહી હતાની ?" ખાણાની પ્લેટો ટેબલપર ગોઠવાઈ રહેવા બાદ મુસાએ સવાલ કર્યો

કાઇક અચરતીથી ભવા ઉચકીને ગોદરેજે પોતાની સામે બેઠેલા મુસલમાન ગમ જોયુ

"તમે કેમ જાણ્યુ કે હુ પુને જવા । ઉતો ને વરી પાચમી સુધી તાહજ રેહવાનો ઉતો '"

મુસાભાઈ ઉસમાન ખુરસીપર અઢેલાઇને બેઠા અને ખડખડ હમીને ઓરડામા આમતેમ નજર ફેકવા પડયા

"સાભ–ટમારા જેવા મોટા માણુસો અમારે ગરીબને વેર કયારે આવે છે ? ટમે આવા ને પેલી છોકરીને મોટુ ઇનામ આપુ તેથી અમુને કાલજી થઈ કે તમે કોણ છો–તેથી, માભ. જગ છે તે જરા બે ચાર જણાને પુછયુ ને ખબર કાઢી કે આપ શેઠનુ નામ શુ–ને કીઆ રેહોસ–બીજુ શુ ?"

"કાહથી ખબર કાહડી–કોણુથી ખબર કાહડી ?" ગુસ્તાદની અચરતી વધતીજ જતી હતી

"સાભ—ખબર કાહડી તેથી ગુસ્સે તો નથી થયાની ? ચુક થઈ હોય તો માફ કરજો"

'નહીરે—એમા ગુસ્સે શાનુ થવાનુ ' મને જગ નવાઈ લાગેછ — તમુને હુ કાહ રેહુછ ને કાહ જવાનો તે બધી બાતમી કોણે આપી ?"

"શેઠજી–ટમે ગ્રેટ વેસ્ટરન હોટલમા ઉતરા તે તો ટમારા પેલા ઘરડા દોસ્ત સાથે આવ્યા તારે તેવણુથી અમે જાણ્યુ—"

'ઓહ ! આઈ સી ! હોરમજીએ તમુને કહ્યુ ! ને હુ પુને જવાનો છેઉ તેબી એણેજ કેહયુ હોશે ?"

"જી હા–તમે ૧૬ મીએ પુને સીધારા ને તેજ રાતે એ બુઆ પારસી પાછા અહી આવા હતા !"

"હે ? મારા ગીયા પછી હોરમજી રાતે અહી આવ્યો હતો ? કાય ? શુ કરવા ?"

"રાતે જમવા આવા હતા અમારી સાથ બહુ લાબી વાત થઇ, સાભ"

"અમારી સાથ–એટલે ?"

"એટલે મારી ને મહેમુદની સાથ ! પછી ટેવણેજ અમુને કીધેલુ કે ટમે પુને ગયાછ ને પાચમીએ પાછા આવશો ને ૬ ઠ્ઠીએ તો પાછા ચાલી જાવાના '

ગોદરેઝ કાઇ બોલ્યો નહીં નીચી મુડીએ વીચારમા તેણે થોડો વાર જમ્યા કર્યુ હોરમજી આટયા તેને પુને ઉપડી જવા પછી આ જગ્યાએ એખલો આવ્યો ને મુસાજી તથા મેહમદુ ઉસ્તાદ સાથ લાબી વાત કીધી ! વાહ–એબી કૌતકજ તો !

અતે તેણે અચણુચ ડોકુ ઉચકી ઉસમાનને સવાલ કીધો—

"મી૦ મુસાભાઇ, પેલી—પેલી ગાનારી આજે કેટલે વાગે આવશે ?"

મુસાજીના રાથોડી એબીયલ કોથાપર એક જાતની ગમતનુ અને સંતોષનુ હસ્વુ પથરાઇ ગયુ—

"કોણુ—માહતાબ ?"

"હા એ–છે–તે–હમણા ઉપર આવીછ કે ?"

"ના સાભ–એ માહતાબ અહીં રોજ કયા આવે છે ? એ તો જ્યારે હુ બોલાઉ તીવારે આવે આજે ચારેક દહાડા થયા આવતી નથી——"

ગોદરેઝનો ચેહરો નાસીપાસીથી એવો કુમળાઇ ગયો કે એક આધળોબી જોઇ શકે

"તાહરે—મકુજે—એ છોકરી અહીં હવે કાહરે આવવાની છે ?"

'સાબ એનો બાપ મેહમદુ બહુ કફોડો માણુસ છે જગાસી મગજનો ખીસેનો છે એના ભેજામા વાહરૂ આવે ત્યારે છોકરીને હીયા ગાવા લઇ આવે ને ના તો ટમે હજાર રૂપીયા આપો તો નહીં લાવે બીજુ કઇ ખાવાનુ મગાઉ—સાબ? એક બફાટની પીયેટ બીજી—"

'નહીં—બસ—થેંક્યુ! પણુ મુઆમઇ–કાલ સાલ એ ગાનારી આવશે કેની?"

"શેઠ, ખરી વાત એ છે કે એ મેહમદુ હવે અહીં પોતાની લડકીને લાવવાજ સાફ ના પાડે છે!'

ગોદરેજ પોતાના મ્હો માહેલો બુક ચાવતા ચાવતા અચકી ગયો

"કાય?—કાય?"

'સમ ધખારોજ તો! એ મેહમદુ બહુ ખાનદાની માણુસ છે, સાબ એ તો કેહજે કોઇ માગ આબરૂદાર ઘેરમા મેળાવડો હોય તો માહતાબને લઇ જવાશ—ને ના તો જો કઇ ખાનગી મુજરાની બેઠક કરવી હોય તો મહેમ આવો?"

"મહેમ?"

"હાજી—એ મેહમદુ મહેમ રહે છે, સાબ તો એનુ ઘેર છે તમે કહો તો કાલ પરમ એક ગાયનની બેઠક કરાવુ ગોદરેજી શેઠ એક રાતની બેઠકના પચાસ રૂપીયા લેશે ને પછી બીજા બહારનાઓને આવવા દેશે નહીં રાતના ટમારે વાસ્તે ખાવાનીબી ગોઠવણુ હુ કરશ—"

"નહી—ખાઇનેજ હુ આવશ—"

"અરે ના શેઠજી, એમ શુ બોલોસ રાતના ખાઇને મોડેથી છેક મહેમ કાહા આવગો! તમે બસ કાલે આઠ વાગે અહી પધારો ને આપણે સાથે મહેમ મેહમદ ઉસ્તાદને તા જઇશુ સાબને વાસ્તે અચ્છુ ડીનર તા હુ તૈયાર રાખીશ–પછી દસથી સહવારના ૪ વાગતા સુધી જલસો કરશુ સારંગી ટબલાની બંધી ગોઠવણુ કરશ, સાબ"

ગોદરેજ વીચારમા ચુપચુપ મુંગો બેઠો! આહ! માહતાબને નચીંત

જીવ આખી રાત માળળવાનો ખુશીભર્યો ખ્યાલ તની છાતી હમણા ધડ કાવતો હતો

કેમ માબ નુ ીચાર ' કાન નહીં બનતુ હોય તો ચીતા નહીં ગેર બીજી વખતે—'

નહી હુ ધારૂછુ કે કાંઈજ રાતે ઠીક પડશે પછી પાચ છ વાગતે મદવારે હુ મુબઇ પાછો આવતો રહેવશ મુસાભઇ—તમે કાલનીજ ગોઠવણ રાખો

'જી—અચ્છુ! જેવો હુકમ!"

હુ કાલ રાતે આઠ વાગે અહીં આવશ સ્ટાડરડ આઠ વાગે કની?'

ઈશટાડરડ આઠે—સાબ! જરૂર આવજો"

બીજી દસ મીનીટ પછી ભરેલે પેટે ગોદરેજ જસાવાળો "કાસમો-પોલીટન હોટલ' માથી બાહેર પડયો બે હાથે સલામ કરતો મુસો ઉસમાન તેને છેક દરવાજા સુધી વળાવા આવ્યો હતો! અરેરે—ભવીષ્યના પેટામા શુ ભરાયલુ છે તે માણુસ જાત જો જોઇ શકતો હોતે તો દુન્યામા કેટલી ખરાબી થતી અટકી શકતે! બલકે પછી દુન્યામા ખરાબી કાંઈ હોતેબી શુ?

* * *

મહેમના રેલ્વે સ્ટેશનપરથી ઉતરીને જ્યારે એક ભાડુતી ખડખડ પાચમ વીકટોરયામા ગોદરેજ જસાવાળા અને મુસા ઉસમાનભાઈ ૨૦ મી માર્ચની રાતે મેહમદુ ઉસ્તાદના ઘર તરફ હકારી ગયા ત્યારે પોણાનવ થયલા હતા તે એક ખરેજ અધારી ઘોર ઘમઘોર રાત હતી મીયા મેહમદુનુ મકાન મહેમમા કોણ જાણે ક્યા લકાને નાકે ખુણે ખાચરે આવ્યુ હશે કે સ્ટેશનથી ગાડીમા ખાસ્સો અડધોએક કલાક મજલ કાપ્યા પછી—અને કાંઈ ડજનેક અધારી સાકડી ગલીઓ વટાવ્યા પછીજ આ બે જણાઓને તેનો પતો મળ્યો હતો

"મકાન" નહીં કહેશે તો જીવ રડશે! ઉસ્તાદનુ મકાન (!) બળેરે! એક ભાગી ભસ્તા જેવી ઝાવલાની કગાલ ઝુપડી સીવાય બીજુ કાઇ

મકાન તો ગોદરેઝને દેખાયુ નહી બીન મટોડીથી લીપી લીંપેલી—અને અને છાપરુ તો માવ ઝાવલાનુ ! વળી એવુ છેક મહેમને કાંઈ ઝડે ખુણે જગલની વચમા તે કેડે આવેલુ કે અદર કોઇ ગવયા ઉસ્તાદને બદલે કોઇ સન્યાસી બાવો જાણે રહેતો હોય તેવુ નજરે પડતુ હતુ ગાડીવાનને ભાડુ ચુકવી દઇ તેને ઉસ્માનભાઇએ રૂખસદ આપી અને પછી ગોદરેઝ તથા તે પાઉપ્યાદા આ મેહમદુની કોટરી ભણી ચાલ્યા ઝુપડી જગલના તે ભાગમા મદનર એકલીજ હતી તે રાતના સીહા અધકારમા જેટલી આખ તાણીને જોવાદ રાકાય તેટલુ ગોદરેઝે આસપાસના દેખાવનુ અવલોકન કર્યું આજુબાજુ કોઇબી બીજુ ઘર કે ઝુપડી જેવુ કશુબી હતુજ નહી જગલના તે ઉજડ મધ્ય ભાગમા કાંઈ ફ્રાણસની રોશની તો કયાથીજ હોય ?

"ઉસ્માન, એ આપ ઉસ્તાદ અહીં છેક ખુણે ખ ટોલે આવી બીસ્માર ઝુપડીમા કાય રહેછ ?" ગોદરેઝે કાઇક નવાઇથી સવાલ કર્યો

ઉસમાનજી જરા ખુ દઇને હસ્યા—

" ટારે સાબ, સુ ટાજમહાલ હોટલમા રહ ?"

"નહી–તેમ નહી કહેતો પણ—છે તે એને કમાણી તો ઠીક હોગે"

અરે શેઠ, સુ 'ધુરની કમાણી ! આ ટમારા જેવા ઉદાર દીલના શેઠયા લોક મળે ટવારે જરા બે પૈસાનુ મોહનુ જુવ–બાકી નહી તો માહતાબ આખી રાત ગળુ તોડે તો મેહમદુ દસ રૂપીયાબી ઘરે ના લી જાય લેઓ મેહમદુ મીયાજ આ ઉભા છે "

હાથમા એક જુનુ પુરાણુ હરીકેન લેમ્પ પકડીને મેહમદુ તેઓની સામી ચાલી આવ્યો——

"સલામ, સે' ' તેણુ ગોદરેઝને સલામ કરી 'આવો–આવો–અદર આવો ! મારા ગરીબને ઘેર પધારી શેઠજીએ શોભા આપી આવો સાબ–પધારો "

મુગે મોહડે ગોદરેઝ આ બને મવાલીઓ જોડે તે કોટરીમા દાખલ થયો અદર એક હાલહવાલ કેરોસીનના દીવાની ઝાખી લાઇટ



( સન ૧૧ )

મી૦ મુસાજી ઉસ્માનજી.

સીવાય બીજો કશો ઉજાસ હતો નહીં એ ખખડી વખડી ગયલી ખુરસી—એક લાકડાનો બાજટ એક મોટો પેટારો, એક તદ્દન લેલુગુરે જેવી બાવાઆદમને ટાઇમની બનાવટ પીનારી ગયલી લાકડાની કબાટ—એટલુ ફરમાસુ ફરનીચર મેહમદજીના તે સીટીંગરૂમ ઉર્ફે ડ્રાઇંગ-રૂમ લફ્ઝે ડાઇનીગ-રૂમ (જે તમે કહો તે)ને દીપાવી રહેલુ હતુ તે નાની ઓરડીમા એક બાજુ એક ટેબલનુ કડકુ ગોઠવલુ હતુ—અને તેની ઉપર ટેબલક્લાથ પાથરી દેખાઇતી રીતે ગોદરેજ માટે તે રાતના મહાભારત ડીનરની ઉસ્માનભાઇએ તયારી રાખી હતી, કમજે કેટલીક રકાબીઓ ત્યા ધાઇને મેળી છાડેલી હતી બીજી ગમ ઓરડામા ભોયપર એક ચટાઇ નં છાવેલી હતી—જેની પર ટબલા તથા સારંગી પડેલા હતા કોઇપણ સાજીદા ગોદરેજની નજરે પડયા નહીં—એટલે તેણે લગાર ગુચવાઇને ઓરડામા આમ તેમ જોયુ

"કેમ-હજુ તમારો સાજ આવ્યો નથી?" ગોદરેજે ખુરસીપર બેસતા ઉસ્તાદજી મેહમદુને પુછયુ

"શેઠ, દસ વાગતે આની પુગશે ઉસ્માનભાઇએ મને કીધુ કે તમો અહીં જમશો પછી દસ વાગે ગાણુ શરૂ કરશુ આવો શેઠજી—કઇ હાથ મ્હોડુ ધોશો?"

'નહી રે—હાથ મ્હોનુ સાનુ ધોય' મદુ—ઉસ્તાદજી, તમારા બેટી કાહ છે?"

'અદર કપડા બદલતી હશે અબઘડી આવશે—સાબ માહતાબ! માહતાબ!! ચાલ જલદી—શેઠજી આયાછ"

અદરથી-એટલે પાસેના ઓરડામાથી—કાઇ જવાબ આવ્યો નહીં આ કોઠરીમા બે ઓરડા હતા—અને તે પાસેના ઓરડા ગમ મ્હોડુ કરી મેહમદુએ પોતાની દીકરીને હાક મારી એટલે દેખઇતી રીતે માહતાબ માનુ ત્યા ભરાયલા હોવા જોઇએ

તે પડોસના ઓરડાનુ બારણુ બધ હતુ ઇતેજાર આખ્યોએ ગોદ-

રેઝે તે ગમ નજર ફેકયા કરી—અને મુસા તથા મેહમદુના પટપટારાનો માત્ર 'હા'–'ના' ના હુકારાથી ઉતર વાળયા કીધો આની એકાત, અણુ-જાણી અધારી જગ્યાએ રાતની વખતે તદન હલકા પીજારડા જેવા બે ત્રાહેત શખ્સોની વચ્ચે ચાલી આવવામા પોતે કેવી મુરખાઈ કરી હતી તેનુ ગોદરેઝ જસાવાળાને હવેજ જરાક પહેલ વહેલુ ભાણુ આવ્યુ આ ખીસ્માર ભાગી તુટી ઝુપડીમા પગ મેલતાજ તેને ચોમેરનો મેહમાર બીલકુલ ગમ્યો નહીં હતો તેમા ખસુસ કરી તે રાતે ઉસ્તાદ મેહમદુ મીયાનુ ખવીસ એબીયલ કોહુ કાઇ વીચીત્ર રીતની દેહસ્ત તેના પેટમા પેદા કરતુ હતુ ગોદરેઝને બસ એમજ લાગ્યુ કે તે રાતે આ બે મુસલ-માનો કાઇ અજબ ઇતેજારીથી—જોઇયે તે કરતા વધારે–તેને પ્રુશી રાખવા માગતા હતા બલકે તેની ખાતરદારી કરતા મહમદુ ઉસ્તાદ સદતર જુઠ્ઠુ, ખોખરૂ, તાણી તોડીને ઉભુ કરેલુ હરનુ નહી ઘટે તેવી ઘડીએ બી પેદા કરતો હતો

ગોદરેઝની અકડવકડ અને તેની બાતેનની બેકરારી દર પળે વધતીજ ચાલી કુદરતી રીતે તેનાથી બે ચાર વખત પોતાની છાતીના જમણા ભાગ ઉપર હાથ મેળાઈ જવાયા કીધો ત્યા ડગલાના અદરના ખીસામા તેની કરસી નોટો પડેલી હતી!! આહ–હોરમજી આટયાની ઓજરષ્વાહી ભરી સલાહ અને તે જમાનાના ખાધેલા ઘરડા મુનીમની ચતવણી ગોદ રેઝને હવે સઘળા જોશ સાથે યાદ આવી! બચીત! ગોદરેઝે આ કેવી એવકુફાઇ કરી હતી! પોતાની કુલડાઈ અને મુરખાઇ માટે તેને ખરે મને હવે પસ્તાવો થયો અહીં પોતે તદન એખલો આવ્યો તો આવ્યો—પણ સાથે બધી હજાર હજારની નોટોબી લેતો આવ્યો! તેના ગજવામા તે ઘડીએ કાઈ નહીં તો સત્તર અઢાર હજાર રૂપીયા હશે!

મુબઇમા પોતાની ત્રકમા નોટો મુકી આવવા જેટલીબી શુધ્ધી તેણે રાખી નહી હતી! એટલી હદસુધી પોતે પોતાની અક્કલ કેમ ગુમાવી દીધી હશે તે માટે આ કાચ્ચા બીનઅનુભવી પારસીને હવે ખરેખર તાજુબી લાગવા માડતી હતી!

પણ હવે કરવુ શુ ' ઉસ્માન અને મેહમદ્ મીયાએ તેને કઇબી વાતચીત કરાવવાને જીવતોડ કોશેશ કરતા હતા હવે આવી અધારી ઘોર રાતે પાછુ ચાલી જવુબી મુશ્કેલ હતુ આ બે ખાઉ કરડુ જેવા લક્ષ્મા શખ્સોને તેમ કરીને છેડી મેળવા જેટલી ગોદરેજમા હીંમત હતીજ નહીં. અધુરામા પુરૂ નખોદગીયા ઉસ્માને ગોદરેજ સારૂ મોગલાઈ ડીનરબી ટેબલપર તૈયાર રાખેલુ હતુ ! ટેબલપર ઢાકેલી રકાબીઓ જોઇ ગોદરેજને પોતાની ઉપર ઘણીજ ચીડ ચઢી કાઇ નહીં તો મુબઈમાજ ખાઈ આવ્યો હતે તો ધુળ નાખી—આ કલદર વાતાવરણમા કઇબી ખાણુ ખાવાનો ખ્યાલજ તેનો જીવ ચુઠાવતો હતો ઘણાજ અ દેશામા વ્હીલે મ્હોડે તે થોડીકવાર લોહીનો ઘોટ ગળીને મુગો મ તરજ બેસી રહયો પોતે ઉઘાડી આખ્યોએ ચાલી ચલાવીને આવી કબસ હાલતમા ધસી આવ્યો—તો પછી હવે મન સાવચેત રાખીને જેમ તેમ તે રાત ગબડાવી નાખવા વગર બીજો કાઇ રસ્તોજ નહી હતો એમ તેણે જોઇ લીધુ

"શેઠજી આજે કાઇ બહુ વીચારમા છો ' ટબીયટ તો ઠીક છેની, સાબ '" ઉસ્માને અતે ડાચુ ફ્રરકાવીને પુછ્યુ

"નહીં—હા—તબીયત તો ઠીક છે"

"ટારે ચાલો આવો—શેઠ. જરાક જમી લો, ટમારે વાસ્તે આજે મે ખાસ બટકનુ બફાટ—"

"નહીં—બા, હુ ખાતો નહી !" ગોદરેજ કાઇક કટાલીને બોલી ઉઠયો, "મને જરાબી આજે રૂચી નથી રહેવા દેઓ—હુ એ ડીનરના પઇસા આપશ"

મુસાજી ઉસ્માને ઘણીજ નાસીપાસીથી મ્હોડુ કુમળાવ્યુ

"સાબ—પૈસા પૈસા બોલીને ગરીબ માણુસને હીણોછ ? ટમે આજે અમારા પરોણા છો શુ પૈસાને વાસ્તે ટમુને અહીં ખાવા બોલાવ્યાછ આમ શુ બોલ્યા કરોછ, શેઠજી ?"

"હા—પણ મને બીલકુલ ભુખ નથી આજે મને જીવને કઈ ગમતુ

નથી. ફિરમાન ભાઇ, ચાલો—આપરે આજે માડી વાળયે કાલ પરમ વળી જોઇશુ—"

"શુ માડી વાળયે, શેઠ ?" મેહમદુએ બે ડોળા ફાડીને ગોદરેજ ગમ જોતા લગાર તણાઇને પુછ્યુ

તે કકડાવેલા બે ડોળામા અચણુચ જે બયાનક ચમકાટ પ્રગટ થઇ ગયો હતો તે જોઈ ગોદરેજના પેટમા જબરદસ્ત ફાળ પડી મેહમદુ મીયાના ચેહરાપરનુ અત્યાર તુલીકનુ મીઠ્ઠ હસ્વુ એકાએક એક કઠોર નારાજીમા બદલાઈ ગયુ હતુ

"મકુ—આપરે આય જલસો કાલપર રાખ્યે તો કેમ ?' ગોદરેજે જરા અચકાઇને દબાયલા અવાજે કહ્યુ

મહેમદુ હવે ઉઠી ઉભો થયો "અરે નહી શેઠજી—હવ તો બેસો મહારી માહતાબ ઘણી ઉલટમા આવીછ-ને તમે તેને સાભલ્યા વગર જશો તો એ બહુ દલગીર થશે બેસો મારા સમ ! એઇ માહતાબ! ચાલ આવી મરેછ કે નહીં ?'

તેજ પળે પાસેના ઓરડાનુ બારણુ ઉઘડયુ અને એક નાજુક ખુબસુરત આકાર ગોદરેજ બેઠો હતો તે તરફ આરાથી ચાલીને અદર દાખલ થયો

માહતાબ! આહ ! તેણીના મુસલમાની ઇરિકી લેબાશમા આ બેહસ્તની હુરીને જોતાજ ગોદરેજના મ્હોપરની ચીંતાતુર બેચેન ઉદાસી એક સપાટે ઉડી ગઇ ! તેનાથી સેહજ મલકાઇ જવાયુ તેણે ડોકુ નમાવીને આ છોકરીને સલામ કરી

'સાહેબજી, માહતાબ ! ચાલોની-અમે કાહગના તમારી વાટ જોઈ યેછની !" તેણે હસતે મ્હોડે કહ્યુ

પણ માહતાબ ! તેણીને આજે શુ થયુ' હતુ તેણીના ગોરા મોહક મુખડાપર હસ્વાનો-બલકે ખુશીનો—એક છાટોબી હતો નહીં ઓરબી તે ચહેરાપર કાઇક અચુક ગમગીની કે દલગીરીનો પ્રતીબીબ ગોદરેજે ખુલ્લે ખુલ્લો જોયો તેણીએ અત્યત ઉદાસ આખ્યોએ પોતાના



જુઓ પાના ૧૧૩

**માહતાબ.**

ઘરમા આવેલા આ જરથોસ્તી જવાન પરોણા ગમ જોયુ—અને પછી ગુપચુપ જઇને ચટાઇ પર બેઠી

ગોદરેજને પહેલથીજ લાગ્યુ હતુ કે આ નાજુક ખીલતી કલી સમાન છોકરી અંદરખાનેથી બહુજ અસુખી હતી આ ખવીસ જેવો તેણીનો બાપ-(અગર મેહમદુ તેણીનો ખરેખરજ પીતા થતો હોય તો)-એ બીચારી નીરદોશ છોકરીને અતીઘણી હાડમાર કરતોજ હોવો જોઇએ એવી ગોદરેજની પ્રથમથીજ ખાત્રી હતી આજે તેણીનો શોકાતુર મુખડો જોઈ મરદાના ઉતાવળ્યા ગોદરેજને તેણી માટે બહુજ લાગી આવ્યુ

"ચાલ માહતાબ—શેઠજી બહુ ખોટી થયા આપણા સાજીદાઓ દમ વારે આવશે, તેટલા ચલાવ-જના બે ચાર ચીજ સુનાવીએ"

આમ કહી મેહમદુ મીયાએ સારંગી લીધી અને વજાડવા માડયુ માહતાબે એક આસાવરી રાગ શરૂ કર્યો—અને ગોદરેજના બદનની રૂમાઇ ગયલી નસેનસ જાણે સાથે ઝણઝણવા માડી તે ઉચો અપાર ખુબીવતો કોમળ અવાજ તે જગ્યાની બીહામણી ચુપકીદીમા તેને ખચીતજ પરસ્તાનના મ્યુઝીક મીસાલ મીઠો આવકારદાયક લાગ્યો

બસ ખલાસ! ગોદરેજ જસાવાળો આ બુલબુલના ગાયનની અસર તળે પોતાની બ્હીક—પોતાનો ગભરાટ—પોતાની બેકરારી—પોતાનો પસ્તાવો—બધુ ભુલી ગયો હતો!

મુસાજી ઉસ્માન તો ઉઠીને અંદર પાસેના ઓરડામા ગયો હતો પણ તેની ઉપર ધ્યાન આપવાને ગોદરેજ પાસે આખ-કાન કે ભેજુ ફાલતુ હતાજ કયા?

માહતાબનો તે રાગ પુરો થયો અને બહુજ ખુશીમા આવી જઈ ગોદરેજે 'શાબાશ—શાબાશ!'ની તાલીથી તેણીને વધાવી લીધી જવાબમા સહેજ ગંભીરાઇથી માહતાબે હસીને તેને સલામ કરી તેજ પળે એક ખુમચામા ત્રણ પ્યાલા કાફીના મુસો ઉસમાન ઉચકી લાવ્યો

"માહતાબ—ઉઠ! આય એક પ્યાલુ તારે હાથે શેઠજીને આપ."

માહતાબ ગુપચુપ ઉઠીને ઉસ્માને દેખાડેલુ કપ ખુમચામાથી ઉચકી

ગોદરેઝને આપ્યુ, ગોદરેઝે હસીને તે લીધુ—બાજઠપર પાસે મુકયુ—અને પછી—અફ્સોસ !–અફ્સોસ !!

તે કરમના પુરેલા નવજવાને તદન મગજ ખોહી દઇને ચડપ કરતા કે પોતીકા ડગલાના બે ત્રણ બટન છોડી અદરથી નોટોનો ઢગલો ખેચી કાહડયો—અને તે માહેથી રૂપયા એકસોની એક નોટ કાહડી માહતાબના હાથમા મેલી !

મેહમદુ અને મુસા વચ્ચે આખ્યોનો એક ઇલેકત્રીક એસારો અદલા-બદલી થઈ ગયો—પણ તે આધળા બીત બનેલા ગોદરેઝના દીઠામા આવ્યો નહી

માહતાબે નમીને પાછી સલામ કરી—પણ ગોદરેઝે કાઇક નવાઈ સાથ, કાઇક નાસીપાસી સાથ જોયુ કે તે છોકરીનુ મ્હોડુ ઓરબી વધારે ઉદાસી અને જાણે કાઇ ગુપ્ત ગભરાટથી કુમળાઈ ગયુ હતુ નોટ તેણીએ પોતાના પેદર મેહમદુને આપી અને મુગી મુગી જઇને પાછી પોતાની જગ્યાએ ચટાઇપર ગોઠવાઈ મેહમદુ મીયાએ ખુબ સુરથી પાછી સારગી શરૂ કરી

વળી પાછો એક ઉમદા કાફી રાગ શરૂ થયો અને માહતાબનુ તીજુ સુરીલુ ગાણુ સાભળતા લ્હેરમા આવી જઈ ગોદરેઝ ખુશાલ જીવે કાફી પીતા પીતા ડોકાના લહેકા કરવા પડયો

રાગ પુરો થયો—અને કાફીનુ કપબી પુરૂ થયુ ગોદરેઝના દીલમા હવે કાઈ અજબ હુશીયારી, અજબ ખુશાલી જાણે ઉભરાતી હતી

"બહોત ખુબ–બેટા–બહોત ખુબ ! ચલને દો !" તેણે અત્યત ગેલમા આવીને મ્હોડુ નુછતા માહતાબને કહયુ

ત્રીજી વખત મહેમદુએ સારગી ફડકાવી ખુરસીપર અરડાઇને આખ્યો વીચી કરારને જીવથી સાભળતો ગોદરેઝ લાબો થઇને પડયો. માહતાબનુ આ ત્રીજુ ગાણુ લગાર લબાણુ અને વધુ ઉસ્તાદી હતુ. આ રાગ સુનતા ગોદરેઝને લાગ્યુ કે તેનો જીવ જાણે બહેસ્તમા જતો હતો ! ખચીત—તેને મીઠડી ઝુકણુ આવવા માડતી હતી

ઉસ્માન અને મહેમદુ મીયા તેની ગમ એકકી ટગરે જોયા કરતા હતા અચબુચ મહેમદુ વગાડતા અટકી ગયો માહતાબની ગાતી બધ પડી જઇને ડઘાઇને ગોદરેજ ગમ ટીકવા પડી !

ગોદરેજ ભર નીંદમા આવીને સાવ ઉઘાઈ ગયો હતો !!

મેહમદુ ઉસ્તાદે સારંગી મુકી દીધી અને ઝમ કરતો ક ઉઠી ઉભો થયો—

"શેઠજી તો મો ગયે !" તે એક જાતનુ ભયકર હસીને બોલ્યો, "ચલો–ઉસમાનજી, અબી ખોટી થઇને શુ કરવાનુ છે ?"

મુમાજી ઉસમાનભાઇબી હવે ઉઠી ઉભા—

'હા–એવણુ કહેતા'તાજ કે મારી તબીયત બરાબર નથી લે મેહમદુ–એવણુને આય ચટાઇપર સુવાડયે ઉઠ માહતાબ—"

માહતાબ ઉઠવાને બદલે ત્યા જડ પુતનુ થઇને બેસીજ રહી તે છોકરીના ચહેરાપર છેલ્લી પાચ મીનીટમા અદભુત ફરફાર થઈ ગયો હતો. તેણીના ઉજળા સપ મોહડા ઉપર હેમત અને ધાસ્તીનો પડછાયો સ્પષ્ટ દીસી આવતો હતો

"ચાલ ઉઠ ! સભળાયછ ક નહીં ?–આય શેઠને અહીં સુવાડવાના છે" મેહમદુએ હવે તગરો કરી પોતાની લડકી"ને કહ્યુ

"અબાજી, શુ આય–આય એવણુ આખી રાત અહીંજ રેહશે ?" અને તે છોકરીના ગળામાથી ગુગળાયલો ધીમો સવાલ નીકળ્યો

"તેમા તુને શું પચાત ! ચલ નીકળ હીંયાથી ! એકદમ તારા ઓરડામા જા—" મેહમદુનો અવાજ હવે દર પળે વધારે ઝનુની બનતો જતો હતો

"એ શેઠજીને ઉસમાનભાઇની સાથે જવા દેઓ—" માહતાબ લગભગ રડને અવાજે કળગળી પડી તેણીની આખ્યો ભીંજાયલી હતી, અને તેણીના ગોરા નાજુક પાતળા આગળા ફડફડ ધ્રુજતા હતા

"ચુઉઉપ ! મને તારી ટકટક નથી જોઇતી ! એ આજે અહીંજ સુઈ રહેશે—ને ફલ ફજર ચાલી જશે જા એકદમ તારા ઓરડામા ચાલી

જા ! કેમ નથી સભળાતુ ? કાન ફુટી ગીયાછ કે ?"

ચકચક થતે બીહામણે ડોળે માહતાબ તરફ ઘુરકતો જઈ મેહમદુએ પાસેના ઓરડાતરફ આંગળી બતાવી

માહતાબને હવે કોણ જાણે શુ વાહરૂ થઇ આવ્યુ - એકાએક તેણી ખડી થઇને કમ્મર બે હાથ ટેકવી પોતાના નાકાળ પેદર સામે ઉભી તેણીની કાલી ભમ્મર સરખી બે આખો જે કે ભીજાયલી હતી—છતા તેમા જીવપર આવેના એક ઝરડાનો ચીબ્ટ નીકળતાનુ તેજ ચમકતુ હતુ

"અમ્માજી ! મારૂ સાભળો ! આય બીચારા ગરીબ પારસી લોકને ખુદાને ખાતર ઇજા કરશો નહી એ લોક દીનનો ભલા છે—ને આપણીપર વીસવાસ મેલ્યો ઉસ્માનજી, હુ કસમ આપીને તમુને કહુછ—'

"અરે પણ માહતાબ ! તારૂ કંઈ ભગજ આજ ગીયુછ ?' ઉસ્માન હવે જરા નરમ અવાજે વચ્ચે પુછીયો તુને એ શુ ઘબ્બરાટ બેઠોછ કે અમે એને ઇજા કરશુ ! તુ મારે વાસ્તે ને તારા બાપને વાસ્તે શુ મન ધરાવતી દેખુ—શાહ ?

"હુ જાણુછ—હુ જાણુછ ! મને સઘુ ખબર છે !' માહતાબ બે હાથ જોડીને કરગરી પડી બે વરસની વાત પરથી એમજ એક બારીયા શેઠને અહીં તમે લોક લાયા ને પછી કારી પીને વણબી—'

'બસ તારી લતરાજ બધ કર !" મેહમદુની હેબતનાક ગરજનાથી તે કોકરી જાણે સુજી રહી ઉસ્માન આય બેવકુફની સાથ તકરાર શાનો કરેછ ? ચાલ—એઈ, અહીંથી ચાલી જવુછ કે નથી જવુ ? માહતાબ—મારો મીઝાઝ તુ શુ નથી જાણતી ?"

પણ માહતાબ ત્યાંથી ખસી નહી ત્રબ કરતી તે બાપપર ફસડાઈ પડી અને પછી બે હાથે મ્હાડુ ઢાકી ફુસ્ક ફુસ્ક રડવા પડી

મેહમદના કદાપા નાપર આ ઘડીએ અધીરાઇ અને ગુસ્સાનો જે ખુની ચીલ્લા હતો તેનુ ધ્યાન કરતુ મુરાબીન છ બીડલા હોક વચ્ચેથી કાઇ બોડ અપશબ્દો બડબડી તેણે એક નાટકી ઝટાક સાથે માહતાબને પાખડામાથી ખચીને પાછી ઉભી કરી આવી નીરદય રીતે તણીનો હાથ



સફા ૧૦ )

મેહમદુ ઉસ્તાદ.

ખેંચાવાથી માહનાઝથી એક ચીસ પડાઇ ગઇ—પણ તે ચીસ સાભળવા ને ઘડીએ આ અદ્દમ્ય જગ્યાએ ઉસ્માન તથા મેહમદ્ શીવાય બીજુ હતુજ કેણુ ?

ને દયાહીણ ખુનીએ આ અડાચલ પોતાની દીકરી (!) ને ખભામાથી ક્યકચાવીને પકડી અને એક પોલીસ અમલદાર જેમ એક છાકટા ભામટા માણસને ઘડ્ડ માગતો ચોકીપર લઇ જાય તેમ મેહમદ્ ઉસ્તાદે બેહદ ખવીસ ઝનુનથી કોમળ રડતી માહનાઝને એકદમ પાસેના ઓરડામા હડસેલી દીધી—અને પછી બારણુ ઘારેરથી બધ કરી તને અડાગરે માર્યો તેજ પળે તે હીણભાગ્ય છોકરી બેફામ થઇને જમીનપર તુટી પડી હતી તેથી આ શયતાન 'પેદર" (!) કહેવાનો ગમ્મ જેવા થોભ્યો નહીં તેને અને ઉસ્માનને તો પોતાના નવા ગ્રહાક—જે કેરી કાશીની ચુગમા ક્યારનો લાઇવાજ બેહોશ પડેલો હતો—તની સાથ કામ લેવાનુ હતુ

આહ ! દગાખોર દગલબાજ દુન્ય !! ભલા ભોલા નીરદોશ ખાનેમ જીવો તરફ આજે વખત તુ કેટલી સખત થાય છે !

હુ દલગીર છુ—મેહમદ્ ઉસ્તાદની કોટરીમા ત્યાર પછી શુ બન્યુ તે માટે એક લીટીમા આગળ લખવા મારી ધ્રુજતી અને કમકમતી કલમ સાફ ના પાડે છે



## પ્રકરણ ૧૩ મુ.



### 'ફ્રેન્ડ, ફીલોસોફર એન્ડ ગાઇડ."

મહેરબાન વાચનાર ! તમો કને મારે એક દરગુજર ચાહવી છે આ વાર્તાનુ એકત્ર વળુ જેમ જેમ આગળ વધતુ ચાલે છે તેમ તેમ મને એક જગ્યાએથી બીજી જગ્યાએ 'ઘફ્લાની ગુરી" ફરજ્યાત ખાવી પડે છે. તમોને મારી સગાત ઘડીમા સીકદરાબાદ તો ઘડીમા સુરૂનગર—ઘડીમા પીલાઉસ પરના 'કોસમોપોલીટન હોટલ'મા તો ઘડીમા પેદર રોડપરના 'મોતી

મીનાર'મા—ઘડીમા ચોપાટીની કોરનથીઅન કલબની અંદર તો ઘડીમા માહીમ ખાતેની મહેમદુ ઉસ્તાદની કંગાળ કોટડી મ ટે 'રમચ-ગી કર્યા કરવી પડે છે, જે માટે મને ઉમેદ છે કે તમો બેમબર બનશો નહી પણ આ કીસ્સો ચોમેર જુદી જુદી દીશાએ બનતા બનાવો સાથ હળવે હળવ આગળ ચાલતો રહેલો હોવાથી અમુક તેના જુદા જુદા પાત્રો નજરે જોવા માટે અહીંથી તહીં અને તહીંથી અહીં આપણુને ફેરા ખાધા વગર છુટકજ નથી વળી એ છુટા છુટા ભજવાતા સીનો કઈ કઇ જુદી જુદી તારીખે બન્યા જાય છે તે પણ તમોને ધ્યાનમા રહેતુ હશે એવી મને આશા છે જુદે જુદે ઠેકાણે બનતા બનાવોની તારીખો સહેજ આગળ પાછળ થાય તો ગુચવાશો નહીં દાખલા તરીકે સુરનગર ખાતે નવાબ રૂસ્તમજગ બહાદુરનુ ખુન તા૦ ૧૨ મી માચ ૧૯૦૬ ની રાત્રે થયલુ આપણે જોયુ છે માહીમ ખાતે મહેમદુ મીયાની કોઠરીમા બાપડા ગોદરેજ જસાવાળાપર ગુજરેલો સીતમ તા૦ ૨૦ મી માચે નીતેલો આપણે વાચ્યો છે આ તારીખો મહેરબાની કરીને યાદ રાખશો તો પાછળથી ગુચવાડો ઉભો થવાનો સભવ નથી

ત્યો ત્યારે, ચાલો—વળી પાછા થોડા દીવસ આપણુને પાછળ હટવું છે ઘણા દીવમ થયા આપણે આપણા જવાન દોસ્ત મી૦ એરચશાહ મચેરજી બહમનબહેરામ, બી એ એલ એલ બી ને એકલો છોડી આવ્યા છીયે—તેઓ નેકનામ નેકબખ્તની જરા પાછી ખબર લઇયે

૪ થી માર્ચની સહવારે આઠ વાગતે આ જવાન 'શેઠયા'ને હોરનબી રોડ ઉપરના એક ઘરમા દાખલ થતા આપણે જોઇયે છીયે એરચશાહ ભાઇ આજે ફલાનલના ઇગ્રેજી ટુકા ડગલા પાટલુન તથા કરઝન હેટમાજ છે. તેવણુના મ્હોડાપરના છાપપરથી દીસે છે કે 'ભાઇજી' કઈ ઘણુજ ખુશીભર્યા સ્વભાવમા તો નથીજ તેઓ પોતાના કલબ—ફ્રેન્ડ ડા૦ બહમનશાહ બાપુજી દુબાશને ત્યા મુલાકાતે આવી પુગ્યા છે

એરચ બહમનબહેરામ દેખાવમા શોભઇતો, લગાર કાવલા પણ ઉચા હાડનો, સોહવામણા ચહેરાનો એક ૨૭ વર્ષનો ગમરૂ ભર જવાન

હતો. હતો તે કેળવાયલો હતો—સામાન્ય રીતે "એકોમ-પ્લીશડ" હતો—અને ખાઝે વખ્ત મળતાવડા સ્વભાવનો બનીને પોતીકા મીત્ર મંડળમા માનીતો બનવાની તેનામા આવડ હતી પણ એક આદમીને કીર્તીની યા અપકીર્તીની ટોચે ચઢાવી મેળવા માટે જે ચોકકસ પ્રકારની ઉંચી મગજશક્તી અને ચઢયાતી મનની મજબુતીની જરૂર પડે છે, તે આ જવાન્યામા કોતાહ હતી તે કાઇંક નરમ પ્રકૃતીનો, નબળી દ્રઢતાનો ખ્યુપચુ જીવનો આસામી હતો ઘડીમા કાંઈ કાઇ સારી લાગણીથી યા કાંઈ રૂડી અસર તળે દોરવાઈ જઈ તે ભલમણુસાઈ, ઉદારતા અને મમતાના સદગુણો પ્રદરશીત કરી શકતો—તો વળી ઘડીમા કાંઈ બુરા લાગવગ તળે તેને એકલપેટો, જીદ્દી, આપમતલબ્યો બની જતા વીલબ લાગતો નહીં હતો ! પોતાથી વધારે જોરાવર મનશક્તીના એકાદ મીત્રના વગવશીલાને આધીન થતા એરચને ઝાઝી મુશકેલીઓ લાગતીજ નહીં હતી

અને આવો તેનો દોસ્ત—ફીલસુફ અને બોમ્યો આજને કાલ તો એરચની કોરીનથીયન કલબનો તેનો ઇષ્ટ મીત્ર ડા૦ બોમ દુબાશ એમ આર સી પી, એમ આર સી એસ (લડન) થઇ પડેલો હતો ' આ જવાન સરજીયનનુ ખાનદાન કાંઈ ઘણુ ઉચુ નહીં હતુ—(તેના બેહસ્તી પીતા બાપુજી દોતીવાળા તો અસલ હૈદરાબાદમા દુબાશીનો ધધો કરતા હતા) પણ વીલાયત જઇને તબીબી ડીગ્રી લઈ આવ્યા પછી બમનશા ભાઇએ લગરીક ટગડી ઉચીજ રાખીને દમપગ સુમારજ કામ રાખેલુ હતુ દોતીવાળા ઓખર બદલીને તેણે પોતાની દુબાશ રાખી અને સીકદરાબાદ ખાતે સ્હેતી પોતાની એક પુરી બેહન પીરોજાને મુબાઈ લાવી હોરનબી રોડ ઉપરના એક મકાનમા પહેલો માલ ભાડે રાખી, ત્યાજ પોતાનો કનસલટીંગ રૂમ ઉઘાડી તે રહયો હતો

ડા૦ બોમ દુબાશનો ચહેરો ખરેખરો ઘણોજ 'હેન્ડસમ' હતો, એમા ફેર નહીં—પણ તેનુ હૈયુ, તેનુ દીલ, તેનુ બાતેનનુ જીગર તેટલુજ બદસુરત કદરૂપુ હતુ એટલુ, પ્લીઝ, પહેલેથીજ જાણી લેશો મરનાર બાપુજી

પોતાના બે બચ્ચાઓ સારૂ કર્ઇ વીસેક હજાર મુકી ગયલા તેજ—બાકી અરજીયન ઓમની પોતાની પાસે તો બાધી મારે તોય પાચસો રૂપરડી નહીં નીકળે તેવો બધો મામલો હતો વીસ હજારનુ થોડુ ઘણુ વ્યાજ આવે અને ઉચકી ચુચકી કોઈ ભુલ્યા ચુકાનો માબાપ તેના કનસલટીંગ રૂમમા ફુટી નીકળે તેપર હાલ ને કાજ તો ઓમ અને તેની ૨૭ વર્ષની વયની નાની બહેન પીલાનુ દાર મદાર ગાડુ ગબડતુ જતુ હતુ

આટલા 'સુકકા પલાવ' છતા ડાકટર સાહેબને જ્યારે જુવો ત્યારે તેણાણુ ટીપ—ટાપ સરરર ફુલ રીતેજ ડ્રેસ સજીને ફરતા હતા ઓમ પોતાનો ઇગ્લીશ પોશાક હમેશ લીચ એન્ડ વેમોગની અથવા હોર કે યા એરકવીથ જેવી ઇગ્રેજી દુકાનેજ કરાવતો—અને તેના ઉચા કદાવર મીઘા સુરોવર સરખા આગ ઉપર તેનો ફાકડો ઇગ્રેજી ડ્રેસ તેને ઓરબી વધારે એ ચાણુકારક બનાવતો હતો તેનો શેવ કરેલો સહેજ સામળો મુખડો, તેની મોટી ભરાવદાર મુછ, કમાનદાર જાડા ભવા અને કાળી બમ્મર આખ્યોથી સામા માણુસનુ આ 'હેન્ડસમ બ્લેકગાર્ડ" જાણે ચીત્ત હરી લેતો હતો

ડા૦ ઓમ પોતીકી બહેન પીલા સાથે હોરનબી રાડ ઉપર આવીને ઠેરલા બે ત્રણ મહીના થયાજ ઠરીઠામ થયો હતો એટલી વારમા તેની "પ્રેકટીસ" મચે તે ક્યાથી? રૂડા કુડા કોઈ ગ્રાહક આવી ચઢે યા કોઇ ઓળખીતો તબીબી મીત્ર તેને કનસલેટશનમા તેડે તો માડ માડ મહીને દાહડે પચાસ પોણોસો રૂપીયા ઉભા થાય એટલી નજીવી આવક સાથ વીસ હજારનુ તેટલુજ નજીવુ વ્યાજ મળીને આ બે ભાઇ બહેનને ખરચ કેમ નીભતો હશે તે ઘણાક તેમના ઓળખીતાઓને મનથી નવાઇની વાત હતી, કેમજે જ્યારે ત્યારે ડા૦ ઓમ પોતાના ફ્લાટ'પર પોતીકા સરખે સરખા મીત્રોને બોલાવી તેમને ચા નહીં તો કે વીહસ્કી સોડા પાતો-કેકસ, હેમ સેનડવીચીઝ, વગેરે ખવાડતો—બ્રીજ પાર્ટીઓ કરતો—અને જ્યારે જુવો ત્યારે કોરા કડકતા સ્ટાઇલીશ કપડામા અનરગ ને અતરગજ ફરતો હતો મીસ પીરોજાબી હમેશ ત્રીમ ત્રાકજ બનીને જાહેરમા દેખાવ દેતાં

હતા! કેટલાક લોક એનો ખુલાશો એમ કરતા કે ડા૦ બોમ દુબાશને હેદરાબાદના એક લક્ષાપતી પારસી નવાબ સાથ ઘણુ ઘેરવટ જેવુ હોવાથી તે નવાબ દર મહીને આ જવાન સરજ્યનને ગુપચુપ પૈસાની મદદ કરતા હતા એમની બહેન પીલાએ તો ઘણા જણાઓને કહ્યુ હતુ કે જ્યારે હશે ત્યારે બોમ હેદરાબાદના નવાબ રૂસતમજગનો જમાઈ થશે—તથા રૂસતમજગેજ પોતાના ખરચે બોમને વેલાત ડાકટરી પરીક્ષા પસાર કરવા મોકલેલો હતો, વગેરે

બોમ દુબાશની જાતી ચચલાઈએ તેના ફાકડા ઉચા પીઢતન જેવા હાડે, તેના અતીશય સોહવામણા મુખડાએ અને તેની સદાની કુનેહભરી ગમ્મતીબાઝ ખાસીહતે એ જવાન તબીબને તેની કુદરતી સપાટી કરતા કાઇક વધારે ઉચા તબકકા ઉપર લાવીને મેળયો હતો યારો, તમે ગમે તે કહો—પણ આ દુન્યામા એક માણસનુ કદ અને તેનો કુદરતી દેખાવ તેની જીદગીની ફતેહ યા નીશફળતામા ઘણોજ મોટો અને અગત્યનો ભાગ ભજવે છે ડીગ્રી લઇને વીલાયતથી પાછા ફરવા પછી તે જ્યારે સીકદરાબાદ છોડીને મુબાઇમા જાહુક માટે ઠરીઠામ થઈ રહયો ત્યારે ચોપાટીપર આવેલી કોરીનથીઅને કલબમા એરચ બહમનબેહરામ સાથ તેને ઓળખ પડી. આ ચીકાસદાર સાકુ ખીસ્લુ સાથ ખાલી ઓલખપરથી ઘાડી દોસ્તી, અને ઘાડી દોસ્તીપરથી "તુ-તા"ના અગત વ્યવહાર પર આવી જતા બોમ જેવા એક બોલીદરાઝ, બોલકણા માણસને કેટલી વાર લાગે' માત્ર પદર દહાડામા એરચે આ બોમ દુબાશમા પોતા કરતા વધારે જોરેમદ ખવાસનો, વધારે તેજી મનશકતીનો એક માણસ પીછાણી લીધો—અને તેઓને મીત્રાચારી બાઝવાને હજી તો મહીનો દહાડો થયો નહીં હશે તેટલામા તો એરચજીઆ અવારનવાર કોઈ કોઈ દહાડે સાજને છેડે બોમને ત્યાં બીજ પાર્ટીમા જતા આવતાબી થયા હતા! કાઇબી ન સમજ પડે તો બોમની સાથ મસલત કીધેલી છેજ!—કાઇ પણ મુશકેલી ઉભી થઈ તો બોમની સલાહ લેયા વગર એરચ રેહતો નહીં હતો બોમની ચતુરાઈ અને તેની જોરાવર સાદી સમજ માટે એરચને કઈ ઓર ઇતબાર હવે બેસી ગયલો

હતો. ઓમની લેહરી ખુશમીજાજી પણ "માસ્તર ફુલ' બબછબ, કોઇબી બાબદપર વજનદાર દલીલો અને પાકટ જ્ઞાનથી વાત કરી શકવાની તેની અજબ શકતી, બીલીયર્ડસ અને બ્રીજમા તેની અથાગ કુશળતા—આ સર્વ એરચ જેવા એક લગાર કાકણા માણસને તેની તરફ લોહચુબકની માફક ખેચી રાખવાને પુરતુ હતુ એરચ ઘણ્ કરી મોટે ભાગે કલબમા ઓમની સાથેજ બીલીયર્ડ રમવાને—બ્રીજમા ઓમનોજ પાર્ટનર થવાને—તત્પર રહેતો હતો અને વીચીત્ર તો એ હતુ કે એરચ જ્યારેબી આ ખવડી ડાકટરનો ભાગ્યો થઇને બ્રીજ રમતો ત્યારે પાચ પઇસા જીતીનેજ ઉઠતો હતો!

ટુકમા ડા૦ ઓમ દુબાશ જોઇયે તે કરતા જરા વધારે હુશીયાર—વધારે ખબરદાર—વધારે પુર્વીણ આદમી તેના મીત્રમડળમા થઈ પડયો હતો અમુક એક બે બાબદમા કોઈ માણસની કાબેલ્યત કે પુર્વીણતા એ ઘણી સારી ચીજ છે—પણ—પણ—જ્યારે એક સખસ બધીજ બાબદમા ઘણોજ હુશીયાર હોય છે ત્યારે સોમાથી પચાણુ દાખલામા તે એક પહેલા નબરનો સ્કાઉનડ્રલ હોય છે મજમા હસશો નહીં—પણ એ ખરીજ વાત છે!

અને પીરોજબાઈ માયનુ પોતાનુ કેમ' એ મીસીસાબા લગભગ ૨૭ વર્ષના થવા આવ્યા તોબી હજી કુમારા હતા—અને બમનશાહ બઇને ચોખ્ખા માથે પડેલા હતા। તેવણનો પોતીકો સાતેક હજારનો ફાલો હતો—પણ હજી તેવણનુ "નસીબ ઉઠ્યુ" નહીં હતુ! અલબત તમને કહેવાની જરૂર તો નથીજ કે કહે સબ્બર ઠેકાણે 'સટલ' થઈ જવાને મીસ પીલુમાયે કઇબી કરવામા બાકી રાખ્યુ નહીં હતુ! પણ હેદરાબાદ જેવી જગ્યાએ ઠાગ ક્યાથી લાગે?

સહેજ ઘઉઆળા રગની આ છોકરીનો ઘટમ મજેનો મનને ખુસ કરે તેવો હતો—અને તેણીનુ સદા હસમુખુ મોહડુ તથા લુલીની લુતરાઝ ઓમના અનેક જવાન કુમાગ મીત્રોને કોઈ કોઈ સાજે તેના 'ફ્લાટ' પર ખેચી લાવવામા એક મોટી મદદ કરતા થઈ પડતા હતા પણ આપણા

આજકાલના ચોટટે ખુશાલ કુમારા સાહેબજાદાઓને તો તમે ઓળખો છો કેની? સમકલા જેવા નખરાબાજ મીસ પીલામાય સાથ જરા સાજને છેડે હસ્યા, બોલ્યા, બીજ રમ્યા, તેણીના હાથથી બનાવેલી ચાહે પીને ખુશ ખુશ થયા—કે પછી પાછા અલ્લગના અલ્લગ! કોઇનીબી ઉપર બરાબર જાળ પાઠરવામા પીરોજા બાનુ હજી તક ફાવ્યા નહી હતા—જો કે બોમના કેટલાક સારા સારા દોસ્તો તેને ત્યા અવારનવાર સાજે આવતા ત્યારે મીસીબાબા બાલના પફ કહાડીને, મોહડા પર રૂઝ લગાડીને, તથા ભવા પર સ્ટેનસીલ કરીને નવા નવા બ્લાઉઝોમા સજ થવા પાછળ ત્રણ વાગતેથી પુશકળ ખતથી કાળજીભરી મહેનત લેતા હતા! રે બાપુ! એક કમારી જવાન ઓરત—અને તેબી કઇ ઘણીજ ખુબસુરત નહી લેખાય તવી, કઇબી ચીચોડાના આકૃષણ વગરની ઓરત—ની ઉમર જ્યારે ૨૭ ના આકડાપર આવીને ઉભી રહે છે ત્યારે તેણી કોઇમી "બીલ્લુ સપડાવવા"ની નેતરણમા પોતાનુ લોહીનુ પાણી કેમ કરે છે તે તમને ક્યા ખબર નથી? એ ચીજ શુ છે તે મીસ પીરોજા બાપુજી દુબાશનો જીવજ જાણતો હતો!

*　　　*　　　*

ડા૦ બોમ દુબાશના હોરનબી રોડપરના રહેવાના માળના આગલા ઓરડાની બારીએ સહવારના ૯ વાગતે બે મીત્રો સામ સામી બેઠા બેઠા કયારના કાંઈ અગતની ગુફ્તેગોમા મશગુલ હતા બોમની બેહન પીલામાય તો પોતીકા ભઇજી તરફથી એક છુપી ઇસારત થતાજ એરચને "સાહેબજી" કરીને અદરના ઓરડામા ચાલી ગયલી હતી એરચ જ્યારે એક ઉચી ખુરશી પર ગોઠવાયલો હતો ત્યારે તેનો દોસ્ત એક ઇઝીચેરપર લેટીને સીલીંગ ગમ જોતા જોતા એક લાબી હાવાના ચીરૂટમાથી ધુમાડાના મોટે ગોટા કાહડતો હતો

"વીસ લાખના ધનના ઢગલા પર જઇને બેસવાનો સપનો જોતા એક માણસને હવે મહીને દાહરે પચોનેર રૂપરડીના પગારપર રેહવાનો ખ્યાલ કેવો લાગતો હોશે—જો વીચાર કર, બોમ!" એરચ ધુખરાયલુ ડાચુ કરીને બોલ્યો "હુ ધારૂછ કે તુને મારી લાગણીનો ખ્યાલ આવતો તો હોરોજ—"

એમ દુખાગે પોતાના મ્હો માહેલી સનગાવની મીગાન કાહડીને તેને ઘણાજ ધ્યાનથી જોવા માડી તેની મુછ ઉપર એક જાતના તીરસ્કારભર્યા રમુજનુ ઝીણુ હસ્યુ પડરાયનુ હતુ

કેમ જાણ્યુ કે આય પચોતેર રૂપીયાનો માસીક પોસ્ટ અનવન્નમા એક સપનો નથી એરચ'' ને પાછો ધુમાડાના ગોટે ગોટા કહાડતા બોલ્યો, 'તુને હમણા હમણા જગ સપનાઓ વધારે ઉપગઆપરી અવ‌ે"

એરચે મ્હો કચવાવ્યુ

તુ ગમે તેમ હસ-પણ મારો કાસ ભેજાનો એવા કાટન કે - એક વખત તેને ભેજાનામાથી બોન કાહડયો તો પાછો મગ્નામી તે ક્ર વનો નથી'

"મરી જાય તો બોક કેમ કાહથી ફેરવે?-પણ એ મરી જાય તે અગાઉ જીવતા જીવત તો ફેરવી શકશે ખરો!"

"એટલે?-જગ બગાસર વાત કરની નો બોમ! એમ મોક ક્યા કરવાનો હોય તો હુ ચાલી જાઉ--'

"હુ એમ કહેવા માગુછ કે તુને વાગમામાથી ગખડનો કરી નાખ વાની તારો ધ્રાખરો નાખ લભ્ભાન હાકે-પણ આપને તો તેમ કરવા દેશુ તાહરે કેની? દીકરા, તુ કહેછ તેમ તીસ લાખના ધનના ઢગલા પરથી માસીક પચોતેર રૂપરડીપર ગબડી પડવાનો હાલ તુરત આપના વીચાર નથી--

"તારો ને મારો નો નથીજ નો! પણ 'ધનજીશાહ કાકાનો તો એવા વીચાર બગેલોજ છે --"

"ધનજીશાહ કાકા બી ભ્લોડ તેવણુના વીચાર સાથ આપુને લેવ દેવુ' કઈ નથી"

'યુ આર ટોકીગ રોટ, બોમ! હુ તારી સલ્લાહ નાગવા આયાછ તાહરે તુ તારીજ લાહેરી ચલાવ્યા કરેછ! એવી તારી મોહેલી રમુજ 'એપ્રીશીયેટ, કરવાના હમણા હુ 'મુડ'મા નથી!"

(જુવો સફા ૧૨૮)

"એટલે ?—જરા બરાબર વાત કરની તો, ઓમ ? એમ 'રમોક' કર્વા કરવાનો હોય તો હુ ચાલી જાઉ—"

"હુ એમ કહેવા માગુ છ કે તુને વારસામાથી રખડતો કરી નાખવાની તારો ધાખરો લાખ લાખ્આસ હોકે-પણ આપરે તેને તેમ કરવા દેઇશુ તાદરે કેની ? દીકરા, તુ કહેછ તેમ વીસ લાખના ધનના ઢગલાપરથી મામીક પચોતેર રૂપરડીપર ગબડી પડવાનો હાલ તુરત આપરો વીચાર નથી—"

"તારો ને મારો તો નથીજ તો ? પણ ધનજીશાહ કાકાનો તો એવો વીચાર બરેલોજ છે—"

"ધનજીશાહા કાકા બી ભ્નોડ, તેવણુના વીચાર સાથ આપુને લેનુ દેનુ કઇ નથી"

ઓમ ખુરશીપરથી ઉઠીને હવ ઉભા થયો અને પાટલુનના ખીસા-ઓમા બેઉ હાથો ખોસી ઓરડામા આમ તેમ ચાલવા માડયુ'

"જો એરચ!" તે હવે કાઇક ગભીરાઇથી બોલ્યો, "તુ જાણેછ કે મને બીજા ઉલ્લુઓની માફક ખાલી મ્હોડાનો ચીબાટ કરતા આવડતો નથી તુ જાણેછ કેની કે ખોટી ખુશામદની મને ઘણીજ છીટ છે?—"

"વેલ–યસ–તેથી શુ?"

"તુ એટલુ તો કબુલ કરેછ કેની કે જાહરે હુ એક આદમીને વાસ્તે મારૂ મત બાધુછ તાહરે તે આદમી ગમે તેવો બલો ઘનેતર બી હોય તોબી તેના મોહનાપર તડ ને ફડ તે મત કેહી દેઉછ—"

"હા–હુ તે જાણુછ–પણ તેથી તુ કહેવા શુ માગેછ?"

"એટલુજ કે તારે વાસ્તે મને જરા બી ઉચુ મત નથી! તુ એક પેહલા નબરનો હીચકારો બાયલો છે—ને તુને તારો કાકો જે સજા કરવા માગેછ તેને તારા જેવો એક ધ્રુજરો ગધેરો ઇચે ઇચ લાયક છે!"

એરચ આસ્તે રહીને ખુરશીપરથી ઉઠયો અને પોતાની કરઝન હેટ તથા લાકડી ટેબલપરથી ઉચકી,

"થેકયુ! તારા એ મત માટે મહેરબાની થઇ—' તેણે પુશકળ ગભરાટથી બારણા તરફ ચાલવા માડયુ

"કમ હીયર એરચ—ડોન્ટ બી એન આસ! આવ, અહીં પાછો બેસ!"

ડા૦ બોમ દુબાશનો આ છેલ્લો હુકમ તેના રાબેતાના અવાજ કરતા કાઇક વધારે મજબુત અને વધારે કરડા સાદમા હતો એક પળ એરચ બારણા આગળ અચકી ઉભો અને કમ્મરે હાથ દઇને કકડાવેલા ડોળા સાથ ટટણુખાર ઉભેલા પોતાના જાલમ રફીક ગમ જોયુ બીજી સેકડે કુમલાવેલા મ્હોં સાથ પાછો ઓરડામા આવીને તેણે પોતાની હેટ

તથા લાકડી બાજુના હેટસ્ટેન્ડપર પટકી અને સોફા પર ધબ કરતો કે બેસી ગયો,

"એરચ-માઇ બોય-એમ બાવાજીના બુચાની માફક રૂસઇ જવાનો આય વખત નથી તુ તારી મુશકેલીમા મારી સલાહ ને મદદ માગવા આયોછ—તો બે ચીજ તુને યાદ રાખવી જોઇયે એક એ કે મારી તરફથી તુને તાડપર ચઢાવનારા ભાશણોની તારે વકી રાખવાની નથી—અને બીજુ તો એ કે હુ જેમ કહુ તેમ કરવાને તારે મને ગભીર પ્રોમીસ આપવાનુ છે।"

મી૦ એરચશાહ બહમન બહેરામ આ ઘડીએ ખુબ રોહસામાજ હતા। તેવણે ડા૦ બોમના આ છેલ્લા બોલવાનો કશો જવાબ વાળવા વગર ડોકુ ફેરવેલુ રાખીને બારીની બાહેર જોયાજ કર્યુ

'લુક હીયર, એરચ—" બોમે પાછુ ચલાવ્યુ, "મારી ગમ જો। ડોનટ બી સીલ્લી। આય તારા કાકાનો નવા ધખારો તુને જરાક થોડોક વખત અગવડમા નાખશે-પણ જરાક સહેજ સીક્રત અને સફાઇથી તુ તારો દાવ રમશે તો બુઘો જખ મારેછ—"

'તુ મારી પામ કરાવવા શુ માગેછ તે બોલ-ખાલી ભેજુ ના ખાયા કર, બોમ।"

'ચીકલીસ ના થઈ જા। એરચ-મારી સલાહ તો તુને એ છે કે એ ઘરડા ઘુવડને હવે આપણે રમાડી લેવો જોઇયે દીકરા, મારૂ માને તો તુ હવે એકદમ બસ સુધરી જઇને માધુ બની જા।"

"વાટ ડુ યુ મીન?"

તારો આય ઇગ્લીસ ડેસ તરત વેળા કમટમા ઉચો કર સાદો બધ કાલરનો સુતરાઉ છીંટનો પારસી કોટ પાટલુન અને પાઘરી પહેડ, ને-ને-એક ભાડુતી વીક્ટોરયા હાકવા માટેનુ લાઇસનસ પોલીસ કમીશનર પાસ માગ—'

એરચના અત્યાર સુધીના સીરીઆઉસ થોબરા પર કાઇક રમુજનુ હસવુ હવ પઠરાયુ પણ બોમ દુબાશનુ મ્હોડુ તદનજ ગભીર હતુ

"તુ એમ ધારેછ કે હુ મશકરી કરૂછ, એરચ ?"

'તો શુ તુ એમ ધારેછ કે તુ મીરીઅમ છે ?"

"ઓફ કોર્સ—હુ તદન સીરીઅસ છેઉ ! હુ કેહુછ તે સમજેછ કેની ? તુ તારી બધી પહેરવા ઓઢવાની—રહેવા ફરવાની—ખાવા પીવાની—રીત-ભાત બદલી નાખ તારા કાકાને જાણવા દે કે તારીપર વીતેલા આય સીતમથી તુ તદનજ હવે બદલાઈ ગીયોછ ! ને ધરડાને ઇમપ્રેસ કરવા તુ ભાડુતી વીકટોરીયા હાકવાનો ધંધો થોડો વખત અખત્યાર કર !"

'વોટ નોનસન્સ !"

"એ નોનસન્સ ને હીરજી જોનસન્સ હુ કઇ સમજતો નથી ! હુ કેહુછ તેમ કરવુ હોય તો કર—નહી તો આય સીધો રસ્તો !"

"હવે જરા સીધી સીધી વાત કરની તો ! એમ શુ આજે મારૂ પાકવ્યા કરેછ ?"

"તુ ધારેછ કે હુ ઠઠામા એમ બોલુ છ—પણ, ટેક માઈ વર્ડ ફોર ઇટ, એરચ—હુ તદન ગભીરાઇથી એ સલાહ આપુ છ—"

"શુ ?—તુ ખરેખર એમ મીન કરેછ કે હુ એક ભાડુતી વીકટોરયા-વાળો થાઉ !"

'ઇટ ઇઝ એકઝેકટલી વોટ આઈ મીન !"

"વાહ !—"

"એ વા ને ફા બધુ છોડી દેઓ, મી૦ એરચશાહ બહમન બહેરામ તમુને બે ચીજ યાદ રાખવાની છે એક એ કે આય રોજના ત્રણ ત્રણ વીહીસ્કીના પેગો અને અઠવાડયાના બબે કલબના ડીનરો થોડો વખત હવે મુલતવી રાખવા વગર તમુને બીજો છુટકોજ નથી પચોતેર રૂપરડીની કમાણીવાળા માણસના દીલમા હેસી રૂપીયાનો સુટ અને પગમા સોલ રૂપીયાના બુટ ઘણા ઇડીયોટીક લાગેછ, ખરૂ કેની ?'

"ઉ—યસ—ગો ઓન !—"

'તુ બી એ. એલ એલ બી થઈ મુવોછ, પણ તારામા "પુશ" કે 'ગો" જેવી ચીજ નથી—એટલે જો પોલીસ કોરટમા પ્રેકટીસ કરવાના

ફાકા મારવા જશો તો મહીને દહાડે પચીસ રૂપીયા તુ કમાવાનો નથી–"

"ઉ—પછી? બીજી કાંઈ વધારે ગાળ દેવીછ કે?"

"છેડા ના, દીકરી! જે ખરૂ હોય તે બોલાય! તુને જો તારા આય ચકડોળ બુધ્ધા સાથ કાડસ બગબર રમવાજ હોય તો તેવણુને થોડા વખત એવો ખ્યાલ આપી દે કે તુ તદન હવ સુધરી ગીયોછ તારી જીદગીનુ પાનુજ તે ફેરવી નાખ્યુ છ, તારો લખનુટ ખરૂ તે બધ કીધોછ, તે હવે પીચવાનુ છોરી દીધુછ ને–ટુંકમા–તુ હવે વધુ વાર એક વેગેબોન્ડ લોફર નથી, પણ એક રીયલ જેન્ટલમેન છે! એક સ્કાઉન્ડ્રલ તરીકે તુને ધનજીશાહ કાકાનો વારસ થવાનો એક દાહડીયા ભારબી ચાન્સ નથી"

એરચ પાછો હસ્વા પડયો—

"યુ હેવ એ વનડરફુલ ટેમ્ડ ચીક, બોમ—બાઈ જોવ!' તેણે કહ્યું

"મારી મતલબ તુ સમજેછ કેની? આપુને આપણા કાર્ડસ ઘણીજ સફાઇથી ને ચાલાકીથી રમવા જોઇશે–નહી તો કાટાનુ કટેસર થશે એક ગમથી ધાખરો તારી સુધરેલા ચાલચલણથી અંજાઈ જાય ને બીજી ગમથી ગામમા તેનુ નાક કપાઈ જાય તોજ કાંઈ પત્તો લાગશે–"

"ને તેવણનુ નાક કાપી નાખવાનો નુસ્કો શુ છે, બા?"

'ખાનબહાદુર ધનજીશાહ બહમન બહેરામ જેવા લક્ષાપતી મોટા માણુસનો એક પુરો ગ્રાડયુએટ એલ એલ બી ભત્રીજો ભાડુતી વીકટોરયા હાંકે તે—"

"ઓ હેંગ યોર વીકટોરયા! તુ શુ એમ ધારેછ કે હુ કોઈ દાહરેબી તારી આવી 'પ્રીપોસટરસ' સલાહ પ્રમાણે ચાલશ?"

"જખ મારીને ચાલશો, મી૦ બહમન બહેરામ! બીજો રસ્તોજ નથી! જો ધરડાને તેમ હાથમા નહી રાખશો તો કોઈ બીજુ વચમા ઘુસી જઇને તેવણુને હાથમા લેશે?"

"બીજુ કોઈ હાથમા લેશે?–વોટ ઓન અર્થ આર યુ ડ્રાઇવીંગ એટ!"

'કાકાજીપર ખુબ ચોપથી નજર રાખી મુકવાની જે—એરચજીઆ— નહીં તો કદાચ હાથ ઘસ્તા રેહી જશો !"

"તુ શુ બકેછ, બોમ ?—જરા ખુલ્લુ સમજ પડે તેમ કાય નથી બોલતો ?"

"વીહીસ્કીના ઓટારા પીયા કરવાથી અને સેનસેશનલ ફ્રેંચ નોવેલો વાચ્યા કરવાથી તારૂ મગજ એટલુ સુન મારી ગયેલુ છે, કે આટલી સાદી બાબદબી તારા ભેજામા ઉતરી શકતી નથી એરચ—તારો કાકો તુને તારી હકદાર ગણત્રીઓમા ઉલટાપ આપી દે તેની તુને મભાળ રાખવાની છે !"

"પણ ઉલટાપ આપે એટલે શુ ?"

"વેલ—યુ સી—જાહરે એક કુમારો કે રંડાયલો ઘરડો ડાકરો પોતાના વારેસની સાથે છીટા છબ્બટરા કહાડીને મારામારી કરવા માડે ત્યારે જાણવુ કે તેની આગરી ચરકી છે ઇત્સ એ બેડ સાઇન—માઇ ડીયર બોય !—ઇત્સ એ બેડ સાઇન ! તારો બુઢ્ઢો સા પાછો પરણી બરણી ગીયો તો તારા રૂવાન રખડી રહયા !"

"કાકાજી હવે પરણે !—હે—હે—હે ! લગભગ પચાવન વરસના તો થયા—"

"ડોન્ટ ટોક લાઇક એ ફુલ ! પચાવન મુકીને પચોતેરનાબી કાય નહીં હોય ? એવણુના વીસ લાખપર વીસ વીસ વરસની તુ કહે તેવી ને માગે તેટલી મુબઇની બ્યુટીઓ આજે જીપલા મારે કઇ સુજમા રોજ બોલતો ના ! ધાખરાના ભેજામા જરા વાહરૂ આવવુ જોઇએ ! એને એમ બેમ ધખારો જો આયો કે તુને ખરતો કીધા પછી તે તદન એખલો પડી ગીયોછ તો પછી કુદરતી રીતે એના વિચારો કોઈ સુખદુખની સોબ તણુ લાવવા પછવાડેજ દોડશે ટેક કેર !—મારી તુને મજબુત ભલામણ છે કે એ ડોબાની ઉપર મજબુત ડોળો રાખી મુકજે"

એરચના હોઠોપર અત્યાર સુધી બેઠેલુ અર્ધ ટકોર—અર્ધ તીરસ્કારનુ

હસ્વુ હવે હવામા ઉડી ગયુ ! તેનો ચેહરો ઓમ દુબાશના આ છેલ્લા ધડાકાથી દેખાઇતો કરમાઈ ગયો હતો

"અરે પણ કાકાએ મને પોતાને તાહ જતો આવતો મદતર બધ કીધો એવણુની-એવણુપર ડોરો રાખી મુકવાનુ બની બી કેમ શકશે ?"

ડા૦ ઓમ દુબાશે પોતાના મ્હો માહેલુ શીગારનુ ખલાસ થવા આવેલુ ઠુઠુ બારીની બાહેર ફેકી દીધુ —

"એ ડોહાના પેરનો સુધારો ચાલુ આપરે લઇ શકયે એવી કઈ હીકમત લગાવવાનુ આપરૂ કામ છે એ તાગ ધનજી કાકાના ખટલા સાથ કોઇ પ્રકારનો છુપો સબંધ સાધી તાહની ખબર રાખતા રેહવાની જરૂર છે-દીકરા કાકાનો કોઈ અગત વીસવાસુ નોકર છે કે ?"

"હા-એવણુનો—ખાસ પરમનલ ચાકર છે જીવણુ નામનો ઘરડો લાલ્યો છે-ઘણા વરસનુ જુનુ માણસ છે પણ ઓમ, ધનજીશાહ કાકા કોઇ દાહરે બી પોતાની ખાનગી વાતો નોકર આદમીઓ આગળ કરતા નથી"

"ચીંતા નહી એ જાતના ચાકર લોકને કાનામાર્ગી કરીને પોતાના શેઠની દરેક ખબરઅતર રાખવાની ઘણી આદત હોય છ આય જીવણુને હાથમા લેવાની જરૂર છે"

"પણ તે ઘણો વીસવાસુ ને પ્રમાણીક માણસ છે"

'ઉ-હોશે ! એ પ્રમાણીકપણાના ભડાર ઉપર કાઇ દાહડ તે કઈ ચલકતી ચાઇ ચાદની એજમતી અસર અજમાવીછ કે ?"

'શુ-લાય ? નહી, તેવા કઈ મોકા મને મલ્યો નથી'

"તાહરે, ગધેરા, એ જીવણુને વાસ્તે તુ કઇ જાણુતો નથી રોબર્ટ વાલપોલ કહી ગયોછ કે દરેક આદમીની કીમત હોયછ તારા પ્રમાણીક મી૦ જીવણુભાઈની કીમત શુ છે તે આપરે ગોધી કાહડશુ !"

એરચ ઉઠીને ઉભો થયો અને ઓમનો એક હાથ પોતાના હાથમા લીધો

"ઓમ-તારીપર હવે મારો બધો આધાર છે દોસ્ત, તુ જો મને મદદ નહીં કરશે તો હુ રખડી મુવો એમજ સમજ! તારી સલાહ વગર હુ એક ડગલુ બી ચાલી શકવાનો નથી-હુ ઇચ્છુછ કે તારા જેવુ "શાર્પ" ભેજુ મારામા હોતે!"

"છટ! બીજા સાધારણ માણસો અને મારામા તફાવત માત્ર એટલોજ છે કે બીજા આસામીઓ આપ દુનયામા પોતાની આખ બેદર-કારીથી અરધી બધ રાખીને ફરતા ફરેછ—જાહરે હુ બઉ ડોળા પોરપરાક ખુલ્લા રાખીને ફરૂછ! એરચ, હુ એક ઘણીજ મરમ સ્કુલમાથી તાલીમ લઇને દુન્યામા બાહેર પડયોછ–ને તેથીજ આજે જીદગીની ધકકા ધકકીમા ફાવી જાઉછ!"

"કઈ સ્કુલ?"

"ગરીબાઈની! એ કેળવણીથી એક આદમીની બુધ્ધી કેવી તીક્ષણ બનેછ તે તુ શુ સમજેછ! બીચારા મારા બેહસ્તી બાવા હેદરાબાદ મા દુબાશીના ધધામા ઢલદેસરી કરીને મરી ગીયા–પણ મને દુનયાદારીની હાડમારીનુ 'એડયુકેશન' આપતા ગીયા! સારે નસીબે બાવાજીને સીકદરા-બાદ નવાબ રૂસ્તમજગ સાથ ઘણીજ ધાડી દોસ્તી ઉતી એ નવાબને કઇ અજબ મારીપર દીલ લાગી ગીયુ ને મને તેવણેજ વલાત પોતાને પઇસે શીખવા મોકલ્યો હુ ડીગ્રી લઇ આયોછ–ને–ને–વેલ—ઓલડ ચેપ! હવે હુ મારા ચાન્સને સારૂ ખોટી છેઉ!"

'કીયો ચાન્સ—ઓમ?'

"ઓહ—એક માણુસ જેને ફક્ત ખોટી થતા આવડતુ હોય તેને સારૂ કોઇબી ચાન્સ 'ઇમપોસીબલ' નથી! એ નવાબ પાસે નાખી દેતા સીતેરથી હેંસી લાખ રૂપીયા હોશે!—હી ઇઝ એબ્સુલી રનીટ ઓન મી. યુ નો!"

"ઓહો!"

"ને—છે તે—એને કોઈ છોકરા નથી, ફક્ત એક પુરી છોકરી છે—"

"કુમારી?"

"હું હા-કુમારી"

"ઓફુલી સ્વીટ ઓફ યુ !"

"નહીં—નોટ એકઝેકટલી ! પણ તેનો કંઇ મને મુજારો નથી બેગ ઓના સ્વીટનેસ યા નો-સ્વીટનેસમાં હું માનતોજ નથી, એરચ ! દરેક ચીજ આપણા પોતાપર—એટલે મરદજાતીપર—આધાર રાખેછ હું પરમ દહાડે હેદરાબાદ નવાબના 'ગેસ્ટ' તરીકે જાઉછ પીલા અહીંજ રહેવાની છે"

"ને-ઓમ-તુ મને પડતો નહી મુકશે ' તારીપર ભરૂસો રાખુ કે '"

"એરચ બહમન બહેરામ ! જાહ સુધી તુને ૨૦ લાખના દલ્લાનો વારસ થવાનો ઝાખામા ઝાખો ચાન્સ હોશે તાહસુધી હું તુને પડતો મુકુ એ વાત બનવાજોગજ નથી !'

ડા૦ બોમ દુબાશની આખોમા એક વીચીત્ર ચમકાટ વ્યાપી રહ્યો હતો એરચ તો ડવાઇને તેનું કોહુજ બોપગ લાગ્યો

"સત્યાનાશ ગીયા !' તેણે ફફડીને કહ્યુ, "તુ, કવા બરવસતર દીલનો માણસ છે ! બોમ, તારા મનની હલકી મકસદ છુપાવીને જરા ગોલ ગોલ બાશામા તો બોલ—"

"નોનસન્સ ! ગોલ ગોલ બાશા એ હીચકારા હેમકાનું એક ધીક્કાર જોગ બુઠ્ઠુ હથીયાર છે ! મીઠા મીઠા બોલોથી આય દુન્યામાં આગળ કદી વધાતુ નથી હું એક હીપોક્રીટ હબગ નથી એરચ સાભળ, હુ તુને તારા કાકાનો દલ્લો મેળવી આપનાના કામમા મદદ કરશ—પણ તેમ તેના બદલામા તુને માગી માગેલી કીમત આપવી પડશે તે કીમતનુ દામ વખત આવશે તાહરે હુ તુને કહેવશ તેટલા મમ મુગો મુગો હુ કહુ તેમ કર ! બાકુની વીકટોગ્યા હાકવાનો ખ્યાલ નહીજ ગમતો હોય તો એટલીસ્ટ સાદા માદા કપડા પહેરીને એકાદ સ્કુલમા ટીચર તરીકે ૬૦-૭૦ રૂપીયાની ચાકરીએ ઠસકી જા—ને તારા કાકાને જાણવા દે કે તુ હવે બદલાઈ ગયેલો માણુસ છે પછી બાકીનુ મારીપર છોડ ચાલ ગુડ બાઈ—

હવે અહીંથી ફલગ! અસ્તો હુ નાદયો નથી —ને પીના નાસ્તાને તરે જીવ જીકાતી નાખતી હોશે"

*　　*　　*

## પ્રકરણ ૧૩ મુ

### વધુ ડાપન જકા

નવાબ રૂસ્તમજગ બાહદુરના ખવગ્રાસાદ મવના નગનાની સાર્ડન નના પર મોટરનુ હોર્ન જોરમા ફુકાયુ એટલે નગરે નોકર માણસોએ ગયુ કે છોટી બાઇ સાહેબ દીનબાઇ પાછા ફરયા હતા ગતે સાડાબાર્કે વાગ્યા હશે દરવાજાપરના પરદેશી ભૈયાએ ઝટ કમપાઉન્ડનુ મોટુ નાખડી બારણુ ઉઘાડયુ—અને દીનુની દુ સીટર કાર અદર પોર્ટીકોમા દાખલ થઈ

સુરનગરની મીઠી મોટર—મજલથી જ્યાર દીનુ પોતાને મકાન ૧૨ મી માર્ચે પાછી ફરી ત્યારે તેણીના ચટમટાર ચહરા ઉપર નતોષ અને સુખનો પડછાયો કાઇ અજબ જેમ સાથ ઝગટી નીકળયો હતો જે અભાગના પોતીકા પીત્રાઇને તણી જીવમ આના ચાહતી હતી તેની સાથ અને પોને મુલાકાત કરી આવી—ને મહજગાજ મદદ આપી શકી—ને વાહલા જહાગીરની ગરદન આસપાસ પોતાના હાથો વીંટાળી તેના કાનમા હીમત, પ્યાર અને દીલાસાના સખુનો રેડવાને પોતે શકતીવાન થઈ—એ ખ્યાલથી દીનુનુ નાજુક જીગર હમણા અદરખાને મલક મલક હસતુ હતુ પોતાના પીતા યા ફુઇજીની અ'ચન્સ એક નાદમી ગયલા બધવા સાથ આમ પોતે છુપાછુપ વ્યહવાર ગખ્યો એ અવળના દુન્યાની નજરે જોતા એક ખોટુ કામ તેણીએ કયુ હતુ અમ દીનુ સમજતી હતી પણ તેણીનુ અતકરણ તેણીને સધ્યારો દેતુ હતુ કે ખુદાની નજરમા તેણીએ ભરેલુ પગલુ વાજબી અને નેકજ હતુ ચામેરની આફતથી તાહક કચડાઇ જતા એક ખરેખર બીનગુનેહગાર પોતીકા પીત્રાઈ અને પોતીકા આશકની પુઠે આવી તેની ભયકર જીવ સટોસટ મુસીબતમા ખડી ઉભી રેહવાની

તેણીની પવીત્ર ફરજજ હતી—અને તે ફરજ કુલે જગતની દરકાર કરવા વગર તેણી આજે બજાવીને પાછી ફરી હતી એ વીચારે દીનુનો મુખડો હમણા ખીલી રહેલો હતો

અરે અફસોસ! તે ભલી છોકરીને સ્વપને પણ કયાથી બમાગત આ ઘડીએ થઈ શકે કે પોતાને માથે ઘેરાયલુ ગમી અને ગજબનુ કેવુ એક હેબતનાક વાદલ તેણી પોતીકી સાથે સુરનગરથી ખેચતી લાવી હતી' ઉદાસી બેચેની કે દલગીરીનો એક ઝાખામા ઝાખો બી વીચાર કરવાની જગ્યાજ કયા હતી? કાઈ વીચીત્ર હરખ અને ઉલટને મારે તેણીની કોમળ છાતી હમણા ધડકતી હતી-અને જહાગીરના પ્યાર શબ્દો તેણીના કાનમા એક મધુર મ્યુઝીકની માફક ગણગણ્યા કરતા હતા

મનની આવી હાલતમા પોતે જો કોઈબી ઘરના માણસોને દેખાવ દીધા વગર ગુપચુપ અંદર મકાનમા સટકી જઈ શકી હતે તો દીનુને વધારે ગમતે! પણ તેમ તો કયાથીજ બને?

જેવી દીનુ મોટરમાથી ઉતરી અગાસીની સીડીપર ચઢી કે ઘરનો વૃધ્ધ કારભારી—નવાબ સાહેબનો 'મેજર ડોમો'—મોહસીનઉદ્દીન સામે આવી ઉભો

"સલામ—સાઈ!—આપ એખલા બાવ્યા?"

દીનુએ લગાર ચકીત થઈ પોતાના પીતાના આ પુરાણા વીશ્વાસુ કારભારી ગમ જોયુ

"એખના આયા? એટલે?—એખલી નહી આઉ તો, મોહસીન, વરી સાથે કોણને લાઉ?"

મોહસીનઉદ્દીનનો ચેહરો દેખીતની રીતે ગુચવણથી સેહજ કરમાયો—

"નાજી—હુ-હુ જાણુ કે શેઠજી બી તમારી સાથે પાછા ફરશે."

"શેઠજી?—કોણ પપા?"

"જી હા—મોટા શેઠ તમને નહી મલ્યા?"

"મોટા શેઠ! મને મલે?—કેમ આજે કઈ ભાગ બાગ પીધીછે કે? પપા મને કાહથી મળતા'તા?"

'નવાબ સાહેબ અહીં આજે સાંજે આવી ગયા, બાઈ—ને હું જાણું—"

"પપા અહીં આવી ગીયા ? એ શું બકેછ ?"

"ઓ તાહરે તેવણુ તમુને મલ્યા નહીં કે ?—જી તમે અહીંથી છ વાગે ગયા કે પછી વીસેક મીનીટમા નવાબ સાહેબ અચણુચ અહીં આવી લાગ્યા !"

"ખરેખર ?—પછી ?"

"આવનાને વાર તમાર માટે પુછ્યુ—સાહેબ અમે સાહેબને કહ્યું કે તમો મોટરમા બાહેર ગયા છો ક્યા ગયા છો તે કાંઇ કહી નથી ગયા, ત્યારે હુઝુર જરા ખફા દેખાયા ને પછી માળપર સુનાસાહેબજી આગળ ઝડપમા ગયા—"

'ઓ વાય મર ' અવણુ એમ અચણુચ પાછા આવીને ઉભા રેહશે એમ આપન શુ જાણુયે ? પછી, મોહસીન, પછી ?"

"પીછે બાઇજી—પાચ દશ મીનીટમા નવાબ સાહેબ પાછા નીચે ઉતરી આવ્યા ને વઝીરજંગને તુરત પોતાની મોટર હાઝીર કરવા ફરમાવ્યુ સરદાર બહુજ ઉશ્કેરાયલા ને નારાઝ થયલા દીસ્તા હતા—"

"ઓ માયરે ' પણ પછી સધાવ્યા ક ?—કાહ ગીયા તે નહી કહી ગીયા ?—"

"જી–અમને તો નહી કેહવુ–પણ વઝીરને મોટરમા બેસ્તા મોટેથી સાહેબે હોકમ આપ્યો તે મે બરાબર સાભળ્યા—'

' શુ ?—કાહ—?'

"સુરનગર એકદમ હાકવા કહ્યું, બાઈ'

"સુરનગર ! !"

દીનુના મહોડાપરના લોહીનુ ટીપે ટીપુ ઉડી ગયુ સુરનગર નવાબે હાકવા કહ્યું ! ઓ પપાએ કેમ જાણ્યુ કે તેણી સુરનગર ગયલી હતી ? યા ખુદા–શુ કોઇબી સુરતે તેવણે બધી વાત જાણી હશે ? પોતાના પાજી પીતાનો દાઢાબળયો સ્વભાવ દીનુને બરાબર માલમ હતો તે છોકરીના

મહનમા જાણે એક લખલખુ ભરાઈ આવ્યુ તેણી સુરનગર એકલી જઇ આવી હતી તે તેણીએ કોઇ—કોઇને જણાવ્યુ નહી હતુ—તો પછી નવાબ રૂસ્તમજગ તેણીની પુઠે ત્યા દોડયા તેનો ભેદ શુ ? એ ખબર એવણને મળીજ કેમ ? એક ગુસ્સાવાળો પેદર હવ તેણીની આવી ચાલ માટે તેણી સાથ કેમ ચીથરા ફાડશે તે ખ્યાલથી દીનુ રડવા જેવી બની ગઇ ! અને અડધા કલાક પછી તેણીની પાછળ તેવણ સુરનગર ગયા તો શુ તેવણે છુપાઇને દીનુની જહાગીર સાથની મુલાકાત બધી જોઇ હશે ? દીનુનુ ભેજુ હમણા તરેહવાર ભયકર વીચારોથી ઘુમવા માડતુ હતુ

મોહશીનઉદ્દીનને કાઇ બી વધુ કહેવા વગર તેણી બબે ફાળ્યે કુદતી માળપર અને ધમારાબધ સુનામાઈ ફુઇના ઓરડામા ઘુમી–

"સુનાફુઈ ! પપા આની ગીયા ?—"

"હા–તુ આટલી મોડે વેર બાહેર એખલી રખડયા કરેછ તથી ઘણા કુહુરયા, દીનુ તુ કાહ ગેઇ'તી ?"

"દીનુ રડમસ જેવી બની ગઈ હતી તેણી ધપ કરતી ક એક સોફાપર ભસડાઇ બેઠી અને આખ નુછવા લાગી

"આ વાય ફાહડાબરી એમા રરેછ શાની ? શુ છે જે ? તુ વરી બાહેર જતી આવતી નથી કે ? ભઇજી એટલુજ ચીરડાયા કે તુ કાહ ગેઈતી તે જરા કાઇને કેહતી બી નહી ગેઇ–ને સાથે ઇસમાયલ ગોફરને કાય નહી લેઈ ગેઈ—"

"પણ ફુઇ એવણ આવવાના છે એમ કોઇને આપુને લખ્યુ કાય નહી ?—"

'કોણ જાણે ! એવા કઇ બાઉ કરદુ જેવા માના ઓરડામા ધસી આયા કે મુને કઈ બરાબર પુછવાનુ બી નહી યાદ રહ્યુ"

'પણ પાછા આજે આવશે કેની ?"

"કેહુછની ? કબરીયો કઇ જીવ ઠેરાવીને વાત કરવાનો વખતજ નહીં મલ્યો ! આય ધબર ધબર કરતા આયા ને કાઈ બબર ફફર કરતા પાચ મીનીટમા તો પાછા ઉતરી ગીયા એવણને આવકાર આપવા તુ હાજર

નહીં ઉતી કેની–તેથી ભાઇજીની દાગ ભગી ગેયલી ચાલ દીકરા–હવે જરા કપરા બદલ ને જમી લે—"

"નહીં ફુઈ–પપા કદાચ પાછા આવશે હુ તેવણને સારૂ ખોટી થાઉછ"

"ઓવાય–પણુ ન એવણુ તો કાહરે બી આવે ને કાહરે નહીં! એમ શુ દોરા બારેછ દીનુ' ને એવણ પાછા આવનેજ–તે કેમ જાણુયુ?"

"વઝીરજગની મોટર લઇને સુરનગર ગીયાછ કુઇ સુરનગરનો 'લીલી મેરેજ તો મધ છે—માલી બી મીઠ છે--"

"તે કેમ જાણ્યુ'"

દીનુએ પોતાની જીભ કરડી તેણીથી કાચુ કપાઈ જવાયુ હતુ

"નહીં—હુ અમસ્થી અટકલ કરૂછ કોઇબી ગ્વેશે હુ દસ વાગતા સુધી તો–શુ છે, એ ગરબર શાની છે—"

ડોળા ઉચકી કાન ચઢાવીને દીનુ બાહેર કમપાઉન્ડમા થતી કાંઈ ગડમડ સાભળતી ખડી ઉભી બીજી મીનીટે કોઇ સખ્સોના પગના ધરરર ધરરર કરતા દાદરપર ચઢી આવતા તેણીએ સાભળ્યા તેજ પળે તેઓના ઓરડાનુ બારણુ ઠડાક દેતુ કે ઉઘાડી નાખી નવાબ રૂસ્તમજગનો શોફર વઝીરમીયા અદર ઘેલા હાથીની પેઠે ધસી આવ્યો અને ધમ્મમ કરતો કે દીનુના પગ આગળ બેસી જઇ ધમણની માફક હાફવા લાગ્યો તે શોફરનો ચેહરો હમણા એક જીવતા આદમી કરતા ભમ્તામાથી ખણી કાહડેલા એક મુરદાના ચેહરાને વધારે મળતો આવતો હતો!

"ઓ–દીનબાઈ સાબ–આફત–ખુન!" તે આટલાજ ચીચવાયલા શબ્દો પોતાના ગળામાથી બાહેર કાઢી શકયો--

"શુ છે?–વઝીર–ઓ માયરે બોલની–" દીનુએ ન ભોયપર ફસડાયલા શોફર આગળ ગુઠણમડીએ બેસી જઇ અકળાઇને પુછયુ –

"ખુન બરા સાબનુ ખુન—!"

"ઓ ઓ ઓ!—

એક ઝીણી લાબી ચીચીયારી દીનુ પાડી રહે તે અગાઉ મોહશીન ઉદ્દીન, એક પોલીસ જમાદાર અને નવાબના બીજા ચારેક નોકરો ઓર-

ડામા ધસી આવ્યા—

'બાઇજી—બાઇ—નવાબ સાહેબનુ ખુન થયુછ—જલ્દી નીચે આવો-તેવણુના સબને મોટરમા વઝીર અને પોલીસના માણુસો સુરનગરથી લઇ આયાછ—"

પણ દીનુની આખો આગળ આખો ઓરડો હમણા તરતો હતો બોયપર પડી જતી પોતાને બચાવવા સારૂ તેણીએ સુનામાઈ ફુઇને બાજુ માથી ટકાવીને પકડી ગખ્યા તેણીના હાથ પાદડાની માફક ધ્રુજતા હતા ઘરડા સુનાબઈ હવે ઉઠીને મોહશીનઉદ્દીન આગળ ગયા—

'એ તમો બધાઓને થયુછ શુ ? એ શુ બોલોછ ?—ખુન થયુ !—કોણે ખુન કીધુ—'

પોલીસ જમાદાર હવે આગળ આવ્યો—

'બાઇ સાહેબ—સુરનગરના રસ્તાપર કામ ચાલેછ તાહ રાતપાલીનો એક ફીરગી ચોકીવાન નામ-ફ્રાન્સીસ છે તેણે ખુન કીધુછ—'

'ઓ મરેરે મુવો !—પણ કાય ?"

"નવાબને લુટવા માર ! એ ફ્રાનસીસ ફીરગીએ નવાબ સાહેબનીજ પીસ્તોલથી નવાબને ઠાર માર્યા ને પછી નાહસી ગીયો તે અમે ને વઝીર-જગે નજરો નજર જાયુ—અરે, અરે, આય બાઇને સમાળો——'

પણ શુ સમાળે ! એક જીવતોડ ગુગળાયલી બુમ સમત લપેરો બાઇ દીનુ સાવ બેભાન જમીનપર તુટી પડી હતી !

બધો ગભરાટ એટલો થઇ રહેલો હતો કે શુ કરવુ ને કોઇને કશુ સુજબી પડયુ નહી એક દાસીના હવાલામા બેશુધ્ધ દીનુને સોપી સુનાબાઇ તથા સર્વ માણુસો એકદમ નીચ ધસ્યા ત્યા નવાબ રૂસ્તમજગ સાહદુરની લોહીથી ગગરતી લાસ દીવાનખાનામા સોફાપર પડેલી હતી—અને આમ પાસ સુમારે નાખી દેતા પચીસક નોકર ચોકો અને બીજાઓ જમાવ થઇને શોકાતુર કરમાયલે ચહેરે અફબવાળીને ઉભા હતા !

# પ્રકરણ ૧૪ મુ

## માણુસાઇ "બ્લડ હાઉન્ડ"

આલા દરજ્જાના તવંગર હૈદ્રાબાદી ઇજારદાર નવાબ રૂસ્તમજંગ બહાદુરને કોઈ ફીરંગી ચંડાલે તેવણુની પોતાનીજ રીવોલવરે ઠાર કરી તેઓના સુરૂનગર ખાતેના 'લીલી કોટેજ'મા લુંટી લીધા—એ ચોંકાવનારી ખબર સારા સીકંદ્રાબાદમા એક નાકેથી બીજે નાકે વીજળીક પ્રવાહની માફક માત્ર અડધા કલાકમા પથરાઇ ગઇ નવાબ સાહેબના હજારો લાગતા વળગતાઓએ ઓળખતાઓએ અને ખાસ કરી તેવણુના વગવાળા શ્રીમંત મીત્ર-મંડળે આ હેબતનાક ઓચીંતા સમાચાર સુણુતાજ ડોળા ઉઘાડીને દાંતમા આગળા કરડયા ! અફસર કરી જ્યારે લોકોએ જાણ્યુ કે મુજી બદમાશ ખુની પોતાના તાલેવંત રોકરનો જીવ લઇ, તેમનો માલ લુંટી, પોલીસના હાથમાંથી તુર્ત વેળા ખુશાળ છટકવા પામ્યો છે ત્યારે તો તમામ સીકંદ્રાબાદ ડઘાઇને જાણે ચુપજ થઈ બેઠુ ! કોઈ દહાડે નહી ને નીઝામ હઝરતની હકુમતમા આ કેવુ ધોળે દીવસનુ કરપીણુ કમ ! ત્યારે માલદારો અને ઇઝતદારોના જાન માલની સલામતી શુ રહી ? સઉ કોઇના મગઝમા આ વાર જે પહેલો સવાલ ઉભો થયો તે એજ કે-"એ બદકાર ખુની છટકયોજ કેમ ? તેને નીઝામ હુઝુરની ચબરાક પોલીસ શુ આસાનીથી આમ જતો મેળશે ?"

નહીં—નહીંજ ! દરેકના મુખમાથી આ ઘડીએ એકજ બાહોશ કાબેલ પોલીસ અમલદારનુ નામ બાહેર પડતુ રહ્યુ ! એકજ નામાકીત નર આ અફલાતુન ખુનીને જેર કરશે એવી ખાત્રી એક અવાજે સઉ કોઈ બતાવી રહ્યુ !—તે કોણુ ?

નીઝામ ખુદાવંદની પોલીસ ફોજનો નામીચો કાબેલ ડીટેકટીવ—યાકુબ સાહેબ યુસુફખાન ! !

*　　　*　　　*

હૈદ્રાબાદ સીટીનો ચઉમલારોડ વધતી જતી રાત્રીની ચુપકીદીમા દરેક મીનીટે વધુ અને વધુ શાંત અને સુમશામ બનતો ચાલ્યો હતો ત્યા આવેલી ડીટેકટીવ યાકુબ સાહેબની બેઠી બંગલી તમામ અંધકારમા જાણે ગરક બની રહેલી હતી કમપાઉન્ડમા પાહરો ભરતા સંત્રીએ કયારની નવ વાગતાની ચોહરી ઠોકી તેનેબી દસ મીનીટ ઉપર થઇ ગઇ હતી

દેખાઇતી રીતે મકાનની અંદરના સર્વે માણસો એટલી વારમા ઉંઘાઇ ગયલા હોવા જોઇએ કેમજે અંદર તમામ અંધારૂ ઘોર હતુ અને એકબી રોશની કે દીવો નજરે પડતો નહી હતો

એકાએક તે લતાની એકાંત શાંતીમા ખલલ થઈ ગઈ પોલીસના દેખાઇતા કોઈ બે ઘોડસ્વાર અમલદારો ત્યા ધસી આવ્યા અને કમપાઉંડમા પેઠા પોહરો ભરતો સેંત્રી ભખરાઈ ને આ ફીણુ ફીણુ થતા ઘોડાઓ અને તેમના પોલીસ યુનીફોર્મવાળા સ્વારો ગમ જુએ તે આગમચ તે બે જણા માહેલો એક (જે તેના દેખાવપરથી કોઈ અગત્યનો પોલીસ ઓધ્ધેદાર માલમ પડતો હતો) તે છનાગ સમેત ઘોડાપરથી નીચે કુદી પડયો

"યાકુબ સાહેબ અંદર છે કે?" તેણે સેન્ત્રીને લગાર તોરથીજ પુછયુ

"જી હા–લેકીન સો ગય–બોલતે યે કે તબીયત આજ—"

પણ સેન્ત્રીનો ગાડાનો વાકય સાભળેવા પેલો પોલીસ અમલદાર થોભ્યોજ નહી બોલ્લી રીને તેને ડીટેકટીવ યાકુબ સાહેબના મકાનમા ગમે ત્યારે ગમે તેવે વખતે, પુછયા પરછયા વગર આવજાવ કરવાનો માહવેરો હોવા જોઇયે કેમજે તે સરજોગ મકાનની અંદર ચાલ્યો તેના સોબતી–જે એક પોલીસના સાધારણ હવાલદાર જેવા હતો–તે બેઉ ઘોડા પકડીને બાહેરજ ઉભો

અન્દર બંગલામા ગયલા શખ્સે યાકુબ સાહેબના બેડરૂમનુ બારણુ ઠોકયુ--

"કોણ હય? અંદરથી અવાજ આવ્યો

"એ તો મય હુ—સાહેબ—જગ ખોલ તો, ભાઈ, જલદી !"

તેજ પળે બારણુ ઉઘડયુ.

"સાહેબ હુસેન ! કયું, ભલા—કયા ઘોટાળા હય ?" યાકુબે પોતાની ઉવનસી આંખો ચાળતા કાંઈ બેદરકારીથી પોતાના આ પોલીસ-ગોઠયાને સવાલ કીધો

પણ ફોજદાર સાહેબ હુસેનના ચેહરાપર હમણા કાંઈક અ દેશા અને અકળામણનો છાપ હતો

"કયુ ઇતનેમે ઝોપ ગયે, યાકુબ ?–થક ગયે ?"

"હા-આજે જીવને ગમતુ જ નથી ખુદા જાણે શુ છે કે આજે સાંજે સાત વાગે મઇકાબાદ આગળ બેગમબઝાર રોડપર એક ચડાલે પોતાની ઓરતનુ ગળુ કાપી નાખ્યુ ત્યા હુ રોકાઇ ગયલો—ને તાહથી આવ્યા પછી પેટમાંજ દુખયા કરેછ સગ્દી લાગીછ કે શુ ? પણ શુ છે શુ—કઈ નવી ગડબડ છે ?"

"હા—નવાબ રૂસ્તમજગનુ ખુન થયુ છ !"

સેહજ ચોકીને યાકુબે ભવા ચીલ્યો ચઢાવ્યો અને પછી ભખરાયે ચેહરે ફોજદાર ગમ એક નજર નાખી

"કોણનુ ?—કોણનુ ખુન થયુ છ ?"

"નવાબ રૂસ્તમજગ બહાદુરનુ ! સુરનગર ખાતે આજે સાત વાગતે કોઇ ફીરગી બદમાશે તેવણુને લુટી લેઈ તેવણુને તેવણુનીજ પીસ્તોલથી ઠાર કરી નાખ્યા !"

"એ શુ બકેછ–સાહેબ ?"

"તારા સમ ! ચાલ હવે વખત નહીં ગુમાવ, યાકુબ ! ઘોડો તૈયાર છે !"

પ્રખ્યાત ડીટેકટીવ યાકુબ સાહેબે મ્હો કુમળાવ્યુ—

"અરે યાર, મારૂ શુ હવે કામ છે ? એક તો મારેથી બરાબર બેસાતુબી નથી સાહેબ, ખુની પકડાયોછ કેની ?"

"નહી-તેજ મુસીબત છે પણ એ કોણ ચ ડાલ છે તે આપણા બે માણસોએ અને નવાબના શોફરે બરાબર જોયોછ હાથમા પીસ્ટોલ સાથ તે ખુન થયલી જગ્યાએથી ભાગી ગયો પછવાડે માણસો દોડયા ત્યારે તેણે પીસ્તોલ ભોયપર નાખી દીધી કે યા તો તેના હાથમાથી છુટી ગઇ પીસ્ટોલ નવાબનીજ છે—તેપર નવાબનો મોનોગ્રામ છે—"

યાકુબની જગ્યાએ કોઇબી બીજો શખ્શ હતે તો નવાબ રૂસ્તમજ ગના આમ ફુટી નીકળેલા આ ઓચીતા કોઈ "અલફાતુ" ખુનીની વાત ફોજદારને મ્હોડેથી સાભળતાજ સેહજ જેટલો પણ ચમકયા વગર રહેતે નહી પણ યાકુબ ડીટેક્ટીવની "નરવસ-સીસટમ" ગોયા ત્રાબાનીજ બનાવેલી હતી! કુદરતની કરામતથી રામબાણ કટોકટ વખતે કોઇ આઇના હાથ લાગી ગયલા એક "ડામચલાઉ' ખુનીની બીના સાહદેબ હુસેનને મુખથી નીકળી ત્યારે યાકુબ મીયાનો ચેહરો તદનજ ઉધનસી અને બેદર કાર હતો—તેની આખનુ પાપણ વટીક જરા હાલ્યુ નહી તેણે વીચારવત મ્હોડે પોતાના કપાલપર થોડીક પળ આગળી પસવારયા કરી—

"એ ખુન થયુ કાહ?"

"સુરનગર"

"ઓહો-છેક સુરનગર! તાહ નવાબ કાહ જઈ લાગો?"

"અલ્લાહ જાણે! પણ તુ તાહ આવ તો નજરે જોઇને બધુ સમજી શકે—"

"પણ હુ તાહ આવીને હવે શુ કરવાનો શુ?-સાહદેબ, મારી તબીયત આજે નરમ છે મારૂ તાહ કઇ ખાસ કામ હોય તો—"

"તારૂ તાહ ખાસ કામ છે-યાકુબ નવાબ સાહેબનુ શરીર હજી ત્યાજ એમનુ એમ પડેલુ હશે એવણના 'લીલી કોટેજ' મકાનમાથી તમામ ચાદીકામ કોઈ ઉઠાવી ગીયુ'છ હુ હમણા તાહથીજ આયો—એ એજ બદમાશનુ કામ તો હોયજ નહીં ચાલ ખુદાને ખાતર, ચાલ—વખત નહીં ગુમાવ! આય બનાવથી આખા હેદરાબાદમા કાલે તો શોર ઉઠી રેહશે!"

ડીટેકટીવ યાકુબે આસ્તે રહીને એક સીગારેટ સલગાવી-અને પછી

શાતીથી ખુરશીપર ગોઠવાઇને પગમા બુટ ચાલવા માડયા

"એસ સાહેબ-એમ તો ખગે! તુ ચોકકસ છે કે નવાબનુ મુરદુ હજી તેજ જગ્યાએ છે?"

ફોજદાર સાહેબ હુસેને ડાચુ મચકાવ્યુ—

"હુ ધારૂછ કે હજી ત્યાજ પડેલુ' હોવુ જોઇયે-પણ મારી ખાત્રી નથી, ગડબડમા હુ આપણા માણસોને શરીરને હાથ લગાડવા વગર ત્યાજ રાખી મુકવાનો હોકમ દેતા ચુકી ગયો તુ ચાલ તો ખરો-જોઇયે?"

"ઉ—ને લીલી કોટેજ'મા લુટ થઇછે ત્યા તો બધુ જેમનુ તેમ છેની?"

"હા-ત્યા તો એક પાહરો હુ મુકી આયોછ"

"ઠીક-ને પેલો ખુની-ફીરગી—કોણ તેનુ નામ શુ કહયુ?—'

'કોઇ ફ્રાનસીસ ગેમ્સ કરીને તો કહે છે મને આખુ નામ બરા બર ખબર નથી-પણ કહે છે કે તે લતાપરના ઘણા લોક તેને નજરે પીછાણેછ રસ્તાપર ત્યા સરકારી 'રીપેર' કામ ચાલેછ અને ગત પાલીની ચોકી કરવાની નોકરીપર હતો એ માણસનો મુદ્દો મેળવતા વાર લાગવાનો નથી।"

"તે રહેછ કયા?"

"મને ખબર નથી-પણ તેનો પત્તો મેળવતા શુ મુશ્કેલી છે, યાર!'

"તુ તો ઉલ્લુ છે સાહેબ! તુજ કેહછ કે આય લુટ અને ખુન એક આસામીનુ કામ નહીં હોય-અને પછી આ એકજ માણસનુ નામ તુ વચમા લાવ્યા કરેછ તે મને સમજ પડતુ નથી દેખાઇતી રીતે નવા બનો જીવ લીધા પછીજ લુટ ચાલી હોવી જોઇયે—તો, ભલા માર, આ ફીરગો પોલીસના માણસો આવી પુગે ત્યા સુધી મુવેલા નવાબના મુરદા આગળ શુ કામ ડમકયા કીધો? લુગનો સામાન તો પાર થઈ ગયો કે નહીં?"

"હા 'લીલી કોટેજ' ના દીવાનખાનામાથી તે કોઇ ખુશાલ ઉપાડી ગયુ છે"

"અને નવાબનુ શરીર ક્યા પડેલુ હતુ '—નવાબના દીવાનખાનામાજ?"

'નહીં એ બી કઈ ભેદભરી વાત છે! નવાબ તો લોહીમા ગગરતા બગીચામા પડેલા મલ્યા!'

ડીટેકટીવ યાકુબે મ્હોમાથી સીગારેટ કાહડી ડોળા ઉચકીને એક પળ અતી તાજુબીથી પોતાના પોલીસ-હમશરીક ગમ જોયુ

'બગીચામા!—બહુ અજબ જેવુ!'

"હા—આપણે ત્યા જઈયે તો બધુ સમજ પડશે—ચાલ!"

યાકુબ સાહેબ આ ઘડીએ પોતાનો જાડો ગરમ ઓવરકોટ દીલમા ઘાલી, માથે પોતાની પાઘડી મેલી, મુગે મ્હોડે સાહદેખ ફોજદાર સાથ બાહેર પડયો નીઝામ હઝુરનો આ કાબેલ પોલીસ અમલદાર પોતાની ગભીર ફરજ બજાવવા, પોતાની અત્યત નાદુરસ્ત તબીયત છતાબી, આવડી મોડી રાતેબી છેક આટલે દુર જવા તૈયાર થયો હતો!!

લોખડી નસો ધરાવનાર આ કમબખતના ચેહરાનુ તે ઘડીએ એક સ્નાયુ વદીક ફ્રડકતુ નહી હતુ!!

* * *

સુરનગરના "લીલી કોટેજ" ના કમપાઉન્ડમા આ બે ઘોડેસ્વાર પોલીસ અમલદારો ઘસારાબધ દાખલ થયા ત્યારે શુમારે રાતના સાડા દસેક વાગ્યા હશે ત્યા અલબત લોકોનુ મોટુ ટોળુ જમાવ થયલુ' હતુ મોટી પદવીના માતબર નવાબનુ ખુન આ જગ્યાએ થવાની ભડકાવનારી ખબર સાભળતાજ તે લત્તાની આસપાસ વસ્તા જીજ્ઞાસુ રહીશો રાતના આઠ વાગતેના ત્યા દોડી આવીને મોટી સખ્યામા ભેગા મળ્યા હતા—અને આવા સીતમભરયા બનાવ બાબે આપસ આપસમા ખુબ કચાકચી કરતા હતા

બગીચામા પેસતાજ એક તડાક સાહેદખ હુસેને જોઈ લીધુ કે તેની વકીથી ઉલટી રીતે મરણુ પામેલા નવાબનુ શરીર તો ત્યાથી ખસેડવામા આવ્યુ' હતુ એ દેખી ફોજદારે કાઈક નાખુશીનુ વલ્લુ ડાચુ કર્યુ—પણુ તેના પોતાના પોલીસનાજ માણસોએ નવાબ જેવા મોટા માણુસના શોફર

વઝીરજગને તેવણુનુ શરીર મોટરમા નાખી ખયરતાબાદ લઇ જવાની પરવાનગી આપી હતી એમ જાણી માહદેખ મીયાએ ખામોશી અખત્યાર કરી

ગુપચુપ એક શબ્દ પણ ઓચરવા વગર ડીટેકટીવ યાકુબ સાહેબ ફોજદાર સાથે અને પોલીસના બીજા માણુસો સાથે ખુન થવાની જગ્યા આગળ કેટલોકનાર ફર્યો સલગાવેલી બતીઓ અને મસાલોની મદદ વડે તેણે ગુઠણે બેસીને લોહીથી ભીન્જાયલી જગ્યા ઘણીજ ચીપીચીપીને બારીકીથી તપાસી ખુન થયુ તે જગ્યાની આસપાસ બધેમધ કમપાઉન્ડમા તે ઉડા વીચારમા નીચી મુડીએ પોલીસના આસામીઓ સાથ ફરયા કરયો સેકડો આખ્થો આખો વખત આ નામાકીત કુશળ ડીટેકટીવના ગભીર દમામદાર ચેહરાપર આતુરતાથી ટકાઇ રહેલી હતી આહ–હાઝર રહેલા લોકોના ટોળાને આવા અથગ જગમશહુર ડીટેકટીવની આ ઘડીએ ખુનની જગ્યાએ હાજરીથી કેવી ઉલટ–કેટલી આશા—કેટલો સધ્યારો ઉપજતો હતો! સર્વ કોઈ આ જબરદસ્ત ડીટેકટીવની અથાગ કાબેલ્યત, એક માણુસાઈ શીકારી "બ્લક હાઉડ' મીસાલ ગમે તેવા બી ડામીજમા ડામીજ હરડતા ગુનેહગારોને પાતાલમાથી બી પકડી પાડવાની તેની અદભુત શક્તી બાબે જોશમા આવીને ઉકમાઇથી વાત કરતુ હતુ—અને તેથીજ જ્યારે આ ઘડીએ તે દમ ઘુટીને ખુનવાળી જમીનની આસપાસ ભમી મુગા ફુકારા મારતો જઈ આમતેમ પોતાની જાલમ ચસ્મો ફડકાવનો ફરતો હતો ત્યારે ઘણુાક ચેહરાઓ સતોષથી મલમાઇને જે વખત જાય છે તેમા ખુનીના સપડાવાની ગણુની કરતા હતા

યાકુબ ડીટેકટીવે પેલી નવાબ રૂસ્તમજગવાળી રીવોલવર પોતાના કબજામા લીધી—બહુજ શાતીથી તેની ઉપરનો મોનોગ્રામ તપાસ્યો–અને પછી સરવેના દેખતા તે ઉઘાડી પોતાની ખાત્રી કરી કે અદર એક બાર કમતી હતો, યાને એકજ ગોળી છોડવામા આવેલી હતી!

આમ કરતા નહીં આ ખવડી માણુસના આગળા નહી જરાબી ધ્રુજ્યા કે નહીં તેની છાતી સેહજબી ધડકી

અરે—જે સખશનુ લોહી તેણે પોતે ત્રણ ચાર કલાક અગાઉ પોતાના હાથો વડે રેડેલુ, તેજ સખ્શના લોહીના ખાબોચ્યા આગળ વાકો વળીને સેકડો લોકોની ઠઠ સમક્ષ પોતાનો આ કગાલ દનદર નાટક ભજવતા આ પથ્થરના હૈયાનો દયાહીન પાપી દૈત્ય જરા કમકમ્યો વટીક નહીં!

"તમારામાથી કયા માણસોએ પેલા ફીરગીને નાહમતા જોયો?"

તેણે પોતાની આગળ ઉભેલા પોલીસના પાચ છ સીપાઇઓના ગ્રૃપને સવાલ કર્યો

બે જણા આગળ આવ્યા

''સાબ—મે અને આપ હવાલદાર મુબારકઅલીએ!'' અક પટાવાળા સીપાઇએ સલામ કરી ઉત્તર વાળ્યો

''અને તમારી ખાત્રી છે કે ખુની પેલો ફીરગી ફ્રાનસીસજ હતો!''

''જી, હા—અમે તે સખશને બરાબર પીછાણ્યેછ!''

'પછી તમે પાછળ દોડીને તેને પકડયો કેમ નહી?'

''સાબ, હુ ને વઝીરજગ ગોફર નવાબ આગળજ ઉભા–મુબારક અલી જીવ નાખતો પાછલ દોડયો પણ અધારામા તે ચડાલ કોણ જાણે ક્યા છટક્યો તે જણાયુ નહી તે પીસ્તોલ પોતાની પછવાડે નાખતો ગયો–યા ખુદા માલુમ તેના હાથમાથી સરકી ગઇ મુબારકઅલી ધણે વારે તે ઉપાડીને પાછો અમારી આગળ આવ્યો"

ડીટેકટીવ સાહેબના મ્હોડાપર આ હકીકત સાભળતાજ એવા તો ગુસ્સા અને નાખુશીનો છાપ ફેલાયો કે પેલા બે પોલીસ પટાવાલાઓ પોતાના જોડામા ધ્રુજવા પડયા યાકુબ સાહેબે એક ભયાનક ખફગીથી તે બે જણા ગમ ડોળા કડડાવ્યા–પણ એક શબ્દ બોલવા વગર તેણે 'લીલી કોટેજ' ના દીવાનખાના ગમ ચાલુ મુકયુ તેની સાથ માત્ર ફોજદાર સાહદેખ હુસેન અદર ગયો

''લીલી કોટેજ'ના હોલમા બધુ વેરવીખેર જેમનુ તેમજ પડેલુ હતુ સભાળથી ખુણે ખુણ ફરીને હાથ માહેલા ફાણસ વડે યાકુબે દરેક

ચીજ તપાસી ફોજદાર સાહેબે જોયુ કે આ મશહુર ડીટેક્ટીવ ત્યા ભોયપરના ગાલીચાપર પડેલા કાદવથી ખરડાયલા બુટના પગલા બી ધારી ધારીને જોતો હતો આવા એક ખરેજ ચુનંદા પોતાના બાહોશ ગોઠ્યા માટે ફોજદાર મીયાનુ જીગર હમણા મગરૂરી અને સંતોષથી છલકાઇ જતુ હતુ

"તદન ખોલ્લી રીતે બે જણાઓએ અહીં દાખલ થઈ લુટ ચલાવીછ, સાહેબ," યાકુબ સાહેબનો ધીરો, કડો ધાડો અવાજ નીકળ્યો "પણ આ બે માહેજ પેલો ફીરંગી ફ્રાન્સીસ ગોમ્સ એક છે કે અહીં ધાડ પાડનારા બે જણા જુદા કોઈ શખ્શો છે અને ત્યા નવાબને ગોળી મારનારો વળી ત્રીજો માણસ પેલો ફીરંગી છે—તે આપણુને નક્કી કરવાનુ છે ખેર ! ચાલ, હવે મારે ફ્રાન્સીસ કાકા કયા રહે છે ત્યા જવુ છે એનુ મકાન કોઇને ખબર છે ?"

"હા—મારૂ એક માણુસ તે જાણેછ મકાન કોણુના બાપનુ લાવે ! એક ભાગી તુટી ઝુપડી છે—અહીં નજદીકમાજ છે"

"ચાલો તો ખરા !"

બેઉ જણા પાછા બાહેર પડયા—અને પોલીસનો એક મીયાઈ જે ખુની ફ્રાનસીસનુ ઝુપડુ કયા આવ્યુ હતુ તે જાણુતો હતો તેની લઇને પાઉધ્યાદા તે ભણી હેડવા માડયુ ઇતેજાર લોકોનુ ટોળુ તેઓની પાછળ ધસડાયુ

ફીરંગી ફ્રાનસીસની ઝુપડી આગળ પોહચતા ભાગ્યે પાચ સાત મીનીટ લાગી હશે ત્યા આવી લાગતા પહેલા યાકુબ સાહેબે ધીરજથી ઝુપડાની આસપાસ ફરી તેની પ્રદક્ષીણા કરી તેણે સાહેબનુ ધ્યાન એક નાની ઉઘાડી બારી ગમ ખેચ્યુ

"સાહેબ—તુ' જરા આય બારી આગળજ ઉભો રેહ ! હુ એકલો અંદર જાઉછ બારીપર ખુબ ચાપીને નજર નાખજે !"

"અચ્છુ !"

ફોજદારને બારી આગળ આમ ચીટકાવી ડીટેકટીવ યાકુબ સાહેબ

હાથમા એક હરીકેન લેનટરન સાથ અંદર ઝુપડીમા એકલો પેઠો

અલબત અંદર અધારૂ ફીલ હતુ—અને ઝુપડી તદન ખાલી હતી પણ——

પણ શુ ? ત્યા જમીનપર પડેલા ધમસાણ પર નજર પડતા આવા એક જાલમ શયતાનના મુખમાથીબી ગુગળાયલી દબાયલી બુમ લગભગ નીકળી પડી !

ત્યા ભોયપર વેરવીખેર તમામ 'લીલી કોટેજ'ના દીવાનખાનામાથી લુટાયલુ નવાબ રૂસ્તમજગનુ કીમતી ચાદીકામ મોટા જથ્થામા પડેલુ હતુ !'–અને—

અને પાસેજ જમીનપર પેલી નવાબ રૂસ્તમજગની ટીફીન બાસ્કેટ તેના ભરચક તગનવાલા સહીત બીસ્કીટના દાબડા ચાડીની બાટલીઓ અને કપડાથી ભરપુર ઉઘાડી મેળેલી હતી !

ડોળા ફાડીને થોડીક પળ યાકુબ સાહેબે આ અદભુત ગોધ ગમ દીવાના મખશની પેઠે ટીકયા કર્યુ ! અરે !! નવાબની મોટરમા તેણ જોયલી ટીફીન બાસ્કેટબી અહી !! વાહ–આ તો કુદરત જાણે આગળ રહીને તેને ગુપ્ત બધી મદદ કરતીજ જતી હતી ! હજી તો ડીટેકટીવ યાકુબ પોતાનુ પરસેવાથી ભીજાયલુ કપાલ લુછી રહે તે અગાઉ તેનાથી એક બીજી બુમ પડાઈ ગઈ !

ત્યા ટીફીન બાસ્કેટની પડોસમાજ એક ગડી વાળેલુ નાનુ ગુલાબી નોટપેપર પડેલુ હતુ, યાકુબે તે ઉચક્યુ અને ઉઘાડી હાથમાની બતી આગળ ધર્યુ

તે નાજુક એક નાનુ લડીઝ નોટપેપર હતુ–ઉપર D R V નો મોનોગ્રામ હતો–એક બાજુ મથાળે ઇગ્રેજીમા "ખયરતાબાદ" કરી છાપેલુ હતુ–અને તેની ઉપર કોઈ બાનુના અક્ષરે પેનસીલથી નીચલા શબ્દો લખેલા હતા !—

"તુ મને ખરેખરજ ચાહતો હોય તો આય ઉપયોગમા લેજે"

લોહીનો ગોટ ગળી ચાર પાચ સેકડ આ કાગળને એક મેસમેરાઇ

ઝડ થયલા આદમીની પેઠે જોયા કરતો ડીટેકટીવ યાકુબ જડ થઈ ઉભો પછી બીજી પળે તેણે તે કાગળ પોતાના ઓવરકોટના મોટા પાકીટમા નાખ્યો અને અંદરથી કાંઈ બંડલ ખેચી કાહાડયુ તે બંડલ તેણે મકકમ હાથે ઉખેડયુ તેમા નવાબ રૂસ્તમજંગની પાકીટ તથા ઘડીયાળ (જે આ ચંડાળે ખુન કરવા પછી તુરત કાહડી લીધા હતા) તે હતા આ જીણસો તેણે ભોંય ઉપર એક બાજુ મેલી અને પછી મોટેથી હાક મારી—

"સાહેબ ! સાહેબ !! અંદર આવ '—"

બીજી સેકંડે ફોજદાર સાહેબ અંદર દાખલ થયો

'જોયુ આય ?' ડીટેકટીવ યાકુબે કાંઇક જીણા ફતેહના હસ્વા સાથે ભોંયપર ચોમેર પડેલા કોફ્સ્તાન ગમ આગળી બતાવી પુછયુ

"જો આય તારૂ રૂપાકામ—જો આય નવાબની ડીઝીન બામકીટ—તે જો આય પાકીટ તથા ઘડીયાલ ઘેડો !"

ફોજદાર સાહેબ તો સ્તબધજ થઈ ઉભો !

"યા અલ્લાહ ! આય ફ્રાનસીસ જેમ્સ ખુની હેવાન હોવા ઉપરાત આટલો બધો કાચ્ચો બેવકુફ બુબખ છે એમ હુ નહીં ધારતો તો તે શયતાને આ કામ કીધુ તો શુ પોતાના ગુનાહની સાબેતી અહીં આય આવી રીતે લાવી મુકવા !! એબા વળી અજબ જાતનો ફીરંગી—'

યાકુબ સાહેબ ડીટેકટીવ હવે પહેલીવાર ધીમેથી ખડખડ હસ્યો—

"ફીરંગી ! છટ-છટ !! સાહેબ, તુને એવી જાતના આદમીઓને પોહચી જતા ઘણી વાર છે ! આય ફ્રાનસીસ બાનસીસ કોઈ ફીરંગી છેજ નહી !"

"હે ?"

"એ એક પારસી છે !"

'પારસી ?"

"હા—એ નવાબનો ખુની પેલો જહાગીર મેહરહોમજી છે-પેલો ચચળગુરાની જેલમાથી નાહસી ગયલો બધવો ! પેલો નવાબનો ભાણેજ-

કે જેની પુઠે તુ ને હુ અને આખી નીઝામ હુકુમતની પોલીસ આજે પદર પદર દાહડા થયા ફાફા મારયેછ ને ! !"

"એ શુ બોલેછ, યાકુબ ?'

"એજ તે ચડાલ જહાગીર છે ! નહી તો મારૂ આય આગળુ કાપી આપુ ! એના શ્રીમત મામાએ એને મચક નહી આપી એટલે એ જીવપર આવી ગયો ને આજે તેવણનુ કાટલુ કાહરી નાખ્યુ ચાલ-દોસ્ત હવે મને બધો મામલો સમજ પડી ગીયોછ ! એ જહાગીર મેહરહોમજી ઉર્ફે ફ્રાનસીસ ગોમ્સ ફીરગીને પકડી પાડતા હવે વીલબ લાગવાનો નથી !"

"અરે પણ તેની કઈ સાબેતી—"

"સાબેતી ? અચ્છુ—દીખા જાયગા ! તુ હમણા તો અહી બે માણસનો પાહરો મુક ? જો એક તસુના તારને કોઈ હાથ નહીં લગાડે—ખબરદાર ! હવે આપણુ કામ કઈ ઘણુ ગુચવણભર્યુ ને મુશકલ નથી !"

*

---

# પ્રકરણ ૧૫ મુ

---

## નવાબ રૂસ્તમજગની પાયદસ્ત

તા૦ ૧૩ મી માર્ચની સહવારે સાત વાગતે જ્યારે નવાબ રૂસ્તમ જગની પાયદસ્ત તેવણના ખયરતાબાદના મની-મઝીલ મકાનમાથી બાહેર પડી ત્યારે જમાવ થયલી જબરદસ્ત મોટી ગભાર મીજલસના ઠઠ્ઠબાનુ વર્ણન કોણ કરી શકશે ? હૈદ્રાબાદ સલતનતના ચારો ખુણામાથી નીઝામી પ્રજાના ધધાદારી, ઉમરાવો, અમલદારી વર્ગોનો ગોયા અરકજ ત્યા મરહુમ મોટા નવાબની લાસને છેલો સઝદા કરવા બચાઈ આવ્યો હતો ખાસ્સુ ૩ થી ૪ હજાર લોક ત્યા શોકાતુર મ્હોડ ભેગુ મળી નીઝામ નામવરના આ વગવાળા વીશ્વાસુ ઓહદેદાર અને ઉચી પદવી ધરાવનાર તાલેવત ઇઝારદારના ગમખાર અકાલ અત માટે વીલાપ કરવામા સામેલ થયુ હતુ.

અલબત્તાં નવાબની પાયદસ્ત વકી મુજબજ જબરદસત મોટી અને અતીશય દમામદાર હતી જો કે બ્યગ્તાબાદથી સીકન્દ્રાબાદના ચેબમા સુધીનો રસતો લગભગ સાડાત્રણથી ૪ માઇલ જેટલો લાબો હતો છતા ભલા ભલા અમીર ઉમરાવો અને માલેતોઝાર ઓધેદારો આ પાયદસતમા પાઉપ્યાદા સામેલ થયા હતા નીઝામ નામવરના પ્રાઇમ મીનીસટર તથા પ્રાઇવેટ સેક્રેટરી, સીકન્દ્રાબાદના રેસીડન્ટ સાબ તેમજ ફીનાન્સ મીનીસટર વગેરે વગેરે મોટા નામાકીત આસામીઓ તે ગબ્બીર શોકજનક મગ્વસમા સામેલ થવા ખાસ દુર વેરથી પધારેલા હતા બેશક તે એક સરઘસજ હતુ—કેમજે સ્વાનની પાછળ પગે ચાલના હઝારો જણા ઉપરાત કાઇક સેકડો મોટરકારો અને ગાડીઓના અલગાર લાગેલી હતી

આવી એક ગજાવર ધ્યાન ખેચનારી પાયદસતને પસાર થતી જોવા બ્યરતાબાદના મનીમ ઝીલથી આખે ગ્મતે લોકોની મસ મોટી મેદની ભેગી મળે તેમા નવાઈ શી ? રસતાની બને બાજુએ સહવારના છ વાગતાથી પુશકળ લોકની ઠઠ આતુર આખ્યોએ અદબવાળીને નીઝામ સરકારના મોટા મોટા રેપ્રીઝેનટેટીવ બડેખાઓને પગે તેમજ ગાડીમા પાયદસતની અદર સામેલ થતા જોવાને જમાવ થઈ ઉભી હતી

આમ ભેગા થઈ ઉભેલા તમાશગીરોના ખીચોખીચ ટોળામા બ્યર તાબાદથી થોડેક છેટે બે આસામીઓ કાઇક અસાધારણ ઇતેજારીથી દમ રૂઠીને પસાર થતી પાયદસ્તને નીહાળવા સહવારના સાડાછ વાગનેના ખોટી થતા હતા

એકઠા થયલા માણસોની ગીરદીમા ભળાયલા હોવા છતા આ બે શખ્સો—જેઓ દેખાવમા હૈદરાબાદી મુસલમીનો જેવા લાગતા હતા-કાઇક સલામત ઉચી જગ્યાએ રસ્તાની કીનારીએ આવેલા એક આમલીના ઝાડપર ચઢી બેઠેલા હતા આથી તેઓ વચ્ચે અતી ધીમા સાદે ચાલતી ઘુસઘુસ નીચે જમીનપર ઉભેલાં લોકોના સુનવામા આવે એ સભવીત હતુ નહીં

આય ઝાડની ડાખલીઓપર છુપાઈ બેસીને આપસઆપસમા બીનકુન દબાયલા અવાજે વાત કરતા બે જણાને વાચનાર સાથ પાછી પીછાણ કરાવાની અગત્ય નથી તેઓ સુરૂનગર ખાતે લીલી કોટેજ'મા ધાડ પાડીને નવાબનુ 'સીલવર કામ ઉપાડી લઈ જનારા તથા નવાબને પીસ્ટોલથી ઠાર થતો નજરોનજર દેખીને હેબતને મારે તાટ થઈ જનાર આપણા પુરાણા મીત્રો મેસર્સ અબદુલ ઝલીલ અને તેનો નાન ભાઈ અઝીઝ ઉલ્લાને તમો તુરત ઓળખી શકશો

"કોણ લટકતા કોણ લટકઈ જશે!" નાનો ભાઈ અઝીઝ કાઇક દલગીગીરથી બોલ્યો, "નવાબના ખુનનો ટોપલો આય ફીરંગી ફ્રગનગીસપર આયોછ તુ કેહતો'તો તેમજ થયુ, અબદુલ"

અબદુલના બેબીયન ડોકાપર બેહજ દયાનુ—સેહજ હસ્યુ પડગયુ

"શુ રમત થઈ ગેઇ, હે?" તે ડાચુ ફ્રમનારી બબડયો 'બચ્યા આપરે વચમા છટક્યા—નહીં તો જેમ આય ફીરંગો હવે ત્રણ લાકડે ઝુળશે તેવા આપણા બેઉના હાલ થતે આપણા હવાલામાથી જો પેલુ ચાદીનુ પાકીટ આપણે રામબાણ ઠેકાણે ટપકાવી દીધુ નહી હોતે તો પછી પુલીસ કદીબી એમ માનતે કે આપરેજ ખુન નથી કયુ? —કદીબી નહી! એ તો અલ્લાહેજ બચાવ્યા'

"તે સાટક બીચારા આય નીર્દોશ માણુસપર બધુ આની પરયુછ!" અઝીઝે કહ્યુ, 'મને એ ફરંગીને સારૂ બહુ ખેદ થાયછ—તારા સમ! એક નનામુ કાગજ પુલીસને લખીને હજીબી—"

"છટ છટ! એવી કઈ નાદાની કરતો ના! આવા મોટા ખુનના બાબમા પુલીસને એટલુ ખગાસ લાગુછ કે ખુનીને પકડવા તે લોક જીવ પટકી નાખશે અઝીઝ, જો આ નનામુ કાગજ લખ્યે તો તેનો લખનાર શોધવા વરી એ પુલીસવાળા આસ્માન ને જમીન એક કરે જવા દે— જે બની તે બની! તેમા આપણે શુ કરયે? નસીબ પેલા ફીરંગીના! તુ મારા પુછવા વગર કાઇબી કરતો ના, ખબરદાર!"

"પણ અબદુલ—મને બહુજ ચટપટ થાયછ! એ પીસ્ટોલ મારનાર

મર્દ ને ઓરત કોણુ હતા કોણુ ?"

'અલ્લાહને ખબર !

"કંઈ મજબુત ગોટાળો હતો એમા ફેર નહી—પેના ખુનીની ઓરત હોશે ?–ને આમ છુપાઇને કાય કામ ગયુ ?—'

"હોશે હવે તેની કાહ રીકર્ડ કરયે ' મને જે ચીજ સમજ નથી પડતી તે એ કે શીરગી કાનસીમ ખુનવાળી જગાએ કેમ આવી લાગો ને પછી ભાગી શુ કામ ગયો '—આહો–ખામોશ ! આય પાયદસ્ત આવી લાગી !"

પાયદસ્ત બહુ લાબી હતી નવાબની ગેહાનની પછવાડે પાઉપ્યાદા ચાલનારાઓની અસ્વાર પુરી થતા ખાગી ૫૬૨ મીનીટ થઇ ! ત્યારબાદ ણુરૂમ ગાડીઓ ઉઘાડી વીકટોરયા ગાડીઓ, મોટર લેન્ડોલેટો અને ઉઘાડી મોટરકારોની હારની હાર ધીમે ધીમે પછવાડે આવી તમામ ટોલુ ટીંગા-ઇને આ પસાર થતા દબદબાભર્યા સરઘસ માહેલા દરેક જાણીતા આસામીને ઓળખવાની તજવીજ કરતુ હતુ

શરૂઆતની પહેલીજ ઉઘાડી મોટરમા એક બાઈ કાલા ગોકના પોશાકમા એકલી બેઠેલી હતી તેના નો ઉજળો પુની જેવો ગમમા ગીર-ફતાર થયલો ચેહરો જોઈ લોકોને બહુ દયા ઉપજી ચોમેર ગણગણાટ નીકળ્યો કે નવાબ રૂસ્તમજગના તેવણુ કમનસીબ વીધવા બેગમ હતા !

અબદુલે આ શોકમા ડુબેલી સ્ત્રીના મ્હોડા ગમ ટીંગાઈ ટીંગાઇને–ડોળા ફાડીને–મ્હોડુ ઉઘાડુ રાખીને એક દીવાનાની પેઠે ટીકયાજ કીધુ તેજ પળે તેના ભાઇ અઝીઝને જાણે શીફરૂ થઇ આવ્યુ હોય તેમ તેણે અબદુલનુ બભુ જોરથી કચકચાવીને મુઠ્ઠીમા પકડયુ—

"અબદુલ !—અબદુલ !!—' તે ઘોઘારી અવાજે અબદુલના કાનમા ગોયા બરાડ મારી પડયો,—'અરે આય તો—યા અલ્લાહ !———"

"ચુપ !—ખામોશ !" અબદુલે પોતાના ભાઇના પગ ઉપર ચમટો તોડી તેને મુગો રહેવા ઇસારત કરી, અને તેજ ઘડીએ તેણે બહુજ વાંકો વળી નીચે ભોયપર ઉભેલા એક સારા દેખાવના ગ્રહસ્થને નરમાશથી પુછ્યુ–

"શેઠજી–આ પહેલી મોટરમા કોણ બાઇજી સાહેબ છે ?"

'નવાબના વીધવા બેગમ રોશનઆરા ?" પેલાએ ઉપર જોવા વગર ટુકો જવાબ વાલ્યો

હોઠ જોરમા કરડેલા રાખી અબદુલ તથા અઝીઝ ચુપચુપ પાયદસ્તના બીજા માણસો તપાસવા પડયા બીજી ત્રણ ચાર મીનીટ પસાર થઇ હશે કે બે ચાર પોલીસના કોઈ મોટા અમલદારો ઘોડેસ્વાર થઇને સ્વાર થયલા આવી પોહચ્યા, તેઓ દેખાઇતા પોલીસનાજ કોઈ મોટા આપીસરો હોવા જોઇએ તેઓને જોતાજ વળી પાછી અમદુલ તથા અઝીઝની જોડીને ચમક થઈ આવી–અને અઝીઝ તો એક ગુગળાયલી બુમ સમેત ઝાડપરથી નીચે તુટી પડતાજ સેહજમા બચ્યો

નીચેથી બે ચાર જણે મોટેથી પસાર થયલા એક પોલીસ આપીસર માટે વાત કરી—તે તેઓએ સપષ્ટ સાભળી

"આગ ડીટેકટીવ યાકુબ સાહેબ" એક જણ બોલ્યુ

"એની પર તો હવે બધો આધાર છે ! કેહછે કે ખુનના સબધમા એણે એટલીવારમાજ ઘણી અગતની બાતમી એકઠી કીધીછે !" બીજાએ ઉમેરયુ

અબદુલે એક હાથે પોતાનુ મ્હોડુ દાબ્યુ અને બીજે હાથે ડાખલી મજબુત પકડી રાખી—

"ડીટેકટીવ યાકુબ સાહેબ !—આય ધણી ! !–યા ઇસતફર અલ્લાહ !" અઝીઝ તે એને ઓળખ્યો કે ?" અબદુલે અઝીઝના કાનપર છેક પડીને પુછયુ

"હા ! એજ પેલો મરદ–પેલો પીસતોલથી નવાબને પાર કરનારો !–ને પેલી બેગમ એની સાથવાળી ઓરત ! !—યા રસુલ ! શુ કયામત આવીછ કે શુ !"

તેઓ બને ડાએબાએ થઇને ચકીત બનેલા આદમીઓની પેઠે પોતાની જગ્યાએ ચીટકીજ રહયા પાયદસત પસારબી થઈ ગઈ—લોક વીખેરાઇબી ગયુ તોય આ બે હીપનોટાઇઝડ થયલા સખશો જાણે ઝાડના ડાખલાપર મુરદા થઇને વળગીજ ગયા હોય તેમ કેટલો વાર સુધી ચુપ બેસીજ રહયા !

ડીટેકટીવ યાકુબ સાહેબ અને નવાબના બેગમ રોશનઆરા !! અને નફામા પેલો ફીરગો ત્રણ લાકડીએ ચઢશે !! ઓ તકદીર !—તારીખી મજાકની કોઈ વાર સીમાજ હોતી નથી

## પ્રકરણ ૧૬ મુ

**"તુ એમ ધ્રુજયા કરવાની હોય, તો પહેલથીજ કહી દેજે !!"**

અલબતા દેખીતુજ હતુ—કુદરતીજ હતુ—કે મલકપેઠ ખાતેનો "રઉશન મઝીલ" ૧૨ મી મારચના ગમખાર ગજબ પછી શોકમા ગીરફતાર હતો ત્યા મુકામ કરતા મરહુમ નવાબ કસ્તમજંગ બહાદુરના મહોમેદન બેગમ સાહેબા રઉશનઆરા પોતાની ઉપર પડેલા આ જબુન ફટકાથી ગોથા પછડાઇજ ગયા હતા ! નવાબનુ ૧૨ મીની રાતે ખુન થયુ—અને આજે ૧૫ મી તારીખ થઈ છતા કમનસીબ કમભાગ્ય ગરીબ બીચારી જવાન દુખી વીધવા માળપર પોતાના સુવાના ઓરડામા ભરાઈ રહી—અદરથી બારણાને કળ લગાવી—બસ રડી રડી રડી ને કેમ કોણ જાણે પોતાના લોહીનુ પાણી કરતી હતી !!

બાપુ, "રઉશન મઝીલ"ના નોકર નકરો તરફથી બેગમ સાહેબની હાલતને લગતો આવો અહેવાલ બાહેરના લોકને મળતો તો ખરો—બાકી પારકા માણસો થોડા એ ફુટેલા કરમની વીધવાના બધ ઓરડામા ડોકયુ કરીને તેણી શુ કરતી તે જોઇ શકતા ? ના—બેગમ રઉશનઆરા બાનુ બસ કોઇને બી મળવાને સાફ ના પાડતા હતા, કોઇનો બી દીલાસો સ્વીકારવાની આરઝુ રાખતા નહીં હતા અને—વધારે શુ ?—પોતાના ખાનગી ઓરડામાથી બાહેર સસરતા હતાજ નહીં તેવણુની ખીદમતમા જે દાસી અને જે બીજા બે ચાર માણસો રોકાયલા રહેતા તેઓથીજ બેગમ સાહેબની તબીયતના સમાચાર "રઉશન મઝીલ" ના બાકીના નોકર નકરોને તેમજ બાહેરના ઓળખીતા પારખીતાઓને મળતા રહેતા

હતા. બેગમના અંગત ખીદમતગારો તો જુસ્સાથી મ્હોડા કરીને દરેક જણ આગળ પોતાનો જીવ બાળી જળાવીને ખાક કદી નાખતા કે—

"અફસોસ! બીચારી રડી રડીને અડધી થઇ જાયછ! આજે ત્રણ ત્રણ દહાડા થયા મ્હોડા ઉપર જરો અન્ન પાણી બી મુકયુ નથી—ને સુકઇને છોડીગા જેવી ઉજળી વાખ મારી ગેઇછ!"

બીજુ ત્રીજુ તો કોણ જાણે, પણ આ છેટલી હકીકતમા સચ્ચાઇ હતા બેગમ રોશનઆરાનો અવતાર આટલા ત્રણ દહાડામા એક આંધળાને બી હીસી આવે તેવો ભખી ખાધેલા જેવો, ૪૨ દહાડાની તાઇફાઇડ તાવમાથી નગતજ પગ્વારેલા ઓ બીમારને ભુલાવે તે પ્રકારનો, હાલ હવાલ બની ગયયો હતો એટલુ બી ખરૂ કે કોઇ બી ગમે તેવુ મોટે ખાચરેનુ ઓળખીતુ તેવણને દીલાસાની મુલાકાત આપવા આવતુ તો તબીયત ઘણીજ નાદરૂસ્ત હોવાનો સદેશો માણસો પાસ તેને કહેવડાવી, બેડ રૂમમાથી બાહેર નીકળવાની પોતાની બીલકુલ અશકત જણાવી, બેગમ દરગુજર પર દરગુજર ચાહતા હતા ત્રણ દહાડાના અરસામા બેગમની તબીયત બીલકુલ લથડી ગયલી હતી તે જોવાને એકાદ દુરબીનની જરૂર હતીજ નહી ખરી વાત એ હતી કે આજ ત્રણ ત્રણ રાત થઇ તેઓ અડધો કલાક બી આખના પાપણ ઢાંકીને ઉંઘાઇ શકયા નહીં હતા રે રે વાચનાર—જે આસામીનુ અતકરણ એક ભયાનક ગુનાહના દખોથી ચાલુ અમળાઇ જતુ હોય, જે માણસનુ કાલજુ એક મહા પાપી કરમના ચટકાઓથી દર સેકડે કોત્રાઈ ચાલતુ હોય, જે હ્‌દ્દય ઓગતનુ ભેજુ ખુન ખુનના હેબતનાક ખ્યાલોથી પળેપળ ધગધગી જતુજ રહે—તે આ દમીને ઉંઘનો આશીરવાદ હોયજ શેનો?

બેગમ રોશનઆરાએ પદરમી માર્ચની સહવારે જ્યારે પોતાનો ચેહરો આરસીમા જોયો ત્યારે તેણી પોતે બીહ કમકમી ને બે ડગલા પાછલ હટી ગઇ શુ ફેરફાર! એકવારનો તે ગુલાબી તાઝગીભર્યો સોભઇતો મુખડો તુર્તના કબરમા શી ખોદી કાહડેલા એક મુરદાના ચેહરાને તે દાહડે વધારે મળતો આવતો હતો તેણીએ ગઇ રાતે ઉંઘવાની કાઇ

દવા પોતાના ઘરના તબીબ પાસેથી ચોરી લખીને મગાવી પીધી હતી–એ તેની કેફમા બેચાર કલાક તેણી ઉંઘી શકી હતી ખરી પણ અરેરે, તે કેવી હેબતનાક ઉંઘ હતી ! કેવી બેમ્રાર, ઝાલમ, લોહી ઉરાડી નાખનારી આફતકારક તે અડકચરી "ઉંઘ" હતી ! તેજ ઉંઘમા તેણીએ જે બીહામણા સ્વપનાઓ જોયા તેથી ફાળ ખાઇને એક ચીસ સમેત તેણી પાછી પાછલી રાતે ૪ વાગને જાગી ઉઠી હતી—અને ત્યારે તે ઘડીએ દુખ અને દરદથી ફાટી જતુ પોતાનુ દેમાગ બે હાથે દાબીને એ અભાગણી ગુનેહગાર ઓરતે પોતાના જીવતરને કગાળમા કગાળ શ્રાપ દીધા હતા !

ત્રણ દીવસના ટુક અરસામા બેગમ રોશનઆરા બરાબર ઉમરમા ત્રીસ વર્ષ જાણે વધી ગઈ હતી એક જીવ મટોસટ આફતમાથી બચવા થકી તેણી પોતીકા કરપીણ સોબતીની શીખવણીથી પોતાના પાદશાહી દીલના ખાવીદના લોહીમા હાથો બોળી ચુકી હતી, પણ હવે પશેમાનથી તેમજ ધાસ્તીથી તેણીના બદનની રગેરગ જાણે ઢીલી પડી ગઈ હતી જેમ તેમ હીંમત એકઠી કરીને ખુનની બીજી સહવારે તેણી પોતીકા મરહુમ નવાબની પાયદસ્તે જુમીદાની જગ્યા સુધી તો જઈ આવી ખરી, પણ પછીજ પોતે કરેલા અઘોર ખુનની મહત્વતાનો–તે જબુન અપરાધના જોખમનો–કાઇ તેણીને ગભીર પુરેપુરો ખ્યાલ આવ્યો હતો યા ખુદા ! શુ એ ધોળે દીવસનુ ખુન સદા ભેદના સાહયા હેઠળ છુપુજ રેહી શકશે ? નવાબ જેવો એક મોટા માણુસનો આમ જીવ છડે ચોક લેવાયો તો તેને માટે કોઈ ખુલાશો પુછશેજ નહી ? નીઝામ સરકારના સતાવાળાઓ શુ હાથ જોડીને એક મહાન જબુન અપરાધ ઉપર આમ સહેલાઇથી ઢાક પીછોડો થવા દેશે ? તેણીએ હેદરાબાદી વર્તમાન પત્રોમા ખુનને લગતી તમામ વીગત તથા ખુની ફ્રાનસીસના નાહસી જવાની વીગતો વાચી હતી, પણ એ નાહસી ગયલા ફીરગી ખુનીની વાત વાચતાજ તેણીનુ મગજ ઓરબી વધારે ચકીત બન્યુ હતુ

રોશનઆરા બેગમે એકવાર પાછી પોતાની ભખરાયલી, બીહપેલી

મોહરાયલી સુરત આરસીમા જોઈ અને એકલે જીવે બડબડી—

"એ તો થોડા વખતમા હુ પાછી રાહપર આવી જવશ આહ- જો મને રાતના ઉઘ આવે! જો બે કલાકબી શાત ઉઘ આવે-તો કેટલો ફાયદો થાય! એ આય ફીરગીનો શુ નવો ધોટાળો છે! ફીરગી ફ્રાનસીસે ખુન કીધુ!! તેને પીસ્ટોલ સાથ નાહસ્તા પોલીસે જોયો!! મને કઈ સમજ પડતી નથી! કઈ યાકુબનીજ વળી તદબીર હોશે! અરે એ કાહરે આવશ!!'

પણ યાકુબનો પત્તો આજે ત્રણ ત્રણ દહાડા થયા હતોજ કયા? તેની વાટ જોતા જોતા રોશનઆરાની આખોના ખાડામાથી ડોળાજ નીકળી પડતા હતા-છતા તેની ધનનસલ કયા હતી?

× × ×

અતે તે સખ્શ ત્રીજે દાહડે જીવ તણાવી તણાવીને બપોરના આવી લાગ્યો જેવુ નોકરે જઇને બાઇને યાકુબ સાહેબના પધારવાની ખબર કહી કે રોશનઆરા બેગમના શરીરમા એકફી ઝપાટે જાણે પાચ શેર લોહી વધી ગયુ તેણીના ઉજળા સપ મ્હોડાપર કાઈ રગ પાછો ધાઈ આવ્યો તેણીએ તે ડીટેકટીવને ઉપર પોતાના રીડીંગ રૂમમા આવવાની ફરમાસ કરી—અને બે મીનીટમા તે મજેહથી સીગરેટ ફૂકતો કડે કલેજે ડોલતો ડોલતો ત્યા આવી પુગ્યો

તે અદર ઓરડામા દાખલ થયો અને બારણુ બધ કર્યુ—

"કયુ, રોશન? યે! એ એમ બુઠ્ઠી ખખ શાએ થઈ ગેઈ! રોશન! આય શુ તારા હાલ-હે?"

રોશનઆરા ઝટ તેની પાસે સોફાપર ફમડાઈ બેઠી યાકુબે જોયુ કે તે કમબખત સ્ત્રીના હાથ ડરડર ધ્રુજતા હતા

"એમ હવે ધ્રુજી શાની મરેછ? શુ છે શુ-જરા સમજાવશે?"

'યાકુબ-મને-મને-મારૂ દીલ ઘણુ ધ્રુજેછ મને કઈ સુઝતુ નથી આજે ત્રણ રાત થઈ હુ મુદલ સુતી નથી"

યાકુબ સાહેબ રમુજથી મુછમા હસ્યા

"પણ કેમ—તેનુ કઇ કારણ ?"

"કારણ ! યાકુબ—તુ મારી નબળાઇપર હસેછ ?"

"તારી નબળાઇપર નથી હસ્તો—તારા બીચકારાપણા પર હસુંછ—તારી બેવકુફાઈ પર હસુછ વારૂ બેર ! તે પેલા કાગળો કયા મુકયાછ ? ચાલ—લાવ"

રોશનઆરા ચુપચુપ ઉઠી એક કબાટ ઉઘાડી અદરથી તેણીએ બે ચાર કાગળ્યા કાહડયા અને યાકુબના હાથમા મેલ્યા નવાબ રૂસ્તમજગને બેજાન કરવા પછી આ ચડાલે તેવણુના ખીસામાથી જે કાગળો કાહડી લીધા હતા તે આ કાગળ્યાઓ હતા તેમા વળી નવાબે પોતાની બેગમ ઉપર અયરતાબાદથી ધમકીનુ અને તેણીનુ ખુન કરવાની ચેતવણી આપનારૂ જે કાગળ લખ્યુ હતુ તેબી સાથેજ હતુ યાકુબ સાહેબે સરવે કાગજો ઉઘાડી સંભાળથી તે સરવે તપાસ્યા પછી પોતાના ખીસામાથી એક કાડીની પેટી કાહડી આ સરવે કાગળ્યાઓને સામટા સળગાવી મેલ્યા જ્યારે તે સર્વે કાગળો બળીને ભશમ થઈ ગયા ત્યારે સઘળી રાખ પોતાને હાથે સમરેતી લઈ તેણે બારીની બાહેર ફેકી દીધી

"આપણા કામનો આ એકજ પુરાવો હસ્તીમા હતો તેબી ફકે થયો હવે શાની બીહેછ—રોશન ?" તેણે કાઇક મમતાથી હવે કહ્યુ.

"ઓ યાકુબ ! આય ઠઠ્ઠા મશકેરી કરવાનો વખત નથી ધાસ્તી ધાસ્તીએ મારો જીવ કેમ નીકળી જાયછ તે તુ નથી જાણુનો—"

"નહી, નથી જાણુતો—પણ જો રૂસ્તમજગ નવાબ આજે જીવતા હોતે તો તેવણુની રીવોલવરથી તારો જીવ કેમ નીકળી જતે તે હુ જાણુછ ! આહ—તુ છેક એટલી બધી બુજરી છે એમ જાણુતે તો હુ તુને તે જગ્યાએ લઈ જતેજ નહીં !—"

તે ડીટકટીવની મુછપર તીરસ્કારનુ અણુકારૂપી હસ્તુ ફરી વળ્યુ હતુ. સોફાપર અઢેલાઇને ચુચી આપ્યોથી રોશનઆરાના શોકના કાળા પોષાક ગમ જોનો જઈ તે લ્હેરે લ્હેરે સ્મોક કર્યો જતો હતો.

"યાકુબ !—" રોશનઆરા હવે કાઇક ફીકરાઇને ફફડી પડી, "તારૂં

દીલબી કેવુ પથ્થરનું છે કોણ જાણે ! આવા જોખમની વખતેબી તુ એમ ઠંડા પાણીના માટલાની કાની વાત કરેછ ત્યારે મારી તો ધીરજ તારી સાથ રહેતી નથી—'

"પ્યારી, તુ દેવાની છે ! એવી વખતે ગરમ ખળખળતા પાણીના હાડાની કાની વાત કરયે તો શુ જોખમ ઓછો થાયછ ?"

"હવે મને કહેની, યાકુબ—ખુદાને ખાતર કહેની કે આય ફીરંગી ફ્રાન્સીસ ગોમ્સનો શુ ઘોટાલો પીંડાલો છે ? મે અખબારમા વાચ્યુ કે તેણે ખુન કીધુ ને પીસ્તોલ સાથ નાહસી જતા પોલીસે જોયો ને તેના રહેવાના ઝુપડામાથી તેના ગુનાહની બધી પુરવારીઓ મલી આવીછ !!— એ શુ બધુ રપુચક્કર છે ?"

"રપુચક્કર !—એટલે ? તુજ કહેછ કે તે બધુ વાચ્યુ—પછી પુછવા શુ બેઠીછ ?"

"અરે પણ ખુન એણેજ કીધુ એમ શુ પોલીસ પુરવાર કરી શકશે ?"

"હા—જો એ તારો સાવકો ભાણેજ પકડાગે તો પ્યારી હુ દલગીર છુ તે ત્રણ લાકડે લટકઈ જશે !"

રોશનઆરા તો સાવજ જેવી આ અજબ કીસમના શખ્સનુ કોથુ એકકી ટગરે ટીકવાજ પડી

"મારો સાવકો ભાણેજ !!"

"તારો પોતાનો સાવકો ભાણેજ ! નવાબ રૂસ્તમજગની બહેનનો દીકરો સીનોર ફ્રાનસીસ ગોમ્સ—ઉરફે જહાગીર મેહરહોમજી ! ચચલગુરાની જેલમાથી છટકીને નાહસ ભાગ કરતો બધવો ! !"

"જહાગીર મેહરહોમજી ! નવાબનો ભાણેજ ! એ આજે, યાકુબ, તુંને થયુ'છ તોબી શુ ?"

"થાય શુ ? કાઇબી નહીં ! મામા ભાણેજને બીયાબારૂ હતુ જેલમા જતો એને નવાબે બચાવ્યો નહીં જેલમાથી નાહસી આવ્યો ત્યારે મામાએ ભાણેજને આશરો આપ્યો નહીં ભાણેજ તદન ખાખા વરખો થઇને

જીવ પર આવી ગયો પોલીસને ઉલકાપ આપીને ભગાયા સતાયા કરતા તે કટાલી ગયલો હોવો જોઇએ ખાધાના વાખા પડયા હશે—એટલે એણે વીચારયુ કે હવે તો મારવુ કે મરવુ મામાના "લીલી કોટેજ"મા સખ્ખર રૂપાકામનો કીમતી જથ્થો હતો તે બીના ભાણેજ કરતા વધારે અચ્છી રીતે કોણુ જાણી શકે ? ભુખમરાથી અને આફતથી ઘેરાયલા તે કમબખ્તની નજર બીગડી—તેની મતી ફરી ગઈ ! ફીરંગીના લેબાસમા તે સુરૂનગર ખાતે ભમ્યા કીધો લાગ આવ્યો ત્યારે નવાબનીજ પીસ્ટોલ વડે મીઝાજી મામાનુ કાટલુ કહાડી નાખ્યુ ! હાથમા પીસ્તોલ સાથે તે નવાબના શરીર આગળથી નાહસી જતા પોલીસના માણસે અને નવાબના શોફરે જોયો ઠાર માર્યો—નખોદગીયાએ ખુદ્દાને આબાદ સાફ કરી નાખ્યો !"

જાણે એક એડવોકેટ એક બધવાની વીરૂધમા જુરીની આગળ કાંઈ જોરાવર ભાશણ કરતો હોય તેમ સ્હેજ મલકાયલુ મ્હેડુ રાખીને યાકુબ ડીટેકટીવ ધીરે મકકમ અવાજે આટલુ વીવેચન કરી ગયો ! રોશનઆરા બેગમ ખચીત આ વીચીત્ર આદમીની ઠંડે કલેજેની પાક બેહાઈ જોઇને ફાટીજ ગઈ હતી

"યાકુબ ! તુ બરાબર સીધી વાત કર—તારે પગે લાગુ"

"અરે ગાંડી ! સીધી વાત નહી કરતો નહી કરનો તો આડી કરૂછ ? એ ફીરંગી ફ્રાનસીસની ઝુપડીમાથી નવાબના મકાનનુ તમાન ચોરાયનુ રૂપાકામ મળી આવ્યુ એને વાસ્તે તેજ સાંજે નવાબની છોકરી દીનબાઈ-તારી સાવકી દીકરી—બાસ્કેટ ભરીને ખાસ પોતાની મોટરમા બધા મ્હો સ્વાદયા ને તરનવાલા લઈ ગઈ હતી તે બાસ્કેટમી મળી ! સમજેછ કે રોશન—ડધાઇને મારો ચેહરો શુ ચીતરયા કરેછ, જો !"

"અરે પણ—પણ એ કેમ બને ?—તુ—આપણે જાણ્યેછ, યાકુબ, કે એ ખુન—એ કામ પેલા ફીરંગીએ—પેલા જહાગીરે નથી કીધુ"

યાકુબ સાહેબ ડીટેકટીવ વળી પોતાની સીગારેટમાથી ધુમાડાનો એક મોટો ગોટો કાહડી હળવેથી હસ્યો—

"જહાગીરે ખુન નથી કીધુ ! ત્યારે શુ તે મે કીધુ ! યા તે કીધુ ?

દીવાની છે-દીવાની !"

ખરેજ રોશનઆરાને લાગ્યુ કે તેણી પોતે દીવાની બની ગઈ હતી ! ભબરાઇને પોતાના જાલમ સોબતીનુ મ્હોડુ જોયા કરવા ઉપરાંત તેણી એકાદ મીનીટ તો બીજો કોઈ શબ્દથી ઓચરી શકી નહી નવાબની ઉપર નેમ ટાકીને પીસ્તોલ ફોડનારો આ સામે બેઠેલો ખુની એક ઇનસાન હતો કે શયતાન ?

"તુ—તુ—પોતે તે જગાએ ગયો ! યાકુબ-પાછુ તે જગાએ જતા તારા પગથી કેમ ઉપડયા હોશે ?"

"એવી વખતે પગથી ઉપડે ને હાથથી ઉપડે ! તેમ જો નહી ઉપડે તો માથુ ઉપડી જવાનો સોદો થાય હુ તેજ રાતે-ખુનનીજ રાતે લીલી કોટેજમા તપાસ કરવા ગયો હતો"

"તેજ રાતે ! !"

'હા ! તેજ રાતે ! ! તુ આજે માથુ ખાઈ ગેઈ, પ્યારી !' યાકુબે કાઇક કંટાલીને હવે સીગારેટનો બાકીનો ટુકડો ઓરડાના ખુણામા ફેકી દેતા કહ્યુ "તુ મને કહેવા શુ માગે છે ? હુ ત્યા નહીં જાઉ ને પોલીસ અમલદાર તરીકેની મારી ફરજ બજાવવા ના પાડુ તો તેમ કરવાનો સબબ શુ જણાઉ ?"

"અરે-અરે-પણ ગરીબ બીચારો તે નીરદોશ જુવાન માણસ નકામો વગર વાંકે-"

ઘણીજ અધીરાઇથી યાકુબે જોરમા ભોયપર પગ ઠોકયો અને કચ વાટથી ખભા ચઢાવ્યા-એટલે રોશન બેગમ બોલતા અચકી ગઈ

"રોશન-કોઈ વખત તુ ઘણી ડાહી થાય છે—કોઈ વખત એકદમ બેવકુફ બની જાયછે દાખલા તરીકે હમણા આવ ખુનનો બધો ટેપલો દાબડાની માફક મજાનો પેલા ઉલ્લુ ઉજમખ જહાગીર મેહરહોમજીને માથે પોતાની મેળે બેસી ગીયોછે ત્યારે તુ ખાલીપીલી વાહીયાત સવાલો ઉઠાવ્યા કરીને મને સતાવેછે જો સાભળ આવ કેસમા મારી સાથ કાજદાર સાહ- દેબ હુશેનબી સામેલ છે જો હું બાન્તો થઈ જાઉ અને સાહદેબને

એપલાને માથુ ફોડના દેઉ તો વખત તે કમબખત ઓરનુ ફેર કરી નાખે એ હમણા આબાદ ખોટા રસ્તા પર દોરવાઈ ગયલો છે—ને છેકના છેડા સુધી તેજ ખોટા હીસાબ પર તણાયા કરી આયદે પેલા પોરીયાને ટીંગાવી દેશે હુ તેમા તેની પાછળનો પાછળજ રહેવશ નવાબના ખુનીને કાયદાની ચુગાળમા અતે સપડાવવાની કીર્તી બેશક મારાજ નસીબમા છે!"

રોશનઆરાએ એક હાથે પોતાનુ તપી આવેલુ મગજ દાબ્યુ પોતાના ગુનાહનો તમામ ગધીયો બોજો આ તેણીનો મગદીલ હમશરીક કરારને જીવ એક નીરદોશ આમામીને માથે નાખી દેવા ચાહીને વળી સામો ઉપરથી એક કામેલ ડીટેકટીવ તરીકેની વીખ્યાતી—નીઝામ હુઝુરની શાબાશી—મેળવવા માટેની 'બીડ' કરતો હતો!

"પણ યાકુબ!" તેણી ધાડા ધીમા અવાજે બોલી, બસ મને એટલુજ કહે! જહાગીર મેહરહોમજી જો પકડાયો તો પછી એણેજ પીસ્ટોલ ફોડીને ખુન કીધુ એમ કેમ સાબેત થશે? ખાલી તે ખુનની જગ્યાએથી નાહસી ગયો તેમા શુ—"

"બધી જબાની દીવાની જોત જેવી એ કરમના ફુટેલા જુવાન છોકરાની સામબે જતી છે' યાકુબ વચ્ચે બોલી ઉઠયો, 'જો રોશન, ધ્યાનથી સુન પહેલુ તો એ જહાગીરની પોતાના મામા સાથની પચાતી બીજુ, એની ધણી કબસ તમ હાલત ત્રીજુ, એ ખાસ લીલીકોટેજ આગળ ભટકતો રહયો તેબીના ચોથુ, નવાબને લુટીને ચોરેલો તમામ રૂપાકામના માલ એનાજ ઝુપડામાથી મલ્યો તે વાત પાચમુ, ખુનની જગ્યાએથી એને નવાબની પીસ્તોલ સાથ નાહસતા બે જણાએ નજરેનજર જોયો તે હકીકત છઠુ, નવાબની રીવોલવર માહેલો એક બાર ખાલી હતો તે બાબદ સાતમુ, નવાબની પાકીટ અને ઘડીયાલ છેડો એ જહાગીરનાજ ઝુપડામાથી મને ને સાહદેબ હુસેનને મળી આવ્યા તે——"

"ઓ યાકુબ—તે તો——"

"ખામોશ! વચમા બકવા નહી કર એ પાકીટ અને ઘડીયાલ છેડો જહાગીરેજ પોતાના મામાને ઠાર કરી કાહડી લીધેલા ને તે તેની ઝુપડી-

માથી મલી આવ્યા ! આડમુ, ખુનની જગ્યાએથી એ બદમાશ ભાગી જતો હતો ત્યારે ચાદનીની ઓછી રોશનીમાથી પોલીસ સીપાઇએ જોયુ કે તે ચડાલના કપડા પર લોહીનો મોટો ડાઘ હતો ! પોતાના અમીલ મામાનુ લોહી એ નાપોકાર હગમખોરે રેડયુ ! હેફ્ છે–લ્યાનત છે એની ઉપર !"

'અરે ખોદાને વાસ્તે એવી ધપે મજાખ નહી કર ! મને કપારી છુટેછ !"

યાકુબનો અત્યાર સુધીનો અર્ધ રમુજ અગ્ર તીરસ્કારનો ટકોરબાજ ચેહરો હવે અચણુચ કઠોર અને કરડો બની ગયો તેણે ડોળા કકડાવ્યા અને ખડો બેઠો—

"જો એઈ ! તુ એમ દયાનો ફરેસ્તો હવે બની જઇને ઉહ ને આહ કરયાજ કરવાની હોય તો મને અગાઉથી કેહી દેજે ! એવુ તોનમન્મ મને જોઇતુ નથી ! તારા ખાતર મે આય જોખમ માથે ઉપાડયો—નહી તો નવાબ જીવતો હોય કે મુવો હોય તેની મને આટલી બી દરકાર નહી હતી રોશન,' તે હવે તેણીની અડોઅડ જઈ તેણીના કાનમા ઘણાજ ધીમા માટે બોલ્યો, "રોશન ! આટલે વગ આપણે આગળ વધ્યા હવે તો અતના છેડા તુલીક જવા વગર બીજો રસ્તોજ નથી ફાસીને લાકડે આય જહાગીર લટકાય કે આપણે બે જણા લટકાઇએ—ત્રીજો કઈબી વચલો ઇલાજ તુને દેખાયછ ?"

નીચી મુડીએ રોશનઆરા મુગી મતર બેઠીજ રહી તેણીના ખવીસ જીગરના હૈયાફુટા હમશરીકે પાછુ ચલાવ્યુ—

"તુ ભુલી જાયછ, વાહલી રોશન, કે પેલુ બોન્ડ જે આપણુને બદલે હાલ ઝીલાઈ ગયુછ તે એમબી ને એમબી તો જીદગીથી મદરઅદર ઉખડી ગયલુ છેજ તુ એમ ધારેછ કે આય ખુનનો નવો બુટો એને કપાળે નહીંબી ચોટતે તોપણ શુ એને પોલીસ ઝપીને બેસવા દેતે ? એને પાછી વધારે લાબી ટેપ મળતે ને ખુશાલ પાછો ચચળગુરા માકો મારવા ને પથ્થરો ભાજવા ઢકેલાઈ ગયો હતે તો પછી નવ્વાણુ ત્યા

હવે ભરયા સો !"

"કદાચ એ પાછો નહીંબી પકડાય, યાકુબ ?"

યાકુબ મીયાનુ ડાચુ એક તરેહની જાલમ છુપી ફતેહથી ફસગાઈ ગયુ

"તે તો ખાડજ ખાશે ! નીઝામ પરવરની પોલીસની શકતીનો તુને ત્યારે ખ્યાલજ નથી આજથી ત્રણ દહાડામા એ જહાગીર મેહર હોમજીની કાડીઓ પર લોખડી બેડીઓ જો નહીં થોડાય તો મારા જમણા હાથનો પોહચો કાપી આપુ !"

"પણ એ છટકી જઇ શકે તો આપણુને–છે તે–લાભજ થાય કેની ?"

"નહી છુટો ફરીયા કરે તો એ જહાગીર ખુનનો ખરો ભેદ શોધી કાહડવા ધરથી ઉડલપાડલ કરી મેળવાને ચુકે નહીં તેમા એને તારી સાનકી બેટી પૈમાની મદદ કરે એનો તો હવ કાટો નીકળી જવો જોઇએ"

રોશનઆરા હવે જરા યાકુબની વધારે પાસે આવી—

"તારા બોલવાથી મને ઘણી હીમત આવેછ યાકુબ—પ્યારા— મને સાચ્ચુ કેહ તારી ખાત્રી છે કે પેલુ રૂપાકામ ચોરી જનારા મવાલીઓ તે—તે રાતે 'લીલીકાટેજ'ના બગીચામા છુપાઈ રેહેલા નહીંજ હતા ? તે લોકે આપણુને ભરાઇને જોયા હોશે તો આપણુ શુ થશે ?"

યાકુબ સાહેબે હસીને રોશન બેગમનુ માથુ પસવારયુ

"તેમ બનવાનો કાઇ ઘણો સભવ મને દીસ્તો નથી હુ ચોકકસ ધારૂછ કે તે ઉઠાઉગીરો આપણા ત્યા જવાની ઘણો વખત અગાઉના રૂપાકામ ઉઠાવી ગયલા તે ગાસડો પછી તે લોકે રાત પડે ત્યા સુધી આય જહાગીરની ઝુપડીમા છુપાવવા માગેલો—પણ તેટલા તો ખુનની ધડાધડી થઈ એટલે તે બદમાશો પોતાની લુટ પડતી મેળીને વટેણા વાવી ગયલા હોવા જોઇએ બાપડો આ જહાગીર નકામો સપડાઈ ગયો પણ વાહલી–તુ એવી નજીવી બીનાને વાસ્તે ધુજ્યા ના કર તે લોકોએ આપણુને લીલીકાટેજમા એકબારી જોયાબી હોય તો શુ હવે તેઓ બાહેર આવીને તે જાહેર કરવાની હીમત કરવાના છે ? તે લોકની પોતાની મુડી

આપણા સપાટામા છે કેની ?"

રોશનઆરાએ એક બહુ લાબો શ્વાસ ભર્યો ત એક છુટકારાનો નીસાસો હતો કે અફસોસની આહ હતી તે કહેવુ મુશકેલ હતુ—પણ તેણીના ફીકકા સફેદ હોઠો ઉપર પહેલી વાર કાઇક રગ ફરી વળ્યો

"હવે મને જરા નચીંતાઇથી આખ બધ કરીને પડવા ગમશે! ધસક ધસકે મારો જીવ ઉડી ચાલ્યો'તો મારા વાહલા યાકુબ!" પોતાનો હાથ તે શખ્સના ખભા પર મેળી ઘણીજ ગભીર ઓજસ્વીવાણીથી તે દલદર દદ્દાએ કહ્યુ, 'તુ હવે મને તીહલી નહી મુકશે કેની ?—કહેની ખરૂ કહેની ?"

'નહીં, મારા જાન! તારે ખાતર તો આય જોખમ મે માથે ઉઠાવ્યો પણ રોશન આપણા નેકા થવાને વાસ્તે ઓછામા ઓછા ૭ મહીના વચમા જવા દેના જોઇશે!"

ઓ લ્યાનતી બેહયા દુન્યા! આ કગાળ કરપીણ પુરૂષ પોતાના કમનસીબ શીકારના ચાહરમને દીવસે તેજ નવાબની વીધવા સાથ નેકાની વાત કરવાનેબી અચકાતો હતો નહી!

રોશન બેગમ તો ડોકુ છાતીપર નમાવી દઇને પોતાના બદીયાનની બાહેની સાથે વીચારવત શોકાતુર ચહેરે રમત કર્યા કરતા હતા અચબુચ તેવણે પાછુ ડોકુ ઉચકયુ અને પોતીકા યાર ગમ જોયુ—

'યાકુબ! એક ચીજ હજી મને સમજાવ! મારૂ મસ્તક હવે તો કામબી કરવા ના પાડેછ—"

"વળી શુ છે ?"

"મે તારી પર પેલુ પહેલુ કાગજ લખેલુ ને નવાબના કબજામા આવ્યુ કોઇએ તે તેવણ પર નનામુ મોકલ્યુ, અને બધી મોહકાણ વળી યાકુબ–એ આપણા કાગજને નવાબપર મોકલનાર ધણી કોણ હશે ?"

"તે હવે આપણે કેમ જાણયે ?"

"અરે! પણ ત્યારે તે માણુસ તો આજે જીવતો જાગતો આપણી બધી વાતથી માહીતગાર હોવોજ જોઇયે ?"

"ભલે! તેમા શુ થયુ ?"

"એમ શુ બોલેછ જો, યાકુબ!"

"તો વાહલી—શું તુ તે ધણીનુ નામ ઠામ જાણ્યા વગર હમણા ખાલી હવા સાથ લડવા જવાની છે' ને સબબ અગર આપણી વચ્ચેનો સબંધ જાણુતોબી હોય તો થોડા તે હવે આપણી પાસ નવાબના મરણુનો હીસાબ માગવા આવી શકવાનો છે? લે ચાલ હવે હુ જાઉછ તું ખુશાલ રેહજે, પ્યારી આપણે માથેનુ વીધન વીતી ગયુછ, ખુદા હાફેઝ!'

પોતાની દીલબગને પાસામા લઇને યાકુબે કાઈક કીમતના થોડાક વધુ મખુનો તેણીના કાનમા કહ્યા અને પછી ત્યાથી મળકાયેલે મહોડે નીકળી ચાલ્યો!

ઓ બેરગી દુન્યા! નઠારી, નીરદય લકગી દુન્યા!!

રસ્તે પડતાજ યાકુબ સાહેબ ડીટેકટીવ સેહજ ચમકીને નનણખાંખંડા ઉભો તે દીવસનુ વર્તમાનપત્ર વેચનાર એક પોર્ગીગો મોટેથી આમ માગ્નો હતો —

"નવાબ રૂસતમજગનુ ખુન—પોલીસ તરફની ચોકાવનારી ખબર!"

યાકુબ સાહેબે તુરત એક કાપી ખરીદી અને અંદર નવા સમાચારોની કાલમમા નીચલા મોટા કાળા હેડીંગો તળે એક ફકરો છપાયલો તેણે જોયો —

# નવાબ રૂસ્તમજંગનું તેમના ભાણેજે કરેલું ખુન.

## જેલમાંથી છટકીને નાહસભાગ કરનાં જહાંગીર મેહરહોમજી નામના ચંડાલે પોતીકા નામવર મામાને લુટીને ઠાર કર્યા.

### પોલીસનો એકમતી અભિપ્રાય—જહાંગીરેજ જાણીબુઝીને શ્રીમંત મામાને ગોળી મારી

યાકુબ ડીટેકટીવે મુછમા હસીને તે પત્ર ઘડીવાળી પોતાના મોટા ડગલાના અદરના ગજવામા ઠેસવી દીધુ અને પછી ધડાધબ ત્યાથી નીકળી ચાલ્યો

"ઠીક !" તે ગેલથી જીવ સાથ બડબડયો "ચોકકુ જાણે ઘડીયાળના સાચાકામની માફક બધ બેસેછ !"

---

## પ્રકરણ ૧૭ મુ

### એક ઓરતનો ધીક્કાર

નવાબ રૂસ્તમજગ ખુદ પોતાના બેમરવત બેદર્દ બેહયા ભાણેજને હાથે ઠાર માર્યા ગયા–એ ભયભીત બનાવનો આચકો હૈદરાબાદી સલતનતની સોસાયટીમા કાઇ જેવા તેવા લાગ્યો નહી હતો મરહુમનુ ખુન થયુ તેને લગભગ છ દહાડા વીતી ગયા—પણ હજી નામદાર નીઝામની પ્રજાનો ગણગણાટ એ બાબે દપટ પડયો હતો નહી નવાબની બેગી ઉપર ગામે ગામ અને શહેરે શહેરથી દીલાસા અને દીલસોજીના ટેલીગ્રામો તેમજ ટપાલના કાગળો ઠોકબધ આવ્યા જતા હજી પુર જોશમા ચાલુજ હતા એટલા અરસામા કાઈ પાનસોએક બડેખા લોક દીનુને બ્યરતાબાદ ખાતેના 'બની મઝીલ'મા ' કોનડોલન્સ વીઝીટ" આપી ચુકયુ હશે સાજ પડવા આવે કે તેણીના બગલા આગળ ઠઠેરાબધ બબ્બે ઘોડાની ગાડીઓ અને મોટરોની ગોયા ધમચકરીજ ચાલુ રહેતી હતી

દીનુના ઓળખીતા પારખીતાઓ તેણીને મુલાકાત આપી તેણીના જબુન ગમમા ખરી લાગણીથી શરીક થતા—અને—અને—

એકકે એક જણુ બસ એકકી ધપે "પેલા જીદગીથી ઉખડી ગયલા, કગાલ, રદબાતલ નીચ કુત્રા—પેલા પથ્થરના હૈયાવાળા મુજી બદમાશ જહાગીર મહે હોમજી"—પર ફીટકાર લ્યાનત વરસાવી દીનુને કાઇક સધ્યારો આપવાની કોશેશ કરીને પાછા ઘર ફરતા હતા !!

અરેરે! આ પ્રમાણે "ધીરજ" અને "દીલાસો" દઇને ચાલ્યા જનારાઓને જો સહેજબી સસાગે મળી શકતો હતે કે તેઓનો એકકે એક "સંધીયરા" (!)નો શબ્દ તે દુખી છોકરીની છાતીમા કાતીલ તીરની પેઠે કેમ ભોકાતો હતો, તો તેઓ આવી રીતે તેણીના પ્રુઇના દીકરા ઉપર હેક્ નાખવા આગમચ પોતાની બેઅદાજ જીભલી ઉપર ડાહમ દેવાનુ વધારે પસદ કરતે! પણ તે બેખબર દોસ્ત આસ્નાઓ તો બોલાઇમા આ ગમથી આક્રેઝ થયલી દીનુની ખરે મને કદર ખાઇ બમ હુરપર ચહીને 'ચડાલ ચરમચોર ખુની બાણેજ" તરફનો પોતાનો સઘળો ખોફ અને તીરસ્કાર તેણીના કાનમા ખાલી કર્યાજ જતા હતા!

એક જણુ આમ બોલે—બે જણુ આમ બોલે—ચાર જણા આવી દયાહીણુ નાતરસ રૂપે જહાગીર ઉપર શ્રાપો વરસાવે તો સમજ્યા! પણ અહીં તો રોજ બ રોજ—સહવાર, બપોર, સાજ—ચાલુ એક પછી એક નીરભય અણુજાણુ લોકોના ધાડેધાડા દીનુની આગળ આવી બમ એજ લવારો બકારો કર્યા જતા હતા! તો વીચાર કર, વાચનાર, કે દીનુ–ઉડી લાગણીવાળી, અડાગ જુસ્સાવાળી, મુગે મ્હોડેની, ગમખાર દીનુ–ને તે કપારી ઉપજાવનાર એકના એક ઘાતકી સખુનો સાભલ્યા કરતા દીલમા શુ થતુ હશે!

પણ દાંતો પીસી—લોહીના ગોટ ગળી–એક શબ્દ બી જવાબમા પાછો વાળવા વગર આ બાહદુર છોકરી આજ છ છ દાહડા થયા આ ભયાનક સીતમ મુગી મતર થઇને ખમતી રહી હતી બીજુ કરે બી શુ? વાહલા કમનસીબ જહાગીરને માટે આમ એકકે મ્હોડે સઉને આવી શરમભરી બીન જોખમદાર રીતે તરેહવાર ટીકા કરતા સાભળવાનો જુલ્માત સહન કરવા સીવાય બીજો રસ્તોજ શુ હતો? તેણીનુ લોહી અદરખાનેથી ઉકળી આવતુ–તેણીનુ મસ્તક ફરી આવતુ–અવાર નવાર તેણીની તબીયત વઢીક આવી પ્રકારની "દીલસોજી" સાભળતા બીગડી આવતી, પણ "દીલસોજી" દેવા આવનારા તો તેનો અર્થ એટલોજ ઉઠાવતા કે બીચારી આ છોકરી પોતાના પીતાના ગમમા બીલકુલ પછડાઈ જઇને

આમ કરતી હશે !

જહાંગીર મહેરહોમજી મબધી પોલીસને હાથ લાગેલા મુદ્દાની વીગતો હૈદરાબાદના હવે દરેક નાના સ્કુલ બોયને વઠીક હવે માલમ હતી હાદેસા તથા ભુખમરાથી જીવપર આવી ગયલા એક જવાન ખાનદાની પારસીએ જેલમાથી છટકીને દીવસો સુધી પોલીસને હંફાવ્યા બાદ ફીર ગીના અવતારમા છુપાઇને પોતાના તાલેવત મામાને કેમ લુટયા, તે લુટનો માલ તેના કબજામાથી કેમ મળી આવ્યો, તે નાપેકારે રૂસ્તમજગને પીસ્તોલથી ઠાર કરી કેમ પાછો છટકી ગયો,—તે સઘળુ વીસ્તારીને હૈદરાબાદના તમામ વર્તમાનપત્રોમા કોલમની કોલમ ભરી છપાઈ ચુકયુ હતુ જહાંગીરેજ ખુન કર્યું તે બાબે હવે એક કતરા ભાર બી વધુ સાબેતી બાકી રહી ગઇ હોય એમ તો કોઇને બી સ્વપને પણ લાગતુ હતુ નહીં અને સાર પછી સઘળા "દીલસોજ મીત્રો" જ્યારે રસ લઇને—અપશબ્દો ઓચરીને—જહાંગીર બાબે દીનુ આગળ બકબકારો કર્યા જાય તો બાપડી દીનુ જવાબમા બોલેબી શુ ?

આહ ! દીનુની દુન્યા હમણા તેણીને મનથી અકારી ઝેર હતી પાદશાહી પીતાના અકાલ મહેલાત કરતા આ હીણભાગ્ય ગરીબ જહાંગીરને માથે તુટી પડેલા નાહક બદનામીના પહાડથી તે જવાન કુમારીકાનુ કોમળ જીગર વધારે ચીરાઈ વીંધાઈ છુદાઈ જતુ હતુ ઓહ ખુદા ! તેણીનો જહાંગીર આ દુષ્ટ કામ કરવાથી નીર્દોશ હતો તે બાબે તેણીના પોતાના મનમા શુ એક રજકણ ભારબી શક હતો ? ના—ગમે તેવીબી સીહામા સીહા, જોરાવરમા જોરાવર જહાંગીરની વીરૂધ જતી હકીકતો પોલીસ તરફથી બાહેર પડી—પણ આ સાચ્ચી છોકરીએ આજસુધી એક સેકંડ પણ જહાંગીરને આવા અઘોર ગુનાહના કામ માટે દોષીત ઠરાવવાનો ઝાખામા ઝાખો ખ્યાલ વઠીક કર્યો હતો નહીં પોતાના પ્યારા પેદરનુ ખુન કરવામા જેટલો તેણીનો—દીનુનો—પોતાનો હાથ હતો તેથી એક કતરા ભારબી વધારે જહાંગીરનો હાથ હતો નહીં એમ તેણી નક્કી ખાતરીથી જીવ સાથ માનતી હતી

પણ ત્યારે એ ખુન કોણે કર્યુ ?-શા માટે કર્યું ? અને તેબી પોતે સુરનગર ૧૨ મી ની સાંજે જહાગીરને મળી આવી ત્યાર પછી અડધાજ કલાકમા કેવી રીતે થઈ જવા પામ્યુ ?—જહાગીરની કોટડીમા બધુ કપાકામ કેમ જઈને પડયુ ?—તે ઝુપડીમાથી બાવાજીની પાકીટ તથા ઘડીયાલ છેડો શી રીતે અને શુ સમજવી કોઇએ લઈ જઇને મેલ્યા ?—જો લુટ ચલાવવાનીજ કોઈ ત્રાહેત બદમાશોની ધારણા હતી તો તે લુટનો તમામ માલ આમ કમનસીબ જહાગીરના છાપડામા શા માટે તેઓ છોડી ગયા ?—આ બધા ભેજુ ચેરવી નાખનારા સવાલોનો કશો પણ મનપતીઝ ખુલાસો દીનુ પોતાના જીવસે હજી તુલીક કરી શકી નહી હતી તેણીનુ થાકી ગયલુ નાનુ મગજ તેમજ મુગા ગમ અને 'ફુપા અફસોસથી નસોસ થઈ ગયલુ તેણીનુ નાજુક માથુ હવે વધારે કામ બજાવવાને હાલ તુર્ત ના પાડતા હતા વળી ધીરજથી શાતપણે વીચાર ચલાવવાને દીનુને લોકો અવકાશજ કયા આપતા હતા ?

*　　　*　　　*

નવાબ રૂસ્તમજગના મરણ પછી છઠ્ઠે દીવસે સહવારના નવેક વાગતાને શુમારે દીનુ "મની મઝીલ"ના પહેલા માળપર એક નાનકડા રીડીંગ રૂમમા સોફાની અદર લાબી થઇને લેટી પડેલી હતી છેલ્લા બે ત્રણ દહાડા થયા તે છોકરીની તબીયત દેખઇતી રીતે અત્યત નાજુક બની ગયલી હતી પોતે બરાબર ખાતી પીતી નહી હોવાથી અને સારો દાહાડો આખ પાણી કર્યા કરતી રહેવાથી આ ચેડી છોકરીના એટલા દહાડામા તો હાલ અવતાર પડી ગયા હતા તેણીનો એકવારનો તાઝગીભર્યો ચહેરો તદ્દન હમણા લેવાઈ ગયો હતો અને આખ્ખોમા ખાડા પડી આવ્યા હતા કુદરતી રીતે એવી વખતે કોઇનોબી સ્વભાવ બીગડી જવા વગર રહે નહીં–પણ તોબી સામટી રીતે દીનુએ પોતાના મન પર કાઈ અસાધારણ કાબુ રાખી મેલ્યો હતો ઘરના ખટલાની જંજાલ તેણીએ તુરત વેળા પોતાના ઘરડા સુનાકુઈ પર છોડી હતી, અને પોતે બને સા સુધી પોતાના ઓર

ડામા ભરાઈ રહેતી હતી

તે સહવારના તેણીનુ માથુ સજ્જડ દુખતુ હતુ-કેમજે આગલી રાતે તેણીને મુદ્દલ ઉંઘ આવી હતી નહીં બને આંખ્યો પર પોચો ગેસ્મી કુશનનો તકીયો દાબી સોફાપર તેણી ઢગલો થઇને પડેલી હતી તેવામા સુનાફુઈ ત્યા આવી ઉભા—

"દીના, તુ અહીં છે કે, માય? જાની નીચે પેલા બહમનજી આયાછની"

દીનુએ હળવેથી મ્હોડાપર ધાકલો ટકીયો ખસાડયો અને બેહદ રજીદા થયલા નસીમ જીવે ફુઈ ગમ જોયુ—

"બહમનજી? બહમનજી કોણ?"

'પેલો ડા૦ દુબાશ! પેલો આપણો બોમ!"

દીનુનો ચેહરો એકદમ જર્દ મારી ગયો તે શાત શોકાતુર મ્હોડા પર માત્ર અરધી સેકડમા અચબુચ શુ ધીક્કાર, કમક્માટ નાસીપાસી, ગુસ્સાનો એકત્ર છાપ એકી તડાકે પથરાઈ જવા પામ્યો હતો તે સુનાફુઇના જોવામા આવ્યો નહીં—કેમજે દીનુએ મહોડુ બીજી તરફ ફેરવી નાખ્યુ હતુ

"આપણો બોમ! 'આપણો બોમ' એવા કોઈ માણુસને હુ ઓળખતી નથી! તે શુ ધુર મુકવા અહીં આયોછ, ફુઈ?"

'ઓ વાય, દીનુ! ડા૦ બોમ આપણે તાહ આવીને થોડા દાહડા ઉતારો લેશે એમ બેહસ્તી ભઇજીએ આપુને કેહેલુ કેની? હમણાજ પાધરો ષ્ટેશન પરથી આયો નીચે હોલમા છે—"

"ફુઈ, તમે આજે ભેજુ ના ખાતા, અ-મારૂ માથુ એકતો દુખેછ"

"પણ મારી દીકરી-અમથુ તુને જરા એ આયોછ તે કેહુબી નહીં? ચાલ-કઈ નહીં-પછી હલ્લુ ધીરે એને મળજે—"

"મારે એને મલવુ નથી જાઓ જઇને એને કેહો કે મારી તબીયત ઠીક નથી—મારેથી કોઇને—"

દીનુ બોલતા અટકી ઉભી તે રીડીંગ રૂમનો પરદો આગ્તેથી ખસાડીને અંદર ડાં૦ બહમનશા બાપુજી દુબાશ, એમ આર બી પી, એમ. આર સી એસ (લંડન) કરારને જીવ ચાલી આવ્યા હતા!

"સાહેબજી દીનુ!"

કંઇબી જવાબ દેવાને બદલે દીનુ પાછી સોફાપર સુઈ ગઈ અને આખા મોહડાપર તકીયો દાબ્યો આ શખ્શની હાજરી તેણીને તે પળે કડવી ઝેર સમાન લાગતી હતી—તેમા વળી તે રજા પુછવા વગર તેણીના નાનકડા ખાનગી રીડીગ રૂમમાબી સરબોગ ચાલી આવ્યો તેથી તેણી બહુજ મનમા કચવાઇ હતી

"બમનજી બા—તમારો રૂમ બોયતલીયે તૈયાર છે અ! તમારો તાર અમુને કાલેજ મળ્યો આવોની હુ ઓરડો બતાઉ?" સુનાફુઇ બોલ્યા

"તમે જાઓ—ફુઈ! હુ જરા દીનુ સાથ વાત કરીને આઉછ"

સુનાફુઇ ત્યાથી ચાલી ગયા અડધી એક મીનીટ મુછને વળ દેયા કરતો જઇ બોમ દુબાશે આ સોફાપર પડેલી છોકરી ગમ ધારી ધારીને જોયુ પણ તેણી મ્હોડાપર દાબેલો ટકીયો ઉચકવાની કશાબી નીશાની દેખાડતીજ નહીં હતી

"શું છે, દીનુ—તબીયત બરાબર નથી?"

કાંઇ જવાબ મળે નહી! બેજાલતથી ડાં૦ બોમે પોતાનો નીચલો હોઠ જરા કરડયો આ મીસીબાબા દેખઇતી રીતે હમણા ઘણાજ મરચા ખાતા હતા!

"રૂસ્તમજંગ કાકાજી બાબેનો તાર મને ૧૩ મીએ છેક બપોરના સુબેહ મળ્યો" તેણે દીનુની તરછોડ ભરી અદાની જાણે દરકાર કરવા વગર પાછુ ચલાવ્યુ, "પણ તરતના તરત મારેથી ઉપડી શકાયુ નહી તરત આવીનેબી શુ કરવાનો ઉતો? તારા બહેસ્તી પપાએ મને ખતી ખતીને બોહસ કરીને અહીં આવવા લખેલુ તેથીજ હુ આયોછ ઘણુજ નરસ થયુ—મારોબી મુરબી

આપ સમાન આપ જતો રેહયો !–શુ છે દીનુ ? યુ આર નોટ વેલ ! માથુ દુખેછ ?'

"હા"

"જરાક એસપીરન લઈ લે મારી પાસ છે–લાઉ !"

"નહીં"

'આય બનાવથી તુ તદન કટ–અપ થઇ ગેઇછ આફ કાર્સ, કુદરરતીજ છે ! અરે મને પોતાને એવુ થાય છે કે જો એ હરામખોર નજીસ કુત્રો મારા હાથમા આવે તો એનુ માથુ ભાજી નાખુ !"

દીનુએ હવે પોતાની આખપરનો ટકયો ખસાડી નાખ્યો અને ધીમેથી ખડી બેઠી તેણીના ડોળા અત્યાર તુલીક સમાવી રાખેલા અદ્ભુત ગુસ્સાને મારે ચક–ચક થતા હતા

"તમે કોણને વાસ્તે બોલોછ ?" તેણીએ એકાએક તરડાઇને ઘણાજ કઠોર ધાડા અવાજે સવાલ કર્યો

ડા૦ બોમ દુબાશે લગાર અચરતીથી ભવા ઉચકયા અને દીનુના ગમગીન પણ ખુબ રોહસાભર્યા મ્હો ગમ એકાદ પળ ટીકયા કીધુ–

"હુ કોણને વાસ્તે બોલુચ ? અલબત તારા ડીયર પપાના ખુનીને વાસ્તે–બીજા કાણને વાસ્તે '' તેણે હવે લગાર દમ્માજ કમ્મરે હાથ ટેકવીને જવાબ દીધો

"બો–હુ જાણુ કે તમે મારા પપાના ચેક પર ખોટી સહીની ફોરજરી કરનાર હીચકારા કુત્રાને વાસ્તે બોલતા હોશો ?" તેણીએ પાછુ તેટલાજ મીઝાઝથી કહ્યુ

"વલ–યન–બેઉ એકજ પુરૂષ છે !"

"નહીં–તમે સારી કાની જાણોછ કે તે બે જણ જુદા જુદા સખશો છે !"

"મને લાગેછ કે દુખ અને ગમ ! મારે હમણા તારૂ ધક ઠેકાણે નથી, દીનુ !" બોમ હવે સેહજ ફફડાટથી બોલ્યો, "મુબાઇથી આવતા ને વાર તારી તરફથી એવા સરપાવની મે વકી રાખી નહી હતી એમજ

જો મીજાજ રાખીને મારી સાથ વાત કરવાની ઉતી તો મને બોલાવવાની જરૂરજ નહી ઉતી !'

"મે તમુને બોલાવ્યાજ નથી !'

"ઓહ આઇ મી ! કદાચ–નાઉ યુ ડોન્ટ વોન્ટ મી હીયર ?"

'આઇ ડોન્ટ !"

"તારી મરજી છે કે હુ તાજરે પાછો મુબાઇ જાઉ ?–"

'યસ—મેહરબાની થશે !"

અડધી મીનીટ ડા૦ બોમ દુબાશ જેવા ખરવસતર ચામડીનો આદમીબી આ છોકરીના એવા વરતાવ આગળ જાણે હેબતાઇજ ગયો

'આજે તુને શુ થયુ છ, દીનુ ! માથુ ઠેકાણે કે કે ? એમ ઘેલી ગાડી થઇને શાની વાત કરેછ ?"

"મારૂ માથુ ઠેકાણે નથી—ને તેમા જો તમે મને વધારે ઉસ્કેરશો તો પુરૂ ખીસી જશે ડા૦ બમનજી દુબાશ !—મારા પપાના ગુજરના પછી આય ઘેરની માલેક હુ છેઉ ! તમારામા જો ગ્રહસ્થાઇનો એહજ બી અશ હોય તો પ્લીઝ, આય મકાન હમણાજ છોડી જાઓ ! તમે અહીંયા આય મારા છાપરા તળે રેહો તે મને પસદ નથી !"

ડા૦ બોમે કાન પીસ્યા અને ડોળા ઉઘાડીને ભખરાઇ ગયલે મ્હોડે આ પાજી છોકરી ગમ ઘુરકયાજ કીધુ જે તુમાખી તોરથી દીનુ તેને તે ઘડીએ હડધુત કરતી હતી તેનો અર્થ સમજવાને બોમ જેવા તીક્ષ્ણ ચતુર માણસને વીલબ શુ લાગે ? બોમ દુબાશને લાગ્યુ કે જમીન જાણે તેના પગો નીચેથી લપસી જતી હતી નવાબ રૂસ્તમજગની લક્ષાપતી એકપુરી દીકરીને પરણ્યાની ગણત્રીનો તેનો કોટ જાણે એક મોટા કડાકા ધડાકા સમેત તેના આગ ઉપર તુટી પડતો હતો !

પણ હવે આ ફટાઉ છોકરી સાથ તે પચાતીબી શુ કરે ? તેણી હવે પોતાની દોલતની પોતાની મરજીની એકલી માલેક હતી એકદમ બોમે આ ઘડીએ અત્યાર સુધીની પોતીકી રોબભરી વળણુ બદલી નાખી–અને આસ્તેથી–બહુજ આસ્તેથી–તે દીનુ સાભળે તેમ હસ્યો !

"હે-હે-હે! દીના-માઇ ડીયર ગર્લ! તરી લાગણી હુ સમજુછ તુ ઘણી હમણા ઉસ્કેરાઈ જાય તેમા જરાબી નવાઇ નથી ચીંતા નહીં-પછી જરા આસ્તે રહીને વાત કરશુ—"

"હુ તમારી સાથ પાછી વાત કરવાને બીલકુલ આતુર નથી, ડા૦ દુબાશ!'

ડા૦ દુબાશે વળી ડોળા ઉચકયા—

'એટલુ બધુ! પણ કાય?"

"કારણ તમે એક જેન્ટલમેન નથી—પણ એક હીચકારા બ્લેક ગાર્ડ છેઓ!"

'નાઉ-નાઉ! દીનુ!! વોટ ઇઝ ધીસ! તારા ગમના આવેશમા તુ ફાટુ ફાટુ આજે શુ બકેછ! એટલુ બધુ ઇનસલ્ટ મેળવવા જેવુ મે કઈ કીધુ હોય—"

"હવે મેહરબાની કરી તમે આય મારૂ મકાન છોડી જશો?"

"નોનસન્સ! તારી આની હાલતમા તુ શુ બકેછ તેનુ દેખીતી રીતે તુને હમણા ભાન નથી મને મારા પીતા સમાન મુરબી નવાબ તરફની મારી ફરજ બજાવવાની છે હુ અહી અમથો ખાલી નથી આયો હુ પેલા ચડાલ કોરજગર અને ખુનીની કેટ પકડીને તેને લાયક સજાએ પુગેલો જોયા પછીજ અહીથી પાછો મુબઈ જવશ"

દીનુનો દમ ભારે મુશકેલીથી આવતો અને જતો હતો બેહદ જુસ્સા અને ગુસ્સાથી તેણીની છાતી ઉછલાતી હતી! તેણી હવે ધરરરર કરતી કે ઉઠી ઉભી થઈ—

"ચડાલ કોરજગરની કેટ પકડવાની તમુને જરૂર પડશે નહીં—" તેણી અત્યત તીરસકાર અને કડવાસથી દાત્યા પીસીને ઘોઘરી બીહામણા અવાજે બોલી, 'તે હમણા મારી સામએજ ઉભેલો છે!"

પગ આગળ એક બબ ઓચીંતો જાણે ફુટો હોય તેમ એક જબરો ઝોક ખાઇને ડા૦ બોમ દુબાશ બે ચાર ડગલા પાછળ હટી ગયો તેનો ચહેરો અચબુચ ઉતરી ગયો અને તેના કપાલ પર જાડા પરસેવાના

ટીપા ફુટી નીકળ્યા હરણફાર થઇને અડધા ઉઘાડા મ્હોડાં સાથ તે પોતાની સામે ઇનસાફની દેવી મીસાલ ફુફાગ માગતી ઉભેલી અફલાતુન છોકરીનુ મોહ જોવા પડયો.

"માઈ ગોડ!" યુ આર મેડ!! યુ આર મેડ!!" તેણે અકળાઇને બુમ પાડી "તમે હમણા શુ બોલ્યા? ફરીથી બોલો?"

'હુ એમ બોલી કે મારા પપાના ચેકપર બોગીમની ફોર્જ કરનારો બેશરમ હીચકારો બાયલો મારી સામ્બે હમણા ઉભેલો છે—કે જે એક નીરદોશ પોતાના ભોલા ગરીબ દોસ્તની ઉપર પોતાના પાપી નીચ કામનો ટોપલો ઓરવી દઇને આજે નફ્ટ નાકે ખુશાલ છુટો ફરતો ફરેછ, ડા૦ દુબાશ!" તેણી અનહદ તીરસ્કારથી હવે લગભગ ચીચવાઈ પડી "તમે હવે મારી આગળથી ચાલી નહીં જશો તો માણસોને બોલાવીને હુ તમુને બાહેર જવાની ફરજ પાડશ!"

ડા૦ ભોમે પોતાનુ કપાલ રૂમાલ વડે જોરમા ઘસડીને લુછ્યુ વાહ—આ તો વાત રસપર ચઢી ચુકી હતી! ખુલ્લી રીતે દીનુ તેને ઉઘાડી છરી સાથ જાણે જીવ મરોમટ એક લડાઇમા ઉતરવાનુ ચેલજ તેના આગપર ફેકતી હતી!

"કદાચ તમે હવે એમબી કહેશો કે તમારા પપાને પીસ્તોલ મારના રબી હુજ છેક!!" તે પુશકળ તુમાખથી અને કડવાસથી જડબુ કચકચાવીને બોલ્યો.

"તેમ હોય તો હુ અજબ નહી થાઉં?"

"ઉ! બધી હકીકત જે બાહેર આવીછ તે પછીબી તમે પેલા તમારા નામીચા ફુઇના દીકરા જહાગીરને—"

"ખબરદાર તેનુ નામ તમારી ગધીલી જબાનપર લીધુછ તો!" તે છોકરીએ એકાએક મોટેથી હવે પોકાર કર્યો, 'સાભળો! હુ તમુને ખોલ્લે ખોલ્લુ કહુછ કે એ પાપી કામ તેને—મારા જહાગીરે—કીધુ હોય એમ એક સેકડબી હું માનતી નથી આખી દુન્યા તેને ગુનેહગાર ધારે પણ હું ચોક્કસ ખાત્રાથી જાણુછ કે તે નીરદોશ છે તમારા જેવા માણસની

સાથ વધારે તકરાર કરવા હું ના પાડુછ જાગો—મારૂં આય મકાન હમણાજ છોડી જાઓ ! ગેટ આઉટ !!"

દીનુની ફાટ ફાટ થતી એ કાળી ભમ્મર આંખોમાંથી જાણે ઝનુન અને કહેરનો ધગધગતો આતશ આ ઘડીએ ખરી પડતો હતો. એક જાતના બીહામણા મ્હોડા સાથ તેણીએ બારણા ગમ આંગળી કરી.

બોમન દુબાશે એકજ પળ તેણી પર નજર કરી—એકજ નજર કે જેમાં હેબતનાક કપટ અને કીનો વરસી રહેલા હતા ! બીજી ઘડીએ તે એક છાકટા દીવાના આદમીની પેઠે ત્યાંથી ધમાકા સમેત નીકળી ચાલ્યો.

પાંચ મીનીટમાં તે પોતાની ત્રકો માણસ પાસ ઉચલી એક નજદીકના હોટલમાં જવા "મની મકીન" માંથી બાહેર પડ્યો !

"એટલો બધો મેમસાબના માથામાં પવન છે ? અચ્છું ! જોઈશું" તે રસ્તે ચાલતા બડબડ્યો, 'એ નહીં જઈને જવાની કાળ છે ! પેલા કમબખત જહાંગીરને ફાંસીએ લટકલો એ જોગે નાહકેજ એનો હાફરા જરા હેઠો પડશે !"

---

# પ્રકરણ ૧૮ મુ

## "બચાવો !—મને બચાવો !!"

નીઝામ સરકારને તાબેની મનતનન—ને રાજાર હબખણ—ને આપણે થોડાવાર છોડીને મબાઇ ઉપડી જઈયે તે અગાઉ બીચારા કમનસીબ જહાંગીર મેહરહોમજીની સહેજ ખબર લેવાની આપણી ફરજ છે.

કરમનો ફુટ્યો તે અભાગ્યો જુવાન સપરા ક્યાં હતો ? તા. ૧૨ માર્ચની ક્લ્ચર રાત્રીએ પોતાના મુરબ્બી મામાના લાકડી ગગરતા મુડદા આગળથી તે કમબખતીથી નગાયલા ભાણેજ સુધ્ધ બુધ્ધ ખોઈને મુંબઈમાં નવાબ રૂસ્તમજંગની રીવાલવર ધરી રાખી નાઠો ખરો—પણ ક્યાં નાઠો ? કઈ દીશાએ તે સલામતી ખાતર એક બેજાન થયલા હરણની મુવાફિક દમ ઘુટીને ધસ્યો ગયો હતો ?

પહેલી પાચેક મીનીટ હીણભાગ્ય જહાગીરને પોતાને કઇજ ખ્યાલ નહી હતો કે તે 'લીલી કોટેજ' ના કમપાઉન્ડમા ખુનની જગ્યાએથી નવાબના શોફર વઝીરજગ અને બીજા બે પોલીસના માણસોની પો પગાક ઉઘાડી ચશ્મો સામે કયા દોડી જતો હતો! તે જીવલેણ ભયાનક ઘડીએ તેની હમેશની હીંમત—તેની સદાની સમયસુચકતા—તેની રાખેતાની અક્કલ તેને ત્યાગ કરી ગઈ હતી ચચલગુરા જેલમાથી તે મહા મુસીબતે ત્યાના વારડરોને ઉલહાપ આપી છટકી આવ્યો ત્યારથી પોલીસના માણસો શીકારી કુત્રાઓની પેઠે તેની પછવાડે લાગેલા તો હતાજ—પણ હવે? પોતાની ઝુપડીમા નવાબ મામાના "લીલી કોટેજ"નુ ડપાકામ ન ધારેલુ આવી પડેલુ જોઈ જહાગીરે હોશકોશ ખોઈ દીધા તેણે નક્કી માની લીધુ કે એક જબુન મોટી ચોરીનો ટોપલો તેને માથે ભેળવવાનુ આ કોઈ ત્રાહેત બદમાશોનુ અઘોર કાવતરૂ હોવુજ જોઇયે આવી બીહઘેલી, ઉશ્કેરાયલી, ચાકેલી મનની હાલતમા તે 'લીલી કોટેજ' ભણી અગત તેહકીક કરવા દોડયો—અને ત્યા બગીચામા અધારાની અદર તેણે પોતાના મામાના શરીર સાથ ઠોકડ ખાધી તે બોયપર ભટ કરતો કે ખુન થયલા નવાબ આગળ બેસી ગયો-અને પોતાના ડગલાની બાહે લોહીથી ખરડાઇ ગયલી તેણે જોઇ એક ભુમ મમેત તેણે હેબતાઈને મામાની પાસે પડેલી રીવોલવર ઉચકી—અને બીજી પળે પોલીસના માણસોને ત્યા દોડી આવતા જોયા!!

પછી તે બદબખ્ત જવાન વધારે વીચાર કરવા થોભ્યોજ નહી

જીવ નાખતો કે તે એકદમ આ ખુનની જગ્યાએથી દોડયો હાથમા પકડેલી પીસ્ટોલ છોડી દેવાનુ બી તેને ભાન રહ્યુ નહીં તેની પ્રેરણા બુધ્ધીમા બસ એકદમ એમજ આવી ગયુ કે જેલમાથી નાહસી ગયલા બધવા—નવાબના મકાનમા લુટ ચલાવનાર ડામીજ—અને રૂસ્તમજગને ઠાર મારનાર ખુની જહાગીર મેહરહોમજીને પકડવા પોલીસ આવી લાગી હતી, અને તે જો એક પળ બી ત્યા થોભ્યો તો ફાસીના માચડા વગર હવે બીજો રસ્તોજ નહીં હતો!

તે એક તીરની પેઠે ત્યાથી નાઠો! એ મીનીટમા 'લીલી કોટેજ' ના કમપાઉન્ડની પાછલી રેલીંગ એક છલાગ સમેત કુદાવી તે રસ્તાપર ધ-રમણની પેઠે હાફતો આવી ઉભો વાડ કુદાવતા તેના હાથ માહેલી રીવોલવર છટકીને ભોયપર પડી ગઈ હતી તેની ઉપર બી તેનુ ધ્યાન ખેચાયુ નહી આહ—ને આ જાલમ ઘડીએ સાવ દીવાનો બની ગયો હતો! કુદરત બસ તેની સામે દાત કચકચાવીને ફરેલી હતી

પણ "લીલી કોટેજ"ની સરહદની બાહેર જેવા તેણે પગ મેલ્યો અને સુમસામ ચોરી જાહેર રસ્તાના અધારામા સરકારી ફાણસની ઝાખી રોશની જેવી તેની નજર પડી કે જહાગીરને પોતાની હેબતનાક સ્થીતીનુ પહેલુ સ્મરણ થયુ તેણે બે હાથે જોરમા પોતાના ચાનપ્યા દાબ્યા

ડાક—ગભરાટ–ધાસ્તી—ઉસ્કેરાટને મારે તેના બદનના નાર માથા આ ઘડીએ ધ્રુજતા હતા ચકકર ચકકર આવવાને સબબે ભોયપર તુટી પડતા બચવાને સારૂ તેણે એક ઝાડની ડાખલી ચ્ચકચાવીને પકડી રાખી

આફતની આ જાલમ જીવસટોસટ ઘડીએ જહાગીરને પોતાનાજ મામાની પેની રીવોલવર યાદ આવી અરેરે તે જો તેના હાથમાથી છટકીને કયે હમણા પડી નહી ગઈ હતે!—બસ માથા આગળ પીસ્તોલનુ 'મઝલ પકડી ને 'ટ્રીગર' જરા દાબી કે બધા ગજબ અને જુલમનો છેડો આવી ગયો હતે! ડાહવાયલી અને લાલ બોટા જેવી આખ્યોએ જહાગીરે તે કાતીલ હથીયાર માટે આમ તેમ જમીનપર જોયુ, પણ તે તો કોણ જાણે કયારે અને કયે છેડે ખુણે હાથમાથી ઉડી જઈને ભરાઈ બેઠુ હતુ! જહાગીરના આવરદા લાબા હશે તેથીજ આ ઘડીએ તે રીવાલવર તેના કબજામાથી કુદરતે છોડાવી દીધી હશે—સમજે ના તો નામોશી, નાઉમેદી અને અફસોસીથી ઘેરાઈને જીવપર આવી ગયલા આ નસીબના લીલા પારસીએ નકકી પોતાના નીરદોશ જીવનો ઘાત કીધો હતે!

રે ભાગ્યદેવી! દુન્યાથી બરબાદ થયલા હીણાયલા, તરાયલા, બદતાલેના નવજવાન સખશે તને કોપાયમાન કરવા માટે એવુ તે શુ કર્યું

હતુ કે આટલી હદ સુધી તુ તેની સામે રૂવી ચુક્યા પછી હવ તેની અકારી કગાળ જીદગીનો અત લાવવાનુ એકપુરૂ સાધન બી તુ તેના હાથમાથી છીણવી બેડી હતી! જહાગીર—નસીબનો ઉચો જહાગીર—આબરૂ ઈજ્જતથી ઉખડી ગયો, તેની જવાની ખાકમા મળી, તેનુ છુટાપણુ બબે મરતબે લુટાયુ, તેના કપાલ ઉપર બબે અઝીમ અપરાધોની કાલી ટીલીઓ ચોટી—તે આહ! કીસમતે તેને તેની વાહલી દીનુની મીઠી પનાહમાથી ઝુટવી લઈ એકવાર પાછો કુતરાને અવતારે અહીંથી તહીં નાહસ્તો બનાવી મુકયો!

દીનુની યાદ આવી જતા જહાગીરના હોઠો વચ્ચેથી એક ગમગો સાર હાય નીકલી પડી માત્ર બેજ કલાકની વાત ઉપર પોતીકી માયાનુ માશુકની પાસે ઉભો રહી તેણે વાત કરી ત્યારે—અરે—તે કેટલો સુખી હતો! અને હવે? હવે રૂસ્તમજગ મામાના ખુન પછી દીનુને પાછો તે કેમ મળશે? શી રીતે તે દાદખાહ, દીલસોઝ છોકરીને મ્હોડુ બી દેખાડશે

દુખને મારે જહાગીરની છાતી ચીપટાઇ જતી હતી સીહા જબુન નીરાશાનુ એક દચકુ ખાઈ તે અભાગ્યો જવાન એક મોટા આમલીના ઝાડના ટડમે અટેલી ઉભો અને પોતાની છાતીપર પોતાનુ ધડ નાખી દીધુ તેની આખ્યોમાથી બોર બોર જેવા ગરમ આસુઓ ખરીને તેના ગાલ ઉપર સરી પડયા દીનુ-દીનુ!! જહાગીરને હમણા પોતાની ઉપર વીતેલી નવી જફા, નવા સીતમનો જેટલો ગમ લાગતો નહીં હતો તેટલો પોતાની જીવસે આલા પ્યારી દીનુથી મદાકાળ છુટા પડવાનો—તે ભલી મહોબતવતી છોકરીની નજરમા સદા માટે હલકો પડવાનો—ખ્યાલ તેને કચડી નાખતો હતો

પણ એકાએક અચણુચ એક ઝોક ખાઇને જહાગીર ખડો થઈ ઉભો એ આ તે શુ કરતો હતો? 'લીલી કોટેજ'ના કમપાઉન્ડની રેલીંગની બાહેર આમ નાહીંમત બનીને ઉભો રહી જીવ સાથ કડુવાઓ દેવામા તેણે ખાસ્સી બે ત્રણ કીમતી મીનીટ ફોકટ કાહડી નાખી હતી! હવેજ જહાગીરને તેના ભયકર જોખમની કટોકટ ઘડીનુ ખરૂ ભાન

આવ્યુ ખુનની જગ્યાની આટનો નજદીકમા આવી રીતે ચીટકી ઉભો રહેવાની બેવકુફાઈ તેણે શા માટે કરી હશે તેની તને પોતાને અજાયબી લાગી! દીનુનો મમતા ભર્યો, હીંમત આપનારો દીલાસો દેનારો અવાજ તેના કાનમા જાણે પાછો ગણગણવા લાગ્યો! અરે—કશાને ખાતર નહી, બસ એકલી આ મોહબ્બતની મુર્તીને ખાતર જહાગીરને જીવવા ગમતુ હતુ તે જો હીચકારો બની પોતાનો જીવ ફેકી દે તો આ છોકરી જે તેને પોતાના નાજુક જીગરના તમામ જોશથી ચાહતી હતી તેનુ શુ થાય? તેણીનુ કોમળ દીલ કટલુ તુટી જાય? ઓહ—તેણી જહાગીરના નીરદોશપણા માટે પછી કદાચ શુ વીચારે?

જહાગીરને એકદમ વાહરૂ આવી ગયુ! કઈ ન સમજ પડે તેવુ જોશ પાછુ તેના શરીરમા ફરી વળયુ હતુ જો મરવુ તો મોત સામે એક મરદ બચ્ચાની પેઠે બાહો બાક છેલ્લી ઘડી સુધી ઓગતવાર લડત કરીને પછીજ મરવુ! શા માટે જુલમગાર તકદીરને આમ આસાનીથી આટલી બધી ફાવી જવા દેવી! કાઈ ગેબી બમાગત થઇ હોય તેમ તે પોતાની જગ્યાએથી પાછો એક વાઘની પેઠે છલાગ મારીને દોડયો તેનુ! દીનુ!—દીનુને ખાતર એકવાર ફરીથી જીવલેણ જમડા સામે ટકકર ઝીલવા તે એકદમ ઇતેજાર બની ગયો તેણીનો કગળનો પ્યારો મુખડો જહાગીરની આખ્યો આગળ પાછો આવી ઉભો! જહાગીરને યાદ આવી ગઇ કે દીનુએ તેને માટે આપેલા કપડા-ઈગ્રેજી ફલાનલના સુટો-ખોરાકી-પેલી ૧૦ ગીનીઓ—બધુ એમનુ એમ તેની ઝુપડીમાજ તે મેલી આવ્યો હતો એક ગેબી મદદગાર ફરેસ્તાને ખુદાએ વાહલી દીનુના આકારમા જહાગીર માટે તે સાજે મોકલી હતી—એવો કાઇ વીચાર આ બદબખ્ત શખ્સના મગજમાથી વીજલીના ઝબકારા મીસાલ પસાર થઈ ગયો

રસ્તાપરની મરકારી લાહરીમા સાડા નવનો ઠોકો વાગ્યો તે રાતે મહેજ ચદની હોવા છતા જે ભાગમાથી જહાગીર દોડયા જતો હતો તે બીલકુલ અધારો અને ગીચ હતો—એટલે પુઠે લાગેલા માણસો તેને

સહેલાઇથી પકડી પાડી શકે તેમ નહીં હતુ

બીજો ત્રીજો વધુ કાંઇપણ ખ્યાલ કરવા વગર એક દીવાનાના આદમીની પેઠે તે જીવ લઇને પોતાની ઝુંપડી ગમ દોડયો ત્યા જુગના તેણે એક મોટા ઘુટાગના નીમામા સાથ જોયુ કે ઝુંપડીની આસપાસ સુમસામ હતુ—યાને કોઇપણ માણુસ ત્યા ફરકેલુ હતુ નહી ઝટ બારણાનુ તાળુ નુજને હાથે ઉઘાડી તે અંદર પેઠો અને દીનુએ મોકલેલો એક ફલાનલનો અંગ્રેજી સુટ દીલપર પહેરી લીધો ને ઉપર પાછો દીનુએજ આપેલા ઓવરકોટ તેણે ઓઢ્યો—અને ઝપાટામા પેલી લાલ કોઠરી જેમા દમ સોનાની ગીનીઓ હતી તે અંદરના ખીસામા મેલી દઇ પસીને ગરકાવ હાલતમા ધ્રીણુ ધ્રીણુ થતો તે પાછો બહાર પડયો!—

અને પછી તે દોડયો! દમ બાંધી રાખીને જીવ નાખતો દોડયો—બસ યાહોમ આંખ મીંચીને દોડયાજ કીધો! તે કયા દોડતો હતો અને કેણી મેર જતો હતો તેનો તેને ખચીત કશોજ ખ્યાલ હતો નહી

માત્ર એટલુ તેને માલમ હતુ કે મારે નમીએ મરૂનગરનો મોટો ધોરી રસ્તો આ ઘડીએ એકદમ એકાંત હતો—અને આગે પાછે એક ચલીયુબી દેખાતુ હતુ નહીં

બારસો કલાક સુધી જહાંગીર આમ ઝાડોના ઓથામા દોડયા કીધો હશે કાકથી તેના બને પગ તદ્દન નીપરાઇ જતા હતા અને હાંફથી છાતી ધમણની કાણી ઉછલાતી હતી

જહાંગીરે એક હાથ ધકધક થતી પોતાની છાતીપર દાબીને ફાટે ફાટે ડોલે અહીં નહીં જોયુ ઓહ!—દૂર, ઘણેજ દૂર એક ઝીણી ઝાંખી બતી તેની નજરે ઓચીતી પડી વગર વીચારે તેણે પાછુ દોડવા માંડયુ આસપાસની બીહામણા ઘમઘોર એકાન રાત વચ્ચે આ ઝુકતો દીવો તેને માટે એક આશાના કીરણુ મીસાલ હતો હવે તો જે થાય તે ખરૂ! એમબી તો આ વાપેજાન રસ્તાપર ટ ડીમા ને કયા સુધી એકલો ભગાઇ સતાઇ રહી શકવાનો હતો!

બીજી દમેક મીનીટ જહાંગીર દોડયો હશે જેમ જેમ પેલુ બતીવાળુ

ઝુંપડું નજદીક આવતું ચાલ્યું તેમ તેમ તેના નસીબ પડતા પગોમાં જાણે નવું કઉવ્વત ઉમેરાતું ચાલ્યું અને જહાંગીર તે કા[illegible]ની [illegible] આવી પુગ્યો તે લત્તાના કોઈ અજબ વેરાન અને એકાંત ભાગમાં આ ઝુંપડું તદ્દન એકલું ડોકલું ઉભેલું હતું ત્યાં બાહેર ડાપરેલનો એક ઝાંખો દીવો બળતો હતો જહાંગીર ત્યાં હોશભેર આવ્યો ખરો—પણ ઝુંપડાની અડોઅડ પુગતાંજ તેની સઘી હીમત હવામાં ઉડી ગઈ તેને લાગ્યું કે હાથે કરીને તે મોતના છટકામાં ચાલી આવ્યો હતો હવે અંદરના રહીશોને તે ખુલાસો શું આપશે? પણ જહાંગીરને વધુ વીચાર કરવાનો વખતજ મળ્યો નહી તેને તમ્મર આવતા હતા ઘુમની ખાઈને તે એક નાની ચુમ સમેત ત્યાંજ ઝુંપડીના બારણા આગળ ભોંય ઉપર ઢગલા ભીમાલ લાશ પેઠે પછડાઈ પડયો

તેજ પળે અંદરનું બારણું અંદરથી કોઈએ આવીને ઉઘાડ્યું—અને કોઈ બે ડોક્યાઓએ ચીમાઈને અધ ઉઘડેલા બારણાની બાહરમાંથી બાહેર જોયું

જહાંગીર મુર્છામાં હતા—પણ તેના ગળામાં સાફ ચીરની ગઈ હતી

'પાણી! પાણી!!' તેણે અડબાઈને માત્ર એટલાજ કયામણા બોબરા લફ્ઝો બોલ્યા

"આય તો કોઈ બીચારા બાપ્સાનો માલમ છે અઝીઝ!" એક જણ હળવે સાદે બોલ્યા, અને તુરત તેના સાથીએ બારણું ઉઘાડી નાખીને બાહેર આવી ભોંયપર પડેલા તે આદમી ઉપર વાંકા વળી જોયું!

"યા અલ્લાહ!—આય તો પેલો રાતપાલીનો ચાંદીવાળો ફ્રાન્સીસ ગોમ્સ છે!—અબદુલ! દેખ-દેખ!!—"

જહાંગીર હવે મહા મુસીબતે તરે થઈ બેઠા—

"નહી-નહી! ઓ ભાઈઓ! ખુદાના નામથી તમુને કહું કે હું ફ્રાનસીસ નથી! હું—હું—જહાંગીર મેહરહોમજી છઉ!—બચાવો—મને બચાવો!—માથી પર સીતમ ગુજર્યો! માથીપર ચોરી ને ખુનનો આરોપ——ઓહ!—હું મુવો!"

(જુવો સફો ૧૮૮)

તુરત તેના સોબતીએ બારણું ઉઘાડી નાખીને બાહેર આવી ભોયપર પડેલા તે આકાર ઉપર વાંકો વળી જોયુ ?

"યા અલ્લાહ ?—આય તો પેલો રાતપાલીનો ચોકી વાળો ફ્રાન્સીસ ગોમ્સ છે ?—અબદુલ ? દેખ–દેખ ? ?—"

જહાગીર હવે મહા મુસીબતે તરો થઇ બેઠો---

"નહી–નહી ! ઓ ભાઇઓ ? ખુદાના નામથી તમુને કેહુ છ કે હુ ફ્રાનસીસ નથી ? હુ—હું—જહાગીર મેહેરહોમજી છેઉ ?—બચાવો—મને બચાવો ?—મારી પર સીતમ ગુજરયોછ ! મારી પર ચોરી ને ખુનનો આરોપ——ઓહ ?—હુ મુવો ?"

જહાગીરની જબાન પાછી ચીટકી ગઈ અઝીઝ ઝટ અદર જઈ કાઈ પાણી લાવ્યો ને તેણે ધચક ધચક પીધુ.

સુકાઈ ગયલુ ગળુ પાણીથી ભીંજાતાજ જહાગીરના જીવમા જીવ આવ્યો—

'ખુદા તમારૂ ભલુ કરો ! ઓ ભાઇઓ, મારૂ આની મન્યુ ? જો તમારામા દયાનો એક છાંટોબી હોય તો મને બચાવો ! હુ નાહક માર્યો જાઉછ !—મારૂ તકદીર મને દગો દેછ !"

આટલુ બોલતા ગરીબ બીચારા જહાગીરથી વધુવાર પોતાની લાગણી થોભાવી શકાઈ નહીં તે હવે ખરે મને એક લાડલાજ બચ્ચાની પેઠે બે હાથે મ્હોડુ ધાકીને કળવાઈ કળવાઇને રડી પડયો

પેલા બે જણ—જેઓ કોઈ મહામેદન જાતના લાગતા હતા—તેઓ માહેલો નાનો આ ત્રાહેત સખ્શનુ આવુ છાતીતોડ રૂડન જોઇને દેખાઈતી રીતે દગદગી ગયો, અને માથાથી તેના બરડાપર હાથ મેલી નરમાશથી બોલ્યો—

"તુ રડ નહીં, ભાઈ! હીમ્મત રાખ બોલ—કેહ તુ કોણ છે? શુ તુ પારસી છે? ને તારીપર શુ જફા ગુજરીછ?"

જહાગીરે પોતાના ઓવર કોટની બોહેયી પોતાના આસુ લુછી નાખ્યા આ મુસલમાનના મમતાભર્યા અવાજે તેને કાંઈ ધીરજ આપી હતી.

"હુ—હુ—નવાબ રૂસ્તમજંગનો ભાણેજ જહાગીર છેઉ હુ———"

"રૂસ્તમજગ નવાબનો ભાણેજ!!"

પેલા બે જણાઓ માહેલા વડા અબદુલે મોટી બુમ પાડી આટલા શબ્દો ઓચર્યા તેણે એકાએક એટલા મોટા સાદે બુમ પાડી હતી કે જહાગીરબી ચમકયો અને ડઘાઇન તેનુ કોડુ જોવા પડયો

'નવાબ સાહેબનો તું ભાણેજ!—તો ભલા પછી શુ આફત આવીછ?" અબદુલેજ પાછુ અકળાઇને પુછયુ

"નવાબનુ—મારા મામાનુ—કોઈ બદમાશે આજે ખુન કીધુછ લીલી કોરેજના કમપાઉન્ડમાં તેવણુ હમણા લોહીના ખાબોચ્ચામા પડેલા છે!"

જહાગીરે હાફતા હાફતા કહ્યુ, "હુ તાહ એતેફાક જઈ લાગો ને—ઓહ ! બધો ખુનનો ટોપલો હવે મારે સીર આવશે !"

'અરે પણ તુ કેમ ત્યા જઈ લાગો ?"

"મારૂ ફુટેલુ કીસમત મને ત્યા લઈ ગીયુ ! ઓ ભાઇઓ ! શુ મારા કમનસીબની વાત કેહુ–તમે લોક માનશોબી નહીં હુ–હુ–ચ ચલગુરાની જેલમાથી નાહસી આવેલો બધવો છેઉ કોરજરીના વાકમર મને નાહક ટેપ મલી—ખુદા મારો સાહેદ છે કે હુ તેમાબા નીરદોશજ હતો હુ ફીર-ગીના લેબાશમા રાતપાલીના કામપર હતો—પણ આજે માજે કોઈ ચડાલો મારા ફુપડામા મારા મામાજીનુજ લુટેલુ રૂપાડામ નાખી ગીયા શુ કામ મારીપરજ બધો સીતમ ગુજરેછ તે હુ કઇજ સમજી શકતો નથી હુ ગભરઈ ગીયો ને લીલી કોટેજમા તલાસ કરવા ગીયો ! આહ–પોલીસના માણસોએ મને મારા મામાની લાસ આગળ જોયો હુ દીવાનો જેવો ત્યાથી નાહસી ગીયો—મારા હાથમા નવાબનીજ પીસ્ટોલ પકડેલી તબી છોડી દેવાની મને બેવકુફને સુધ્ધી નહી રેહી !"

અબદુલે અઝીઝને આ ઘડીએ બાજુએ ખેચ્યો અને તેના કાનમા થોડીક મીનીટ કાઈ ધુસ ધુસ કરી ત્યારબાદ તે કાઇક કુમળાયલે ચેહરે જહાગી ની આગળ પાછો આવ્યો—

"શેઠજી—તમે કેહોછ તે ખરૂ હશે—પણ અમે દલગીર છીયે તમુને અહી રાખવાનો જોખમ ઉપાડવા અમે તૈયાર નથી પોલીસ તમારી શોધમા કોઇ બી પળે આવી લાગશે હવે તમે અહીથી ભાગી જાઓ તો ઠીક ખાત્રી રાખજો, અમે એક બોલબી મ્હોડામાથી કહાડશુ નહીં "

જહાગીરે બે ત્રણ સેકડ ઉધે મસ્તક જમીનપર બે હાથોમા માયુ બોસી રાખ્યુ પછી જ્યારે તેણે રડમેસ કકળાટભર્યા ચેહરાએ પાછુ ઉપર જોયુ ત્યારે તેનો દેખાવ ગમે એવાબી પથ્થરની છાતીવાળા આદમીનુ હૈયુ પીગળાવી નાખવાને પુરતો દયામણો હતો.

ઓ મીયા !' તેણે મીનતેજારીથી દબાયલા અવાજે જાણે એક

મરતી વખતની કાકલુદી કરી, "આજની રાત—બસ ફક્ત બે ચાર દીવસ મને આસરો આપો હુ વચન આપુછ કે કાલ પરમની સાજ સુધીમા હુ જતો રેહવશ, નહીં તો પોલીસને તાબે થવશ, યાતો–યાહ ! મારી આય કગાળ નીશફળ જીદગીનો મારે હાથેજ અત લાવશ જો ભાઈ!"–જહાગીરે હવે અઝીઝના બે હાથ અચબુચ પોતાના બે હાથમા પકડી લઈને અતી ઘણા જોશથી ઉમેરયુ—"તારી આખમા વધારે રેહમ છે વીચાર કર—કે હુ એક તદન બીનગુનાહ માણુસ માર્યો જવશ તો મારા જીવની તમો બેઉને હત્યા લાગશે હુ તે પરવરદેગારના પવીત્ર કસમ ખાઇને કેહુછ તે માનો–હુ બીલકુલ નીરદોશ છેઉ તે નાહક મજોગનો ભોગ થઈ પડેલો છેઉ '

"તે ખરૂ, બાપુ—પણ તુને બચાવવા જતા અમારી ડોક પોલીસના હાથમા પકડાઈ જાય તેનુ કેમ ? ના–ભાઈ–માફ કર ! ને હવે અહીંથી ચાલી જા ! એક તો અમે મુફલેશ આદમીઓ છીયે !—" અઝીઝ કાઈક દયાથી બોલ્યો.

"તમે મને આય જગાએથી સલામત છટકાવો ને હુ મારા મરનાર બાપના કસમ ખાઇને કેહુછ કે હુ તમુને પાચ હજાર રૂપીયા ઇનામ અપાવશ. સુનો ભાઇઓ–નવાબની બેટી દીનબાઇ મારી માશુક થાયછ—તે છોકરી મને બચાવવા હઝારો રૂપીયા કાહડી આપશે મને માત્ર બે ચાર દીન જરા છુપાવી રાખો—અલબત તેમા જોખમ તો છેજ—પણ હુ તમુને નીહાલ કરશ તેટલા લેવા—તુરત વેળા આય દોહડસો રૂપીયા રાખો હુ તમુને તમારા પયગમબરના નામથી, તમારી પવીત્ર કોરાનના નામથી, છેલ્લી અરજી કરૂછ કે એક બેગુનાહ શખસને નાહક માર્યો જવા દેશો નહીં "

આટલુ કહી જહાગીરે ઓવરકોટના ખીસામાથી એક લાલ કોથરી ખેચી કહાડી અને તે માહેલી દસ સોનાની ચકચક થતી ગીનીઓ હાથની હથેલીમાં ધરીને અબદુલના ભભરાયલા ડોળાઓ સામે ઉચકી

"અચકાવો નહી ભાઈ, એ લેવો! એ મને મારી માશુકેજ આપેલી છે આજેજ સાજે એ મને સુરનગર મળી ગેઈ!"

બીચારો જહાગીર! હદબાહેર મનની મુઝવણમા તે શુ શુબી બોલ્યો જતો હતો તેની તેને થોડીજ ગણત્રી હતી!

પણ પૈસાનો ચમત્કાર થઈ ચુક્યો હતો! બેઉ મુસલમીનો વીચારમા પડી ગયા આ સામે ગુઠણે પડીને જાનોજીગરથી આવો કકલાટ કરતો જુવાન સખ્શ બીનગુનાહ હતો તે બાબે તો તેઓની ખાત્રી કરવાની જરૂરજ શુ હતી? વાચનાર!—આ બે ભાઇઓને તુ ઓળખે છે! તે પેલાજ 'લીલી કોટેજ'ની ત્રાજીડી નજરોનજર દેખનારા લુટારા ભાઇઓ અબદુલ અને અઝીઝ હતા!

અબદુલ મીયાની મતી તો આ દસ પીલી તેજસ્વી ગીનીઓ જોઈ બદલાઈ ગઈ હતી—અને નાનો ભાઈ અઝીઝ જહાગીરની મીનતેજારીથી ખરેખરજ પીગળી ગયો હતો તેણે પોતીકા વડા બેરાદરના કાનમા કાઇ કહ્યુ અને પછી જહાગીર તરફ ફરી બોલ્યો—

'ઠીક ભલા—તમે અદર તો આવો આપણે ધીરજથી વીચાર કર્યે"

બીજી મીનીટે આ બે ભાઇઓના હાથોનો ટેકો લઈ જહાગીર લડડતો પડરતો તેમની કોટરીમા ગયો!

* * *

## પ્રકરણ ૧૯ મુ

### નીરદોશને માથે કોઈ નથી તો મહાન રાખનાર છે!

દીવસો પછી દીવસો બીલીયર્ડના દડાની માફક ગબડી ચાલ્યા વખતને ઉડી જતા શુ વાર લાગેછ? બધુ પોતાની મેળે પાછુ અસલની માફક વગેસગે થઇબી જઈ ચુક્યુ હતુ મરહુમ નવાબને ત્યા 'કોનડોલન્સ વીઝીટે" આવનારાઓની સખ્યાબી હવે ડપટ પડી જઈ ચુકી હતી

નવાબ રૂસ્તમજગ બહાદુરનુ આજે "દસમુ'બી પસાર થયુ! આજે

તા૦ ૨૧ મી માર્ચ-મુબારક જમશેદી નોરોઝ ! વસતના નવા બહારમા કુદરત હસ્તી હતી-પણ—

પણ "મની મઝીલ"ની માલેતોઝાર માલેકણુનુ જીગર બાતેનમા સેહજબી હરતુ થવાને હજી નાજ પાડતુ હતુ આખુ હેદરાબાદ એક અવાજે નવાબના ખુનનો કુઠલો હજી કર્યાજ કરતુ રહેલુ હતુ—અને દસ દસ દહાડા થઇ જવા છતા ખુનીનો પત્તો મેળવવાને પોલીસ નીશફળ નીવડી તે માટે ફફડી ચટકીને વાજ વળતુ હતુ. દીનુના દીલનો ગમ જે કોઇબી ખ્યાલથી સેહજ દબાયલો રહેલો હતો તે આ રોજીદા સારા સમાચારથીજ હતો ? તેણીનો જહાગીર હજી પોલીસના સપાટામા સપડાયો હતો નહી-તે હજી કાયદાની ક્રૂર ચુગાલમાથી છુટોજ હતો ! એ સધીયારો આ છોકરીને નવી ઉલટ, નવી આશા આપતો,—અને તેણીને છેક્જ નાહીંમત બની જતા અટકાવતો હતો રોજ સહવારે સકકાળે ઉઠતા તેણી આતુર ઇંતેજાર આખ્યોએ પહેલા હેદ્રાબાદના વર્તમાનપત્રો ધ્રુજતા હાથે ખોલતી-અને રોજ "પેલા ફારજરર અને ખુની જહાગીર મેહરહોમજી"ના હજી પોલીસથી નાહસ્તા રહેવાની ખુશ ખબર વાચી શતોષ અને ખુશાલીના મુગા નીસાસા નાખતી હતી

અરે પણ એ જહાગીર ગયો કયા હશે ? પોલીસ આજે દસ દસ દહાડા થયા તેની ખોલમા પટકાઈ ચાલી હતી-પણ તેની ધનનસલજ જાણે હેદરાબાદની ચારો સીમામાથી નાબુદ થઇ ગયલી હતી ભલા ભલા અઠગ ડીટેકટીવો ચોમેર હેદરાબાદ, સીંકદરાબાદ, ચદરઘાટ, ત્રીમલગીરી, બોલારમ, વરનગલ, વીકારાબાદ, વગેરે વગેરે તમામ ખુણે ખુણામા ફરી વળયા હતા-મોટા રેલ્વે જકશનો ઉપર પોલીસની અતીશય બારીક ચોપ રાખવામા આવી હતી—જાહેર રસ્તાઓ ઉપર પોલીસના પહારા બમણા મજબુત બનાવવામા આવ્યા હતા—પણ શીકાર હજી છટકેલોજ રહેવા પામ્યો હતો તેને પકડવા માટેની નીઝામી પોલીસ ખાતાની દરેક જોરાવર ગોઠવણ, આહાડઝીક, હીકમત છાપાઓમા વાચતા દીનુને ધાસ્તીના લખલખા

ભગતા હતા—પણ આહ! તે બીચારો બદકીસ્મતનો પીત્રાઇ હજી મતાવાલાઓની તેને સપડાવવા માટેની સખતમા સખત તદબીરોને હફાવી ખુદા જાણે કયા અને કેમ પોતાને છુપાવી નાખવાને શકતીમાન બન્યો હતો.

સારી હેદરાબાદી ખલકત ત્રાસ પામી રહેલી હતી નવાબ સાહેબ જેવા એક મોટા નામીચા તવગર ઓધ્ધેદારને ત્યા આમ ધોલે દીવસે લુટ ચાલે—તેવણનુ ખુન થાય—અને પછી જો ગુનેહગાર બદમાશ આવી સેહલથી છટકવા પામે તો તે એક જાતની ગભીર નાલેશી દરેક જણને મનથી હતી જેમ જેમ એકેક દીવસ જહાગીરની બાતમી મલવા વગર પસાર થતો જતો તેમ તેમ નીઝામ હુઝુરની કાબેલ પોલીસનુ અને તેમના મશહુર ડીટેકટીવખાતાનુ ગોયા નાક કપાઈ જતુ હતુ સઉ કોઈ પેલા અઠંગ પોલીસ અમલદાર ડીટેકટીવ યાકુબ સાહેબ યુસફખાનની સદાની ચતુરાઇ અને કાબેલયત કયા મુકાઈ ગઈ તે બાબે વીસ્મય પામી ને અસે મસે હવે તો તરેહવાર ટીકા બી કરતુ હતુ! ખરેખર—ખુદ યાકુબને પોતાને પણ ઘણુ ખસીયાણુ લાગતુ હતુ, કેમજે આ અગુરી જેટલો એક પોરીયો તેના સરખા કાબેલ ડીટેકટીવની ભલી ભલી યુકિતઓને ડાપ આપી હજી છટકેલોજ રહેલો હોવાથી ઓધ્ધેદાર વગમા તેને લોય લાગી પડી ગયલી હતી તેની હજારો તદબીરો છતા રોજ બ રોજ સાજે જ્યારે તેને ખબર મલતી કે બીલ્લુ હજી છુટકુજ હતુ ત્યારે બેજાલત અને ગુસ્સાને મારે તે દાતે દાત પીસી નાખતો—અને ખાલી પીલી પોતાના હાથ નીચેના માણુસોને ભખી ખાતો હતો!

પણ હાથ નીચેના માણુસો શુ કરે? મરે કે માફા પડે? જ્યા જહાગીર મેહરહોમજી જેવા કોઇ આદમીની હસ્તીજ ગોયા નીઝામી રાજ માથી બેમાલુમ થઈ ગયલી હોય ત્યારે હાથ અફાળો યા પગ અફાળો તેથી વળનાર શુ હતુ? જગેજગ જાહેર ઠેકાણાઓ ઉપર—ચઉટાઓમા—સ્ટેશનો ઉપર—મોટા સગમો ઉપર જહાગીર મેહરહોમજીની તસ્વીર પોલીસ તરફથી ચોટાડવામા આવી હતી, અને સરકાર તરફથી ખુનીની

બાતમી લાવી આપનારને માટે રૂ ૧૦૦૦ નું ઇનામ પણ ક્યારનું જાહેર કરવામાં આવ્યું હતું પણ વ્યર્થ! આજે દસ દસ દહાડા થયા જહાંગીર મેહરહોમજીનો પત્તોજ નહીં હતો.

તેણે જીવનો ઘાત કર્યો તો નહીંજ હોય–કેમજે તેમ હોય તો તેની લાસ કે કપડા યા બીજી કોઈ બી આપઘાતની ગવાહી મળી આવ્યા વગર રહેતે નહીં વળી તે નીઝામી સરહદ ચુકવીને કેડે લાએ નીકળી ગયલો નહીં હતો તેબી તદ્દન ચોકકસ હતુ—અને પોલીસે પોતે જે ચોપવત તલ્લાસ બધે રાખી હતી તે પરથી બીલકુલ ખાત્રી સાથ એ વાત બનવાનો સંભવ તે હસી કાહડની હતી

પણ ત્યારે એ ગયો કયા? કોઇબી સખસ યા મખસો જાણી બુજીને આવા હડહડતા બદમાશ ખુનીને–આવા ધાસ્તીભર્યા આસામીને–નીઝામ સરકારની જેલમાંથી છટકીને નાહસ્તા ફરતા બધવાને આશરો આપે, અને તેમ કરી પોતે પોતાને શીર એક ભયાનક ફોજદારી ગુનાહનો જોખમ ઉપાડવાને તૈયાર થાય એ બી સ્વપનાનીજ વાત દરેક જણને લાગતી હતી પણ ત્યારે—અરે! એ ગયો કયા? તમામ હેદરાબાદમા એજ સઉથી મોટી અચરતી, સઉથી મોટી ખેજાલત, સઉથી મોટી ઇંતેજારી, સઉથી જોશભેર ચકચાર આજને કાલ તો હતી!—"આટલા બધા ચાપતા ઉપાયો છતા જહાંગીર મેહરહોમજી સલામત કયા સતાઇ બેઠો હશે!"

રોજ ન્યુસપેપરોમા આ બાબદના ગુસ્સાભેર લખાણો વાચતા દીનુના ચહેરાપર એક સેકડ ગુપ્ત ખુશાલીનુ લોહી ધાઇ આવતુ—તો બીજી ઘડીએ વળી હેબત ધાસ્તીને મારે તે ગમગીન મુખડો ઉજળો સપ મારી જતો હતો! રખેને જહાંગીરે દીલ તુટી જવાથી અને પોતાનો દુશમનનો જીવ બરબાદ કરી નાખ્યો હોય! પણ નહીં–કઈક બસારત બસ દીનુને ચાલુજ થતી હતી કે તેમ જહાંગીર જો કરવાનો હોતે તો તેણીને બે આકડા બી લખતે–ગમે તે રીતે બી દીનુની જાણમા તે બીના લાવતે—તેણીને છેલ્લી સલામ પુગાડવા વગર તે મરતેજ નહીં દીનુની લગભગ ખાત્રી હતી કે જહાંગીર જીવતોજ હતો, પણ તે બીચારો કયા

હશે-શુ કરતો હશે—ખાતો પીતો કેમ હશે' આ સતાપ દીનુ માટે કાંઇ જેવો તેવો નહી હતો!

દસ દહાડામા ગળાઇને તે છોકરી તદ્દન દાડા જેવી થઇ ગઇ હતી તેણીનો સોહામણો ચેહરો હમણા બીક લાગે તેવો બની ગયલો હતો સુનાકુઇની ગમે તેટલી તકરાર, સમજાવટ પચાની છત આ છોકરી કઇ બસ કોઇનુ સમજતીજ નહીં હતી એક ગમથી પીતાના મરણનો શોક-બીજી મેરથી જહાગીર માટેનો આ અતરનો છુપો ચાલુ હાય અફસોસ! તેણીનો તબીબ અતીશય ગભીરાઈથી તેણીને આજીજી કરીને થોડા દહાડાબી કેઠે ચેન્જપર જવાની તાકીદપર તાકીદ કરતો હતો—કેમજે દીનુને છેલ્લા પાચ છ દહાડા થયા ઝીણી તાવ પણ હવે હાડમા ચીટકી બેડી હતી પણ દીનુના કાન આ સઘળી શીખામણ અને સુચના માટે બહેરા બીત હતા

આજે મહવારના જમશેદી નોરોઝને દહાડે અગ્યાર વાગનાને શુમારે તેણી પોતાના મીટીગ રૂમમા રાબેના પ્રમાણે ચાહેનુ એક કપ અને પાઉનો ટોસ્ટ લેતી હાથમા ''ધી હૈદ્રાબાદ ટાઇમ્સ' લઇને સોફા ઉપર લેટેલી હતી નવા સમાચારોની કાલમમા એક ફકરા ઉપરના નીચલા હેડીગોપર તેણીની એકાએક નજર પડી

# ખુની જહાંગીર મેહરહોમજીની બાતમી માટે વધુ ઇનામ.

## નામદાર હુઝુર સરકારે ઇનામની રકમ વધારી આપી.

## બાતમી આપનારને રૂ. ૫૦૦૦ નું ઇનામ

દીનુના હોઠો વચ્ચેથી એક દયાજનક હાય નીકળી પડી તેણીના હાથ માહેલુ પત્ર સરી પડીને ભોયપર પડી ગયુ બે હાથે તેણીએ પોતાની આખ્યો ધાકી

તેણીનો જીવ આ સનાનના સમાચારનુ મથાળુ વાચીને એટલો તો ધ્રુજી આવ્યો કે વધુ કાંઈ બી આગળ વાચવાની તેણીની હીંમત ચાલીજ નહીં. મ્હોડે રૂમાલ દાબી તે છોકરી ડચકા ખાઇ ખાઇને હવે રડી પડી. બીચારા કમનસીબ જહાગીરપર સીતમ જાણે હજી થોડો વીત્યો હોય તેમ આ તેના લોહીની તરસી પોલીસ આની રીતે શીકારી કુતરાની માફક તેની પુઠે લાગીને તેને મારીજ નાખવા તાપી રહી હતી તે જોઈ આ નરમ લાગણીવાળી અને ગરમ જુસ્સાવાળી અબળાનુ જીગર ફાટી જતુ હતુ જહાગીરની મદદે પણ કોઇ બી સુરતે જવાય એમ હતુ નહી ડુસ્કે ડુસ્કે દીબો તાણી તાણીને તેણી મોટેથી રડી અને પોતાના વાહલા જહા-ગીર માટે સાચ્ચા હૈયાના ગરમ ગરમ સેકડો આસુઓથી પોતાનો રૂમાલ ભીજવીને તર કરી નાખ્યો અરે—ખુદ પીતાના મરણની પહેલી ખબર સાભળી ત્યારે બી એટલી હરૂદયભેદક કલાપીત દીનુએ કરી નહીં હશે.

દસેક મીનીટ સુધી રડી રડીને દીનુએ પોતાનુ દીલ ખાલી કીધુ તેણી પોતાના ગમમા એટલી ગીરફ્તાર થઇ ગયલી હતી કે ઓરડામા સુનાકુઈ આસ્તેથી દાખલ થયા તે બી તેણીએ જોયુ નહીં

"દીનુ, નીચે કોઈ—ઓ વાય! એ શુ કહેવાય, દીના! વરી રરેછ! જા બા—તુ દુશ્મન જહર હવે તો પટકાશે જો!"

"ફુઇ! મારો જીવ ગભરાયછ! ઓ હવે શુ કરૂ? પેલા મુવાઓએ ઓહ–રૂપીયા પાચ હજારનુ ઇનામ છપાવ્યુછ!"

"પણ દીકરી મારી, તુ તેથી હવે સીઝરીને શુ કહેવા માગેછ તેથી કઇ એ લોક ઇનામ પાછુ ખેચી લેવાના ઉતા? ચાલ ઉઠ મારી માય જરા મોહનું હાથ છાટ—ને પછી મારી સાથે નીચે આવ"

ધસાધસ રડતી આ કોમળ છોકરી આગળ ફુઈ સોફાપર બેસી ગયા અને ઘણાજ હેતથી તેણીનો બરડો પંપાળતો પોતાના પાસામાં ચાપી

ધરડા દયાલુ સુનાફુઇનો આ પોતાની એકપુરી ભત્રીજીપર અતીશય જીવ હતો.

“મારી દીકરી ! ધીરજ ગખ–ખોદાય સઉ મારૂ કરશે ! એમ તુ તારા જીવને સતાપ કરયા કરશે તો તારી તબીયત—”

“અરે મુઇ હુ હવે ! ફુઈ—કેહોની—બીચારા જહાગીરનુ હવે શુ થશે ?” આમ બોલી સુનાફુઈની છાતીમા માથુ ખોસી દીનુએ કળવાઇ કળવાઇને રડયાજ કીધુ

ફુઈ બી બીચારા હવે પોતાની આખ નુછવા પડયા એક ગમ પાદશાહ જેવા ભઇનુ પાહડ જેવુ મોહત—બીજી મેરથી પોતાની બેહનના દીકરા જહાગીરપર તુટી પડેલા આવા આફતના ઝાડ—ત્રીજી ગમથી આ દીનુની કળાપીત ! કેટલોક વાર ભારી જીગરે, ભીણી આખ્યોએ અને મુગે મ્હોડે સુનાફુઇએ નીલાપ કરતી દીનુનુ માથુ પસવારયા કરી તેને ઠડી પાડવાની વેતરણ કરી પણ ફોકટ—જયા જીવજ ઉચટ અને બેતાબ મારી ગયલો હોય, જયા જીગરજ બસ સુકાઇને છોડયા જેવુ બની ગયલુ હોય, યા ગમે તેવોબી દીલાસો શુ કરી શકે છે ?

અતે ગળગળતે સાદે સુનાફુઈજ બોલ્યા–

“દીનુ ! તુ એમ રડયા કરશે તેથી આપના બીચારા જહાગીરપરનુ સાફલ કઈ નીખરાઈ જવાનુ છે ? તુ મારી સમાની ડાહી દીકરી—એમ ચેરી શુ થાયછે ? જે વીચાર કર–તારા કવા હાલ પરી ગયાછે ! જે મારૂ માન—આપરે થોડા મ્હારા વીકારાબાદ નીકલી જઇયે—”

“નહી–નહી ! હુ કેડે આવવાની નથી મારા જહાગીર કાણ જાણે કહ હમણા ભુખો પ્યાસો હાસ્સાર થતો હોશે ને તમે વીકારાબાદ જવાની વાત કરોછો ! ફુઇ તમુને એને મારૂ કઈ લાગતુજ નથી ?—”

“લાગતુ નથી ! દીનુ–એ કમનસીબ પોરીયાને વરે મારો જીવ કેટલો બરેછે તે તુ કાહ જેવા આવછે ? મારી અમમી બેહનનો એ દીકરો–મને લાગે નહી ? એને બચાવવાને માટે મારેથી જે કઈ બનતુ હોય તો મારો જીવબી વહેરી આપુ !”

દીનુ હવે જરાક ટટાર બેઠી સુનાફુઈના આ છેલ્લા શબ્દોએ તેણીના દુખી હૈયામા કાઇક રાહત આપી હતી

તેણી પોતાના ફુઇને બે હાથે કોટી કરીને વળગી પડી—

"ફુઇ મને કેહો—મને સાચુ કેહો !—તમે માનોછ ? જહાગીરે પપાનુ ખુન કીધુ તે માનોછ ?"

"જહાંગીરે ખુન કીધુ—તે હુ માનુ ?" સુનાફુઇ હવે કાઇ અજબ જુસ્સાથી બોલી પડયા દીનુએ તેવણુને આમ એટલા જોશ અને લાગણીથી વાત કરતા અગાઉ કદી જોયા નહીં હતા 'હરવાયારે જહાગીર ! એ શુ ખુનકરતો'તો જે છોકરો એક મરઘુ કપાય તે જોઇને ધ્રુજતો'તો તે ખુન કરે ! ! દીનુ ! ને ખુનબી કોણુનુ ! પોતાના અમસા મામાનુ ! ! હુ હજ્બી હજ્બી સપનેબી એ વાત માનની નથી હજુર તે ને મે એ ખુન કીધુ એમ કોઈ કેહ તો માનુ—પણુ મારો ગરીબ ગાય જેવા દીકરો જહાગીર એ ખુન કરે એ તો બીલકુલજ હસ્વા જેવી વાત છે પણ શુ કરયે—એ દુકતાનુ નસીબ ફુટેલુ બરેલુ છે તેમા, દીકરી, તુ ને હુ શુ કરનુ ? ચાલ રડ ના—મારી માય કઉ ! જરા મોહનુ ચોઇ નાખ—ને—"

સુનાફુઇ આમળ બોલતા અચકી ગયા, ઓરડાના ઉબર આગળ કાઇ આવીને ઉભુ હતુ.

"કોણુ ? મોહસીનુદીન ? આવોની—કાય કહ્યા મ્હોછ ?"

નવાબના ઘર ખટલાનો પુરાણો ભુઢ્ઢોરંગ આ વફાદાર નાકર ગભીર મ્હોડે અદર ચાલી આવ્યો મોહસીનુદીનની ઉમર ખાસ્સી સીતેર પચોતેર વરસની હશે તે ઉચો દમામદાર દેખાવનો, લાબી સફેદ દાહડી અને બીલકુલ સફેદ કરચલીદાર બાલવાળો એક હેદરાબાદી હતો નવાબની નોકરીમા તે છેલ્લા ૨૫ વર્ષ થયા હતો—અને દીનુ બાબાને તેણે પોતાની કેડપર તથા પોતાના ખભાપર એકવાર રમાડેલી હતી. તે ઘરડો કારભારી સઉ કશામા પોતાના શેઠની આ પુત્રી પર એક પીતા સમાનજ વાહલ રાખતો હતો અને તેમ વળી દીનુને બીજા કોઇનાબી કરતા બુઢ્ઢોરગ મોહસીનુદીન સંધે અસલથીજ ઘણી બાબસ્થા અને ચાહ હતા

દીનુની લાલ બોટા જેવી આખ્યો અને રડમેમ ચેહરા ગમ મોહ• સીનુદીને કાઇક ગમગીનીથી થોડોક વાર જોયુ—

'દીનબાઇ—યેહ અચ્છા નહીજી—જરૂર સીક પડી જશો!' તે હવે ઘણીજ દલગીરીથી મ્હો કચવાવીને માયા ભરયે સાદે બોલ્યો

"જોવ તો ખરા, મોહસીનુદીન—એ કઇ મારૂ માનેછ! કાહરની રરી રરીને અરધી થાયછ!" સુનાબુઇએ ખુલાશો કર્યો

'પણ આજે વરી શુ થયુ?—કઇ માઠી ખબર મળીછ?' મોહ શીને નરમાસથી સુનાબાઇને પુછ્યુ

"અરે ભઇ—આજે કહેજે પેપરમા જહાગીરને પકડવા સારૂ વરી પાચ હજાર રૂપીયાનુ ઇનામ છપાયુછ તેથી એ દુસ્મેન પોતાનુ લોહી બાળીને પાણી કરેછ!"

જઇફ મોહસીનુદીનનો સદાનો શાંત ગણીર ચહરો એકદમ કઠોર અને કરડો બની ગયો

"પાચ હઝારનુ ઇનામ!' તે કાઇક તુચ્છકારથી બોલી પડયા, "ઉફ! પોલીસવાળાઓ જગ મારેછ પાચ હજાર મુકીને પચાસ હજાર અપાશે તો જહાગીર બાબાના બાલને અલવલ પુગવાની નથી દીનુબાઇજી હીમત રાખો મારો બોલ યાદ રાખજો—જહાગીર બાબા કભ્ભી પકડા વાના નથી તેવણ તો સલામત છટકયા!"

દીનુનો ગમખાર મુખડો હવે સેહજ ખુલી ગયો આ ઘરડા, માચ્ચા, ડાવકા મોહસીનુદીને તેણીના બધાઇ ગયલા હૃદયામા જાણે નવુ લોહી—નવી આશા—નવો જીવ રેડી દીધો હતો ઝટ દગની તેણી ઉઠીને મોહસી નુદીન આગળ ગઇ અને તેના અગરખાની બાહે પકડી ઘણાજ જોસ્મા અને આગ્રહવી બોલી—

"મોહસીન—મને કહો તમે કેમ કહોછ કે તે સલામત છે—તમે કેમ જાણ્યુ આ, કે એ કભ્ભી પકડાશે નહીં—મને કહો જો?'

મોહસીન માથાથી સેહજ હસ્યો—

"એ તમે બાઇ' લોક અમથા દુખી થાઓછો, બાકી મારૂ ધરડાનુ માનો—એ જહાંગીર બાબાને માથે અલ્લાહનો હાથ છે! પડવાના હતે તો આજે દસ દસ દીવસો સુધી બેસી નહીં રહેતે દીનુ બાબા–તમુને આય મારા જમણા હાથપર અને જહાંગીર બાબાને આય મારા ડાબા હાથપર બેસાડીને મે રમાડેલા છે મારો જહાંગીર શેઠ ફોરજરી કરે–ને ખુન કરે–ને લુટ ચલાવે!! છટ!—કયામત આવે તો હુ એ નહી માનુ!"

'બાઇજી અમથા એ બીચારા પેગીચાપર બીફરઇ ગીયા–ને નકામો તેને જીંદગીથી ઉખેરી નાખ્યો.' સુનાફુઇએ ટાપસી પુરી, 'એહની બમ નહમઇજ ગીયાના—બસ ફોઇનુ સાભળ્યુજ નહીં–નહીં તો આજે આય મુઇ આફત આપરીપર આવતેજ નહી"

માહસીન મીયાએ એક લાંબો દલગીરીનો દમ ખેચ્યો—

"ખરૂ છે!" તે બોલ્યો "શેઠજી નાહક ખફા થઇ ગયા! મકી તકદીરની વાત છે! જોવ બાઇજી, હુ તો નવાબ સાબની નોકરીમા ધરડો થયો–મે લગભગ પચીસ વરસ એમનુ નીમક ખાધુ છ—લેકીન આજેથી જહાંગીર બાબાને બચાવવાને સારૂ મારેથી કઇબી બનતુ હોય તો તે હુ કરૂ! ખુદાના કસમ!–એ મારા નાના શેઠજીપર મારો પ્યાર કેટલો હતો તે તમે નથી જાણુતા પણ ખુદા સાહેદ છે, જહાંગીરજી બેગુનાહ છે–એન ગુના બાલનેબી ઇજા થવાની નથી!"

દીનુએ વળી પાછા ડચકા ખાવા માડયા—

'ઓ–તેને કઇ થશે, મોહસીન, તો હુ ખરૂ કેહુછ હુ જીવતી રેહવાની નથી—"

'ચાલ–ચાલ! દાહડાબરી! એવુ મુવુ ધેલુ ગાદ્દુ સહવાર પરી જે તે જે તે ના બોલ!" સુનાફુઇ કચવાઇ ઉઠયા

"દીનબાઇજી એવી નાદાન વાત નહીં કરો!" બુઢ્ઢો મોહસીનબી કાઇક નાખુશીથી હવે બોલ્યો, 'હીંમત રાખો અલ્લાહ એવો રહેમ પરવર છે કે નીરદોશને કદી તે થોડો વખત કસોટીપર કસી જોશે—લેકીન તેને સદરબદર કચડી નાખે એ બનવુજ મહાલ છે! જો જહાંગીર બાબા

પકડાય ને ફાસીએ જાય તો હુ કહીશ કે ખુદાનો ઇનસાફજ ઉંધો છે"

"આહ મોહસીન! તમારા બોલવાથી મને કેટલી ધીરજ આવે!" દીનુ ગળગળી પડી.

"તો પછી હવે બસ દીલમા સબર રાખો–ને પાછુ કહુ છુ કે અલ્લા ઉપર વીસવાશ રાખો હુ તો તમો બાઇને કેહવા આવ્યો હતો કે બાહેર કોઈ અણજાણ્યો સખસ આવ્યો છે તે તમોને મળવા માગે છે!"

દીનુએ કાઇક અજાયબીથી અને કાઇક ગુચવણથી પોતાના બે ડોળા ઉંધાડી મોહસીન ગમ જોયુ—

"બેગાનો સખ્સ? મને મળવા માગેછે? એ કોણ છે? તમેજ જરા પુછોની?"

"મેબી ઘણુ પુછ્યુ—પણ કહેછે કે ફકત દીનબાઇની સાથેજ ખાનગીમા વાત કરવીછે હાથમા કોઈ કાગજમા બાંધેલા બડલ જેવુ છે,' સુનાબુઇએ ખુલાસો કર્યો

"અરે એ કોણ હોશે?"

"બાઇજી—મે ઘણુ તાણીને પુછ્યુ પણ કોઈ ફટાક જવાબ દીધો. મને કહેવા લાગો જો દીનબાઇ આપના માટે સાથ પાંચ મીનીટ વાત કરી શકતા નહોજ હોય તો હુ પાછો ચાલી જાઉછુ"

"કોના અર—પણ સુવા મારે જાગ્યો હોય તો?" દીનુએ બીહીક બતાવી

"નહી—તેવા તો નથી લાગતો" મોહસીને કહ્યુ 'કોઈ લાગેછે તો પ્રમાણીક આદમી તળી તેના બોલવાની રીતપરથી મને તો માલમ પડેછે કે કઈ અગતની વાત કરવાજ ચાહેછે બાઈ—ડરો નહી એને અહી બોલાવો—હુ બાહેર ચાલમા આગળજ ઉભેલો છેવ'

"બોલાવુ એને, સુનાબુઇ?" દીનુએ પોતીકા બુઢ્ઢાનુ મન પુછ્યુ

"હુબી ધારૂછ કે બોલાવ ને પુછજો ખરી હુબી પાસેના ઓરડામા છેઉ જાઓ મોહસીન, મોકલો તેને અહી"

મોહસીનુદીન ચુપચુપ બાહેર ગયો સુનાબુઈ પડોસના ઓરડામા ગયા અને બારણુ બધ કર્યુ

# પ્રકરણ ૨૦ મું.

## "હું જાંહ સુધી જીવતી છઉં તાંહ સુધી હું તુને મરવા કેમ દેવશ ?"

એ ત્રણ મીનીટમાં એક મુસલમાન જેવો આસરે ત્રીસેક વર્ષનો એગાનો સખ્શ ઓરડામાં દાખલ થયો અને ઘણીજ અદાથી દીનુને સલામ કરી

"આપ દીનબાઈજી છો !'

"હા—કેમ ?"

"રૂસ્તમજંગ નવાબના આપ બેટી થાઓ ?"

"હા—જલદી બોલો, શું કામ છે ?"

પેલા મુસલમાને ઓરડામાં આમ તેમ નજર નાખી દેખાઈતી રીતે તે કોઇ મીઠ માણુસ દીસ્તો હતો દીનુના દલગીર ગડમેસ ચેહરાથી તેની પર કાંઇક અસર થઇ હોય એમ માલમ પડતું હતું. તેણે એક બોલ બોલવા વગર પોતાના હાથમાનું બંડલ ખોડયું અને અંદરથી એક જુના ઓવરકોટ કાહડયો—

દીનુથી લગભગ એક ચીસ પડાઈ ગઇ ! એક ઝટકા સમેત તેણી ઉઠીને ઉભી થઈ—"

'ઓ ! એ—એ ઓવરકોટ તમે—તમે કાહથી લાયા ?—એ કાહથી મલ્યો ?" તેણીએ અમ્બાઇને પુછયું

અઝીઝ—(વાચનાર, આ મુસલમાન બીજો કોઇજ નહીં પણ જહાગીરને આશરો આપનારા બે ભાઇઓ માહેલો નાહનો ભાઇ અઝીઝજ હતો)—તેના મ્હોપર સહેજ હસવું પથરાયું—

"બાઇજી સાહેબ—એ ઓવરકોટ આપનો છે ?" તેણે અતીશય નમનતાઇથી પુછયું

"હા ! એ મારા પપાનો છે—મે એ—એ પેલા બીચારા—ઓ ભાઈ, મને જલદી કેહો, એ તમુને કાહથી મલ્યો ?"

તે ઘડીએ દીનુ ગોયા ઇતેજારી, અધીરાઈ અને ચીંતાથી દેવાની થઈ ગઈ હતી આ ઓવરકોટ તો તેણીએ જહાગીરને તા૦ ૧૨ મીની સાંજે આપેલો ! એ સાંજે અને શુ તે કમનસીબ બીચારાએ આપઘાત કીધો હશે ને આ તેના કપડા મળી આવ્યા હશે ?—દીનુના હોઠ ઠરઠર ધ્રુજતા હતા અને એકદમ ગરી પડવાની તેણી અણીપર હતી

અઝીઝે તે જોયુ—અને તેનો જાતી નરમ ખવાસ આ જુવાન બાઇની આવી મુઝવણ જોઈ બહુજ અઝોર્ટ થયો

જહાગીર મેહરહોમજીની સલામતીની ખબર સાભળવા માટે આ તેની માશુક જીગરો જાનથી આ ઘડીએ તફડતી હતી એ બાબે હવે અઝીઝના મનમા શકનો એક કતરો બી શાનો રહે ? જહાગીર માટે એ છોકરી શુ લાગણી ધરાવતી હતી તે દીનુનો ઉશ્કેરાયલો ચહેરોજ હમણા કહી આપતો હતો !

"હા-હા ! એ તમારા હાથમા કેમ આયો ? ઓ બોલી દેઓ-મારો જીવ જાયછ ને આવેછ !—"

"હુ આજે આપ બાઈની સાથ ઘણીજ ગભીર ખાનગી વાત કરવા આયોછ મને ખબર છે કે તમો એવણના માશુક થાઓછ અને એવણને બચાવવાને ખાતર કઇબી કરશો"

"તેને બચાવવાને ખાતર મારી બધી ધન દોલત આપી દેવશ-મારો જાન કાહરી આપશ ! બસ બોલો, મારો જાહગીર હમણા કાહ છે ?"

"બાઈજી સાહેબ-મોટો જોખમ માથે ઉઠાવીને અહીં હુ આયોછ ! તમે ગભરાવો નહી-હુ તમુને સારી ખબર આપશ, પણ કસમપર મને કેહો-મને તમે ફસાવો તો નહી ?"

"નહીં-નહીં-હુ વચન આપુછ, હુ મારા બેહસ્તી પપાના સોગદ ખાઉછ, કે હુ તમને નહીં ફસાવશ ! પણ તમે છેઓ કોણ ? ને આય ડગલો તમે કાહથી લાયા ? જલદી બોલી દેઓની તો !"

અઝીઝ હવે જરા વધારે નજદીક આવ્યો અને અતીશય ધીમા અવાજે બોલ્યો—

"બાઇ સાહેબ—જહાગીરજી સલામત છે, હુ તેવણુ આગળથીજ હમણા આયોછ !-પણ તેવણ બીમાર છે છેલ્લા આઠ દીવસ ભેજાની તાવથી બેહદ ચીંતાતુર હાલતમા હતા-હમણા જરા બોખાર આજેજ નરમ પડીછ પણુ એવણુને હમણાની જગાએથી તુરત ખીસાડવા જોઇયે નહીં તો પાછી તાવ આવશે—"

"ઓહ !"

બસ એક ઓચીંતી મોટી બુમ પાડી દીનુ લગભગ બેહોશ એક ધીમરાની માફક પાછી સોફાપર તુટી પડી તેણીનો ચેહરો ચાદર માફક સફેદ મારી ગયા હતો હોઠ ઉશ્કેરણીને મારે ફડ ફડ ઉડતા હતા અને છાતી ભિડલાઈ જતી હતી

અઝીઝ હજી તો કાંઈ એક શબ્દ બી વધુ બોલે તેટલા એક બારણેથી મોહસીનુદીન અને બીજે બારણેથી સુનાફુઇ અદર દાખલ થયા અઝીઝ પહેલા તો ફગળાઇ ગયો-પણુ મોહસીનુદીનનો શાત, માયાભર્યો ચેહરો જોઇ તેને જરા હીંમત આવી છતા તે ચકીત થઇને મોહસીનપરથી સુનાબાઇને અને તેવણુપરથી મોહસીનને ટીકતો અદબ વાળીને મુગોજ ઉભો

મોહસીન અઝીઝની આગળ ગયો—

"ભાઇ—આ બાઇની તબીયત હમણા ઘણી નરમ છે તુ ઘણીજ અગતની ખબર લાગોછ તે મે હમણા સાભલ્યુ અલ્લાહ તારો નીગેહબાન થાઓ! બોલ-બીરાદર આય ઓરડામા અમો ત્રણુ જણા અમારા જહગીર બાબાને ખાતર અમારો જીવ કાહડી આપવાને તૈયાર છૈયે બેફીકર બોલ—અચકા ના—આપણા પવીત્ર મહઝબથી કસમ ખાઇને તુને કેહુછ કે તુને બીહવાનુ કઇજ કારણુ નથી અહીં અમો ત્રણુ સીવાય ચોથુ કોઇજ સાભળનારૂ નથી. કહે ભાઈ, જહાગીર હમણા ક્યા છે ?"

અઝીઝ બોલ્યો નહીં. તે ગુચવાઇને ભોયપર નજર ઠેરવી રાખીને પુટલાની કાની ઉભોજ રહયો આખરે દીનુજ લડડતી પડડતી પાછી ઉભી થઇ—

"એવણુ મારા ફુઇ છે-આય માહસીન મારો ઘણોજ વીસવાસુ કારભારી છે બોલ ભાઈ-મને ના તવલાવ એ લોક મારી માફકજ જહાગીરની સલામતી જાણવા આતુર છે કહે—હુ તુને વણુ મોટુ ઇનામ આપશ—બોલ, બોલ—બોલ ઓ ! અમારો જહાગીર કાહા છે ?—"

અઝીઝે હવે પોતાની આનાકાની છોડી દીધી મોહસીનુદીન અને સુનાબાઇના આતુર દલગીર ચહેરા જોઇને તે સમજી ગયો હતો કે અહીં બધો મામલો સલામત હતો તેણે ગુપચુપ પોતાના ડગલાના અદરના ખીસામાથી એક લાલ રેશ્મી કોડરી કાહડીને દીનુના ધુજતા હાથમા મેલી દીનુથી ખુશાલીની એક ચીસ પાડી દેવાઈ અઝીઝે બેહદ ઝીણા દબાયલા સાદે પોતાનુ દાસ્તાન શરૂ કર્યું

"હુ અહીં આયોછ તે જહાગીરજીને માલમ નથી-પણુ તેઓ આજેજ મહવારે સખત તાવમાથી જરા સાજા થયાછ એવણુ અમારી સાથ આજે મલકપેઠના રસ્તાપર સુરનગરથી ૪ માઇલ દુર એક ઝુપડામા રહેલા છે મારો મોટો ભાઇ અબદુલ અને હુ ત્યા રહીયેછ મારૂ નામ અઝીઝ છે તારીખ ૧૨ મીએ રાતે એવણુ અમારો આસરો માગતા નાહસી આવ્યા એક રાત રહેવાની બોલીએ અમે તેવણુને કોટડીમા લીધા બીજી સહવારે ઉઠીને જોઇયેછ તો તાવથી ખલખલી જતા હતા"

'તોબાહ !—પીછે ? પીછે ?" મોહસીન અતી ઘણી લાગણીથી વચ્ચે બાલી ઉઠયો

' અમો બેઉ ભાઇનુ દીલ બહુજ પીગલી ગયુ—સમજે જહાગીરજી એક ભલા માણુસ છે તાવ સસરતા તેવણુને હાકી કાહડવા અમારો જીવ ચાલ્યો નહી એક દહાડો આપણુ સરવેને મરવાનુ છે ત્યાજ જગલમા એક વૈદ પાસે છાલોપાલો કરાવી અમે અમારા જીવને જોખમે તેવણુની બરદાસ્ત કીધીછ ! બાઇ સાહેબ-એ મરતમે પોલીસના માણુસો અમારી ઝુપડીમા ડોકયા ખોસી ગયા—પણુ અમે સાવધજ હતા બેઉ વખત ઓખારથી ધગધગી જતા અમારા કમનસીબ ભાઇને અમે જમીનની અદરના ભોયરામા સતાડી દીધો પણુ અલ્લાહની મેહરથી આજે તાવ નરમ

છે. વૈદ કહે છે કે મગજની તાવ હતી—પણ તે હવે ધામતી ૂર થઇ છે એવણને જણાવ્યા વગર મોટા જોખમ ખેંચીને હુ અહીં આવ્યો છુ મે જધયુછ કે તમે એવણુને મચાવવા કબ્બી કરશો જહાગીરને હવે ખસેડવા જોઇએ, તમારા નેક ધ્યાનમા હવે જેમ આવે તેમ કરો, અમે તો અમારી ફરજ બજાવી છે"

અઝીઝે પોતાનુ બોલવુ મોકુફ કર્યુ—કેમજે દીનુ ફેન્ટ મારી ગઈ હતી સુનાપુઈ પાણી લાવવા દોડયા—અને મોહસીનુદીન અઝીઝનો હાથ પોતાની બગલમા લઈ તેને બોયતણીએ પોતાના ખાનગી ઓરડામા લઈ ગયો

× * ×

રાતના નવ વાગવા આવ્યા હતા ! વચમા લગભગ દસ કલાક નીકળી ગયા હતા અઝીઝ તો ક્યારનો—બપોરના બાર વાગતેનો—મોહસીનુદીન સાથ કોણ જાણે શુ બી વાત કરીને દીનુ યા સુનાકુઇને મળવા વગર ચાલ્યો ગયો હતો મોહસીનદીન બી બાજે પાચ વાગતેનો એક બધ લેનડોલેટ મોટરમા સીકદરાબાદ ગયો હતો તે ઘરના માણુસોને કહેતો ગયો હતો કે ત્રીમલગીરીથી તેની એક પુરી બેટી મમતાઝ બહુ બીમાર પડીને બ્યારતાબાદ રાતે આવી પુગનાર હતી તેને રેલ્વે સ્ટેશન પર લેવા તે ગયો હતો

રાતે નવેક વાગતાના શુમારે મની મઝીલના પોરટીકોમા આખરે નવાબની લેન્ડો મોટર પાછી દાખલ થઈ મોટર અલબત મોહસીનુદીન પોતેજ હાકતો હતો અદર તેની બેટી મમતાઝ હતી—તેણી પદડેપોશ હતી 'મની મઝીલ'મા દરેક જણ જાણતા હતા કે મોહસીન મીયાનુ કુટુબ ઝનાનાની સીસટમ પાળતુ હતુ દીનબઇજી તો નાદરૂસ્ત તબીયતને લીધે માળ પરજ હતા—પણ ખુઝોરગ સુનાપુઇએ પોતે મોહસીનુદીનની તે બેમાર લડકીને માયાથી મોટર માહેથી ઉતરવા મદદ કરી મોહસીન—અને બીજા બે ચાર નોકરો આ ઝનાના બીબીને એક ઇઝીચેર પર સુવાડી મોહસીનના ખાનગી ઓરડામા ઉચકી ગયા અને ત્યા એક ખાસ

મેળાયલા બીજા પલગપર તેણીને સુવાડી

આ પછી મોહસીને નોકરોને તાકીદ કરી કે મમતાઝને આરામની અતીશય જરૂર છે—માટે સર્વેએ વગેસગે થઈ જવુ આથી નોકરોએ તે રાતે તો રૂખસદ લીધી હતી

+ + +

રાતના અગ્યારેક વાગ્યા હશે—

મોહસીનુદીનનો ઓરડો બધ હતો—અદરથી સાકળ મારેલી હતી પણ અદર તદ્દન ચુપચાપ હતુ માત્ર એક નાની મીનબતી સીવાય અદર બીજી કશી રોશની હતી નહીં

અદર ઓરડામા ચાર જણા હતા—મોહસીન લગાર દુરથી અદબ વાળીને ગભીર પણ શાત ચેહરે એક નીચા સ્ટુલપર બેઠો બેઠો પોતાની દાહડીના બાલ ઉડા વીચારમા પસવારયા કરતો હતો બીછાણા પર બીમારના પગ આગળ સુનાફુઈ ગમગીન ચેહરે બેઠેલા હતા અને બીમારનુ માથુ પોતાના એક હાથમા ઉચકી રાખી બીજે હાથે તેનુ કપાલ પસવારતી દીનુ સુગીમતર બેસીને એક ચીતે તેની ગમ જોયા કરતી હતી અને બીમાર પોતે—! પલગપર ઝનાના ડ્રેસમા પડેલુ તે આદમી નચીંતાઈની ભર ઉઘમા પોઢેલુ હતુ તેના અગમા એક મુસલ માની બેગમનો પોશાક હજી જેમનો તેમ પેહડીજ રાખેલો હતો

અને સવા અગ્યાર વાગતે તે બીમારે—"મમતાઝ બેગમ"ના નામ તળે ત્યા બીછાનાપર પડેલા આદમીએ—હળવેથી પોતાની બેઉ આખ્યો ખોલી બે કલાકની શાત ઉઘ ખેચી કાહડનાથી તેને જરા આરામ થયલો હતો તેણે બેઉ આખ્યો ઉઘાડી અને ફાટે ફાટે ડોળે પોતાનુ કપાલ પસ વારતી દીનુના ચેહરા ગમ જોયુ

"જહાગીર ! મારા જહાગીર !!"

માત્ર આટલા શબ્દો બોલીને દીનુ તે પોતાના વાહલા જહાગીર મેહરહોમજીની છાતીપર ઊંકુ નાખી દઈને બેઅખત્યાર રડવા મડી ગઈ

ગાડી છોકરી ! !

+ + +

બીજી સહવારે 'મની મઝીલ'ના નોકરોએ કાંઇક નવાઈ અને સંતોષ સાથ જાણ્યુ કે તેજ દીવસે રાતે—યાને ૨૨ મી મારચે રાતના ૧૦ વાગતે—બાઇજી સાહેબ દીનબાઈ, સુનાબુઇજી, મોહસીનુદીન અને તેવણુની બીમાર બેટી મમતાઝ બેગમ એકદમ વીકારાબાદ હવા ખાવા જવા માટે ઉપડી જનાર છે

પોતાના તબીબની સલાહને આધીન થઈ અને બાઇજી દીનબાઇએ એકદમ એક દીવસમાજ આમ ઉપડી જવાનો ઠરાવ કરી નાખ્યો એથી નવાબના ખટલાના માણુસો માટે એક ખુશીનીજ વાત હતી !

અને ખરેખર દીનબાઇજીએ તે ઠરાવ અમલમાબી મેલ્યો રાતના ૯ાા વાગતે બધ લેન્ડો કારમા આ ત્રણુ બાનુઓ અને મોહસીન કરીને એકદમ સીકદરાબાદ રેલ્વે સ્ટેશનપર ઉપડી ગયા. તેમનો લગેજ બીજી કારમા આગમચથી જઈ પુગ્યો હતો દરેક ત્રક ઉપર અને કોઠળાપર "વીકારાબાદ"ની ટીકીટ હતી

+ + +

તારીખ ૨૨ મી એ રાતની ત્રેનમા વીકારાબાદ જવાને ઉપડવા અગાઉ સાંજે પાચેક વાગતે મરહુમ નવાબ સાહેબનો સઉથી પુરાણો, સઉથી વીસવાસુ અને સઉથી વફાદાર ઘરડો કારભારી મોહસીનુદીન ખુદ પોતે સીકદરાબાદના પોલીસ હેડ ક્વારટરઝ પર જઈ ત્યાંના વડા પોલીસ અમલદારને રૂબરૂ મલ્યો હતો અને તેવણુને ખબર આપી હતી કે "નવાબ સાહેબના બેટી દીનબાઇજી અને બહેન સુનાબાઇજી ખરા ખુનીને પકડવા માટે એટલા તો ઇંતેજાર છે કે જો ખરેખરો ખુની પકડાય, અને તેની ઉપરનો આરોપ બરાબર પુરવાર કરી શકાય એવી કોઇબી આસામી બાતમી લાવી આપે, તો દીનબાઇજી ખુદ પોતાની તરફથી બીજા રૂ. ૧૦૦૦૦ ની રકમ ઈનામ તરીકે આપવાને ખુશી થશે—અને આ વધારાનું

ઇનામ બીજીજ સહવારે, ૨૩ મી માર્ચે, તમામ પ્રજાની જાણ માટે વર્તમાનપત્રોમા બેધડક જાહેર કરવાને દીનબાઇજી પોલીસને પુર સત્તા આપે છે।"

\+ + +

મેલ રાતના દસ વાગતે ઉપડનાર હતો સીકદરાબાદ રેલ્વે સ્ટેશનનો પ્લાટફોર્મ પાસીનજરોની ધમાલથી હલમલી રહયો હતો નવાબના બહેન અને બેટીને માટે એક ખાસ ફરસ્ટ ક્લાસ સેલુન આખો રીઝર્વડ તઇયાર હતો સુનાબાઈ, દીનુ, મોહસીનુદીન અને મમતાઝ બેગમવાળી કાર જ્યારે સ્ટેશન આગળ આવી ઉભી ત્યારે દસમા પાચ કમતી હતી સીધ્ધા તેઓ અદર પ્લાટફોરમપર ગયા બીચારી બેમાર મમતાઝ—જેણીના મ્હોડાપર બુરખો હતો–તેણીને એક ખુરશીપર બેસાડીને મોહસીન તેમજ બીજે એક પોરટર સ્ટેશનમા ઉપાડી લઈ ગયા સુનાબાઇની અને દીનુની લાયકીભરી ખાહેશથી આ બીમાર મમનાઝનેબી તેમની સાથે તેઓના રીઝરવડ સેલુનમા લઇ જઇને સુવાડી મોહસીનુદીન પોતે તો પડોસના એક જુદા ફરસ્ટ ક્લાસમા જઇને બેઠો

ક્યારનો આ બધો રાહબાટ સીકદરાબાદ રેલ્વે સ્ટેશનના પ્લાટફોરમ ઉપર એક ખુણામા લગાર દુરથી અદબ વાળીને ઉભા રહી ત્રણ જણા ઘણીજ બારીક નજરે જોયા કરતા હતા

એક જણ ઇગ્રેજી કપડામા હતો—બીજા બે તદન સાધારણ મુસ–લમાની લાબા કોટમા હતા સુનાબાઈ, દીનુ મમતાઝ બેગમ સેલુનમા પેઠા તે તેઓએ જોયુ—મોહસીને પાસેના કમપાર્ટમેટમા જગ્યા લીધી તેબી તેઓએ જોયુ—તેમની ત્ર ક્રોપર 'વીકારાબાદ'ની ટીકીટો હતી તે પણ તેઓ-એ વાચી

તે ત્રણ માહેલા એકે મ્હો મચકાવીને ડોકુ ધુણાવ્યુ—

"મે તુને પહેલેથી કહેલુ, યાકુબ, કે આપરો આય ફેરો હરામમા જશે એ ચારજ જણા આજે જવાના છે ને પાચમુ કોઇ નથી તેની મને પક્કી ચોક્કસ બાતમી મળેલી," ફોજદાર સાહદેબ હળવેથી બોલ્યો

હેદરાબાદના નામાકીત ડીટેકટીવ યાકુબ સાહેબ સહેજ મુછમા હસ્યા–

"સાહેબ—અચ્ચા—ચાટ પડગો તેથી ફફડેછ શાનો ? આપ સુનાબઇ અને મોહસીનબી જવાના છે એમ મે જાણ્યુ ત્યારેજ મે આપ ડાકટર સાબને કેહયુ કે એ બે જણા પેલા મઉલા જહાગીરને અહીંથી પસાર કરી દેવાને જીનહાર કબુલ થાય એમ બનેજ નહીં આપ મોહસીનને હુ વરસોથી ઓળખુછ નવાબના બુટ ચાટનારો એ કુતરો-એ શુ પોતાના માલીકના ખુનીને 'છટકાવનો'તો-પુહ !"

ડા૦ બોમ દુબાશ—પેલા ઇગ્રેજી ડરેસવાળા ત્રીજા આસામીએ-ખુબ ખસડીને પોતાનુ મ્હોડુ લુછ્યુ

"ગમે તે કેહો ! પણ આજે તમે મને જે ખબર આપોછ કે દીનુએ પોતા તરફથી રૂ ૧૦૦૦૦ નુ વધુ ઇનામ આપવાનુ જાહેર કીધુછ તે બધુ હબગ છે—તમારા લોકની આખમા ધુળ છાટવાની વાત છે-ટેક માઇવડ ઓવર ઇટ !"

યાકુબ સાહેબે લગાર કટાલીને ખભા ચઢાવ્યા—

"હશે ! દીનબાઇએ ઇનામ પોતાના બાપના ખુનીને પકડવા સારૂ જાહેર કી'છ—જહાગીરને પકડવા માટે નહીં આપુને તો આજના એ લોકના ચાલી જવા સાથે કામ હતુ તમે કહેજે ગડબડ સડબડમા કોઇ નોકર તરીકે દીનબાઇ જહાગીરને અહીંથી તફરગે કરી દેશે તે વાત તો ખોટી પડી. તમેજ જોવછ કે ફકત ચારજ જણા એ લોક જાયછ ટીકીટ આરીસમાથીબી એજ રીપોરટ છે-ચારજ ટીકીટ લેવાઇછ લે ચાલો-મેહનત બરબાદ, ગુનાહ લાઝમ !"

ત્રેનની સીપટી ફુકાઇ અને બીજી મીનીટે તો તે લોખડી રથ પોતાના કીંમતી બોજાઓને ઊપાડીને આ ત્રણ ખસીઆણા પડેલા "અક્કલના સમુદરો" ની આખ્યો આગળથી ફું-ફુ-ફુ કરતો નીકળી ચાલ્યો !

ત્રેન જેવી ફુલ સ્પીડમા આવી કે રીઝવરડ સેલુનની ગાદી પરથી જહાગીર—ઊરફે "મમતાઝ બેગમ" (!)—આસ્તેથી ઊઠયો અને દીનુનો

હાથ પોતાના બંને હાથોમા લઇ મુગે મોહડે પોતાની આસુથી તર થયલી આખોમા ચાપ્યો. તે કાઇબી શબ્દો બોલવાને હાલ અશક્ત હતો

+ + +

દીનુ ત્યારે ચેન્જ પર આખરે ગઈ ખરી! ભલા આદમીએ જરા અગાઉથી બધાઓને ચેતાવ્યુ હતે તો કેટલાક તેણીના અગત મીત્રો તેણીને સ્ટેશન પર મુકવા બી જતે!

સીકદરાબાદમા વસ્તા સેકડો નવાબ સાહેબના ઓળખીના પારખી તાઓએ ખરેજ કાઇક નવાઇ સાથ જ્યારે જાણ્યુ કે ઘરડા સુનાબાઈ અને મારી કુટીને પોતીકી ભત્રીજી દીનુને ચેન્જ પર ઘસડી લઈ જવામા ફાવ્યા હતા ત્યારે તેઓએ તે બીના માટે પોતાની ખરે મનની ખુશી અને સતોષ દરશાવ્યો

આ હવે લખ્ખોની દોલત ધરાવતી છોકરીએ પોતાના વહાલા પેરના અકાળ મોત માટે કેટલો જબુન ગમ હૈયે ધરી ગખ્યો હતો—અને તેના પરીણામમા તેણી દહાડે દહાડે કેટલી ચીનાતુર હદે નખાઇ જતી રહેલી હતી તે જોવાને માટે શુ સઘળાઓને આખ્યો નહી હતી? પણ દીનુના ચેન્જ પર જવાના સમાચાર કરતા એક બીજા બી ઘણાજ સતોષકારક સમાચાર ખયરતાબાદ મધે નવાબના બોહળા મીત્ર મડળે તા૦ ૨૩ મી માર્ચે સાભળ્યા હતા! તે શુ? એજ કે વળી દીનુ તરફથી જાહેર થયલા રૂ ૧૦૦૦૦ ના ઇનામની વાત બી ૨૩ મીની સહવારે આખાં હૈદરાબાદમા ચોમેર ફરી વળી હતી ત્યારે નવાબના ખુનીને પકડવા માટે રૂ ૧૫૦૦૦ નુ જગી ઈનામ થયુ!—રૂ ૫૦૦૦ પોલીસ તરફથી અને રૂ ૧૦૦૦૦ નવાબના કુટુબ તરફથી!! વાહ હવે કદાચ "ચડાલ જહાગીર મેહરહોમજી" સપાટામા આવે ખરો!



# પ્રકરણ ૨૧ મુ

## એક સીહા કાળો ભેદ

યાહ ! વચમા આ દહાડાઓ ગબડી ગયા કે બીલીચડસના દડા ? મેસર્સ જસાવાળા બ્રધર્સની કલકતાની 'હેડ—ઑફીસ'મા એ પેહડીનો ઘરડો ચીફ—મેનેજર હોરમજજી આટીયા તપખીરનો મહરકો ભરીને લાલ રેસમી રૂમાલ વડે પોતીકુ નાક નુછે તેટલા તો માર્ચ મહીનો કોણ જાણે ક્યા અને કયારે ઉડી ગયો—અને એપ્રીલબી આગ ઉપર આવી ઉભો

૧૯ મી માર્ચે આ વડો મુનીમ પોતીકા જવાન શેઠીયા ગોદરેજ જસાવાળાને મુબઈ છોડીને કલકતે ૧૮ મી તારીખે આવી પુગ્યો ૪ થી એપ્રીલે તો તેને પાછુ મુબઈમા હાજર થવાનુ શેઠ તરફનુ ચોકકસ "ઇન-સ્ટ્રકશન' હતુ—કેમજે પાચમી એપ્રીને નાના શેઠ ફીરોઝશાહ જસાવાળા હાગકાગથી આવી પુગનાર હતા ગોદરેજજી શેઠે હોમી ચેનને બરાબર તારીખવાર ચોથી પાચમી એપ્રીલે પુનેથી પાછા ફરી મુબઈના ગ્રેટ વેસ્ટરન હોટલમા મળવાનુ એપોઇન્ટમેટ આપ્યુ હતુ વાચનાર, તમને તે યાદ તો હશે ?

આ રીતે હોરમજજી આટયાને કલકત્તામા ભાયગે દસ બાર દહાડા મલ્યા ૧૮ મી માર્ચે ને મુબઇથી આવ્યો—અને કામકાજની જબરદસ્ત ધમચકરીમા માર્ચ મહીનો પુરો થઈ ગયો તે તેને જણાયોબી નહીં ૧ લી એપ્રીલે રાતે તો તે પોતાના ઘસાઈ પીસાઈ ગયલા હેન્ડ બેગ સાથે હાઉરા સ્ટેશન પરથી પાછો કલકતા મેલમા મુબઇ જવા માટે ચઢી બેઠો હતો

પેહડીના કામકાજની રોકાણમા વખત નીકળી ગયો તે જો કે જણાયો તો નહીં—પણ હોરમજજી આટીયાને આટલા દીવસો થયા શુ અકડવકડ થયા કરતી હતી તે તો તેનો જીવજ જાણતો હતો ૧૯ મી એ ગોદરેજજી શેઠથી તે છુટો પડયો તેનો આજે ૧૫ દીવસ થયા—આ ૧૫

દીવસના અરસામા તે ઉજમારા શેઠયાએ જરા જુદાઇએ ૧૫ આકડા હોમી ચેનપર પુનેથી લખ્યા હતા નહી! કાગળ તો રહ્યુ—એક પોસ્ટકાર્ડ તો રહ્યા પણુ એક તાર વટીક નહીં! તા૦ ૨૪ મી એ હોમી ચેને પોતાના શેઠ પર પુને તેવણુના દોસ્ત મી૦ ફરામરોઝ સકલાટવાળાની કેરમા એક બીઝનેસ સબધી તાર કર્યો હતો—તેનો પણ કશો જર કે જવાબ મળે નહી જો કે ગોદરેઝ શેઠની એવી કાગજો લખવાની કે પત્ર વ્યહવાહર કરવાની આળસાઈ હોરમજજીને પુરતી રોશન હતી છતા આ વાર તે ઘરડા ચકોર મુનીમને તે શેઠયાની ચુપકીદી માટે કાઈ અજબ ચટપટ બસ થયાજ કરી હતી હશે—મોજીલા જવાન શેઠયા પુનામા પોતાની "હોલી ડે"ની મજાહમા થોડા દાહડા બીઝનેસ-શીઝનેસને વા પર વખાતુ કરીને બેઠા હશે એવો મન સાથ સધીયારો લઈ હોરમજજી બા મુબાઈ આવવા ઉપડયો—જો કે તેના પેટમા તો કલેજીજ નહીં હતી!

બરાબર ૪ થી એપ્રીલની સહવારે ૧૧ વાગતે હોરમજજી આવ્યા બોરીબદર સ્ટેશન પર ઉતર્યો—અને પાધરો વીકટોરયા કરીને ગ્રેટ વેસ્ટરન હોટલમા દોડયો ત્યા પુગતા ગાડીમાથી ઉછળી પડી તેણે નીચે ઓટલા ઉપર ઉભેલા પારસી મેનેજરને પહેલોજ ઇતેજાર સવાલ નાખ્યો—

"સાહેબજી—મી૦ બામબોટ! કેમ શેઠ ઉપર છે કે બહાર ગીયાછ?"

મેનેજર મી૦ બામબોટ હોરમજજીને અલબત બરાબર પીછાણુતા હતા કેમજે પદર વીસ દહાડાની વાત ઉપર આ પાસીનજર તેના હોટલમા બે દહાડા ઉતરી ગયલો તેને યાદ હતો પણ તે હોરમજજીનો સવાલ મુદલ સમજ્યો નહીં

"શેઠ? કોણુ શેઠ? હોટલના પ્રોપાયટરને વાસ્તે પુછોછ?"

હોરમજજીએ અધીરાઇથી ખભા હલાવ્યા—

"નહી રે—હુ તો મારા શેઠને વાસ્તે પુછુછ મી૦ ગોદરેજી જમાવાળા—તેવણુ પુનેથી પાછા અહીં આયાછ કેની?"

મેનેજર તો ભખરાઇને હોરમજજી આવ્યાનુ કોહુ ભોપવા પડયો

"મી૦ જમાવાળા?—પુનેથી પાછા આયાછ? નહીં—તેવણુ કઈ

પુનેથી પાછા આયાજ નથી ! એવણુ આવવાના ઉતા—શુ ?"

જવાબ દેવાને બદલે તે ઘરડો મુનીમ તો ધમ કરતો કે ઓટલા પરના એક બાજટ ઉપર ડપકાઈ બેસી ગયો મેનેજરનુ ડાચુ જોયા કરવાની હવે તેની વારી આવી હતી

"એ શુ બોલોછ ?" આખરે કેટલેક વારે તેના મુખમાથી આટલા ઘોઘારી શબ્દો નીકળ્યા

"શુ બોલોછ—એટલે ?" મેનેજરે તદન ચકીત થઇને જવાબ વાળ્યો, "તમે શુ પુછોછ તે મને સમજ પડતુ નથી મી૦ જસાવાળા–તમારા શેઠ—પુનેથી પાછા આય હોટલમા આયાજ નથી "

પોતાનો છેલ્લો વાક્ય મેનેજરે દરેક શબ્દની ઉપર ખાસ ભાર મેલીને એવી તો મક્કમ ખાત્રીથી ઓચરયો કે હોરમજી આટયાના પેટમા એક નહીં સમજ પડે તેવી જબરદસ્ત ફાળ પડી આવી તે વીસવાસુ બુઝોર્ગ કારભારીનુ મ્હો અચબુચ ઉતરી ગયુ એકાદ મીનીટ તેણે પોતાના ભેજામા ઉભાતા ભયકર ખ્યાલોને શાત પાડવા માટે ઉપરાસાપરી તપખીરના સહરકા લેયા કીધા—પણ મેનેજરે જોયુ કે આમ કરતી વખત હોરમજીના આગળા થરથર ધુજતા હતા

થોડોકવાર ડોક નીચી રાખી મેલીને જમીન ગમ ઉડા અદેશામા ટીકીયા કરતો હોરમજી આટીયા મુગોમતર બેસી રહયો જાણે કોઈ અતલગના ખેશીને ઓટલે બેઠો હોય તેવો હમણા તેનો રડીપડુ દેખાવ હતો. આહ ! જવાન ગોદરેજી શેઠનુ આટલા દહાડા કાઇજ કાગળ નહીં આવ્યુ, તારનો જરા જવાબબી પાછો નહી આવ્યો, ત્યારેજ આ ડાહ્યા મુનીમને કાઈ અજબ રીતે વટવટો લાગ્યા કર્યો હતો !

બીજી પળે તે ભુસ્કો મારીને ઉઠયો અને ત્યા હોટલના ઓટલા પરની એક ટેબલ ઉપર ટેલીગ્રામના ફારમોની એક કોરી ચોપડી પડેલી હતી તે ઉપાડી ચડચડ તેણે બે અરજટ તારો ચીત્રી કાહડયા. એક તાર અલબત પુનાને સરનામે પોતાના શેઠ ગોદરેજી પર હતો–જેમા હોરમજીએ પોતાના આવી પુગવાની ખબર જણાવી શેઠજીથી જાણવા માગયુ હતુ કે

તેવણુ મુબઈ ક્યારે પધારશે બીજો તાર તેજ પુનાને સરનામે ગોદરેજીના મીત્ર મી૦ ફ્રામરોઝ સકલાટ ઉપર હતો—જેમા હોરમજીએ "રીપલાઈ પ્રીપેડ" અરજ કરી હતી કે ગોદરેજી શેઠ કેમ છે અને કયારે મુબઈ આવવા ઉપડશે તે મેહરબાની કરી તુરત જણાવવુ

આ બંને ટેલીગ્રામો રવાના કર્યા બાદ હોરમજી આટીયા માળપર પોતાના ઓરડામા ગયો માત્ર ચાનુ એક પ્યાલુ લેવા સીવાય તેણે કાઈ પણ નાસ્તો કે ટીફીન લેવા ના પાડી તેનો જીવ બેતાબ—ઊચટ મારી ગયલો હતો અદરખાનેથી તેને કાઈ ગુપ્ત રીતે બસ એમજ ભમારત થયા કરતી હતી કે કાઈ મોટી આફતનો ધડાકો જે વખત જાય છે તેમા માથે તુટી પડવાનો છે ! એક છટકામા ઘેરાયલા ઉદરની પેઠે તે પોતાના ઓરડામા આમથી તેમ ફરયા કર્યો—અને પોતાની અધીરાઈ, ઉદાસી, ચીંતા થોભાવવાને માટે તપખીરનો ધાણેધાણ કાહડી નાખ્યો કાઈ વાચવા લખવાબી તેને ગમ્યુ નહીં ટેલીગ્રામોનો જવાબ પાછો ફરી વળે ત્યા સુધી હોટલમાથી બાહેર કેઠે સસરવાનુ તેનુ દીલ ચાલ્યુ નહી અને જવાબો આવે ત્યા તુલીક થોભવા સીવાય બીજો છુટકોબી શુ હતો ?

અતે ડોળા તણાવી તણાવીને છેક બે વાગતે એક તાર આવ્યો ! આહ ! તે અરજટ તારની રસીટપર સહી કરી આપતા હોરમજી આટયાના હાથેહાથ ધુજી પડયા ધક–ધક થતી છાતીએ તે પરબીડુ તેણે ખોલ્યુ પુનાથી ફ્રામરોઝ સકલાતવાળા તરફનો તે સદેશો હતો

Surprised at your wire Godrez left Poona for Bombay on the 19th March--i e, seventeen days ago We have not heard from him again since then Fram Saklat.

હોરમજી આટીયાના મુખમાથી એક ગુગળાટભર્યો દયામણો અવાજ નીકળી પડયો—અને તેના હાથમાથી તારનુ કાગળયુ સરીને ભોયપર પડી ગયુ ! ઓ—નખોદ ! આખરે તે જે બીહતો હતો તેમજ બન્યુ જોરમા ઝનુનથી પોતાનો હોઠ કરડેલો રાખી એક હાથની મુઠી મજબુત કકડાવી-

ને તેણે બીજે હાથે પોતાનું કપાલ દાબ્યું બીજી પળે પોતાની તપખીરયા પાઘડી માથાપર દાબી લઇ તે એક દીવાનાની પેઠે ધર-ધર-ધર દાદર પરથી નીચે ધસી હોટેલમાથી બાહેર પડયો અને પોરટીકામજ ઉભેલી એક ભાડુતી ખાલી વીકટોરયામા કુદી બેઠો—

"હાક—જલદી હાક! ગ્રાટરોડ પીલાઉમ લે—એકદમ જવા દે!" તેણે ઉરકેગાઇને બુમ પાડી

નખોદ ગયો ઘોડો બી એવો તેજી ફરમાયુ મળ્યો હતો કે ચાબ કના ચાનુ ઝપાટાઓ છતા બગબગ કલાકના હડી માઈલની ઝડપે જતો હતો! જેમ તેમ મહા મુસીબતે અતે તે કોટથી ગ્રાટરોડ સુધીનો ટાપો બી પુરો થયો ગાડીને રૂખસદ આપી હોરમજી આટીયા "પીલાઉમ" ઉપરના 'કોસમોપોલીટન હોટલ' મા ઘુસ્યો

બપોરનો વખત હતો, એટલે ત્યા ઠડા બજાર હતુ બાહેર ભાગેલી ખુરસી ઉપર એકાદ મીયાભાઇ ટાગીયા ચહડાવીને ચાહ રકાબીમા રેડીને ફુક મારતા જઈ સરૂક સરૂક પીતા હતા અદર બે ત્રણ "પીલાઉમ' ના "જાટલીમેનો" એક ટેબલ આગળ બેસીને ચાવલ-ગુરીઆનીની "પીનેટો" સાફ કરતા હતા હોરમજી એક મેલા અખતર મુસલમાન ટેબલ બોય આગળ ગયો

"તારો શેઠ કાહ છે, પોરીયા?"

"કોણ—મુસાજી શેઠ?"

"હા—તેવણ કાહ છે? મને તેવણને મલવુછ—મોલ જલદી?"

"શેઠ તો સુતેલા છે"

હોરમજીએ એક પાવલી તે છોકરાની હથેલીમા સેરવી દીધી—અને પછી પોતાનો એક કાર્ડ આપ્યો

"જા—દોડ—તારા શેઠને ઉઠાર ને આય કાર્ડ તેવણને આપ કેહ કે ઘણુજ અગતના કામ સારૂ હુ' હમણાજ મળવા માગુછ"

પોરીયાના સામળા ડાચાપર એક જાતનુ ઘચુપચુ શકાશીલ હસવુ પકરાયુ'. સોલ દોઢીયાની અસર પુરતી જોરાવર થઇ હતી—લેકીન માળ-

પર જાઇને મુસા ઉસમાનજી શેઠને ભર ઉંઘમાથી જગાડવાનો જોખમ દેખાઇતો એક નાનકડી પાવલી તરફ જોતા અતી ઘણો વધારે ભયાનક અને ગભીર હતો! તેની આનાકાની જોઈ હોરમજીએ એક બીજી ચળકતી પાવલી તે પોરીયાની ભખરાયલી ચસ્મો સામે ધરી—

"લે બચા—આય બીજી બક્ષીશ જા—મુસાજીને ઉઠાર—બીહ ના! તેવણુ મને ઓરખેછ, ને મારૂ કામ એટલુ અગતનુ છે કે તુને કઈ ઠપકો નહીં આપશે દોડ હવે—જોઉછ તો!"

ને પોરીયો લગરીક અણુમણ્યા દીલે ગયો અને હોરમજી આટીયા-ત્યા "ડાઇનીંગ સેલુન" મા એક ખુણામા ટેબલ આગળ બેઠો—અને ચાહેનુ એક કપ મગાવ્યુ

ચાહે આવી—અને તે પુરી બી થઇ—પણ મુસાજી ઉસમાનની ઉંઘ હજી દેખાઇતી રીતે પુરી થઇ હતી નહી પા કલાક થયો—અડધો કલાક થયો—પણ તે નેકનામની ધનનસલ દેખાઈ નહીં પેલો પોરીયો બી કેઠો ઉધાઇજ ગયલો હોવો જોઇયે-કેમજે તે મારો વ્હાલો કયારનો કોણુ જાણે કયા "સુકાઇ" ગયલો હતો પણ આની મેર હોરમજી આટીયો હતો એવી મુશકેલ ઘડીઓમા ધીરજ ગખી-મન ઠેકાણે રાખીને-કામ લેતા લેતા તેના માથાના વાળ ધોળા થયલા હતા જડબુ પીસીને તે નોશાકરી એટ અને ખરીસ દ્રઢતાથી પોતાની જગ્યાએ ચીટકી બેઠો મુસાજી ભાઇને આજે મળવા વગર ત્યાથી નહી જવાના તેણે કસમ લીધા હતા

અંતે આસ્તે રહીને પોણે કનાકે ઉઘરેટા ઝુકેતા જેવા "માલેક-સાભ" મુસા ઉસમાનજી ધવડ ખવડ કરતા ખાઉ કરકુ કોકુ લઇને તે ઓરડામા દાખલ થયા તેવણુની 'દાલ" બીલકુલ બળી ગયલી હતી—અને તેવણુની મીઠ્ઠી બપોરની ઉંઘમા ખલલ થઈ તેથી તેવણુની બપાઇ મમાઈ હમણાજ ધપી ગઈ હોય તેવુ એબલગામણુ વલ્લુ કાચુ તેવણે કરેલુ હતુ આવતાને વાર તેવણુ મુરબ્બીજીએ બે ત્રણુ માણુસોને તદન નજીવા કારણુ માટે એલફેલ ચોપડી કાહડી—એક માણુસને તદન

વગર જરૂરે તતરાનીને એક કાન સલાપ ખેચી કાહડી—એકાદ ખુરશીને આચકો મારી પાડી નાખી—અને પછી એક જગલી પાડાની માફક ધુરકીને હોરમજી આટયા ગમ જોયુ

સગન તો કાઇ સારા નહીં હતા! હોરમજીનુ તો આ બદમાશના આવા મદાગીપણાથી પાકીને પલેકેગ થઇ રહેલુ હતુ—છતા તે જરાક જુઠ્ઠુ જુઠ્ઠુ હસ્યો—

"સાહેબજી—મુસાજી!—કેમ, કેવી ખબર? જરા અહીં આવોની?"

બેઉ ડોળા કકડાવેલા રાખી, એક સવા ગજનો ડોબરો ચહડાવી મુસા ઉસમાન ભાઈ હોરમજી આટીયા બેઠો હતો ત્યા નજદીક આવ્યો તેણે બેઠક લીધી નહીં, પણ કમરે બે હાથ ટેકવી તેણે આ પારસી ગમ થોડીક પલ જોયુ—

"આ કારટ ટમારો છે?" તેણે મીઝાઝમા તોછડાઇથી પુછ્યુ

"હા—કેમ, એટલી વારમા મને ભુલી ગીયા? જરા બેસોની!"

પણ બેસીને ટાહેલા કરવાના "મુડ"મા મુસાજી જરા ને ઘડીએ હતા નહીં

"હુ ટમુને ઓરખતો નથી—શુ કામ છે' બોલો મને કામ છે?"

ઓહો! આ તો મીયાભાઇ ઘોડે ચહીને શરૂઆતથીજ વાત કરતા હતા! પણ આની મેર હોરમજી આટીયાએ બી એવા પોશાગીરો સાથે ૫૦ ઉપર દીવાલીઓ કાહડી હતી!

"ભઇ—એમ તાણુપર ચહડીને વાત કરવાની કશી જરૂર નથી, સમજ્યા?" તે હવે તીરસ્કારથી સેહજ હસ્તુ મ્હો કરીને બોલ્યો, "તમે બરાબર જાણોછ કે હુ કોણ છેઉ મારા શેઠ ગોદરેજી જસાવાળા સાથ હુ પેલી માહતાબ નામની ગાનારી છોકરીનુ ગાણુ સાભળવા બે ત્રણ વખત આએ જગાએ પદર વીસ દાહડાની વાતપર આયો'તો—ને શેઠે તે છોકરીને ખુબ તરેહથી પૈસા આપ્યા તે વાત તમે વીસરી જાઓ એ કંઈ મારા ધ્યાનમાં ઉતરતું નથી હું બી પચાવન વરસનો છેઉં—સીધે સલુખે વાત કરવાની મરજી નહીં હોય તો પછી તેના બીજા રસ્તા છે.

જરા—બેસો અહીં હુ ખચીત તાકીદની વાત કરવા આયોછ ને જરા બી ઢીલ થાય તે જોવા માગતો નથી"

હોરમજી આટયાના આ ધસારાની કાઇક અસર થઇ મુસાજી ઉસમાન મીયાના ચેહરાપરનો ચીલ્લો હવે લગરીક ડપટ પડયો તેવણુ દમમાજ હોરમજીની પાસે ખુરસીપર બેઠા

'મારે ત્યા એટલા બધા જણુ રોજ આવેછ કે કોણુ પદર વીસ દાહરા પર આવી ગયુ તે કઈ મને યાદ નથી રેહતી તમે કોણુ પેલા તમારા શેઠની વાત કરોછ તે હોસે-પણ મને હમણા કઇ તેનુ ધ્યાન નથી હવે બોલો તમારી શુ વાત છે?

"જોવ મુસાભઇ—હુ તમારી સાથ લાયકીથી અને મીત્રાચારીવી વાત કરૂછ એ બધી તમારી હબગ જેવી રીત છોરી દેઓ સાધારણુ નાયક-ણીને ઝટોઝટ ગજવામાથી સો રૂપીયાની નોટો અને ગીનીઓ કહાડી આપનારા પારસી શેઠીયાઓ કઈ રોજ તમારા આય સુરીયાના હોટલમા આવતા નથી ચાલો—મને કહો-ડાહયા થઇ જાઓ-મારા શેઠ પુનેથી પાછા અહીં મુબઇ થોરા દાહરાની વાત પર આયા તે અહિ આવી ગીયા'તા કે?-જો સીધે સધુકે વાત કરવાની તમારી મરજી નહીજ હોય તો પછી મને આય વાર્ડના પોલીસ ઇનસ્પેકટર સાથ પાછુ અહીં આવીને તમારી પાસે વાત કરાવવી પડશે!"

આ છેલ્લો ધડાકા આમાદ, ગમમાણુ કારગત લાગ્યો! મુસાભાઇ ઉસમાનના એબીયલ ચેહરાપર હવે સેહજ રમુજનુ હસ્તુ પડરાયુ

"અહહહહ! હવે કઇ યાદ આવેછ—ટમે પદરેક દાહડાપર એક ગોરા જેવા પતલા શેઠને લાવાતા તેજ કેની?"

"હા-હા-તેજ! મુસાજી બીરાદર, તમુને બીહવાનુ કઈજ કામ નથી આજેજ હુ કલકતાથી આયોછ ને આજે એવણુ પુનેથી આવવાના હતા તે આયા નથી તેથીજ સેહજ અહી ખબર કાહડવા આયોછ—"

"પણુ ટેરે નથી આવા તો હવે પછી આવશે આમ ગભરાઈ સાના જાઓછ?"

"હા—આવસે તો ખરાજ તો! પણુ મકુ મુબાઈ એકાદ બે દાહડા અગાઉથી આવીને બીજા કોઈ હોટલમા ઉતરેલા હોય ને અહીં આવી ગીયા હોય તો તમારેથી મને કઇ એવણુનો પતો મલે '

મુસાજીએ મ્હો કુમળાની પાઘુસેર્યું ધુણાવ્યુ—

"ના સાબ-હીંયા તો એવણુ પાચ્છા નથી આવા હુ રોજ હીયાનો હીયા છેઉની—આવે ટો મને મીલવા વગર નહીં રેહ"

હોરમજી આટીયાએ પોતાના લાલ રુમાલ વડે ઘનડીને કપાલપરનો પરસેવો લુછ્યો—

"તમારી ખાત્રી છે, મુસાભાઈ—ચોક્કસ છે કે કે એવણુ અહીં પાછા નથીજ આયા?"

"ચોકકસ! ટદ્દન ખાત્રી, સાબ ટમારી સાથે છેલ્લા આવાટાની—ટાર પછી પાછા બીલકુલ નથી આવા મને ટો લાગેછ કે પુનેજ હોસે—"

ટેબલપર બે હાથોની કોણી ટેકવી પોતાના બે પોહચાઓમા હોરમજીએ મોહડુ ઘાલ્યુ અને આવી ધપે કટલોકવાર સુધી તદ્દન ચુપ બેસી રહયો અતે કેટલેકવારે તે જવા ઉઠયો ત્યારે આ જાડ્ડ્ ઘીસવાસુ કારભારીનો ચેહરો તદ્દન નખાઇ ગયલો અને ઉજલો માગી ગયલો હતો.

'ઠીક છે-આજે તો હુ જાઉછ જોઉ-બીજે કેડે ખબર કાહડુ' તે દમાયલા સાદે બોલ્યો. 'પણુ મુસાભઇ, પેલા—પેલા ઉસ્તાદ ને ગાનારી છોકરી કાહ છે?"

"સાબ ટીમનોબી આજે કેટલા દાહડા થીયા પટ્ટો ફીઆ છે? હવે ઇ લોક હીયા ગાવા નહી આવતા, સાબ!"

'અરે પણુ એ લોક રેહછ કાહ!"

"ટે સાબ મને શુ ખબર? અગાઉ ઇ કેડે મેહમ રેહતોઠો—હવે તીયાથી ખાલી કરી ગીયેલો કેહછ ઇની છોકરી નાસી ગઈ ને પછી ઈ ઉસ્તાદબી કોણુ જાણે કીઆ જાતો રહોછ—"

"છોકરી નાહસી ગેઇ! કોણુ પેલી—પેલી—માહતાબ નાહસી ગેઈ!" હોરમજીના મ્હોડામાંથી આ સવાલ કાઇક જોર સમેત નીકળી પડયો

'હા શેઠજી—ડોરા દાહરાપર મનો એ ઉસ્તાદ બાપ મારી આગળ રડતો બરતો આવેટો મને કીધુ કે મારી માહતાબ નારી ગેઈછે–ને પટ્ટો લાગતો નહી—તેથી હુબી ઉતર હીંદુસ્તાન ચાલી જાઉ છ સાબ, ઇ છોકરીથી તો ઈની કમાઇ ઉટી, પણ કોણ જાણે શુ વાહરૂ આયુ કે એક રાતે કેહજે પોતીકા વાલીદનો આશરો છોડીને નાહસી ગઇ પછી તે ઉસ્તાટ બી ચાલી ગયો કીઆ ચાલી ગયો તે, સાબ, મને માલમ નઠી ઇ મેહમદુનો ભરૂશો ને ભમતા ભુતનો ભરૂશો બીજુ કઇ પુછવુ છ, સાબ ?"

"નહીં—સાહેબજી !"

અત્યત તુટેલા દીલે હોરમજી આટયા તે કોસ્મોપોલીટન હોટલ છોડી ગયો

જેવી હોરમજીની પીઠ ફરી કે મુસા ઉસ્માનજીએ ભયાનક ઝનુનથી દાતો કચકચાવીને પોતાની દાહડી પસવારી તેના ડોળામાથી ખુનખાર આતશ ખરી પડતો હતો

"આ પારસાને ખુબ સમભાલવો પડશે !" તે જીવ સાથ બડબડયો, "એના ઢણુક ઠીક લાગતા નથી ! પણુ એ જખ મારેછ મહેમદુ તો પંજાબમા કોણુ જાણે કીઆ અટવાઇ ગયો હશે ને તેની પેલી લડકી–હે–હે–અલ્લાહ માલુમ કોણુ તેને ઉપાડી ગયુ છે ! તે પાછી આ ખુધા મગુસને હાથ કીઆથી લાગવાની ઉતી !"

---

## પ્રકરણ ૨૬ મુ

"યાદ રાખજો, ચડાલો ! હુ વફાદાર નોકર નથી—હુ એક વફાદાર શીકારી કુત્રો છેઉ' !"

તે દલ'ર દીવસે હોરમજી આટીયા હાકીને લુસ થઇ ગયેલો—ભુખો પ્યાસો–નામુરાદ નાસીપાસ ઉદાસ જીવે જ્યારે ગ્રેટ વેસ્ટરન હોટલમા પાછો ફરયો ત્યારે રાતના સાડાબાર થયલા હતા આખી બપોર—આખી સાજ–

અને લગભગ અડધી રાત તે વફાદાર મુનીમે પોતીકા પ્યારા 'માસ્ટર'ની શોધમા એક આફ્રીન કરવાજોગ ખત, ધીરજ અને મકકમપણાથી ગુજારી હતી ગોદરેજ શેઠ ગયા કયા—અરે તેવણુનુ શુ થયુ હશે—એ હેબત ધમક હોરમજી આટયાનો જીવ ગુગળાતો હતો આહ—આવતી કાલે ફીરોઝ શેઠ ઉનટ અને હરખભેર પોતાના એકપુરા વાહલા ભાઇને મળવા હસ્તે મુખડે હાગફાગથી આવી લાગશે ને ગોદરેજજીના ભેદભર્યા ગુમ થઇ જવાની વાત સાભળીને બીચારા કેવા મુઝાઈ જશે ને ખ્યાલથી હોરમજીનુ ભેજુ ભખાઈ જતુ હતુ ફીરોઝ શેઠને હવે તે શુ મ્હોડે બદરપર લેવાબી જશે ?

અફ્સોસ !—અફ્સોસ ! તેનો ભયો, ભયો, ઉછાછલો, નાદાન શેઠ ગોદરેજ અંતે પોતાના વચનને ભુલી ગયો—અને અતે એક કમીની ઓરતની મોહીનીમા ફસી પડીને આ બે મુજી ખુનીઓના પલીદી ધામમા ગયો ! અને ત્યાજ કોણુ જાણે કેવી બેમાલુમ રીતે તે ચડાલોએ તેના ખીસા માહેલા રૂપીયાને ખાતર તે કાળગરા આશાવતા, જવાન જીવનો દાર વાટલો કરી નાખ્યો ! અરેરે—ને માટે હવે જરાબી શુ શક તે દુન્યાદારી જોઇને પાહવરદા થયલા ઘરડા કારબારીના મનમા રહેલો હતો ?

બદમાસ મુસાજીએ તો તેને હથેલીમા ચાદ દેખાડયો હતો—પણુ પેલા બાપ—બેટીની દલદર જોડીની જો કાઇ ભાળ મળે તો આ જબુન 'ત્રાજડી'પર કાઇ અજવાળુ પડવાની આશા રહે ! નાપેકાર મુસાએ સના નના સમાચાર આપીને હોરમજીના હાજા પુરા ગગડાવી નાખ્યા હતાં કે મેહમુદ ઉસ્તાદ ઉત્તર હીંદુસ્તાન કેઠે ગેબ થઇ ગયલો હતો અને તેની પેલી છોકરી કેઠે—ખુદા માલુમ કયા વટેણુા વાવી ગયલી હતી !

છતા સાચ્ચો હોરમજી આટયો હીમત હારયો નહીં કા નહી મુસો ઉસ્માન તેની આગલ લબાડ વાત કરી તેને હાથ તાલી આપતો હોય ? પોતાની અગન ખાત્રી કરવા વગર હોરમજીને હવે એક સેકડબી કોઇ બાબદ માની લેવાની આચકી લાગની હતી યાહ—જો પેલા ઉસ્તાદની કેટ પકડી શકાય તો ઘણો ફેર પડે. કદાપી મેહમદુથી કાઇબી ગર મેળવી શકાય નહીં—પણુ પેલી તેની ગોરી દહીત્રા જેવી પોટીને અકળાવી ગભરા-

વીને કાંઈક અગત્યની બાતમી બીચારા ગોદરેજજી મબધી જરૂરજ મેળવી શકાય—એવી હોરમજીની ખાત્રી હતી

ઘણાજ દુખી જીગરે હોરમજી કોસમોપોલીટન હોટલમાથી નીકળેનો સાજે પાયધરો મોહમ ગયો હતો ત્યા તેણે ખડે પગે લાગટ ત્રણુ વાગતાથી સાત વાગતા સુધી દરેક ઠેકાણે રખડી રઝળીને મેહમદુ ઉસ્તાદ તથા તેની સાથવાળી ગોરી ગાનારી પોરી માટે પુછપરછ કરી હતી—પણ અફસોસ! તેની ગમે એવીબી ચાપતી બારીક તલાસનુ પરીણામ એક મોટા જેવા મીડામાજ આવ્યુ હતુ મેહમદુ જેવો કોઈ ગવઇયો મોહમમા કદીબી વસ્તો હતો એ પહેલા તો મોહમમા કોઇને ખબરજ નહી હતુ! જયાબી પુછવા ગયો ત્યાથી હોરમજીને મોટી અજાયબી અને બેહદ નીરાશી વચ્ચે એકતોએક જવાબ મળ્યા કીધો હતો કે 'મેહમદુ ઉસ્તાદ યા માહતાબ જેવા કોઈ આસામીઓનુ નામબી અમને ખબર નથી!"

હોરમજી આટીયાએ દાતેદાત પીસી નાખ્યા—અને પછી અને મોહમ માથી કાંઈ પણ પત્તો મેળવવાની આશા છોડી રડમેશ જીવે તે પાછો છેક આઠ વાગતે આટરોડ આવ્યો મેહમદુ અને માહતાબ ગેબ થઇ ગયા હતા—એ ગોદરેજજી ગેડની સલામતી માટે એક સારી ખબર હતી? કા નહીં પોતાનુ માથુ ખોહી દઇને તે ઉછાછરો ગેડીઓ પેલી ગોરી મુસલમાનીની મોહીનીમા એટલો વીટલાઈ ગયો હોય કે તે છોકરીને અને તેણીના લફ્ંગા બાપને માથે લઇને દેડે નીકળી ગયો હોય? એમ હોય તો હજી ધુળ વાળી—પણ હોરમજીને તો એથીબી કાંઈ વધારે ભયાનક વધારે જાુત બનાવ બનેલાની બસ બસાગત થતી હતી! ઓ—માત્ર એટલીજ તેની ખાત્રી થાય કે ગોદરેજ શેઠ જીવતા હતા તો બસ હતુ? પણ તેજ વાતના હોરમજીને એક છુપો જબરદસ્ત ધસ્કો પેટમા પડયો હતો બદમાશ મુજી મેહમદુ અને તેના પોસાગીર હમશરીક મુસા ઉસ્માનના ખુની ખબીસ લાલચુ ચેહરાઓ યાદ કરતા હોરમજી આટયાના માથામા દુખની એક ટણક મારી આવતી હતી

તે દહાડાની બધી જીવતોડ શોધખોલ પાણીમા ગઈ તદન તુટેલા

નાઉમેદ જીવે હોરમજી મહેમથી પાછો ફરયો—અને ગ્રાંટરોડના સ્ટેશનપરથી પુને ફરામરોજ સકલાતપર એક લાંબો તાર કરી ગોદરેઝજીના ગુમ થવાની ખબર મોકલી અને ટેલીગ્રામમા તેવણુને વીનતી કરી કે તુરત અરજન્ટ તારથીજ ગોદરેઝજી કયા સજોગો વચ્ચે, શુ કારણસર, કયે દહાડે, કઇ ટ્રેનમા, શુ સામન સાથ મુબઇ આવવા ઉપડયા તે બરાબર વીગતવાર જણાવવુ

આ તાર મોકલવા પછી ગમીનો એક નીસાસો નાખી એક ભાડેની વીકટોરયા કરીને હોરમજી તાજમહાલ હોટલ, વાટસન હોટલ, એપોલો હોટલ, ઇન્ગ્લીશ હોટલ—મુબાઇના દરેકે દરેક હોટલમા જઇને બહુજ ચોકકસાઇથી ગોદરેઝજી જસાવાળા નામનો કોઈ પાસીનજર આવ્યો હતો કે નહી તે બાબે તેહકીક કરી આવ્યો

અતે છેક દસ વાગતે રાતે તેની ધીરજવત શોધખોલનુ કાઈક ફળ મળ્યુ—આહ! એવુ મલ્યુ કે જેથી તે ધરડો વીસવાસુ મુનીમ ઓરબી વધારે નાઉમેદ અને રડમેસ બની ગયો! હોટેલે હોટેલ ધકેલા ખાતા ખાતા તે લડન હોટલમા ચઢી પુગ્યો હતો—અને ત્યા આખરે તેને ખબર મળી કે ગોદરેઝજી જસાવાળા નામનો એક પારસી ગ્રહસ્થ તા૦ ૧૯ મી માર્ચે તે હોટલમા ઉતર્યો હતો ખરો—પણુ—

પણુ શુ? હોટલના મેનેજરે ડઘાઈ ગયલા હોરમજીને કહયુ કે તે પાસીનજર તો માત્ર એકજ રાત હોટલમા રહયા અને બીજે દહાડે—એટલે ૨૦ મી માર્ચે તો તેવણુ પોતાનો હેડબેગ મેલીને રાતે બાહેર ગયા તે પાછા ફરયાજ નહીં! મેનેજરે ઉમેરયુ કે મી૦ જસાવાળાએ એક દીવસની હોટલની ફી બી આપી નહી હતી!

હોરમજીએ તે હેન્ડબેગ જોવા માગ્યો તે રજુ કરવામા આવ્યો—અને અરે અફસોસ! બરાબર ગોદરેઝજી શેઠનોજ તે હેન્ડબેગ હતો, ઉપર તે કમભાગ્ય શેઠયાનુ નામ કાળા અક્ષરે ઇગ્રેજીમા લખાયલુ હતુ

હોરમજીની આખોમા આંસું ઉભરી આવ્યા! આ તો નક્કી નખ્ખોદનાજ સમાચાર હતા! મોહકાણુ જેમ તે બીહતો હતો તેમજ વણેલી

બોલ્લે બોલ્લી તે હવે જોઈ શકતો હતો ગોદરેઝ શેઠ પેલાઓ સાથ નીકળી ગયા એ સઘીયારેબી હવે ઉડી ગયો આમ નીકળી જવાનો હોય તો હોટલની ફી પગાર કર્યા વગર કદીબી ચાલી નહીં જાય ! આહ ! દેખઇતી રીતે તે કમનસીબ જવાન શેઠયો પોતાની હઝારો રૂપીયાની કરન્સી નોટો ખીસામા મારી પાછો તે રાતે માહતાબનુ ગાણુ સાભળવા ગયલો દેખ ઈતી રીતે લડન હોટલમા પાછુ ફરવાની તેની ગણત્રી હતી પણ—પણ તે પાછો ફરવા પામ્યોજ નહીં ! અરે ત્યારે તેનુ શુ થયુ હશે ? તે કયા ગયો હશે ? શુ તેનુ ખુન થયુ હશે ? મુબાઇ જેવા શેહરમા ખુન થાય તો તે જણાયા વગર શી રીતે રહે ? તેનુ શરીર તો મળી આવ્યા વિના રહેજ કેમ ? અરે—ખુનીઓ એકબાગી છટકી જાય, પણ ખુન થયલા સખ્શનો તો કાઈ મુદ્દો મળવોજ જોઇયે ! પણ તે મુદ્દો કયા હતો ?

હોરમજીનો જીવ ગમીથી અને ઠાકથી ફરતો હતો લડન હોટલના મેનેજર પાસે તેણે એક પેગ બ્રાડી ગરમ પાણીમા માગીને પીધો અને પછી તેને પોતાની સાથે લઇ તે પાસેનીજ પોલીસ ચોકીપર ગયો ત્યાના ઈનસ્પેકટરને બધી બાબદથી લબાણથી હોરમજીએ વાકેફ કર્યો પોલીસ અમલદારે બહુ દીલસોજીથી ધીરજથી બધી વાત સાભળી લઇને નોટસ ટપકાવી લીધી—અને પોતાની બનતી મદદ આપવાની કબુલાત આપી

ઇનસ્પેકટર જેફ્રીસબી હોરમજી સાથ મળતો થયો કે સઉથી અગત્યનો મુદ્દો આ ભેદભર્યા ગુનાહ માટે મેળવવાનો હતો તે મહેમદુ ઉસ્તાદ અને તેની છોકરી માહતાબ કયા "પસાર" થઇ ગયા હતા તે શોધી કાહડવાનો હતો તેણે હોરમજીને ખાત્રી આપી કે આ બે જણાઓની તલાસ કરવા માટે દરેક દરેક બનતી તજવીજ કરવાને પોલીસ કાઇબી બાકી રાખશે નહિ

આ પછી તે ઇનસ્પેકટર તુરત હોરમજીની સાથે પાછો કોસ્મોપોલીટન હોટલમા ગયો ત્યા મુસા ઉસ્માનજી તો નહીં હતા—કયા ગયા હતા તે કોઇને માલમબી નહીં હતુ, પણ ઇનસ્પેકટર જેફ્રીસે અત્યત બારીકીથી સભાળથી આજુબાજુ પુછપરછ અને તેહકીક કરી તો તેને ચોકકસ એક બીના—એક અગત્યની બીના—જાણમા આવી તે એ કે ૧૮ મી માર્ચ

પછીથી—યાને ગોદરેઝજી મુબઈ આવ્યો તેનીબી એક દાહડો અગાઉથી—કોસ્મોપોલીટન હોટલમા મહેમદુ ઉસ્તાદ યા તેની માહતાબ એક દીવસબી ગાવા આવ્યા હતાજ નહી !

જો તેઓ ગાવા આવ્યાજ નહીં હોય તો ગોદરેઝજી આ મુસા તથા મહેમદુને હાથ ફસાઇ જવાની હોરમજી આટયાની ડીઅરી ક્યા ગઈ? ઇનસ્પેકટર જેફ્રીસે મ્હોડુ કુમળાવ્યુ અને પોતાથી બનતુ કરવાનુ પાછુ વચન આપી હોરમજીથી તે રાતનો છુટો પડયો

ગરીબ બીચારો હોરમજી આટયો ! તેબી આ છેલ્લી બીનાથી બીલકુલ ગુગળાઈ ગયો હતો અરે—તે બીચારાને સ્વપને પણ કયાથી ખ્યાલ જઇ શકે કે તેનો શેઠ ઠેઠ મહેમ વેર ૨૦ મી માર્ચની રાતે માહતાબનુ ગાણુ સાભળવા ગયલો હતો !

તુર્તવેળા તો બીજુ કશુબી કરવાનુ રહેલુ નહીં હતું, છતા હોરમજી આટયો 'ટાઇમ્સ' આફીસ અને 'જામે' આફીસમા રાતે ૯ વાગે ગયો અને તે બને પત્રોમા નીચલી જુદી જુદી જાહેર ખબરો આપી—

# પત્તો જોઇયે છે.

## રૂ. ૫૦૦૦ નુ ઇનામ.

મી૦ ગોદરેઝજી જસાવાળા નામના જાણીતા વેપારી ગ્રહસ્થ જેઓ ગઇ તા૦ ૧૯ મી માર્ચે પુનાથી અત્રે આવી લડન હોટલમા ઉતરયા હતા અને જેઓ ૨૦ મી માર્ચથી ગુમ થઇ ગયા છે તેમનો પત્તો નીચે સહી કરનારને જો કોઇ લાવી આપશે તો તેને રૂ ૫૦૦૦ નુ ઇનામ આપવામાં આવશે

**લી૦ હોરમજી બરજોરજી આંટયા**

ઠે૦—ગ્રેટ વેસ્ટરન હોટલ, મુબઇ

# પત્તો જોઇયે છે.

## રૂ. ૧૦૦૦ નું ઇનામ.

---

મેહમદુ ઉસ્તાદ નામે એક ગવઇયો અને તેની છોકરી, જેણી માહતાબ નામે ઓળખાતી આવી છે, અને જેઓ છેલ્લા ૫દર દહાડાની વાત ઉપર તો માહીમ રહેતા જણાયા હતા, અને જેઓ અવારનવાર કોસ્મોપોલીટન હોટલ (ગ્રાંટરોડ)મા ગાવા આવતા હતા, તેઓનો પત્તો જોઇયે છે આ બે જણા હાલ ક્યા છે તેની ખબર નીચે સહી કરનારને મેળવી આપનારને રૂ ૧૦૦૦ નુ રોકડ ઈનામ આપવામા આવશે

લી૦ હોરમજી બરજોરજી આંટયા

ઠે૦—ગ્રેટ વેસ્ટરન હોટલ, મુબઈ

આ બેઉં જાહેર ખબરો બને પત્રોમા આપી તે રાતે તો તદન ઠાકીને નસોસ થઈ છેક સાડા બારેક વાગતે હોરમજી આટયા પોતાના ગ્રેટ વેસ્ટરન હોટલમા પાછો ગયો આખી રાત તેણે બેકરાર જીવે તખલ તખલ કર્યા કીધી ઉંઘ ક્યાથી આવે? તેને હઝારો જાતના ભયાનક વીચારો આવ્યા કીધા—અને છેક પાછલી રાતે તેની જરા આખ લાગી ત્યારે બી પોતીકા પ્યારા શેઠ માટે એક અતીશય બીહામણો સ્વપનો જોઇને તે ફાળ ખાઇને ઉઠયા

કરે બી શુ? બીજે દહાડે પાચમી એપ્રીલે ફીરોઝ શેઠ આવી પુગે ત્યા સુધી બીજુ હોરમજી કરે બી શુ?

*   *   *

ગ્રેટ વેસ્ટરન હોટલમા સામ સામી નખાઇ ગયલે મ્હોડે માથે હાથ દઇને બેઠેલા તે શેઠ વાણોતરની જોડીનુ ચીત્ર ખચીત કોઇની બી છાતીમા દયા ઉપજાવે તેવુ હતુ

બીજે દહાડે ૫ મી એપ્રીલે ફીરોઝ જસાવાળા હાગકાગથી બરાબર

નીમેલા વખતેજ આવી પુગ્યો હતો તેની સ્ટીમર પ્રીનસીઝ ડોકમા દાખલ થઈ કે તેણે પોતાના ઓપેરા ગ્લાસમા આતુર અધીરી આખ્યોએ આખા બદરપર આમ તેમ જોયુ. લાબી મુદતે પોતાના વહાલા એકપુરા વડીલ ભાઇને હસ્તે ચેહેરે હરખથી કોટી કરવાની ભર ઉમેદમા તેની છાતી ઠડક ઠડક થઇ રહેલી હતી—પણુ ગોદરેઝ ભાઇને બદલે જ્યારે ત્યા બદર ઉપર ગમગીન ચેહરા સાથ ફીરોઝે ધરડા હોરમજી આટયાને ઉભેલો જોયો ત્યારે તેનુ પોતાનુ મ્હો બી કુમળાઈ ગયુ

સ્ટીમર પરથી પોતાનો નાનો શેઠ નીચે ઉતર્યો કે તેના બે હાથ પોતાના હાથમા પકડી લઈ હોરમજીએ પોતાની ભીણી આખ્યોમા ચાપ્યા અને પછી ડીઓ ખેચીને રડી પડયો ફીરોઝ તો ફાટીજ ગયો—

"કેમ ?–કેમ ?–હોરમજી ?–શુ છે ? ગોદરેઝ કાહ છે ?" તેણે ડબાઇને ગગળતા અવાજે પુછ્યું

હોરમજીએ આખ્યો લુછી અને શેઠજી ફીરોઝને એશારત કરી એક બાજુ 'શેડ' મા લઈ જઇ બેસાડયો—અને પછી આસ્તેથી, ધીરજથી તે પોતીકા હવે એકલ ડોકલ રહેલા શેઠીયાના ભખરાઇ ગયલા કાનોમા ગોદરેઝજીના ભેદભરી રીતે ગુમ થવાની તમામ ગમખાર કાહણી રડેમેસ સાદે રેડી

ફીરોઝના ગમનુ પુછ્વુજ શુ ! ગ્રેટ વેસ્ટરન હોટલમા આવવા પછી કેટલો વખત સુધી તો તે કાઈ બોલીબી નહીં શકયો. હોરમજીએ તેને ઘણો દીલાસો દીધો, ઘણી હીંમત આપી—તરેહવાર જાતની આશાઓ આપી, પણ ફીરોઝનુ જીગર આ નહી ધારેલી ઓચીંતી આફતના જાલમ ફટકાથી બસ ચીરાઈજ ગયુ હતુ ઘણે વખતે અતે તેની જબા કાઈ પુછપરછ અને તેહકીક કરવા માટે ઉપડી. તેણે ચીપીચીપીને દરેક દરેક બાબદનો ખુલાસો હોરમજીથી પુછી લીધો હતો—અને સેવટે તેબી બસ એકજ અનુમાન ઉપર આવીને પોતાના મુનીમ સાથ મળતો થતો હતો કે ગોદરેઝના ખીસા માહેલી કરન્સી નોટોના ચોડાથી મુસા ઉસ્માન અને મહેમદ ઉસ્તાદની દયાનત જરૂરજ બીગડેલી હોવી જોઇયે—અને તેઓએ

તે ભોલા પોતાના શીકારને કેડે ફાંદામા લઇને તેનો બીચારાનો આંકો લાવી નાખ્યો હશે તે માટે તો હવે જરાબી શક હતોજ નહીં ગોદરેઝ જો જીવતો હોય તો પોતાના ભાઇને જણાવ્યા વગર કદીબી રહેજ નહીં

પણ એ ખુન કયા અને કેવી રીતે થયુ, અને ખુન થયા પછી તે કમનસીબ જવાનના શરીરની શુ અવસ્થા થઇ તેજ એક મહાન ઉખ્યાણુ હતુ દસ લાખની વસ્તીવાળા ખીચોખીચ મુબઇમા જરાબી પત્તો મળવાની આશા શુ રાખી શકાય?

"ફીરોઝશાહ સેઠ!" હોરમજી બત્રીસી પીસીને દુખી અવાજે બોલ્યો, "પેલી ગોરી વત્રીએ, તેના લફ્ગા બાપે ને તે લોકના મલત્યા આય મુસા ઉસમાને મારા બચ્ચા જેવા નીરદોશ શેઠયાના કીમતી જીવનો ભોગ થોડાક નજીસ પૈસાને ખાતર લીધોછ એ લોક ત્રણેક જણા આય અઘોર કરમમા સામેલ છે, નહીં તો મારો જમણો હાથ કાપી આપુ જો ગોદરેઝજી શેઠના ખુનની ચાવી શોધવી હોય તો પેલી માહતાબને કઇબી કરી— કાઇબી ખરચે—આપણને હુડી કાહડવી પડશે ધીરજ ધરો–સાહેબ–પોલીસ એ બાપ બેટીની પુઠેજ છે"

\+ \+ \+

પહાડ જેવા ચાર દહાડા વચમા નીકળી ગયા મુબઈ પુગતાને વાર પાચમી એપ્રીલે હીંદુસ્તાનના લગભગ દરેક જાણીતા શેહેરોની પોલીસ પર, અને ગામે ગામ જ્યા જ્યાબી પોતાના ઓળખીતાઓ હતા તેમનીપર તારો છોડી ગોદરેઝ જસાવાળાની કાઈબી બાતમી મેળવવા માટે કરગરીને અરજ કરી હતી પણ કેઠેથી જરા પણ આશા મળે તેવો જવાબ આવ્યો નહીં દરેક ઠેકાણેથી એકની એક ધપનો ઉત્તર ફરી વળ્યા કર્યો કે ગોદરેઝજી માટે તેઓને બીલકુલ કાઈજ ખબર મળતી નહી હતી

પોલીસ તરફથી પણ સહેજબી સધીયારો મળે તેવી ખબર મળી નહીં પેલા ઉસ્તાદ અને તેની બેટીની ધનનસલજ નાબુદ થઈ ગઇ હતી હોરમજી આટયાએ ઈનામો માટે જાહેરખબરોના ખરચેલા પૈસા પાણીમા ગયા હતા!

બધી પોલીસની, ફીરોઝની, હોરમજી આટયાની મેહનત બરબાદ ગઈ હતી

ફીરોઝ તો તુટેલા દીલે તમામ આશાજ છોડી બેઠો. તે ૯ મી એપ્રીલે કલકતે ઉપડી ગયો અને હોરમજીને મુબઇમા પોતાની પાછળ બીજા પદર દહાડા રહીને હજીબી ચાપતી ખોલ કરવાનુ ફરમાન આપી ગયો

વીકટોરયા ટરમીનસપર જ્યારે ત્રેન ઉપડતી વખતે તે બુઢ્ઢારગ મુનીમે પોતાના નાના શેઠને શેકહેન્ડ કરી ત્યારે તેના હાથ ધ્રુજતા હતા, તેમજ તેનો સાદ પણ ધ્રુજતો હતો

'સાહેબજી-ફીરોજ શેઠ! તમે સીધારો ને મારીપર વીસવાશ રાખો. જો કાઇબી બની શકતુ હશે તો તે કરવાને મારો જીવ પટકી નાખશ. આપણે જેટલી થાય તેટલી કોશેશ કરયે-પછી ખુદાની મરજી જુદીજ હોશે તો આપણુ શુ ચાલવાનુ છે? આ બે ચડાલોની પુઠે હુ એક શીકારી 'બ્લડહાઉન્ડ'ની માફક ટાપી રેહવશ યાદ રાખજો શેઠ!-હુ તમારો નોકર નથી, હું તમારો વફાદાર કુત્રો છેઉ ! સાહેબજી મુરબ્બી"

આ મીનીટે ફીરોઝને લઇને ત્રેન ઉપડી

## પ્રકરણ ૨૩ મું.

### ખાનબહાદુર ધનજીશાહનો નવો પ્રાઇવેટ સેક્રેટરી.

પેડર રોડ ઉપરનો પોખાળ "મોતી મીનાર" આજે—તા૦ ૯ મી એપ્રીલ ૧૯૦૬ ની સહવારે—રાબેતા કરતા કાઇક વીશેશ ધમક દેખાડી રહેલો હતો છેલ્લો લગભગ એક મહીનો થયો એ ગભાર જેવા બગલાની ઉપર જે ઉદાતો ઝુફરેતો સુમસામ સાહયો પંડરાયલો હતો તે આજે જાણે અચબુચ કોઇએ ઉચકી લીધો હતો. તેના ઉજડ પડેલા કમપાઉન્ડમા એકાદ એકલ ડોકલ માલી એકલો એકલો પોતાનુ હાથ્યા કરી સુસ્તીનાં બગાસાં ખાતો હતો-તેને બદલે આજે ત્યા બગીચાબા, નોકરોના

કોઠરામા, ખુદ બગલાની અદર નોકર નફરોની ગડગડ સડબડ આસપાસ ના બગલાના રહીશોનુ દેખાઇતી રીતે ધ્યાન ખેચી રહી હતી મોતી 'મીનાર' ના ભોયતળીયાની, તેમજ પહેલા તથા બીજા મજલાની બારીઓ —જે છેલ્લા માર્ચ માસમા સદા બધબસ્ત રહેલી રસ્તા પરથી જણાતી હતી તે—આજે બધી પોરપરાક ખુલ્લી દીસ્તી હતી જાણે એક લાબી ઉઘ ખેચી કાહડીને તે ઇમારત આજે એકાએક પોતાની પુર હુશીયારી-મા પાછી જાગૃત બની હતી

વાચનાર, એક મહીનાની ગેરહાજરી પછી 'મોતી મીનાર'નો બુઝોગ માલેક અને શેઠયો—ખાનબહાદુર ધનજીશા એદલજી બહમન બેહરામ-ગઈ રાતેજ ત્યા પાછો ફરયો હતો, અને તેના પરીણામમા એ સુસ્ત સુમસાન પડેલા મકાનના જીવની અદર જાણે પાછો નવેસરથી જીવ આવ્યો હતો

સહવારના સાડા દસેકનો અમલ હશે ખાનબહાદુર પોતે નાહી ધોઈ, નાસ્તો કરીને પરવારયા હતા—અને પહેલે માળે પોતાના સીટીંગ રૂમમા એક આરામ-ચેરમા લેટીને નાક પર એક સોનાના આઇગ્લાસ સાથ તે દહાડાનુ 'જામે' વાચવામા તેવણ રોકાયલા હતા કુમસ ખાતે એક મહીનો તેવણ અચ્છો ચેન્જ લઇન મુબાઇ પાછા ફર્યા હતા એમ તેવણના હાલ સહેજ ભરાયલા મ્હોડા અને ફુગેના ગાલપર આવેલી સુરાખીથીજ માલમ પડી આવતુ હતુ

ધનજીશાહે 'જામે' ની એડીટોરીયલ કાલમને મથાળે પ્રગટ થયલી પોતાની એક જાહેર ખબર પાછી વાચી આ જાહેર ખબર તેવણે 'જામે' અને 'ટાઇમ્સ' મા છેલ્લા આઠ દહાડા થયા ચાલુ આપ્યા કરી હતી.

---

## જોઇયે છે.

એક જરથોસ્તી ગ્રહસ્થ (બેચેલર) જેઓ ૨૮ મી એપ્રીલની ફ્રેન્ચ મેલ સ્ટીમરમા "કોનટીનેન્ટ' પર ફરવા જવા માટે ઉપડી જનાર છે વેમની સાથે રહેવા માટે એક પ્રોઇવેટ સેક્રેટરી તુરત જોઇય છે.

સ્માર્ટ, જુવાન, ઉંચા કદના, સારા બાંધાના, તંદુરોસ્ત અને દેખાવડા ઉમેદવારોએ જાતે પોતે તા૦ ૯ મી એપ્રીલથી તા૦ ૧૫ મી એપ્રીલ સુધીમાં ખા૦ બા૦ ધનજીશાહ એદલજી બહમન બેહરામને પેડર રોડપરના તેવણના રહેવાના મકાન 'મોતી મીનાર" મા સહવારના ૯ થી ૧૨ વાગતાની વચ્ચે મળી જવુ

ઇંગ્રેજીમા અચ્છી રીતે વાતચીત કરી શકે તથા કોરસપોન્ડન્સ કરી શકે તેવા ચચલ અને તંદરોસ્ત ઉમેદવારોએજ અરજી કરવી ૨૮ વરસથી વધુ વયનાઓએ તકલીફ લેવી નહીં એકાદ સારા ખાનદાનના પારસી યા તો કોઈ લાયક મહામદન જવાનને વધુ પસંદગી આપવામા આવશે

ખાવા પીવાનુ—કપડા—તમામ અંગત ખરચ–મુસાફરીનો સેકંડ ક્લાસનો ખરચ-ઉપરાત પોકેટ અલાવન્સ તરીકે કોઈ સારી લાયકાત ધરાવનારને રૂ ૧૫૦ સુધીનો પગાર દર માસે મલશે

તા૦ ૨૮ મીએ ઉપડી જવાનુ હોવાથી તા૦ ૧૫ મીની અગાઉ અરજી થવી જોઇયે

---

ખા૦ બા૦ ધનજીશાહે આ જાહેરખબર ત્રીજી વખત ફરીથી વાચી અંદર લખાણમા કાંઈ ક્યાસ જાણે રહી ગઈ હોય, અને તે તેવણ શોધી કાહડવા આતુર હોય, તેમ તેઓએ તેની લાઇને લાઇન ચીપીને વાંચી હતી છેલીવાર વાચ્યા બાદ તેવણે 'જામે' પાસે ટેબલપર ફેંક્યુ અને પછી નાકપરથી આઈ ગ્લાસ કાહડીને વીચારવંત મોહડે સીલીંગ પરના ભારવટયા જોતા સ્થીર ઇઝીચેરપર પડી રહયા.

હા–ખરી વાત હતી ખાન બહાદુર તા૦ ૨૮ મીએ તો પારીસ ઉપડી જનાર હતા. આજે તા૦ ૯ મી તો થઇ—અને પ્રાઇવેટ સેક્રેટરીનુ તો હજી ઠર ઠેકાણું નહીં હતુ ! આજે સહવાર પછી કાંઈ બે ત્રણ જણા આવી ગયા હતા, અને ધનજીશાહે તેઓનુ નામ ઠામ બી લખી લીધું હતું ખરૂં, પણ તેઓ માંહેથી કોઈ બી ઉમેદવાર તેવણના ધ્યાનમા

ઉતરયો નહીં હતો તેવણુને તો કોઈ ઇનિટેલીજન્ટ દેખાવમા લગાર શોભ- ઇતો અને સામટી રીતે એક "પ્રીઝેનટેબલ યગમેન" પોતાના પ્રાઇવેટ સેક્રેટરી તરીકે પોતીકી યુરોપીયન ટુર માટે જોઇતો હતો

યુરોપીયન ટુર માટે? હા—ખા૦ બા૦ ધનજીશાહને વળી એ વાહરૂ આવી ગયલુ હતુ પોતે પોતાના પેલા ભુડા ભત્રીજા એરચ સાથ છેડા છોડવી નાખ્યા પછી ધનજીશાહનો જીવ ખાટ્ટો મારી ગયો હતો તે નાલાયક દુકતાની બદચાલથી તેવણુનુ દીલ તુટી ગયુ હતુ એકવાર કઠણુ જીવ કરીને તેવણે તે બેવકુફ પોરીયાને ઓવારનીવાર કરી મેલ્યો હતો ખરો, પણ એ ગમખાર નાખુશ બનાવની યાદે તેવણુના મનપર બુરી અસર કરવાનુ ચાલુજ રાખ્યુ હતુ તેવણ પોતાનુ ચીત્ત કાઇ જુદીજ દીશાએ રોકવા માટે થોડા થોડા મ્હાડા જહાબોરડી, ડુમસ, વગેરે ઠેકાણુઓએ હવા ખાઇ આવ્યા હતા—પણ ત્યા બી તેવણુનો ઉચટ પડેલો જીવ કોઈ રાહત મેળવી શકયો નહી હતો તેવણુના તનને ફાયદો થયો હતો, પણ મન વેરાયુ હતુ નહી ધનજીશાહ પોતાની દરેક સારી ખાસતોમા એક મહા બુરી ખામયત એ ધરાવતા હતા કે તેવણ જીદનું એક ખોરયુ હતા! એરચ બહમન બેહરામના સબધમા તેવણે ભરેલુ કઠોર પગલુ તેવણ હવે પાછુ ખેચી લે એ તો સ્વપનાનીજ વાત હતી

અચણુચ તેવણુને ફાટો આવી ગયો કે બસ વીલાયત થોડા મહીના ફરી આવવુ તેવણુને શેનો હોકો ધોકો? આણી મેર બોચકા બાધ્યા કે ચાલ મારા બાપ! કાઇ થોડી બઇરી છોકરાની તેવણુને હલામણુ કરવી પડવાની હતી? માત્ર તેવણુને એક ખુશમીજાજી, ઉપ્યોગી સોબતી પોતાની મુસાફરી દરમ્યાન જોઇતો હતો પાકટ વયે તદન એકલા વીલાયતની રખડરઝડ કરવા માટે તેવણુનામા હવે હીંમત નહીં હતી

ધનજીશાહ બહમન બેહરામે એક વાર કોઈ વીચાર કરયો કે પછી તે અમલમા મેલતા જરા બી વીલબ લગાડે તેવા તેવણ આસામી હતાજ નહીં તેઓએ ઝટ ડુમસથીજ 'ટાઇમ્સ' અને 'જામે' ઉપર પ્રાઇવેટ સેક્રેટરી માટે જાહેર ખબરો ચીત્રી મોકલી અને ૮ મીની રાતે અચયુચ તેવણુ

પોતાને બંગલે મુંબઈમાં સરવે નોકર નફરોની અજાયબી અને ગભરાટ વચ્ચે આવીબી ઉભા

પોનાના પુર અ દેશામા ઇઝીચેરપર પડયા પડયા તેવણે સીલીંગ ભણી ટીકયા કરયુ, અને પછી સુસ્તીનુ એક બગાસુ ખાઇને કટાળેલા જીવે ઘડીયાલ ગમ જોયુ ખરેખર—આ એકલ ડોકલ પૈસાદાર પારસીને માટે તેની એકાત જીદગી હવે હવે જરા ભારી લાગતી હતી ખરૂ પુછાવો તો ધનજીશાહને સોહવાતુ હતુ નહીં વખત કાહડવો તેવણુને છેલ્લે છેલ્લે જરા કઠણુ પડતો હતો વાચી વાચીને તે તેવણુ કેટલુ વાચે? જરા સહ વારના કલાક બે કલાક ન્યુસપેપરો વાચ્યા—સેહજસાજ એકાદ ચોપડીનુ ચીટરૂ લઇને બેઠા—કે પછી ધનજીશાહની નબળી આખ્યો થાકી જતી હતી પોતાના કામકાજને લગતો હીસાબ કેતાબ લખવા માડવાનુબી ઝાઝુ હતુ નહીં—કેમકે તેવણુ આજે પાચ વર્ષ થયા મોટે ભાગે હવે ધધાધાપામાથી ફારેગ થઇને પોતાની એસ્ટેટોની જગી આમદાની ઉપરજ રહેલા હતા એજ એકલવાઈ હાલતથી કાયર બની તેવણે હવે જરા મન વેરવા યુરોપ થોડાક મહીના જઇ આવવા આતુર બન્યા હતા તેવણુના ભત્રીજા એરચે તેવણુની તમામ આશાઓ કચડી નાખી, ત્યાર પછી ધનજીશાહ બહમન બેહરામને કોઈ ઘણુજ જોશ સાથ લાગ્યા કરતુ હતુ કે તેવણુ આ દુન્યામા હવે સદતર એકલા પડી ગયલા હતા આ વીચાર તેવણુ છેલ્લો મહીનો દહાડો થયો બીલકુલ છટેડી શકયા હતા નહીં કોઈ લાયક બોલકણા ચચલ જવાન સખ્શને પોતાના પ્રાઇવેટ સેક્રેટરી તરીકે સાથે વીલાયતની મુસાફરીએ સોબતી તરીકે લઈ જવાની ધનજીશાહની ખરી બાતેનની મકસદ એજ હતી કે એરચના વીખુટા પડવાથી તેવણુના જીગરમા જે ખાચો પડી જવા પામ્યો હતો તે થોડે દરજ્જેબી પુરી નાખવો.

ઘડીયાલનો કાંટોબી જાણે અડી બેઠો હતો અગ્યારમા પાચ મીનીટ કમ ઉપર ગોયા મોટો કાટો ચીટકી ઉભો રહી ધનજીશાહને પજવવા માગતો હતો। ખુરસીપરથી ઉઠીને ખાનબહાદુર પોતાના બેડરૂમમાં જરા

બરડો નાખવા જાય છે તેટલા તેવણના પુરાણા લાલ્યા નોકરે એક કારડ લાવીને તેવણના હાથમા મેલ્યો—

| Mr Mubarak Ali Mirza Beg |
|---|

ધનજીશાહે ભવાની કમાણ ચઢાવીને આ વીઝીટીંગ કાર્ડપરનુ નામ બે ત્રણ વાર પાછુ વાચ્યુ

"કોણ છે એ, જીવણ ?"

"છાબ કોઈ ખોજા છરખા દીછે—બોલાઉ ?"

"ખોજો ? કોણ–કોઈ બુઘો માણસ છે ?"

"ના જી-કોઈ જુવાન દીછે."

"પણ ગદ્ધા ! શુ માગેછ તે પુછયે કેની ?"

"પુછેલુ છાબ–પણુ કેહજે મછ આ કેઆટ છેઠ પાછે લીઈ જા !"

"ઠીક–બોલાવ તેને !"

જીવણ ગયો અને બીજી મીનીટે એક જુવાન ગબરૂ મહોમેદન તે ઓરડામા દાખલ થયો ઉબર ઓળગતાજ તે દરવાજાપર થોભ્યો અને ધનજીશાહને ઘણીજ અદાથી નમીને બાઉ કર્યુ

ચુચી આપ્યો કરી ખાનબાહદુરે આ નવા આવનાર ગમ જોયુ અને પહેલીજ નજરે તેવણપર કાંઈ ઘણી સરસ અસર થઈ હોય તેમ લાગ્યુ તે જવાન મુસલમાન તદન સુધરેલી સ્ટાઇલનો, ખરેજ સોહવા મણો, સારી કાઠીનો, મજાનો ઉચો અને દેખાઇતા ચચન દેખાવનો ગ્રહસ્થ દેખાતો હતો તેણે પોતાની દાહડી અને મુછ ઇગલીશ ધપે તદન કલીન શેવ કરેલી હતી–અને દીલમા ઇંગ્રેજી ફાકડો કેશમીરી સુટ પેહડયો હતો માથે માત્ર ફુમટાવાળી લાલ તુરકીશ કેપ પેહડેલી હતી તેના ઘટમદાર મ્હોડાપર એક "રીમલેસ" આઇગ્લાસ હતો, અને તેના વેસ્કોટ પર સોનાનો ઘડીયાળનો છેડો હતો સાફ સાફ ને પાચ પૈસે સુખી એક ખાનદાની જવાન હતો, અને સામા ઘણીતુ દીલ હરી લે તેવો એક

ખુબસુરત મરદ હતો. તેનો ચેહરો જો કે લગાર સોહરાયલો અને ગભીર હતો, તોય તેની આખ્યોમા એક જાતનો ઓર મીઠાસ અને નરમાશ ધનજીશાહ જેવા દુન્યાદારીના પાહાવરદા આદમીએ તત્કાળ જોઈ લીધા હતા

તે જવાન વીઝીટરના "બાઉ"ના જવાબમા ધનજીશાહે પાછુ ડોકુ હલાવ્યુ

"કેમ સાહેબ–કઇ ફરમાશ ?" તેવણે પુછ્યુ

"તમો સાહેબ ખા૦ બા૦ બહમન બેહરામ છો ?"

"હા—કેમ ?"

"આપ સાહેબની જાહેરખબરના જવાબમા હુ આવ્યો છુ તમને એક પ્રાઇવેટ સેક્રેટરી જોઇયે છે—"

'ઓ યસ ! આવો–બેસોની" ખા૦ બા૦ ધનજીશાહે કાઇ વીચીત્ર ઉલટથી આ નવા ઉમેદવાર બણી શરૂઆતમાજ પસદગી દેખાડવા માડી હતી

મી મુબારકઅલીએ ખુરસીપર બેઠક લીધી

"તમે જાતના——મકુ તમે—"

'હુ હેદરાબાદી મહોમેદન છુ, સાહબ"

'મુંબાઇમાજ વસોછ ?"

"ના શેઠ—હુ તો હેદરાબાદ નીઝામ હજુરની સબજેક્ટ છુ ત્યાથી આઠ દસ દહાડા થયા અત્રે આવ્યો છુ"

"ત્યા–છે તે–ત્યાં તમે શુ કરતાતા, મી૦ મુબારકઅલી ?"

"હુ નવાબ રૂસ્તમજગ બહાદુરની પેહડીમા હતો, સાહેબ !"

ખા૦ બા૦ ધનજીશાહનુ મ્હોડુ ખુલી ગયુ

"અહો નવાબ રૂસ્તમજગની ફર્મમાં ! એ નવાબને હુ નામથી ઘણી અચ્છી રીતે પીછાણુતો'તો. કમજે તેવણની પેઢી સાથ મને અગાઉ

બે ચાર વખત કામ પડેલુ એ—એ નવાબનુ તો હમણા થોડા વખતપર ખુન થયુ—નહી ?"

'જી—હા ! કોઈ અણજાણ્યા બદમાશે તેવણુને ઠાર મારયા પછી તેવણુની ફરમો તેવણુના બેટીએ બધ કરી, એટલે મને રૂખમદ મળી થોડા દીવસપર તમારી જાહેરખબર વાચીને હુ આયો છુ—અને જે ફરમાવો તો સેવક એ તમારી નોકરી ઉપાડવા હાજર છે"

"મી૰ મુબારકઅલી—સાચ્ચુ કેહુ તો મને તમારી બોલવાની રીતભાત—તમારો દેખાવ બધુ પસદ છે પણ—પણ—કઇ મનમા ના લાવતા—એ ! મને જરા બરાબર 'રેફરનસ' જોઇશે નવાબની દીકરીને હુ લખીને પુછાવશ જો ?"

મુબારકઅલી મીરઝાબેગના શાત હેનડસમ શોકાતુર મુખડાપર સેહજ હસ્વુ પથરાયુ

"નવાબ સાહેબના કુટુબમા નોકરી કરવાને મને આજે લગભગ છ વરસ થયા, સાહેબ" તે અતી નરમાશથી બોલ્યો, "તમે વાજબી કહો છો રેફરનસ વગર કોઈ નોકરી આપે નહીં નવાબના એકપુરા બેટી અને વારેસ દીનબાનુ મને સારી રવેશે પીછાણે છે આ તેમનુ ભલામણ પત્ર હુ મારી સાથેજ લાવ્યો છુ, શેઠ"

આમ કહી મુબારકઅલીએ એક અચ્છુ મોનોગ્રામ સહીત કાળી બારડરવાળુ પરબીડુ ખા૰ બા૰ ધનજીશાહના હાથમા મેલ્યુ અને પછી નમતાઇથી સલામ કરી

આ દેખાવળા લાયકીવાળા અચ્છી તરબીયતના નવજવાન મુસલમાનને જોઇને બુઝોરગ ધનજીશાહના મુખડાપર ખરેજ ખુશાલી પથરાઈ આવતી હતી કોણ જાણે શુ સબબસર બસ એ ઉમેદવારે પહેલે ઝટકજ તેવણુનો વીસવાસ અને ચાહ પ્રથમથીજ ખેચી લીધો હતો, તેમા જ્યારે તેણે આવી 'બીઝનેસ—લાઇક' ધપે નવાબ રૂસ્તમજગના ખુદ બેટીનુ એક ભલામણ પત્ર તેવણુને આપ્યુ ત્યારે તો તેવણુથી મલક મલક હસાઇ જવાયુ મીસ દીનબાનુને પોતાને હાથથી લખાયલી તે સરટીફીકટ નીચે મુજબ હતી—

મની મઝીલ-ખયરતાબાદ, હેદરાબાદ (દખણ)
તા૦ ૨૫ મી માર્ચ ૧૯૦૬.

આ ચીઠ્ઠી ધરાવનાર ગ્રહસ્થ મી૦ મુબારકઅલી મીરઝા બેગ મારા મરહુમ પીતાજી નવાબ રૂસ્તમજગ બહાદુરની ફરમમા એક અગત્યના જોખમદાર ઓધ્ધા ઉપર છેલ્લા ૭ વરસો થયા હતા એમને હુ અગત રીતે પીછાણુ છુ અને કહેવાને ખુશી છુ કે એઓ એક ખરેખરા લાયક, નમાના, શુધ્ધા, પ્રમાણીક, આબરૂદાર, ઉદ્યોગી ગ્રહસ્થ છે એઓ સરખા ભલા અને બાહોશ મારા મીત્રથી છુટુ પડતા મને ભારે દુખ ઉપજે છે—પણ મારા પીતાજીની 'ફરમ' મે હવે બધ કરેલી હોવાથી એ મી૦ મુબારક-અલીને કોઈ વધારે સારા ઓધ્ધાપર જવા દેવા વીના બીજો છુટ-કોજ નથી ઉચે ઉચ એક સદગુણી અને વીશ્વાસુ આ ખાનદાની ગ્રહસ્થને કોઈબી જગ્યા માટે 'રેકમેનડ' કરતા મને મોટો સતોષ ઉપજે છે

લા૦ **દીનબાઈ રૂસ્તમજી વકીલ**
તે નવાબ રૂસ્તમજગ બહાદુરના બેટી '.

ખા૦ બા૦ ધનજીશાહે આ સરટીફીકેટ ધ્યાનથી વાચી અને તેવણે એક જાતના સતોષી ચેહરે મુબારકઅલીને પાછી આપી

"બસ આય પુરતું છે—મી૦ મુબારક ' હુ તમુને હવે માત્ર મી૦ મુબારક કરીનેજ હવે બોલાવશ, અ—હુ ધારૂછ કે મારા પ્રાઈવેટ સેક્રે-ટરી તરીકે તમે તદ્દન મને "સુટ" થશો છે તે—તમે ફ્રેચ સેહજસાજ બોલી શકોછ કે ?"

"જી હા—મારી સેકડ લેગવેજ અને ઓપશનલ સબજેક્ટ ફ્રેંચજ હતી"

'ચાલો તાહરે તો ઘણુ મજેનુ, તમુને મારી ટર્મસ ખબર છે—"

"શું ટર્મસ, સાહેબ ?"

"મફત ખાવા પીવાનુ—રેહવાનુ—સેકડ ક્લાસ મુસાફરીનો ખરચ અને રૂ ૧૫૦ નો પગાર—"

મુબારકઅલી એકવાર ફરીથી ઘણુજ જરાક હસ્યો તેના સોહામણા મુખડાપર સેહજ રમુજ જાણે ફેલાઈ ગઈ હતી

"ખાનબાહાદુર સાહેબ ! તમો મનમા કઈ લાવશો નહી પણ મને પગાર મુદ્દલ જોઇતો નથી"

એકાએક ચમકીને ડોળા ચઢાવી ધનજીશાહે આ નવાઈ જેવા ઉમેદ-વાર ગમ થોડો વાર ટીકયા કર્યું

"પગાર જોઇતો નથી ! એટલે ?"

"સાહેબ, અલ્લાહની મેહેરથી મારી પાસે પુરતુ છે હુ સારા ખાન-દાનનો નબીરો છુ, શેઠ મને પૈસાની તુભા નથી હુ માત્ર તમો સરખા એક આબરૂદાર ગ્રહસ્થની સાથે વીલાયત ફરી આવવા માગુ છુ—મને બીજો કશો અભખરો નથી"

"અરે એમ કઈ હોય ? વોટ નોનસનસ ! નહી—નહી—મુબારક, હુ તમુને પગાર તો આપવાનોજ ! જો તમુને દોહડસો ઓછા પડતા હોય તો—'

"નહી સાહેબ—એક્ષક્યુઝ મી ! હુ પગાર લેવા માગતોજ નથી જો તેમ હોય તો પછી હુ તમુને વધારે તકલીફ આપીશ નહીં"

"અરે પણ—તમે તો વરી અજબ જાતના પ્રાઇવેટ સેક્રેટરી નીકલ્યા !"

"એમા અજબ જેવુ કઈ નથી, સાહેબ ! મારી નોકરીના બદ લામા તમો જેવા મુરબ્બીની પનાહ તળે હુ રહેવશ, ખાવશ, પીવશ—મુસાફરી કરશ–તેજ શુ પુરતુ નથી ? ખાનબહાદુર સાહેબ–એક પગારદાર સેક્રેટરી પોતાના શેઠના જીગરમા વહાલ અને ઇઝત ઝાઝો જીતી શકતો નથી મને માફ કરો, સાહેબ—હુ પગાર તો જીનહાર નહી લેવાનો !"

ખાનબહાદુર વીચારમા પડયા અને લગાર વીસમય પામી આ અસાધારણ જાતના જવાન ખુબસુરત મુસલમીનનો ખાનદાની ચચળ મુખડો એકકી ટગરે જોવા લાગ્યા

"ઠીક છે—મુબારક! આપણે તે પાછળથી જોઈ લઇશુ હુ એક સવાલ પુછુ? તમે તદ્દન એક પારસીની માફક મજાની ગુજરાતીમા વાત કરોછ—તે મકુજે—"

વળી મુબારકઅલીના મુખડાપર ત્રીજી વાર પેલુ બેમાલુમ હસ્વુ ફરી વળ્યુ

"સાહેબ એક પારસી કુટુંબમા હુ છ વરસ થયા પળોટાયલો હતો એટલે લઢન પડી ગેઇછ."

"ઓહ આઈ સી! વેલ—મુબારક—મારે કેહી દેવુ જોઇયે કે મને તમારે વાસ્તે ખચીત સારો વીચાર બેઠોછ આપુને ૨૮ મીએ ઉપડી જવાનુ છે, જાણોછ કેની?"

"જી—હા—હુ તઇયાર છુ."

"તો ઠીક—તમે તમારી ડયુટી કાહરથી શરૂ કરોછ?"

"તમો ફરમાવો ત્યારથી, સાહેબ."

"હુ શુ ફરમાવુ? આય ગધાર જેવો બગલો ખાલી છે પઇરમીથી આવશો?"

"કેહો તો આવતી કાલથી, સાહેબ"

"વેરી વેલ! ધેત્સ એ ગુડ બોય! આવતી કાલથી! તમુને એક મજાનો રૂમ હુ આપશ કાલથીજ આવો, મુબારક—આપુને સાથે મુસાફરીને લગતી જરા વાત કરવાનીબી મળશે જરૂર કાલથી આવો"

મુબારક ઉઠયો અને પાછુ અત્યત નમનતાઇથી પોતાના શેઠને નમન કર્યુ

"હુ કાલે સહવારે તમારી નોકરીમા હાજર થઇશ, સાહેબ" તે બોલ્યો, "હુ રજા લઉછ!"

"હા—આવો—સાહેબજી, બા"

તેના જવા પછી ધનજીશાહે ખુશાલીથી પોતાની બેઠી દાહડી પસવારી—

"વોટ એ નાઇસ ફેલો ! હુ ઇચ્છુછ કે એ ટકી રહે ! એની લાયકી અને મીઠાસભરી વાત કરવાની ધખછબજ મને ઘણી ગમેછ મારા મનમા જે રીતનો દેખાવલો, સ્માર્ટ અને નમાનો છોકરો હુ માગતો'તો તેવોજ આબાદ મલ્યો !"

નવા પ્રાઇવેટ સેક્રેટરી મુબારક અલીએ બેશક ખાનબહાદુરનો જીવ ઘણોજ ખુશ કરી નાખ્યો હશેજ—કેમજે તે બપોરે ધનજીશાહે દબુસા માગી માગીને પોતાનુ ભોણુ વધારે હરખથી અને લાગી ભુખથી બે ખુક વધારે ચાપ્યુ !

—— ० ——

## પ્રકરણ ૨૪ મુ.

### પારકી પચાતમાં ખાનબહાદુર માથુ મારે છે!

ઘડીયાલમા લગભગ હડી વાગતાનો અમલ થવા આવ્યો હતો બપોરનુ બમપર ધાનશાખ, કવાબ, કચુબર દબાવી મોટા શેઠ પોતાના બેડ રૂમમા પોંચા ઉપર સેહજ બગ્ડો નાખીને છેલ્લો કલાકેક થયો અર-ડાયલા હતા તેરણુ જગ ઘોટલો લઇ લેવાની તજવીજમા હતા—પણુ તેવણુનુ ભેજુ આજે જોઇયે તે કરતા લગરીક વધારે તેજી બની ગયલુ હતુ તરેહવાર વીચારો બસ તેવણુને આવ્યાજ કરતા હતા, અને એ ઘડી ઉઘાઈ ઉડવાની તેવણુની તજવીજ વ્યર્થ ગેઈ હતી તમા ખસુસ કરી આજે આવી ગયલા નવા પ્રાઇવેટ સેક્રેટરી મુબારકનો વીચાર કાઇ વીચીત્ર જોશથી તેવણુને આવ્યાજ કરતો હતો મ્હોં સેહજ કુમલાવી ધનજીશાહ શેઠે પોતાના બદીયાનના ખીસામાથી એક નાની ડાયરી કાહડી અને તેમા કરેલી નોધોપર આખ્યો દોડાવી

આજે એટલે તા૦ ૮ મી એપ્રીલે તેવણે પેલા સુખલાનાદેઉ મુસાજી ઉસ્માનભાઈ–પેલા કોસમોપોલીટન હોટલવાળા મીયા—ને પોતાને બગલે આવીને મલી જવાનુ એપોઇન્ટમેટ આપ્યુ હતુ અને તેની યાદી ત્યા

ડાયરીમા ટપકાવેલી હતી ધનજીશાહની મુછપર સેહજ તુચ્છકારનુ હસ્યુ પકરાયુ આ મુસો ઉસ્માન તેવણુનો ભાડુત હતો 'પીલાઉસપર' ના જે મકાનમા તેનુ નામીચુ કોસ્મોપોલીટન હોટલ હતુ તે મકાન ખા૦ બા૦ ધનજીશાહની માલેકીનુ હતુ ઉસ્માનજીઆએ ફકત તેનુ છેલ્લા પાચેક મહીનાનુ ભાડુ તોલવાનાજ સસેકા તીન પાઉ કરયા કીધા હતા ધનજી-શાહના પગારદાર ઉઘરાણીવાળાએ ભાડા માટે આ બીસા મીયાભાઈને ત્યા ધક્કેલા ખાતા ખાતા પોતાના જોડાના તળીયે તળીયા ઘસી નાખ્યા હતા—પણ બીંદા ઉસ્માનજીએ આજ સુધી તેને હથેલીમા ચાદ દેખાડયા કરયો હતા એટલુજ નહીં—મુસા ઉસ્માને પોતાનુ 'હોટલ" હસ્તીમા ઝોકાવવા માટે ધનજીશાહ શેઠ પાસે સાત ટકાને વ્યાજે બે વરસની વાત પર પાચ હઝાર રૂપીયા કઢાડાવ્યા હતા આ રકમનુ વ્યાજ દર મહીને ટકોરાબંધ પગાર કર્યા જવાની બોલી હતી પણ છેલ્લા બાર માસ થયા તે મવાલીએ એક ફુટી દમડી બી પોતાના માગનારને પરખાવી હતી નહીં ખા૦ બા૦ ધનજીશાહ માટે જગ જાહેર બીના હતી કે તેવણુ પોતાના ભાડુતોને કે પોતાના દેવાદારોને કદી બી કોરટ દરબારે ઘસડતા નહીં હતા કોરટની ઓસરીએ ચઢવાને નામે તેવણુને ભારે તીરસ્કાર હતો તેવણુ કરારથી ચહડેલા ભાડા ડુબવા દેતા—પણુ હરગેઝ કોઈબી રડી ઉઠેલા ભાડુતા સામે ફરીયાદી માડતા નહીં હતા ઘણુ થાય તો તેવણુ તેવા લુખ્ખા ગ્રાહકોને ઘેર ખાલી કરાવતા—અને પછી તેવા અભાગયાઓની પર સદાનો પુળો મેળતા. આ માલેતોઝાર પારસી ઘરવાળા શેઠયાનો આવો દેલાવર દીલગુરદો સરવે તેવણુના ભાડુતોને પુરતો રોશન હતો—અને અલબત તેનો પેટ ભરીન લાભ લઈ લેનારા સાબુ સુકાલ્યા "ઘરાકો"બી જોઇયે તેટલા અવારનવાર નીકળી આવતા હતા. પણુ એખલા અઢુલા ધનજીશાહ બહમન બેહરામની ઠોકમાર દોલતમા એવા થોડાક હરામખોર 'ભાડુતો'ની નફટાઇથી શુ ખાડો પડતો હતો ?—કોઈ ચીઝ નહી

છતા આ ફેરી કાઈ ઓરજ મકકમપણુાથી ધનજીશાહ શેઠે આ રોકડયા હરમાન મુસાભાઇને તો ખાસ કરીને ધધરાવીને પોતે એક નોટીસ

લખી તાબડતોબ ૯ મીએ પેડરરોડપરના 'મોતી મીનાર'મા આવવાને લખ્યુ હતુ તે મીયાની આવી જાતની પાક બેહાઇથી ધનજીશાહ જેવા એક ધીરજવત મોટા દીલના શેઠયાનુબી ઉમાઈ આવ્યુ હતુ તેવણે પોતાના કાગળમા મુસાને સાફ લખ્યુ હતુ કે જો ૯ મીએ તે મળી નહી જશે તો ૧૦ મીની સહવારે તેની સામે સ્મોલકોઝ કોરટમા જરૂરજ ફરીયાદી ઠોકાશે

પણ ધનજીશાહ શેઠને વધુવાર એ દેશામા રહેવાનો તેવણુના આ મડકણા દેવાદારે ચાન્સ આપ્યો નહી બરોબર ઘડીયાલમા હડી વાગતાની ઘટી ઠોકાઈ કે જીવણે વળી પાછી કોઇના આવી પુગવાની ખબર શેઠને આપી

'છેટ—મુછા નામનો કોઈ મુછલમાન આવેલો તે મલવા માગે," તેણે કહ્યુ

"મોકલ તેને મારા વાચવાના ઓરડામા"

ધનજીશાહ ખભરતા ચટકતા ઉઠયા અને પોતાના રીડીંગ રૂમમા ગયા પાચેક મીનીટમા ડોલતા ડોલતા કાસ્મોપોલીટન હોટલના નામચીન પ્રોપ્રાયટર મુસાભાઇ ઉસમાનજી એસ્કવાયર ત્યા માળપર શેઠના સીટીંગ રૂમમા ચાલી આવ્યા અને ધનજીશાહને હસતા ડાચા સાથે ઘણાજ વાકા વળીને સલામ કરી

"સલામ શેઠજી ! કેમ છો—સાભ ઘણે ડારે આવા ?"

ધનજીશાહે આ ચાપલુસીભર્યા પ્રસ્તાવનાની ઝાઝી 'નોટીસ' લીધી નહી તેવણે એક ખાલી ખુરસી ગમ આગળી બતાવી—

"ઉ—બેસા અહી મે તમુને તેડી એમ મગાવ્યાછ કે હુ આવતી તારીખ ૨૮ મીએ વેલાત જાઉછ મને પાછુ ફરતા છ મહીના કે વખતે વરસ દાહડોબી થાય હુ જાઉ તેની અગાઉ મારે બધો હીસાબ મારો ક્લીયર કરી જવાછ સમજોછ કે ?"

'હા સાભ—સમજો"

"જો સમજોછ તાહરે બોલી દેવો—તમે છેલ્લા બાર મહીનાના બાજના

૩૫૦ રૂપ્યા અને છેલ્લા પાચ મહીનાનાભાડાના ૪૨૫ રૂપીયા મળી રૂપીયા ૭૭૫ કાહરે તોલોછ ?"

'આપી દેઉં, સાબ—બીજા આઠ દાહડામા—"

"જોવ ઉસ્માનજી. તમે મારી રીત તો જાણોછ!' ધનજીશાહ હવે મ્હોડુ ઘણુ ગભીર કરીને દમામથી બોલ્યા, 'હુ ઘણુ કરીને મારા ભાડુતોને વગર જરૂરે હેરાન કરતો નથી પણ તમારા કેસમા મે જોયુછ ક તમે મારી નાખનીનો એક શરમભર્યો લાભ લેવાછ આઠ દાહડા—દમ દાહડા–ના તમામ એવા એક્સો વાયદા અત્યાર સુધીમા થઈ ગીયા એ નોનમન્સ વધુ વાર હવે હુ ચાલવા દેવા માગતો નથી"

ઉસ્માનજીભાઇએ વલ્લુ થોબરૂ કરીને બે હાથ જોડયા—

"સાબ, આપના રૂપીયા શુ હુ ડુબાવીશ ' ના–ધનજીશાહ શેઠ—આવટે અઠવાડયે હુ ભરી જરૂર ડેઉ હમણા જરા સાબ હોટલ પછવાડે બીજે ટીજે ખરચ થી ગીયોછ ને હાથ જરા ટગીમા છે હમણા સાબ હોટલ બી કાંઈ જેવુ આપરે ધારાયે ટેવુ—"

"હું કંઈ એ તમારી જાફરાબાદી ગત સમજતો નથી તમારૂ હોટલ હમણા વણુ મજેનુ ચાલેછ તેની મને બરાબર પકકી ખબર મલીછ પણ તમે એવા હરામખોર આખાખાઉ છેઓ કે લેના દેના કે કા નહી એવી મતી તમુને સુજેછ તમો જાણો કે ધનજીશાહ થોડા ફ્રીયાદી માડવાના છે–પણ સુજમા રોજા ખોલશો તમારા જેવા બેશરમ બદમાશોની સાથે નરમ દોરીએ કામ લેવામાજ સરફ હેમકાઈ છે કાલે મને એ રૂ ૭૭૫ ની રકમ જો બાર વાગતા અગાઉ નથી મળી તો મારા વઈથી તમુને કેહુછ કે મારો વકીલ તમારી સામે સ્મોલકોઝ કોર્ટમા કામ ચલાવશે અને 'ઇજેકશન' માટે હુકમનામુ મેળવશે"

મુસાભાઇનુ અત્યાર સુધીનુ ફ્સ્કાયલુ ડાચુ આ ઘડીએ જરાક ઉતરી ગયુ ધનજીશાહ શેઠ જે મકકમપણાથી બોલતા હતા તેના અર્થ બાબે કાઇબી ચુક કરી શકાય એમ હતુજ નહીં

"શેઠ, ગરીબ માણસ પર એકદમ સખ્ખટ શુ કામ ઠાવોછ?" તે

મુસલમાન હવે અત્યત નરમાસથી ધીમા માહે બોલ્યો, "એકદમ એટલી રકમ કીયાંથી લાઉ ? મને આઠ ડાહરા ટો આપો સાભ—"

"તે નહીં બનશે ! મારો આય છેલ્લો ઠરાવ છે ' તમુને હોટલમા આજ કાલ છક્કા છે કોઈ પેલી ગાનારી છોકરી કહેજે આવતી'તી તેથી તમુને તડાકો પડતો તો——એ બધુ હુ શુ અહીં બેઠો બેઠો ખબર નથી રાખતો કે ?"

મુસાભાઇના હોઠ પર ઝીણુ હસ્વુ પઠરાયુ

"હા—સાભ—પણુ—છેટે—ઈ ઈ માહતાબ હવે કીયા ટા ગાવા આવેછ ? ઇનો બાપ પેલો ઉસ્ટાડ ટો ભાગી ગયો પછી—"

"હા ખરા ! એ શું ઘોટાળો છે ? મે બી મ્ઈ થોડા દહાડાપર ન્યુસપેપરોમા એક જાહેર ખબર વાચીતી ખરી ! કોઈ પારસી વેપારી ગુમાઈ ગયોછ તેનો પત્તો કોઈ માગેછ ને મોટુ ઇનામ છપાયલુ મે વાચ્યુતુ શુ બધુ રકુચડકર છે, ઉસ્માનજી ? સાચ્ચુ બોલો !"

બે ત્રણ મીનીટ મુસાજી તો મુગાજ બેસીજ રહયા દેખઇતી રીતે તેવણુ કાંઈ બાતેનના ગુચવાડાથી ગુગળાયા કરતા હતા કાંઈ છુપી ચીજ આ ધનજીશાહ શેઠને કહી દેવી કે નહીં તેના વમાસણુમા આ મીયાભાઈ થોડોક વાર પોતાનુ બેકુ દાહરૂ ધવડતો ચુપજ રહ્યો

"કેમ મીયા—બોલોની ? મારા મકાનમા કઇબી નાલાયક કામ થયુ હોશે તો હુ તમારી કેટ પકડશ એ ગાનારાઓને વાસ્તે ઇનામ શાના છપાયછ ? તે લોક કાહ છે હમણા ? ને પેલા પારસી વેપારી તમારે તાહથી ગુમ થવાનો એ બધો ગરબરગોટો છે શુ ?"

મુસા ઉસ્માને હળવેથી પોતાની ખુરસી શેઠજીની જરાક વધારે નજદીક ખેચી અને પછી વાકો વળી વણુાજ ધીમા સાદે ચલાવ્યુ

"સાભ—હુ ટમુને ખરેખરૂ બધુ કેહી ડેઉછ હુ ટો આય પોરીને લીધે મોટી આબડામા ફસોછ જુવો ધનજીશાહ શેઠ, એક ગોદરેજી નામના પારસી જુવાન શેઠયા એકાડ બે વાર મારા હોટલમા રાટે ખાવા આવાટા ટીયા આ માહતાબને ગાટી સાભલીને ટેની ઉપર સાબ આશક પરા. હવે

એકવાર પુનેઠી ગીયે મહીને પાછા આવા ને મને કીધુ કે મેહમ આ બાપ બેટી રેહટા છે આટી ઇનુ ગાનુ સાભલવા લીઇ જા હુ લીઈ ગીયો, સાબ એ તારીખ ૨૦ મી મારચે બનાવ બનો, સામ રાટે સાબ ગાનુ સાભરીને શેઠ ટો મારી સાથે પાછા મુબઇ આવા ગીગાટરોડ ઇસ્ટેશન પર રાટે ૧૨ વાગે અમે છુટા પરા પણુ સાબ ટીયાર પછી પાછા હોટલમા આવાજ નહીં છેક ગઇ ટારીખ પાચમીએ ઇમનો બુચો માનીજર કોઈ પારસી હોશે ટે રોખરૂ કગ્ગો આવો કે ગોદરેજીનુ નુ ડીયુ-ટે-ટો કેઠે ગુમાઈ ગીયાછ હવે સાબ, હુ શુ જાણુ કે શુ ટીયુ ?”

“અરે પણુ પેલા ઉસ્તાદ કે છોકરીને કઇ ખબર હોશેની !”

“સાબ—ટીયાજ મુશકેલી છે ની ટો તા૦ ૨૦ મી મારચે મેહમ ઇમનુ ગાનુ સાભલી અમે આવા પછી બીજે ડાહરે ટો ૯ માહટાબ મારે ઘેર રરટી ટટરટી આવી—કે ઇનો બાપ મેહમદુ ઉસ્તાદ ટો રાટો રાટ મેહમ ઇને એકલી મુકીને કેઠે જાટો રીહેયો ”

“પછી ?”

‘પછી શુ સાબ ?—મને ઘણી દયા આવી ટે મે ટો મારા કુટુ-મમા મારી બીબી ને મારી બેટીની સાથે ઈ છોકરીને હાલ ટુરટ રાખેલી છે !—”

“તાહરે એ માહતાબ હમણા તમારે ઘેર છે ?—તમારે તાહ છે ?”

“હા સાબ નહી ટો શુ કરૂ ? એક અમારી જાટની આવી નાની જુવાન વગર પરણેલી છોકરીને શુ રસ્ટે રખરટી મુકી ડેઉ ?”

“અરે પણુ—મને કઈ સમજ નથી પરતી ! તમારી સાથે એ માહ-તાબ રેહછ તાહરે એનો પત્તો મેલવવા સારૂ એક હજાર રૂપીયાનુ ઇનામ શાનુ છપાયુછ ”

મુસા ઉસમાનજી પોતાનું પેટ ખડીયાની કાની હીલવીને પાછા સેહજ હસ્યા

“સાબ—એ લોકને શુ માલુમ પડે કે માહટાબ મારા ઘેરમા મારા કુટુમમાં રેહછ ?”

ધનજીશાહના કપાલપર હવે ચીલ્લો ચઢયો

'યે ' એટલે ?—તાહરે શુ તમે એ માહતાબને છુપાવી રાખીછ, એમ?"

"ના સાભ-છુપાવી શાનુ રાખે ' પણ—હેહેહે પોલીસના લફ્રામા કોણ પરે, સાભ ?"

ખા૦ બા૦ ધનજીશાહ આ પળે એક આચકો ખાઇને તતણખાર ખુરસી પર તરા થઇને બેઠા તેવણના કપાલ પરના ભીંગ ફરી ગયલા હતા

"પોલીસના લફ્રામા કોણ પરે ? એટલે ' એ શુ બકોછ શુ ' શુ તમે એ ઓરતને પોલીસથી તાહરે છુપાવવા માગોછ એમ ?"

મુસાજીએ ડાચુ કુમળાનીને બોચી ધવડી—"ના સાભ, ગુસ્સે નહી થાઓ—પણ શુ કરવુ ટે મને સુજ નથી પરટુ ઈ છોકરી માહટાબ પોટે ટો રરી બરીને રોજ અડધી થાયછ ઈ ટો કહેછ કે જો ટમે પુલીસમા મારી ખમર આપશો ટો હુ ઝેર ખાઇને મરી જાઉસ એ આપડામા હુ ફ્સોસ--"

અત્રે ધનજીશાહે ચીડ અને અધીરાઇને મારે પોતાની ઇઝીચેરના હાથા પર જોરમા મુક્કી થોકી--

"એ બધી શુ તમારી ગોલા લડઇ છે !" તેવણે ગુસ્સાથી બરાડ મારી એવા તો જોશથી તેવણે પોકાર કરયો કે મુસો બદોબી જરાક ચમકીને ખડો બેઠો "જો એઇ મીયા ! મને તમારી આવી ડ્રી ખાનગી ખટપટમા વચ્ચે માથુ મારવા સુદ્દલ ગમતુ નથી—તે મને વચ્ચે પડવાની જરૂરબી નથી પણ એમ એક કામ છુપાછુપ પોલીસની હરૂસે તમે કરવા માગો તેમા હુ કબીબી સામેલ થવાનો નથી વળી એક આરૂદાર પારસી જેટલ મેનના ભેદ ભર્યા ગુમ થવા સાથ આય તમારી હલકી ગાનારી ઓરત અને તેણીના બાપને કાઇ સીધો કે આડકત્રો સબધ હોવાજ જોઇયે એમ પોલીસ દેખાઇતી રીતે માનેછ—એટલે પોલીસથી એ છોકરી માહ તાબ ફાહતાબ કોણ મુઇછ તેનો પત્તો છુપાવવામા હુ ગુનાહ સમજુ છ જો તે પોરી નીરદોશ હોય તો તેણી બાબે પોલીસને ખબર આપવામા વાધો હોયજ શુ તે મારી અકક્લમા ઉતરતુ નથી—સમજ્યા ? વરી તમે

મારા ભારૂત છેઓ પેના મી૦ ગોદરેઝ કોણ કોઈ ગેબ થઈ ગીયાછ તેવણ મારા મકાનમાજ તમારા હોટલની અદર છેલ્લા ગયલા—એટલે માગી ક્ગ્ગ છે કે તમારો બધો આય ગડબડગોટો શું છે તે શોધી કાહડવો એની રીતે ચોરી છુપીથી એક સ્ત્રી જે કદાચ પેલા ગુમ થયલા પારસી શેઠ બાબે ઘણી અગતની ખબર આપી શકે તેને તમે સતાડી રાખી છે—તમુને શરમ નથી આવતી ?"

"પણ શેઠજી સાબ, મારૂ જગ સાભગે ટો ખગ—

"શુ સાભળે ? તમારૂ કપાળ ? જાઓ ! અબઘડી એ ઓગતને માટે પોલીસ પર જઈને ખબર આપી આવો ! જાઓ એકદમ—હમણાજ—નહીં તો હુ અહીના ઇનસ્પેકટરને અન્તરઘડી ટેલીફોન કરૂ છુ—"

મુસાજી ભરરર કરતો કે ઉઠી ઉભો થયો તનુ મ્હો દયાજનક રીતે કુમળાઇ ગયુ હતુ

"જરા સબુર, સાભ—સબુર કરો ! ટમે કેહશો ટેમ કરશ, સાભ, હુ ફકત એટલોજ બીહુ છ કે હુ ગરીબ માનમ પરો ટે પુલીસમા જાટા મને ડર લાગેછ સાભ—હુ હાથ જોડીને માગી લઉછ કે ઈ માહટાબને કાલે હુ અહીં સહવારે લઇ આઉ—"

"અહીં લાવવાની શુ અગત છે ? સીધ્ધી પોલીસ સ્ટેશનપર લઇ જાઓ મારા ઘેરમા એવા માણસો આવ તે મને પસદ નથી"

"અરે પણ મુરબ્બી સાભ—મને બચાવો ટમે મોટા માણુસ ઇ વાટમા પરસો ટો ટમારૂ હેશાન નહી ભુલીશ કાલે ઇ છોકરીને લી આઊ—ટેને ટમે પોટે બધી વાટ પુછો ને પછી—"

ધનજીશાહને જાણે એકાએક કાઇ ફાટો આવી ગયો હોય તેમ તેવણ ઉઠીને ઉભા થયા—

"ઠીક છે ! ઓલ રાઇટ ! પણ કાલ બાલ સુધી હુ ટાઇમ ગુમાવવા માગતો નથી જાઓ હમણાજ જાઓ ને તે કોણ છોકરી છે તેને અહીં લઇ આવો. જાઓ મારી માટર લઇને જાઓ—જીવણ ! જીવણ !"

જીવણ તુરત હાજર થયો.

"જા જીવણુ! શોફર મહમદને કેહ કે આપરી મોટરમા આય આદમીને બેસારીને એ જાહ કેહ તાહ લઈ જાય પછી તેમા કાઇ ઓરત બેસીને એવણુ સાથ પાછી અહી આવશે—તે એ બે જણાને અહી લઈ આવે ને જો જીવણુ-તુબી આય એવણુની સાથે જા સમજ્યો કે?"

"વારૂ—છાબ!"

શેઠનો હુકમ બજાવવા જીવણુ બાહેર ગયો

"જાઓ ઉસ્માનજી—બસ મારૂબી હવે માથુ ટણુકયુ છ મારી મોટ-રમા જઇને એ છોકરીને અહી લઇ આવો તેટલા હુ પોલીસ સ્ટેશનપર ટેલીફોન કરી પોલીસ ઇનિસ્પેકટરને અને ગ્રેટ વેસ્ટરન હોટલમા ટેલીફોન કરી પેલા મી૦ હોરમજી આટયા કોણ છે તે લોકનેબી હમણાજ બોલાવી મગાવુછ ચાલો બમ જાઓ—મને વધારે ટકટક નથી જોઇતી! હુ કેહુ છ તે સમજોછ કેની"

આમ બોલી ખાનબહાદુરે ડોળા કકડાવ્યા અને દરવાજા ગમ આગળી બતાવી

જવા સીવાય બીજો છુટકોજ નહી હતો ધનજીશાહની "સ્ટડબેકર" પોર-ટીકોમા આવીને ઉભો રેહવાનો અવાજબી મુસા બાઇને કાને અડકયો ગુપચુપ તે મુસલમાન નીચી મુડીએ દાદર પરથી ઉતરીને બાહેર પડયો અને મોટરમા જઇને બેઠક લીધી ખા૦ બા૦ ધનજીશાહ શેઠના ડોળામા ધાસ્તી ભર્યો ચલકાટ તેણે જોઈ લીધો હતો

મોટર હકગાઇ જવા પછી તેજ ઘડીએ ધનજીશાહે ટેલીફોન કરીને પોલીસ ઇનિસ્પેકટરને તથા હોરમજી આટયાને બધી વીગતથી માહીતગાર કર્યો—અને તેઓ બન્નેને તુરત 'મોતી મીનાર'મા આવવાને અરજ કરી

ખાનબહાદુરના કટાળેલા સુસ્ત ચહેરા ઉપર હવે સહેજ ઉત્સાહ ઉલટનો છાપ ફરી વળયો હતો પોતાની "ડલ" જીદગીમા તેવણુને કાઇ "એક્ષાઇટમેટ" જોઇતુ હતુ એક તો આજેજ સહવારે પેલા સોહવામણા પ્રાઇવેટ સેક્રેટરી મુબારકે તેવણુના જીવમા નવી ઉલટ બરપા કરી હતી—અને બીજી મેરથી પેલા ગુમ થયલા પારસી વેપારીના ભેદ ભર્યા ઘોટા-

ળામા તેવણે જાણીબુજીને માથુ મારી એક નવીજ ખટગટ, નવીજ રોકાણુ, નવીજ ઇતેઝારી, નવીજ જોખમદારી પોતાને શીર ખેચી લીધી હતી ધનજીશાહને લાગ્યુ કે તેવણુની ઝુફતી જીન્દગીમા હવ કાઇ રસ આવતો હતો ખરો !

*    *    *

એક બીજે ઠેકાણે આપણે જરા પાચ મીનીટ ડોકયુ કરયે ભાયખલે કલબ રોડ ઉપર આવેલી એક પચરંગી કોમોથી વસાયલી ચેહલીને ત્રીજે માળે આપણુને જવુ પડશે તે માળપર બે ગાળા આવેલા હતા પાછળો ગાળો ત્રણ ઓરડાનો નાનો પણ બરી રીતે હવા ઉજાસવાળો સગવડભર્યો હતો ત્યા છેલ્લા ત્રણ દહાડા થયા રહેવા આવેલો ભાડુત કાઇ બીચારો તદ્દન એકમાર્ગી અને કુજરો હોવો જોઇયે કેમજે તે લગભગ આખો દીવસ તો ઓરડાઓને તાળા મારી બાહર ચાલી જતો—અને જ્યારેબી ઘરમા આવતો ત્યારે બારણુાને અદરથી કળ મારીને પરદા બીબીની માફક ગોધઈ બેસતો આસપાસના ભર ભાડુતોએ અછડતુ જોઇ લીધુ હતુ કે આ નવો જવાન ભાડુત તદ્દન એકલો ત્યા રહેવા આવ્યો હતો તેના ઇગ્રેજી પોશાક છતા તેની ઘુમટાવાલી લાલ તુરકીશ કેપ ઉપરથી તે કોઇ મુસલમાન જાતનો હતો એમ આસપાસનાઓને તુરત માલમ પડી આવ્યુ હતુ વળી તેની રીતભાત પરથી—તેના મોભાદાર ત્રીમત્રાક પેહરવશ પરથી–તે કોઈ પૈસાવાળો જણાતો હતો

૯ મી એપ્રીલની સાજે ત્રણેક વાગતે તે પાછો ચેહલીમા આવીને અદરથી બારણાને કળ મારી ભરાયો હતો વાચનાર એ જવાન શખસ બીજો કોઈજ નહી પણ આપણો મીત્ર મી૦ મુબારકઅલી મીરઝા એમ ધનજીશાહ બહમન બહેરામનો નવો પ્રાઇવેટ સેક્રેટરી હતો !

અદર ઓરડામા જઇને તેણે પોતાના સરેસ્તા મુજબ બારણુ બધ કરયુ પછી ધુબ કરતો કે એક ખુરસી પર બેસી જઇ માથે હાથનો ટેકો દઇ કાઈ દસેક મીનીટ સુધી ઉડા વીચારમા એકલા જીવે પુટલા મીસાલ એમનો એમ ત્યાં હીલવા ચાલવા વગર ચીટકી રહયો તેના

મગજમાથી કાઈ તરેહવાર મહુજ દીલ ઉશ્કેરનારા તુરંગો પમાર થઇ જતા હશે—કેમજે તેના સોહવામણા લેવાયલા મ્હો ઉપરથી ઘડીકમા ખુશાલી-ઘડીકમા ધીકકાર, ઘડીકમા પ્યર—ઘડીકમા શાતી, ઘડીકમા ઝનુનના પડછાયા ઉડયા જતા હતા

આખરે એક ગમગોસાર ઉડો દમ ખેચીને તેણે પોતાના ડગલાના અદરના ખીસામાથી એક નાનો કેબીનેટ ફોટોગ્રાફ ખેચી કાહડયો અને ધ્રુજતા હાથોએ તે પોતાની આખ્યો સામે પકડી તેને એકકી ટગરે જોયાજ કર્યો મુબારકઅલી મીરઝાબેગના ગમગીન ચેહરા ઉપર એ પળે જે અનત પ્યાર અને ખુશાનીનો જે છાપ ફરી વળ્યો તે રજુ કરવા કોઇ નામાકીત આર્ટીસ્ટની પીછી જોઇયે! તેણે બેહદ પ્રેમથી તે ફોટોને પોતાના હોઠસે લગાડયો—અને પછી ઘણીજ મમતાથી પાછો પોતાના ખીસામા મુકયો

તે ફોટોગ્રાફ મીસ દીનબાનુ રૂસ્તમજી વકીલનો હતો!

આ પછી મુબારકઅલીએ ડગલાના બીજા ગજવામાથી એક રેજી-સ્ટર્ડ પરબીડુ કહાડયુ તે માહેલુ કાગજ ઉખેડી તેણે નસોસ આખ્યોએ પાછુ વાચ્યુ હા—તે આ વેળા એ કાગજ પાચમીવાર વાચતો હતો!

બયરતાબાદ—તા૦ ૩ જી એપ્રીલ ૧૯૦૬

મારા જીવના હાર!

વરનગલથી આપર છુટા પડવા પછી મારા જીવને સુદલ ચેન પડતુ નથી અહી આવ્યા પછી પહેલુ કામ તુને આય કાગળ લખ-વાનુ કરૂછ, તેથી જરા બી મને રાહત મલીછ

વાહલા, તુ સારી કાની રહેજે નચીત અને ખુશાલ રહેવાનુ તે મને પ્રોમીસ આપ્યુછ તેની યાદ આપુછ બસ એનો એ વીચાર કરતો ના, નહી તો દુસમેન તબીયત બગારશે

મે તુને રૂપીયા આપીયાછ તેમાથી બરાબર ખરચ કરજે મજાના કપરા લેજે જરાઇબી વાણુ કરતો ના તારી દીનુના તુને સમ છે.

મારા જાન—આપરી ગોઠવણ પ્રમાણે આ કાગજમા હુ તુને ભલામણપત્ર બીરૂછ મને આશા છે કે પેલી પ્રાઇવેટ સેક્રેટરીની જગા તુને એ કાગળની મદદથી મળશે

આપરે એક ગ્રહસ્થની સાથ ડાગો કીધેછ તે વીચાર મને દુખી કરેછ—પણ, જીગર, જાહરે પાછો મને ખ્યાલ આવેછ કે તારી જીંદગી તારી સલામતી એની પર લટકેલી છે તાહરે કઇબી કરવાની મારી ફરજ છે વાહલા, એજ એકજ રસ્તો છે કે જેથી તુ આય દેશ છોડીને પારીસ જઈ શકશે એક લક્ષાપતી શેઠયાના મહામેહન પ્રાઇવેટ સેક્રટરી તરીકેજ તુ સ્ટીમર પર પસાર થઈ શકશે—દરેક દરેક સ્ટીમર ઉપડતી વખત મુબાઇની પોલીસ સુધારા લેયા વગર રહેવાની નથી કેમજે મને ખબર પડીછ કે નીઝામની અમાગી પોલીસે એક્ષત્રાડીશન એકટની રૂહે તારે માટે મુબાઈ, કલકતા, મદ્રાસ વગેરે ઠેકાણાઓની પોલીસ સાથ બંદોબસ્ત કીધોછ કે જો તુ ત્યા જાય તો તુને પાછો નીઝામી સતાવાળાને સપુરદ કરવો

યાદ રાખજે, મારા વાહલા, કે મે તુને મારા બેહસ્તી બાવાજીના નામથી સોગદ ખાઇને કબુલાત આપીછ તે હુ પાલશ—કે જીંદગીના મારા છેરા સુધી હું તુને વફાદાર રેહવા ને તુને બચાવવા જો મારૂ લોહી બી રેડવુ પરે, જો મારી રદબાતલ જીંદગીનો ભોગ બી આપવો પરે તો તેમ હુ કરશ મારૂ વચન સદા તારી યાદમા તાજુ રાખજે કે તું પારીસ જઈ પુગશે કે તારી પાછળની સ્ટીમર મા તુ વાહલાને મળવા હુ જરૂરજ ઉપડી આવશ

માટે હવે ખુશાલ રેહજે—મારે ખાતર જીવ હસ્તો રાખજે ખુદા તારો નેગેહબાન થાઓ! કેમજે તુ નીરદોશ છે!

તારી દીનુ તરફથી ઘણા ઘણા વ્હાલ અને પ્યાર સાથની કીસ કબુલજે

લી૦ દીનુ

આ કાગળ "મુબારકઅલી"એ જે હાથમા પકડેલુ હતુ તે હાથ નસોસ ટેબલપર પડી ગયો તે પ્યારા કાગળપર એ નવજવાન સખ્શની આખોમાથી ત્રણ ચાર આસુના ગરમ ટીપા ટપકાઈ પડ્યા પછી ટેબલ-પર તેણે માથુ નાખી દીધુ—તેની છાતી માહે ઉભાતી લાગણી તેને ગુગળાવી નાખતી હતી !

"મારી દીનુ ! મારી દીનુ !! મારા સ્વીટ એનજલ !—આહ હુ એ છોકરીને—હુ શુ કરૂ ! હુ શુ કરૂ ?—"

આટલા દબાયલા શબ્દો તેના ગળામાથી ગળગળી પડ્યા, અને પછી તે બસ એમનો એમ ટેબલ પર માથુ નાખીને ખાસ્સો અડધો કલાક પડીજ રહયો !

—— • ——

# પ્રકરણ ૨૫ મુ.

## ગધાતી ગટરમાં સબડતુ એક સુગધી ગુલાબ

'મોતીમીનાર' ની તે કોનફરન્સ ખાસ્સી બે કલાક ચાલુ રહી હતી ખા૦ બા૦ ધનજીશાહના ડ્રોઇગ રૂમમા તેવણ પોતે, પોલીસ ઈન્સ્પેકટર મી૦ જેફ્રીસ, હોરમજી આટયા, મુસા ઉસમાનજી અને માહતાબ—મળી આ પાચ જણા છેક ૪ વાગતેના ઘુસઘુસ કરવા બેઠેલા તે ૬ વાગવા આવ્યા તોય ઠેકાણ્ લાગ્યુ હતુ નહીં

મોટા શેઠના હુકમ પ્રમાણે મુસો ઉસ્માન તો પેલી ગાનારી છોકરી-ને લઇને અડધા કલાકમા 'મોતી મીનાર' મધે પાછો હાજર થયો હતો ખાન બાહદુર પહેલા તો નીચે આવ્યા નહી—પણ જ્યારે મી૦ જેફ્રીસ અને મી૦ આટયા આવી પુગવાની ખબર જીવણથી તેવણને મળી ત્યારે તેવણ બી નીચે ઉતર્યા તેવણે પોલીસ અમલદારને અને હોરમજીને શેક-હેન્ડ કરી દરેક હકીકતથી વાકેફ કર્યા—અને તેઓના કામમા પોતાથી બની શકતી મદદ આપવાની પોતાની ખુશી દેખાડી, બલકે પોતાની

પવીત્ર ફરજ દરશાવી તે બેઉ ગ્રહસ્થોએ બુઝોર્ગ ખાનબહાદુરનો આવી કીમતી મદદ માટે બહુ બહુ આભાર માન્યો—અને પછી અલબત મી૦ જેફરીસે તેમજ હોરમજી આટયાએ મુસાભાઇને અને માહતાબને ખુબ ઉંડાણથી ઉલટપાલટ તપાસવાને શરૂ કરયુ

મુસાભાઇથિ તો બીલકુલ નૈજ સાર નવો નીકળ્યો નહીં અને માહતાબ તરફથીબી માત્ર એટલીજ બાતમી મળી કે ગયે મહીને એક પારસી શેઠ મહેમ મુસાભાઇની સાથે તેણીનુ ગાણુ સાંભળવા આવ્યા હતા, પછી એકાદ બે ગીત સાંભળીને તેવણ ઉંઘાઇ ગયા હતા ત્યારબાદ માહતાબ તો પોતાના ઓરડામા સુવા ગઇ હતી, જે પછી શુ થયુ—તે શેઠ કયા ચાલી ગયા—તે તેણીને જરા બી ખબર નહીં હતી. બીજી સહવારે તેણી ઉઠીને જુએ છે તો ઝુપડી તદ્દન ખાલી હતી—પેલા પારસી, મુસાભાઇ તેમજ તેણીનો પીતા મેહમદુ બી કેડે તેણીને એખલી મેલી ચાલી ગયતા હતા, ઘણી વાર તેની વાટ જોવા પછી તેણી બપોરે મુસાભાઇને ઘર ગ્રાંટરોડ ગઇ હતી અને તેવણે પોતાના કુટુબમા તેણીને આશરો આપ્યો હતો

બસ—આથી વધુ કાંઈ બી ખબર માહતાબ આપી શકી નહીં નીરાશીને મારે પોલીસ ઇનસ્પેકટર દાતે દાત પીસી નાખતો હતો માહ-તાબનો પત્તો લાગવાથી આ ભેદમરયા બનાવનો કાઇ જોરાવર ખુલાસો મળવાની વકીમા તે ઉલટભેર 'મોતી મીનાર' મા દોડી આવ્યો હતો. પણ આતો ભાઈ કયા–તો જયા ના ત્યા! કમબખત મેહમદુનો દુબાલો પકડાય નહીં ત્યા તુલીક આ નાજુક નાદાન છોકરી પાસથી કશી બી જાણવાજોગ બાતમી મળે એ આશા હવે ફોકટ હતી મી જેફીસને અને હોરમજી આટયાને મુસા ઉસ્માન બાબે મનમા પુશ્કળ શક હતો–પણ તે ચંડાલનુ તો પાપણુ બી હાલતુ નહીં હતુ! તેણે તો કસમપર કસમ ખાઇને બસ એટલુજ કહયા કીધુ કે—

"સાભ–૨૦ મીની રાટે બાર વાગટે હુ ને ગોદરેજી શેઠ ગીરાટરોડ

(જુવો સફો ૨૫૬)

જ્યારે આંટયા અને જેક્રીસ ચીપીચીપીને માહતાબને સવાલો નાખતા હતા ત્યારે તે ગમગીન શાંત પણ લગાર બીધેલી છોકરીનો પુનમના ચાંદ સરખો ચેહેરો ચુચી આંખ્યોએ આખો વખત ખા૦ બા૦ ધનજીશાહ બહમન બેહરામ એકકી ટગરે જોયા કરતા હતા. જે મકકમપણાથી પણ ચોકસ સાચવટથી માહતાબ દરેક ઉલટપાલટ સવાલોના રામબાણ જવાબ ખુલ્લા દીલે આપતી તેથી ધનજીશાહના મનપર બહુ ઉંડી અસર થઇ. તેવણે માત્ર અડધા કલાકમાજ જોઇ લીધુ કે આ છોકરી બીલકુલ બેગુનાહ હતી—અને દરેક શબ્દ તેણી સાચ્ચોજ ઓચરતી હતી તેણીનો ઉદાસ અને નામુરાદ ચહેરો જોઇ ધનજીશાહને બહુ લાગી આવ્યુ. આવા બેવફામના એક હલકટ મુજી ચંડાલ મુસા ઉસમાનના હવાલામા આવુ નાજુક ફુલ બચ્ચુ નીરાધાર આવી પડયુ હતુ એ ખયાલે તેવણનુ દીલ ખરેજ દગદગી ગયુ હતું.

કશાબી દગો હોય !" તેવણુ મજબુતીથી બોલ્યા, "કદાચ પેલા બદમાશ મુસલમાનનો એ ગોટાલામા કઇ સીધો કે આડકત્રો હાથ હોશે-પણ આય માહતાબ તો બીચારી તદ્દન નીરદોશ છે ને મને લાગેછ કે આ મુજી નાપેકારોના હાથમા ફસી પડેલી છે"

ધનજીશાહની ખુશાલી વચ્ચે હોરમજી આટયાએ તેમજ મી૦ જેફ્રીસે બી તેવણુના આ મતને ટેકો આપ્યો મી૦ જેફ્રીસે તે છતા મુસાની તેમજ માહતાબની જબાની બધી ટપકાવી લીધી હતી તેણે ખા૦ બા૦ ધનજીશાહને વચન આપ્યુ કે બનતા સુધી પોલીસ આ કુમળી વયની નીરાધાર એકલવાઈ છોકરીને વગર કારણે હેરાન થવા દેશે નહીં

"ઠેકયુ-મી૦ જેફ્રીસ," ખાન બાહદુરે કાંઈક ખુશી થઇને કહ્યુ—"મને તમારા પ્રોમીસપર વીસવાશ છે યાદ રાખજો આય માહતાબને માટે હવે હુ જોખમદાર છુ એ બચ્ચાપર રહેમ રાખજો—ગુડ બાઈ!"

ધનજીશાહનો ફરીથી બહુ બહુ ઉપકાર માની તે બે ગ્રહરથો વીદાય થયા ત્યાર બાદ ધનજીશાહ પાછા ડ્રોઇંગ રૂમમા ગયા જ્યા માહાતાબ મુગી મતર દલગીર જેવી બેઠી હતી ત્યા નજદીક જઈ તેવણે માયાભરયે સાદે તેણીની સાથ સેહજ સાજ વાત કરી

"તમુને હવે બીહવાની કશી જરૂર નથી, માહતાબ" તેવણુ કાઇંક ખુશમીજાજથી બોલ્યા "પોલીસબી ધારેછ કે એ વાતમા તમારો પોતાનો તો જરાબી હાથ નથી બસ હવે ખુશાલ બનો—કઈ લેમન, સોડા પીવાનુ મગાઉ ?"

માહતાબે શેહજ ડોકુ ધુણાવી ના પાડી

"મુસાજી—આય છોકરીને તમે મારી મોટરમાજ પાછી લઇ જાઓ—સમજ્યા કે ? ને છે તે—એને તો હાલ તુરત તમારા કુટુબમાજ રાખશો કેની ?

"જી, હા—મુરબ્બી સાબ-બીજે કીઆ રાખુ ?"

"જોઇશુ—આપરે પાછળથી કઈ વીચાર કરશુ બનશે તો આપરે કોઇ

કોનવેનટ સ્કુલમા એને મારૂ ગોઠવણ કરશુ એવા ફુલ જેવા નાજુક બચ્ચાને હવે સારા હાથમા મેળવુ જોઇયે ને છે તે, મુસાજી, તમારા ભાડાના રૂપીઆ બાબે હવે ડાલને કાલ ઉતાવલ નથી—પણ જો જરા હવે બનતી જોગવાઈએ તે આપજો—સમજ્યા કે ' મને તમારી સાથ મખત નથી થવુ'—"

"વારૂ, સાબ,—બહુ મહેરબાની સાબ !"

"જોઉ માહતાબ—હવે ચીયરફુલ થાવોની ! મે તમારે મારૂ ઘણી તારીફ સાભલીછ કે તમે ઘણુ અચ્છુ ગાઓછ હે-હે-હે ! જરા મને તો એકુ ગાનુ સભલાવો ?"

માહતાબના ગોરા ગાલોપર રગ વાઈ આવ્યો તેણીએ શરમાઇને નીચુ જોયુ અને પછી મુસાજી ગમ નજર ફેકી

"અરે મોટી ખુશીકી, સાબ—લે ચાલ, માહટાબ—ચલાવો જોઉ ?"

એક મીનીટ નીચી મુડીએ શરમાયા કરી અતે માહતાબે ગલુ જરા સફા કરી ગાવા માડયુ અલબત ડશાબી મયુઝીકલ સાજ વગર તેણી ગાતી હતી—છતા તેણીના તીણા સુરીલા મીઠા કઠથી મોતી મીનાર'નો ડરોઈંગ રુમ બધો ઘમઘની રહયો

તેણી એક ખરેજ કાબેલ ગાનારી હતી, અને આની મેર ધનજીશાહ પોતે ઉસ્તાદી સગીતના એક અચ્છા સમજદાર હતા જે તાણ અલાપ અને સુરથી માહતાબે એક માલકોશ ગાઇ સભળાવ્યો તેથી તે બુઝોગ શેઠયાના બદનની નસેનસ જાણે ખુશાલીથી ઝણઝણી રહી

ગાનુ ખલાસ થયુ ત્યા સુધી ખાનબહાદુર તો સાવજ જેવા ઠમ થઇ એક ચીત્તે આ પરી સમાન સુદરીનો ઘટમારો મુખડો જોતા એમીજ રહયા પછી માહતાબ ગાતી બધ પડી કે તેવણ ઉઠીને ઉભા થયા અને ગેલમા આની જઈ ને છોકરીની નજદીક જઈ તેણીનો બરડો આસ્તથી ઠોકયો

"શાબાશ—માહતાબ—શાબાસ ! જાણે નરૂ બુલબુલ ગાયછ ! વાહ શાબાશ !"

"હવે રજા છે—માબ ?" મુસાજી હવે ઉઠયો

ખાનબાધુરે પોતાની એક ડેસ્ક આગળ જઇ તે ઉઘાડી અંદરથી કાઇક બે ચાર નોટો કાહડી અને મુસાના હાથમા અલ્લકમે ડેમની.

"લવા—આય બમો રૂપીયા છે એમાથી હાલ તરત આય છોકરીના "ડમફ્ટ'ને સારૂ બંધા જોઇતો ખરચ કરજે જાઓ—હવે મારી મોટર તઇયાર છે"

મુસાભાઇએ તો ડઘાઇને બે બે હાથે ધનજીશાહને સલામ કરી એકદમ પાસો બદલાઇ કેમ ગયો ને તેને મુદ્દલ સમજ પડતુ હતુ નહીં !

તેઓ બને મોટરમા ઉપડી ગયા કે તેઓના જવા પછી ખાન-બાહદુરે એક નીસાસો બેહ્યો !

'આજે શુ થયુ ? શુ ?" તેવણુ જીવમે બડબડયા, 'પેલા મુસા-રકે મારૂ દીલ મહવારના જીતી લીધુ—ને આજે આય માહતાબે—આહ !—મારા ખોદા ! આની ખુબસુરત ને આવી અડગ ગાનારી તો મે મારા જનમમા નથી જોઈ ! બીચારી કેવા હલકા ધધામા પડીછ ! ઉહ હુ ઇચ્છુ ? કે હુ એ પમરતા ગુલાબને આય ગધાતી ગટરમાથી બચાવી લઈ રાકુ !"

તે રાતે ધનજીશાહને મુદ્દલ ઉંઘ આવી નહીં મુબારક અને માહ-તાબના ચેહરા બસ વારા કરતી તેવણુની આખ્યો આગળ રમ્યાજ કીધા હતા

## પ્રકરણ ૨૬ મુ.

### ગટર માંહેલુ ગુલાબ

૯ મી એપ્રીલની ગરમ રાત્રીએ જયારે ખાનબહાદુર ધનજીશાહ બહમન બેહરામે પોતાના ફરાગત બીછાણાના પોચા ટકીયાપર માથુ મેળી "ધોટલો લેવા" માટે તૈયારી કરી ત્યારેજ તેવણ સારી રવેશે જાણુતા

હતા કે એ બધા ફાંફા છે નહીં આંકાશમા રાખી શકાય એવી રીતે તેવણુનો જીવ કાંઈ અજબ ઉમગમા આવી જઇને તે દહાડે બપોર પછી આખો વખત અકડ વકડમા પડેલો હતો તે દીવસની આખી સાજ અદરખાનેથી તેવણુના જીગરમા કાંઈ વીચીત્ર પ્રકારની મુગી ખુશાલી ઉભાયા કરી હતી ધનજીશાહને જાણે એમજ બસ લાગ્યા કર્યું હતુ કે પેલી માહતાબ અને મુબારકઅલી સાથની મુલાકાત પછી તેવણુની જીદગીમા કાઇ નવુ જોશ નવો રગ, નવી ઉલટ આમેજ થવા પામી હતી તેનુ શુ કારણ હશે તે આ તાલેવત શેઠીયાને પોતાને સમજ પડતુ હતુ નહીં

તેવણે આખ્યો વીચીને ફીલસુફી મને ઉઘાવાની વેતરણ કરી—પણ ઉઘ કોણુના કાકાની લાવે? અડધી રાતના બે વાગતા સુધી તેવણે જાગત ધોલ્યા ઉપર અગાડ પછાડ કર્યા કીધી ત્યાર પછી તેવણુની અને જ્યારે આખ લાગી ત્યારેબી સ્વપનાની અદર તેવણે ઘડીકમા પેલી પુનમના ચાદ સરીખી માહતાબને ગાતી સાભળી—ઘડીકમા મુબારકનો મીઠો લાયકીવાળો ચેહરો જોયો—ઘડીકમા પેલા રખડેલ દુકતા એરચને ખરાબીના ગારમા પુરો ગબડતો જોયો!

બીજી સહવારના સકાળેથી તેવણ ઉઠ્યા—અને જો કે આગલી રાતના ઉજાગરા અને અડકચરી ઉઘથી તેવણુનો જીવ જરા સુસ્ત હતો છતા સાત વાગતામા તો તેવણ નાહી ધોઇને પરવારીબી ગયા આજે ખાસ નજદીકના સેલુનમાથી એક હજામને બોલાવી પોતાના માથાના બાલ તેવણે કપાવ્યા હતા—દહાડી "ત્રીમ" કરાવી હતી, અને ડાહાડોવા થઇને ગણેતા કરતા કાઇક વધારે કાળજીથી મુછને સફેદ "પોમાડ" લગાડ્યો હતો આગમા ઓપન કાલરવાળો પાજનો નવો ડગલો પાટલુન ધાલી—નેકટાઇ કાલર, ચલકતા વારનીશના બુટ લટકાવી—તેવણ નીચે ડ્રોઇગ રૂમમા ઉતર્યા હતા ખુદ તેવણુનો પુરાણો લાલ્યો નોકર જીવણુબી "શેઠજી"નો ધરડે ધડપણ આવો અલબેલો અવતાર દેખી અચરતીને મારે એકથી વધુ વાર પોતાનુ માથુ ખજવાળી ચુકયો હતો! હા—વાચનાર તું મુછમા

હસે છે ! પણ સારીની ભરતીમા આ । આ એકવડાક્લ "ત્રગડાજી"ને ખરેખાતજ જવાન દેખાવ કરવાની ઓચીતી આજે કાઈ નવી ચુર થઇ આવી હતી !

ધનજીશાહે મુસાજીપર એક ચીઠ્ઠી લખી કહાડી અને તેમા તેવણે ફરમાશ કરી કે માહાતાબને લઇને તુરત પોતે મોકલેલી મોટરમા 'મોતી મીનાર' આવવુ આ ચીઠી તેવણે પોતાના શોફર સાથે મોટર ગાડી મજીત ઉસ્માનજીને ઘરે રવાના કરી ત્યાર બાદ તેવણે 'બ્રેકફાસ્ટ" માટે હુકમ આપ્યો

નાસ્તો ખાતા ખાતા ધનજીશાહ બહમન બેહરામનુ બધુ ધ્યાન પેલી મુસલમાની ગાનારીમા ભરાયલુ હતુ

"મને કોણ જાણે શુ ભુત ભરાયોછ !" તેવણ માહેજ જીવ સાથ હસીને એકલા એકલા બડબડયા 'એક સાધારણ હલકી બુનીયાદની, વલગર આય જુદીન ઓરતમા એવુ તે શુ હોવા કે હુ કાનનો એમ મારા વરસ વેચુ છ !"

તેવણે ભવાનો ચીલ્લો ચઢાવીને કાઇક અણગમાથી ખભા હલાવ્યા કોઈ જો એવણને આમ એકલા અટુલા જીવ પોતાના બ્રેક-ફાસ્ટની રકાબીઓ સાથ પટપટારો કરતા તે ઘડીએ જોયા હતે તો નક્કી માનતે કે ડોકરાનુ ઘસ્વા માડયુ છે ! પણ સારે નસીબે ત્યા તે વાર કોઈ હાજર હતુજ નહી

ધનજીશાહનો હાથ રકાબીઓ પર ચાલતો એકાદ મીનીટ અટકી ગયો તેવણનુ મ્હોડુ ચાવતુ બધ પડયુ અને વળી તેવણ જીવ સાથ બકબકારો કરવા મડયા—

"હલકી બુનીયાદની ' વલગર '—નહી ! એ છોકરીમા હલકા ખુનનો એક છાટોબી હોય તો મારો જમણો હાથ કાપી આપુ ! જે ટેક, અદબ અદાઝ અને લાયકીથી આખો વખત ગેઈ કાલે એ વરતી તે પરથી એક વલગર ગાનારી કરતા કોઇ સારા ખાનદાનનુ ફરજદ છે એમ ખોલ્લે ખોલ્લુ મને તો લાગેછ—પછી તો બા કોણ જાણે ! એક પમરતા ગુલાબની

કળીને ઝાડ પરથી તોડીને તમે કોઇ ગધાતી ગટરમા ફેકી દેઓ, તો તે ફુલનો સુદર દેખાવ અને સુગધ કદાચ નુકસાન પામશે-પણ તેની અસલ ઉચી ખાસીયત કાઇ બદલાવાની છે ?"

ઉડા ફીલસુફી વીચારમા મુગે મ્હોડે ખાનબાહાદુરે પોતાનો બાકીનો નાસ્તો પુરો કર્યો લાગી ભુખે અને લગાર હલકા જીવે તેવણે આજે મજબુત "ખુદયુ" હતુ

'ફીગર બોલ'મા હાથ ધોતા અને મ્હોડુ લુછતા તેવણ પોતાની આવી અકડવકડ માટે પોતેજ મુછમા હસવા પડયા—

"એ ગમે તેબી હોય તેમા મારે શુ ? પણ એટલુ તો ચોક્કસ છે કે એ બીચારા કમનસીબ બચ્ચા માટે મને ઘણી દયા આવેછ કોણ જાણે શુ છે કે એ છોકરીને આવી હલકી સોબતમા ને આવા બેઇઝત ધધામા પડેલી જોઇને મારો જીવ પુશકળ બલેછ હુ પારીસ જાઉ તેની અગાઉ એને કેઠે કોનવટમા દર પારીયા વગર તો હુ રેહવાનો નથીજ"

જીવણ આ વડીએ તેવણ આગળ આવી ઉભો—

"છેટ પેલા ડાલવારા મુછલમાન આવેલા !"

ધનજીશાહએ ચોકીને ડોળા ઉચકયા--

"કોણ પેલી ગાનારી છોકરી સાથ આવના તે ?-પેલો મુસાજી ?-એટલી વારમા મોટર પાછી આવીબી ?"

"ના છાબ-ઓલો બીજો જુવાન 'ચરીબા આવલોની-તે-"

"અહ-હ-હ ! મુબારક આયોછ ! અચ્છુ, બેસાડ તેને હાલમા-હુ અબઘડી બોલાઉછ તેનો કઈ સામન બામન હોય તે પહેલે મારે એનો ઓરડો તૈયાર ગફ્ફોરજીની તાબે મુકાવ—"

"વારૂજી—પણ છામન તો એક કોઠરો ને એક બીછાણ છે, બીજુ કાઈ નીહ મરે"

પદરેક મીનીટ પોતાના ખાનગી ઓરડામા જઇ આવ્યા બાદ ધનજીશાહ પોતાની લાઇબ્રેરીમા ગયા અને ત્યા નવા પ્રાઇવટ સેક્રેટરીને બોલાવ્યો —

તુર્ત મુબારક હાજર થયો અને સેઠે તેને હસ્તે મોહડે શેકહેન્ડ કરી આજે તે ઇંગ્રેજી પોશાકને બદલે શુભ્ર ઢાકામાંથી ધમનો જામો અને સ્ટાનડીંગ કાલરવાળો ડગલો પહેરીને આવ્યો હતો—માથે માહમેડન ઉંચી ફેઝ કેપ હતી

"વેલ માઇ યંગ ફ્રેન્ડ—તુ ટાઇમસર ટકાગણ આયો ખરો! ચાલો—હું ખરેખર ખુશી થયો કંઇ ચાહ નાસ્તો જરા કરી લે પછી આપણે——"

"થેંક યુ સર—પણ હું અધઘડી આગે નાસ્તો કરીનેજ આયો."

તારો લગેજ બધો સાથે નથી લાયા—શું?"

"મારો ગ્લાડસ્ટન બેગ છે—ને બેડીંગ છે બીજો લગેજ શું જોઇયે, સાહેબ?"—મુબારકના સોહામણા મુખડા પર મગરૂરીનું ઝીણું હસવું પ્રકટયું પોતાના મોગલાઇ ફ્રાક કોટમાં અને ઠમલામાં કેપ માથે તે આજે ખચીત બહુ શોભતો હતો

ધનજીશાહ શેઠ આજે ગેલમાં હતા તેવણે આ જવાન છોકરાનો બરડો ખુશમીજાજથી સેહજ ઠોક્યો—

'યુ આર એ ફની ફેલો મુબારક!' તેવણ ટાટક હસીને બોલ્યા, 'આખો માખો યુરોપ જવા નીકળ્યો છ ને સામાનમાં એક ગ્લેડસ્ટન બેગ રાખે છ! વેલ, ઓલ રાઇટ–આપરે હવણુ ધારે બીજુ જોઇતુ મુકતુ પાછળથી લઇશું જા—તારો રૂમ જીવણ તુને દેખાડશે નાહ જઇને જરા કમ્ફરટેબલ થા પછી આપરે—કેમ, જીવણ, વરી શું છે?"

વળી એકવાર ફરીથી જીવણ ધનજીશાહ આગળ કાંઇ કહેવા આવી ઉભો હતો

"સેઠ આપરી મોટરમાં પેલી ગાનાવારી આવલી—ને પેલો મુચ્છલ માનબી છાંટે આવેલો—"

"અહો! આવી પુગા કે? જા–એઉને માળપર અહી આવવા કેહ.'

જીવણ ગયો—અને ધનજીશાહ હસ્તે ચેહરે પોતાના પ્રાઇવેટ સેક્રેટરી તરફ ફર્યા

"ઠીક થયુ કે તુબી બરાબર વખતસર આવ્યોછ, મુબારક! ચાલ, આજે હુ તુને લગાર નવઇ જેવા એક માણુસ સાથે ઓળખાણુ કરાઉ! બેસ-જરા પાચ મીનીટ અહી બેસ! એ એક બીચારી કાઈ ગરીબ મુસલમાની છોકરી છે ગાવાનો ધધો કરેછ કેહછ કે તેનો લફંગો બાપ તેને એકલી મુકીને કેઠે નાહસી ગયોછ મારા એક મહામેદન ભારૂતે તે બીચારીને હાલ તરત પોતાના કુટુબમા આશરો આપ્યોછ એ મુમાજી ગેઇ કાલે એને મારી આગળ લઇ આયો ને મને તે કમનસીબ છોકરીપર ઘણીજ કદર આવી ઘણુ ગાક ને નીરદોશ બચ્ચુ દેખાયછ—તુજ જોજેની! બીચારૂ આવી સગતમા હાડમાર થાય તે મને નહી ગમ્યુ તેથી મે આજે સહવારના મારી મોટર પાછી મોકલી ને એ લોકને અહી બોલાવી મગાવ્યાછ—સમજેછ કેની?"

જવાબમા મુબારકે માત્ર પોતાનુ ડોકુ ધુણાવ્યુ

"એવો મારો વીચાર છે, મુબારક—કે આપરે ૨૮ મી એ ઉપરી જઇયે તે અગાઉ આય પોરીને અહી નહી તો વાદરે કેઠે બગબર કોનવેન્ટ ગર્લ્સ સ્કુલમા દેર પાર્ગી જઇયે તાહ એ કઈ જરા રતી શીખગે તો આગળ ચાલતા કોઇ સારૂ ઠેકાણુ જોઇને આપરે એને પરણાવી આપગુ બાકી આય ગાનાના ધધામા તો એ બીચારીની જીદગીનુ સત્યાનાશ વળી જગે! કેમ, બગબર કેહુછ કેની?"

"હા સાહેબ—તમારા વીચાર ઘણો નેક છે!"

"યુ સી—માઇ બોય—મારે પેટ કાયા છોકરા છયા છે કે તેની વાત? ઓ—લેઓ એ લોક આયા! કમ ઇન મુમાજી—અદર આવો માહતાબ!"

મુમા ઉસમાનજી બેઉ હાથે સલામ કરતા ઓરડામા દાખલ થયા તેની પછવાડે માહતાબ પોતાના સરોવર જેવા સીધા કદ સાથે ગમગીન પણ શાત ચેહરે અદર ચાલી આવી અને ઘણીજ લાયકાથી ડોકુ નમાવી ધનજીશાહ શેઠને સલામ કરી

પણ—પણુ—ઓ!—

ધનજીશાહ કાઇ બોલે તે અગાઉ તેવણુનો પ્રાઇવેટ સેકરેટરી એકાએક

કાઇ આચકો ખાઇ પોતાની બેઠકમાંથી ઉઠીને ઉભો થયો હતો તેના મુખમાથી ઓચીતી "ઓ !" કરીને નાની બુમ નીકળી પડી હતી પણ બીજીજ પળે તે પાછો ખુરસીપર ટપકાઈ બેઠો

"કાય ? શુ છે, મુબારક '–વાટસ ધી મેટર ?" ધનજીશાહે જરા ચકીત થઇ પુછ્યુ

'નહી–સાહેબ, કઇ નહી જરા અમથો !–મને કાઈ વખત અહીં બાજુમા પેન મારી આવેછ !"

"પણ હવે મારી કાની છે કેની ?"

"જી–હા ! તદન સારી કાની !"

"અચ્છુ તાહરે ! આપરે છે તે–મુસાજી, મે તમો નોકને આજે તેડાવી મગાવ્યા કેમકે મને ગેઈ કાલે તમે ગીયા પછી લાગ્યુ કે હુ આય છોકરીને મારૂ જે બંદોબસ્ત કરવા માગુછ તેમા હવે વખત ગાળવો નહીં જોઈયે અમે ૨૮ મી એતો ઉપરી જઇયછ આજે ટાકણા સર મારા આય નવા પ્રાઇવટ સેકરેટરી મી૦ મુબારકઅલીબી આયાછ, એટલે મકુ આપરે બધા સાથેજ વીચાર કર્યે તો ઠીક થઇ પડે હા–ખરા–મુબારક આય પેલા મીસ માહતાબ–જેવણુને વારતે આપરે હમણા વાત કરતા'તા તે ! આય મારા ટેનટ થાય મુસા ઉસમાનજી !–ને, મુસાજી, એવણુ મી૦ મુબારકઅલી મીરઝા બેગ મારા પ્રાઇવેટ સેકરેટરી"

આ ઇનત્રોડકશનના જવાબમા મુસાભાઇએ વાકા વળીને સામે બેઠેલા તે જવાન ઇસલામી ગ્રહસ્થને નમન કર્યું મુબારકે પાછુ ડોકુ કયુ અને પછી ખુબ ઘસડીને રૂમાલ વડે પોતાનુ મ્હોડુ થોડા વાર નુછ્યાજ કર્યું તેના શાત સમાધાન ચેહરા પરથી છેલ્લી ત્રણ મીનીટમા એટલો તો ખોલ્લે ખોલ્લો અસાધારણ ફેરફાર પસાર થઇ ગયો હતો કે ધનજીશાહ બી જરા તાજુબ થયા

"શુ છે, મુબારક ! એમ કેમ કરેછ ? તારૂ મોહડુ એટલુ લાલ કેમ થઈ ગીયુ ? ગરમી પડેછ ?"

ખચીત ! માહાતાબ ઓરડામા દાખલ થઇ તે ઘડીથી મુબારકના

ચેહરાપર કાંઇ અજબ રતાશ ધાઇ આવ્યો હતો જાણે પોતાના દીલમાંની કાંઈ જોરાવર લાગણીને દબાવી દેવાની તે મજબુત કોશેશ કરતો હોય તેમ થોડીક પળ તેણે મ્હોડું લુછવાને બહાને આંખ્યો પર રૂમાલ દાબી રાખ્યો અને પછી ઉઠીને એક ઉઘાડી બારી આગળ ગયો—

"હા સાહેબ, જરા સેહજ ગરમી જેવું છે ખરૂં ! પણ ચીંતા નહી—મને કોઇ કોઈ વખત એમ થઈ આવેછ."

ભલા ધનજીશાહે ઉઠીને તુરત પોતાના ઇલેકટ્રીક પંખાની ચાંચ ફેરવી —

"તાહરે કાહરનો બાલ્યે કેની ! જા મુબારક તારો રૂમ તઇયાર છે—જીવણ તુને બતાવશે તાંહ જઇને જરાક રેસ્ટ લે, પછી હું તને બોલાવુંછ"

મુબારકઅલીને તો જેવું જોઈતું હતું તેવુંજ મળયું ત્રણુંડે જણાને નરમાશથી ડોકું નમાવી ત્યાંથી નીકળી ચાલ્યો જીવણે બતાવેલા પોતાના ખાનગી ઓરડામાં દાખલ થઈ તેને અંદરથી કળ મારી અને પછી એક લાંબો ઉંડો દમ ખેંચયો

"માહાતાબ ! એક મુસલમાની છોકરી ! ! આય ગાનારી માહાતાબ !" તેના મુખમ થી કાંઇક દબાયલો અવાજ નીકળયો "યા ખુદા કેટલું મળતાપણું ! ઓરડામાં જેવી દાખલ થઈ કે મારેથી તો મોટેથી બુમ પડાઇ જતી'તી !"

મુબારકે પોતાના ડગલાના અંદરના ખીસામાંથી વળી પેલોજ કેબીનેટ ફોટોગ્રાફ ખેંચી કહાડયો, અને તેને ધારી ધારીને થોડાક વાર જોયા કીધો એકાદ મીનીટ આમ એકકી ટગરે તે તસવીર ગમ ટીકયા કરવા પછી તેના હોઠ ઉપર સહેજ હસવું ફરી વળયું

"યા તો મારી આંખ મને ઠગેછ કે યાતો એનો ને એનોજ વીચાર કરવાથી મારૂં ભેજું પોચું પડવા માંડયુંછ !" તે બડબડયો, "આય દીનુની સખી હમણા ખાનબહાદુર ધનજીશાહના હાથમાં મુકું તો એવણ શું કેહ કોણ જાણે ! અરે, આય પેલી મુસલમાની ગાનારી છોકરી જાણે અહીં આય સખીમાં સાડી પહેરીને બેઠીછ ! એજ આબેહુબ નાખ, એજ આબાદ

આખો, એજ મહોડાનો 'એકઝેક્ટ' કસ્લો! ફક્ત ચામડીના રંગમા મહેજમાજ ફરક છે!"

થોડોકવાર વધુ એક ગાડા આદમીની મીસાલ પોતાના હાથમાની સબી તરફ મુબારકે જયા કીધુ પછી કાઇંક અધીરાઇથી ડોકુ ધુણાવી તે તેણે પાછી પોતાના ગલેડસટન બેગમા અનામત ક્રીથી મુકી તે માત્ર એટલાજ અનુમાન ઉપર આવી રાકયો હતો કે રાત અને દહાડો પોતાના મનની મુરતી દીનુ અને દીનુનોજ વીચાર કયા કીધાથી હવે કોઇ ભળતી ઓરતને જોતાબી તેના મગજમા દીનુનીજ આકરતી ઉભી થયા કરતી હતી

—— ० ——

## પ્રકરણ ૨૭ મુ.

હુ કોણનુ ફરજંદ છેઉ તે હુ પોતે જાણુતી નથી!"

પેલો મેર હવે ધનશાહ શેઠ આ મુસલમાની ગાનારી છોકરીના બબધમા પોતાની ધારેલી મનસદ પાર પાડના ગોયા રણુપર ચહડયા હતા જેવો મુબારક વીદાય થયો કે એવણે મુસા ઉસમાનજી ગમ ફરીને કાઇંક હસ્તે મહોડે કહ્યુ

'ઉસમાન, તમો જરા પાચ મીનીટ ઓરડાની મહાર જશો—જો તમોને વાંધો નહી હોય તો? માર આય બાઈ સાથે મહેજ ખાનગી વાત કરવીછ"

મુસાભાઈ ખસયાણા જેવા ઉઠીને ઉભા થયા અલબતા શેઠનો હુકમ થયો એટલે તાબે થવા વગર બીજો ઇલાજજ નહી હતો. તે મીયાભાઈના મહોડાપર દેખાઇતી અચરતી ફેલાઇ ગઇ, તોએ હાથ જોડીને તુરતાતુરત ઉઠયા અને જુઠુ જુઠુ હસતુ ડાચુ કરીને બોલ્યા—

"અરે હા, સાબ, બેલાશક વાટ કરો, સાબ! હુ શેઠ નીચે બેસુંછ માહટાબ, શેઠ જે પુછે ઇનો બરાબર જવાબ આપજો"

મુસાજી ઓરડામાથી કહડાયા કે એક મીનીટ ધનજીશાહ શેઠ આખ ચુચી કરીને પોતાની સામે બેઠેલી તે રૂપાળી છોકરી ગમ જોના પડયા માહાતાબ તો મુગીમતર થઇને નીચી ડોકે જમીન ગમ આખ્યો ઠેરવી રાખી બેસી રહી હતી ખચીત ! આ છોકરી બહુજ થોડુ બોલનારી હતી" છતા આ લક્ષાપતી શેઠ તેણીને માટે આમ નવાઇ જેવી રીતે કાળજી દેખાડતા હતા તેથી તેણીના ગોરા ગાલો ઉપર ગુચવણુ અને કાઇક લાજને મારે સહેજ લાલાશ ધાઈ આવ્યો હતો ધનજીશાહે એ છોકરીનો શોકાતુર ચેહરો ધારી ધારીને જોયો ના—તેઓ પોતાની ગઇ કાલની ગણત્રીમા ચુકેલા નહીં હતા જરાબી શક વગર તે એક અતીશય રૂપસુદર મુખડો હતો—કે જેના ઉમરાવી કરલો, જેના કમાનદાર ભવા, લાબા પાપણો, અને તેજશવી બે આખો એવણુ સરીખી એક લગભગ સાદીની ભરતીમા આવેલી દુન્યાદારીના કહેલ આદમીનેબી ખુલ્લે ખુલ્લુ કહી આપતા હતા કે આ છોકરી કોઈ વગર શકે ઉચા ખાનદાનનુ ફરઝદ હતુ—એક હલ-કત, બદમાશ ગવૈયા ઉસતાદનુ ખુન તો નહીંજ હતુ

ધનજીશાહે આસ્તેથી પોતાની ખુરશી તે સુદરીની જરાક વધારે નજદીક ખેચી આજે તેણીની આખી જીદગીની કારકીરદી જાણવા, તેણીના ભવીષ્યની સલામતી સભાળવા, ધનજીશાહ જેટલા કાલજીમદ બન્યા હતા તેવા તેવણુ પોતાની આખી ઉમરમા અગાઉ બન્યા હોય એમ તેવ ણુને યાદ હતુ નહીં એ છોકરીના આગ ઉપર કપડા જો કે ઘણા મોઘા હતા નહી, તોપણ ઘણો સફાઇદાર અને સાગ ટેસ્ટથી કરેલો તે પોશાક હતો ગાનારીનો હલકો પેશો કરનારી એક ઓરતના ચહેરામા, તેણીના પહેરવેશમા, તેણીના નણુગારમા, તેણીના આવભાવમા સાધારણુ રીતે જે "વલગેરીટી" નજરે પડે છે તેનુ કશુબી આ છોકરીમા ધનજીશાહ શોધી શકતા હતા નહીં તેણીના રેસમ જેવા ઝુલફાદાર કાળા બાલનો જબરદસ્ત ભારો, જે એક સભાળથી કરેલા અબોડામા વીંટાળી લેવામા આવ્યો હતો, તેમા કોઈ બી જાતનો કચવાટ ઉપજાવે એવો સુગધી તેલનો ચીકાશ હતો નહીં તેણીના પરવાળા સરખા બે હોઠો ઉપર પાનની પટીનો લાલ રગ બીલ-

કુલ ગેરહાજર હતો ટશા પણ દાગીનાઓથી પોતાનુ ગળુ યા બે હાથો યા કાનો લચલચાવી મેલી એક ગાનારીની ખાસીયત બતાવવાથી આ છોકરી બાઝ આવી હતી તેણીનુ ગુલાબી સફેદ હાથીદાત જેવુ ગોરૂ ઉઘાડુ ગળુ એક સપાટે સામા જોનારને કહી આપતુ હતુ કે આ અજબ જાતની ખુબસુરત નાજુક કુમારીકા પોતાના શરીરને સ્વચ્છ રાખવા માટે ઘણીજ કાળજી રાખતી હતી

"માહાતાબ," ધનજીશાહ શેઠે ધીમા મમતાભર્યા અવાજે ચલાવ્યુ, "હુ તારી સાથે થોડીક અગતની વાત કરવા માગુછ જો મારેથી બને તો તુને મદદ કરવા ચાહુછ તુ હમણા જે જીદગી ગુજારેછ તેને માટે, છોકરી, તુ લાયક નથી તારી પાસે ગાયનનો જે ખુદાઈ હુન્નર છે—ખુદરતે તારા ગળામા જે અસાધારણ સુરીલો કઠ મુકેલો છે—તેનો ઉપયોગ ગલીચ હલકા કાવાખાનાઓમા કરવાને બદલે કાઇ વધારે સારી રીતે થવો જોઇએ પણ આપણે બનીશની વાત કર્યે તે અગાઉ હુ ઇચ્છુછ કે તુ મને તારી અત્યાર સુધીની જીદગીનો કઇ હેવાલ આપે"

કોયલ જેવા બે ડોળા અચરતીથી ઉચકીને કાઇક અહેશાનમદ નવાઇ સાથે પોતાના આ ભુજોગ મુરબ્બી તરફ જોતી માહતાબ એકાદ બે મીનીટ ચુપજ બેસી રહી આખરે તેણીનો કોમલ સાદ નીકળ્યો—

"આપ શેઠજી મને શુ પુછોછ?" તેણી નરમાશથી બોલી, "હુ જેટલુ જાણુછ તેટલુ તમો સાહેબને દરેક ચીજ કહેવા તૈયાર છુ"

"તારે, માહતાબ, હુ તુને પહેલો સવાલ એ પુછુછ કે તુ શુ હજુ આપ મુસાજીના આશરા તળે રહીને એક ગાનારીનો પેશોજ ચલાવવા માગેછ?"

માહતાબે એક નાનો નીસાસો નાખ્યો બાતેનની શરમીંદગી અને નામુરાદીથી તે નીરદોશ બચ્ચુ દેખઇતુ દબાઇ જતુ હતુ

"તારે હુ કહા જાઉ, સાહેબ? હુ બીજુ શુ કરૂ" તેણી કાઇ કડવાસથી બોલી

"શુ તારૂ કોઇ સગુ વહાલું, કોઇ બેશી કુટુબી કોઇ છેજ નહી?"

"કોઇ નહીં—કોઇ નહી !"

આ છેલ્લો ઉત્તર તેણીએ એવા તો નાસીપાસીભર્યા દયામણા ગળગળતા સાદે આપ્યો કે માયાળુ ધનજીશાહના જીગરમા તે કમનસીબ બાળા માટે અજબ હેતનો ચમટો તુટો

"મારી ગરીબ બીચારી છોકરી !" તેવણુ બોલી પડયા, "પણ મને કહે—કેટલો વખત થયો તુ આય કગાળ જીદગી ગુજારે છ ?"

"મારી આખી ઉમરજ કગાળ, દળદર જીદગીમા પસાર થયલી છે શેઠ"

"પણ આય કાવાખાનાઓમા અને રસ્તે શેરીએ કેટલો વખત થયો તુ ગીતો ગાયછ ?"

"છેટલા ચાર પાચ વરસ થયા હોશે,—મને બરાબર યાદ નથી"

"તેની અગાઉ તુ શુ કરતી'તી ? તારૂ ગુજરાન કોણ કરતુ'તુ ?"

"મેહમદુ ઉસ્તાદ સાથે રહેતી'તી મને બીજુ કઇ યાદ નથીજી."

"છટ, માહાતાબ, તુ મને ઉડાવેછ જો ધ્યાનથી સાભળ—હુ તારૂ ભલુ ચાહુછ મારી ધારણા એવી છે કે હુ આય મહીનાની આખેરીએ યુરપ ઉપડી જાઉ તેની અગાઉ તુને કોઇ આબરૂદાર ખાતામા મુકી જાઉ, જયા તુ થોડી ઘણી કેળવણી મેળવી શકે પછી હુ પાછો આવ્યા બાદ તારા ભવીશ્યનુ શુ કરવુ તે આપણે નકકી કરશુ"

ધનજીશાહ બોલતા સહેજ અચકી પડયા, કેમજે તેવણે બેહદ લાગણીથી જોયુ કે માહાતાબની બને આખોમાથી આસુ ટપકતા હતા

"માઇ પુઅર ગર્લ ! તુ ખચીત એક દુખી છોકરી છે, અને મારૂ દીલ કઇ અજબ તારી તરફ ખેચાયછ નહીં—રડ ના, માહાતાબ, તારા આખ લુછી નાખ હીમત રાખ—સબુરી રાખ આજથી તુ મારા બચ્ચા જેવી છે તુને મારી પર વીશ્વાસ છે કેની ?"

માહાતાબે રૂમાલ વડે પોતાની ભીની આખ્યે લુછી નાખી

"હુ હવે તમારેજ આશરે છુ—મારા મેહરબાન શેઠ !" તેણી દલગીર ધીમા અવાજે બોલી "આય દુન્યામા મારૂ હવે બીજુ કોઈ નથી તમે

મારીપર જે મહેરબાની દેખાડોછ, તેનો ઉપકાર હુ મારો જીદગીના છેડા સુધી ભુલશ નહીં"

આમ કહેતા ઉગકેરણીના કાઇક અસાધારણ ઓચીંતા આવેશમા માહાતાબે એકાએક ધનજીશાહ શેઠનો એક હાથ પોતાના બે હાથોમા લીધો અને પોતાની આખોમા ચાંપ્યો ધનજીશાહને ગળે ગોયા કાચકી બાઝી હતી

"બસ, બસ દીકરી,–બસ ! તે દુન્યાની કાળી બાજુ એટલી બધી જોઇછ કે આટલુ નાનુ નજીવુ ભલાઇનુ કામ જોઈ તુ અકરાઈ જાયછ ચાલ બોલ હવે, સાચુ કહે, તુ દુન્યામા એમ તદન વાયેજાન એખલી કેમ પડી ગઇછ ? તારા માતપીતાએ તુને આય હલકી જીદગીમા પરવાજ કેમ દીધી ?"

"જ્યારે હુ તદન નાનુ બચ્ચુ હતી, ત્યારે મારી મા મરી ગયલી, માહેબ"

"અને તારો બાપ ?"

'મારા બાપને વાસ્તે હુ કઈ જાણુતી નથી પણ મને માનવાને કારણ છે કે તેવણબી મરી ગયલાજ હોશે"

જાણે અચબુચ કોઇએ પછવાડેથી બરડામા ટાચણી ભોકી હોય તેમ ધનજીશાહ ચમકીને ખડા થઈ બેઠા

"વોઓઓર," તેવણ બુમ પાડી ઉઠયા, "પેલો ગવઇયો—પેલો મહેમદુ-કોણ પેલો કોર્ઇ નાસી ગયો તે મરી ગીયો ? કેમ જાણ્યુ ? કાહરે મરી ગીયો ?"

માહતાબે પોતાની બેઉ આખ્યો રૂમાલ વડે ઢાકી અને ઘણાજ નખાઇ ગયલા સાદે બોલી—"જી મહેમદુ ઉસતાદ મારો બાપ છેજ નહી"

"મહેમદુ ઉસતાદ તારો બાપ નથી ? તાહરે તારો બાપ કોણ ?"

"તે હુ બીલકુલ નથી જાણુતી, સાહેબ"

"એટલે ? એ તુ શુ બોલેછ ? માહાતાબ મને તારૂ બોલવુ કઇ સમજ પડતુ નથી !"

"ખુદાને હાજર નાજર જાણીને માન્યુ કહુછ કે અત્યાર સુધી પેટને ખાતર સારી દુન્યાને અમો એવુ કહીને ઠગતા હતા કે મહેમદુ મીયા અને હુ બાપ દીકરી છીએ તે તદ્દન ગલત વાત છે કઈ પચાસ વખત અફી-ણુની નીશામા મહેમદુ મને કહી ચુકોછ, સાહેબ, કે હુ તો કોઇ પારકાનુ બચ્ચુ છુ, ને બચગીથી તેના આશરામા ઉછરીને મોટી થયલી છુ હુ કોણનુ બચ્ચુ છુ તે મહેમદુને પોતાને રોશન માલમ નથી અગર માલમ હોય, સાહેબ, તો એણે મને કહ્યુ નથી"

"માઈ ગોડ, એ તુ શુ વાત મને કહેછ?"

"દરેક જણને અમે લોકોએ ખોટી વાત કેહીછ—તમો મુરબ્બીને ખોટી વાત હુ કહી શકતી નથી બોલબોલ મે તમુને ખરી હકીકત કહીછ નહીં માનો તો તમો સાહેબની મરજી"

ડધાઇને ધનજીશાહ બહમનબેરામ ડોળા ફાડી આ વીચીત્ર છોકરી ગમ એકકી ટગરે ટીકવા લાગ્યા

"હુ તુને માનુછ, હુ તુને માનુછ! માહાતાબ, તારા મહોડાપરજ મચ્ચઇનો છાપ છે" તેવણ કાંઈ જુસ્સાથી અતે બોલી ઉઠયા

એકાદ બે મીનીટ ઓરડામા બીલકુલ ચુપકીદી ફેલાઈ બને જણુ પોતાના ઉડા વીચારમા મુગામતર થઈ ગયા હતા આખરે ધનજી શાહનોજ ધાડો પણ દીલસોઝીભરયો સાદ નીકળ્યો—

"તારા જેવી એક નાદાન, કાચી ખુબસુરત છોકરીને, તુ સરખી ખીલતી ગુલાબની કળીને કોણ બેકદર બેહાય માયબાપે આવા એક બદ માશ હલકા ગવૈયાને સોપી હોશે? માહતાબ, તે મને હમણા જે કહ્યુ તેથી તારામા મારો ઇનટરેસ્ટ ડબલ વધી ગોયોછ તારા કુટુબની હીસટરી શોધી કાઢવાની ફરજ હવે મારે માથે આની પડીછ"

માહાતાબ હવે ખુરસીપર ટટણુખાર ખડી બેઠી તેણીના ઘટમારા ઉમરાવી ગુલાબી ચહેરા પર એક જાતની મગરૂરી ફરી વળી હતી "સાહેબ, મારા કુટુબની હકીકત જો કે અધારામા છે તોબી હુ નહી ધારતી કે મારાં માબાપ જેબી કોઈ હોશે તેઓને મારે માટે કાઇબી

વખતે શરમાવાની જરૂર પડશે મેં બચપણથી આજ સુધી દલીદર જીદગી ગુજારીછ, ઘણુ દુખ ખમયુછ, બીજાઓની બુરાઇને લીધે ઘણી હાડમારી ભોગવીછ પણ ખુદાના કસમ ખાઇને કહુછ કે હજુ સુધી મારા પોતાના નામ ઉપર કોઇબી જાતના ગુનાહ કે બેઇઝતીનો ડાઘ મે લાગવા દીધો નથી કગાળ બદકાર લોકોની વચ્ચે હુ વસીછ પણ તે લોકોની બદકારીથી અલગ રહેવાને સારૂ મારેથી બનતુ કીધુ છ તમો માહેબે પોતે મારી તરફ મદદનો હાથ લાબો કીધોછ તમો જાણોછ કે હુ કાંઈ તમારી આગળ હાથ ઓગતી આવેલી નહીં હતી તમે જો મારીપર પુરેપુરો ઇતબાર રાખી શકતા નહીં હોવો, જો મારી તરફ શકની નજરથીજ જોતા હોવ, તો તમો શેઠજીને માથે જરાબી બોજો થઇ પડવા હુ માગતી નથી"

ધનજીશાહ હવે ઉઠીને ઉભા થયા આ ટેકવાલી છોકરીના છેલ્લા જુસ્સાદાર વાકયો સાભળી અને તેણીના સ્વમાનનો ઉચો સ્ટેનડર્ડ જોઇ તેવણ બીલકુલજ ગગેટાઇ ગયા હતા

"નહી, માહાતાબ! તુ મનમા ઓછુ ના લાવ બસ, મારી ખાતરી થઇછ—સોએ સો ટકા ખાતરી થઈછે—કે તુ એક ઉમરાવી ખાનદાનનુ બચ્ચુ છે, પણ એક નહીં સમજ પડે તેવા ભેદી સજોગો વચે હમણાની હાલતે આની પડયુછ બસ, બેટા, હવે ખુશી થા આજથી તારૂ નસીબ મારા કબજામા છે હુ મારા પ્રાઇવેટ સેકરેટરી સાથે ગોઠવણ કરી તુને વાદરેની કોનવેન્ટમા હાલ તુરત મુકુછ ઘણુ કરી કાલે નહીં તો પરમ દહાડે આપરે તાહ જઇશુ તુ તાહ પુર સુખમા રહે, તુને મયુઝીકની અચ્છી તાલીમ મળે, તુને સારી કેળવણી મળે તેની હુ દરેક ગોઠવણ કરશ, ને કપડા ચપડા વગેરે માટે તુને દરેક રીતની પઈસાની સવળતા કરી આપશ"

"ખુદા તમારૂ ભલુ કરે હુ તમારો કેમ ઉપકાર માનુ તેબી હુ—"

"બસ એમ ના બોલયા કર ખુદાએ મને પઇસા આપેલા છે મને કોઇ બચ્ચા છોકરા નથી હુ ખુદાનો ઉપકાર માનુછ કે અતે મારી

બેક્સ જીંદગીમા તુ સરખી છોકરીને આમેજ કરી હવે એક અજબ રસ તેણે ઉમરયો છ ચાલ હવે મારી સાથે નીચે આવ ત્યા મુસાજી વાટ જોતો હોશે હુ તેની સાથ બધી વાત કરૂ છ આજે તો તુ મારી મોટરમા એવણુનેજ ત્યા પાછી જા આવતી કાલે હુ વાદરે જઈ આવી તાહના કોનવેટમા તારે સારૂ બધો બદોબસ્ત કરી આઉ કે પછી હુ તુને તાહ લઇ જવશ, ચાલ દીકરી”

માહતાબ ઉઠી ઘરડા ધનજીશાહ તેણીની પાખડી પકડીને તેણીને નીચે ડરોઇગ રૂમમા લઇ ગયા ત્યા તેમણે મુસાજી સાથે થોડીક વાત કીધી બીજા અરધા કલાકમા ધનજીશાહ શેઠની મોટરમા મુસા ઉસમાનજી અને માહાતાબ “મોતી મીનાર” પાછો છોડી ગયા હતા

## પ્રકરણ ૨૮ મુ.

### “બુલબુલ! તારી આમદે તુ બાહાર લાયુ ગુલશનમા!”

ધનજીશાહ શેઠે પોતાની કબુલાત ટકોરાબધ પાળી હતી એપ્રીલ મહીનાની ૧૦ મી તારીખે ‘મોતી મીનાર’મા મહાતાબ સાથની પોતાની બીજી મુલાકાત પછી, અને તે છોકરીને મોહોડેથી નીકળેલો અગત એકરાર સાભળવા બાદ, ખાનબહાદુર બહમનબેહરામને જાણે ખાવાનુ પીવાનુબી સુજ પડયુ નહી હતુ આ સુગધી ગુલાબની કળીને હવે તેની ગલીચ નજીસ, વાસ મારતી વાતાવરણમાથી ઉચકી લઇને એક સુઘડ સલામત જગ્ગાએ મેલી આવવા તેવણ તલપાપડ બની રહેલા હતા એક કલાકબી વધુ વાર આ નીરદોષ પણ અમીરી બચ્ચુ પેલા દલદર મુસા ઉસ્માનજીના કગાળ છાપડા તળે સબડતુ પડી રહે એ ખ્યાલજ તેવણને પસદ નહીં હતો

બીજીજ સહવારે તેવણ મુબારકને પોતાની સાથે લઇને મોટરમા વાદરે ગયા અને ત્યા મોટી કોનવેન્ટ બોર્ડીંગ સ્કુલની મુલાકાત લીધી

તેવણુનો કાર્ડ અંદર મોઝ્લતાજ બાઇઝતથી બંને ગ્રહસ્થોને મીટીંગ રૂમમા દાખલ થવાની અરજ થઈ—અને તેજ ઘડીએ કોનવેન્ટ સ્કુલના બુઝોર્ગ મધર સુપીરીયોરેસે ખા૦ બા૦ ધનજીશાહની રૂબરૂ હાજર થઇ નરમાશથી શેઠની ફરમાસ પુછી

ખાનબહાદુરે પોતાની ત્યા આવવાની મકસદ કહી સભળાવી—

"હુ અને મારો આય પ્રાઇવેટ સેક્રેટરી આય મહીનાની આખેરીએ યુરોપની ટુરે જઇયેછ, મધર," તેવણુ બોલ્યા, "આય જવાન મહોમેદન ગ્રહસ્થના એક—એક—નજદીકના ખેશી છે—એક જુવાન છોકરી છે—જેની સભાળ અમારી ગેરહાજરીમા લેનારૂ બીજુ કોઈ નથી મારી મરજી છે કે અમે વીલાયતથી પાછા ફરીયે ત્યા સુધી એ પગ લેડીને તમારી સભાળ તળે—તમારા બોર્ડીંગ ઇનસ્ટીટયુશનમા—હુ મેળી જાઉ હુ જાણુછ કે કુમળા નાદાન બચ્ચાઓની તમે એક માવતરના પ્યારથી અને કાળજીથી બરદાસ્ત લેવોછ—"

મધર સુપીરીઓરેસે સેહજ હસીને ડોકુ નમાવ્યુ—

"અમારા ઇનસ્ટીટયુશનમા જે બચ્ચાઓ આવેછ તે મારા પોતાનાજ બચ્ચાઓ બનેછ," તેવણુ નરમાશથી બોલ્યા

'હુ તે જાણુછ, મધર—તેથીજ આય મા બાપ વગરની છોકરી, જેણી અમારે મનથી ઘણીજ વાહલી છે, તેને તમારા સલામત હવાલામા સોપવા માગુછ એક્ષક્યુઝ મી—પણુ તમે તમારા નોન—ક્રીશ્ચીયન બોરડરોને પોતપોતાનો ધર્મ અહી પાળવા દેવાની છુટ તો બક્ષોછ કેની '

"અલબત—ધરમના બાબમા અમે કોઇબી જાતની જબરદસ્તી કરતાજ નથી સઉનો લોર્ડ ખુદા એકજ છે"

"હુ તે સાભળીને ખુશી છેઉ તમારા ઇનસ્ટીટયુશનનો જેબી ચાર્જ હશે તે હુ છ મહીનાનો આગપર આપી જવશ મીસ માહતાબને માટે કઈ જુદી અલાહેદી સગવડો તમે કરી શકશો કેની ?—આઈ મીન, જો હુ તમુને હેન્ડસમ એક્ષ્ટ્રા અલવન્સ આપુ તો એ છોકરી દરેક રીતે અહી સુખમા રહે તેવી ગોઠવણો થઈ શકશે કે ?"

"કોનવેન્ટ સ્કુલના દરેક કાયદા પ્રમાણે તેણીને વર્તવુ પડશે—પણ તમો તેણીના બોર્ડીંગ અને લોજીંગ માટે ખાસ જુદો સ્પેશીયલ બંદોબસ્ત કરવા ચાહતા હોવ તો માગો તેવી રીતે તે થઈ શકશે," મધરે જવાબ વાળ્યો

'તેણીને માટે એક છુટો જુદો ફરાગાત ઓરડો મળી શકશે ?"

'બેશક—કાય નહી ?"

"ને તેણી માટે એક સ્પેશીયલ દાસી—એક જુદીજ મોટરકાર રાખવાનુ બની શકશે ?"

મધર સુપીરીઓરેસ સેહજ હસ્યા આવી જાતના સદ્દર ઓગરો તો વળી કવચીતજ તેવણના એસટેબલીશમેંટમા આવતા હતા ! કેબઇતી રીતે આ તવંગર પારસી ગ્રહસ્થ પોતાના ઇમલામી પ્રાઇવેટ સેક્રટરીના "નજદીકના બેશી'ના સુખ માટે આખ વીચીને પૈસો રેડી દેવા તૈયાર હતા

"સાહેબ—પૈસા ખરચો તો દરેક ચીજ થઈ શકશે,' તેવણે કહ્યુ

"તો ઠીક છે—સાભળો થોડા દીવસની અંદર અમે એ છોકરીને અહી મુકી જઇશુ હુ મારી ચેક બુક લાવશ-અને તમે કહેશો તે રકમ તમુને આગપર આપી જવશ, મારી પોતાની પેનહાર્ડ મોટરકાર અહી વાદરેજ એ છોકરીના વપડાસને સારૂ રહેશે મારી ખુશી છે કે એ મારૂ બચ્ચુ આય જગાએ બરાબર પેહડી ઓઢીને ફરે અને સુખમા રહે એના ચાલુ વપરાસ માટે સાધારણ કપડા તમેજ સીવાડી લેશો તો મેહરબાની થશે—જો કે થોડાક અચ્છા ડ્રેસીઝ તો હુ યુરોપ જવશ તેની અગાઉ એને અપાવીજ જવશ"

"વારૂ—સાહેબ"

"પ્લીઝ, ખરચની જરાબી વાણ કરતા ના જેબી ખરચ થાય તે મને સુખ્ખે કહેજો મને તમારી પર પુર ભરોશો છે, મધર—કેમજે હુ જાણુછ કે તમે લોકો ખુદા પસંદ કામો કરવા પાછળજ તમારી જીંદગી અર્પણ કરોછ"

મધર સુપીરીઓરેમે પાછુ "બાઉ" કરીને ખા૦ બા૦ ના લાયકી ભર્યા શબ્દો માટે ઉપકાર માન્યો

"બેંક ઓફ બોમ્બેમા હુ તમારે ખાતે દસ હઝાર રૂપીયા ડીપોઝીટ કરી જવશ—અને તેમાથી તમે એ છોકરીને દરેક સુખમા અને દરેક લાડમા રાખજો" ધનજીશાહે પાછુ ચલાવ્યુ, 'અમે યુરોપથી આવ્યા પછી એને પાછી અમારા ચાર્જમા લેઇશુ તેટલા મને આશા છે કે એને જેટલી બને તેટલી ઇગ્રેજીની કેળવણી આપશો—તેમજ ઇગ્લીશ મ્યુઝીક પણ શીખાડજો એને મ્યુઝીકની કુદરતીજ બક્ષેશ છે યુરોપથી પાછા ફરવા પછી—મધર–હુ તમારી સ્કુલના ફડમા એક ઘરખમ રકમ આપવાની ઉમેદ રાખુછુ!"

આ છેલ્લુ વીવેચન ખાનબહાદુર કાઈ ગભીરાઇથી પણ અતી ઘણા ઉત્સાહથી કરી ગયા મધર સુપીરીઓરેમે શાત ચેહરે બધુ સાભળ્યુ અને પછી આવા એક મોટા દીલના માનવત ગ્રહસ્થનો તેવણની ઉદારતા માટે એકવાર ફરીથી ઉપકાર માનતા ડોકુ નમાવ્યુ—

"હુ તમારા મનની ખાહેશ બરાબર સમજી ગેઇછ, સાહેબ બેફીકર તમે એ મીસ—મીસ—એવણનુ નામ શુ કહયુ ?—"

"મીસ માહતાબ"

"જરૂર એ મીસ માહતાબને ગમે ત્યારે લઈ આવો ને મારીપર છોડો તમુને કઇ બોલવુ નહીં પડશે અહીં એક પ્રીનસેસની માફક હુ એને સુખમા રાખશ!"

*　　　*　　　*

વાદરેથી મોટરમા મુમઇ તરફ પાછુ ફરતા ખા૦ બા૦ બહમન બેહેરામથી મલક મલક હસાઇ જવાતુ હતુ આખે રસ્તે તેવણ ખુબ રગમા હતા

"ચાલ, એટલુ કામ પાર પડી ગીયુ તે સારૂજ થયુ!" તેવણ બોલ્યા, "મુબારક–બસ હવે મને કળ વળશે આય પોરીએ ખચીત મારૂ દીલ જીતી લીધુછ—કોણ જાણે એ શુ છે? એક નાહલ્લા બચ્ચાને એક

નવુ રમકડુ અપાવ્યે ને તે ખુશ ખુશ થઈ જાય તેમ આય માહતાબને જોઉછ કે મારો જીવ ખુશીમા આવી જાયછ બેટા, તુ મુછમા ગમે તેમ હસ—પણ કુદરતનો એમા કઇ હાથ હોશેજ,"

"નહીં સાહેબ, હુ હસ્તો નથી—હુ એટ્રબી ખુશી થાઉછ કે મીમ માહતાબ જેવી એક ખુબસુરત બાહોશ છોકરીને તમો સરખા મેહરબાન શેઠજીનો આશરો મળ્યોછ"

ધનજીશાહે હસીને આસ્તેથી મુબારકના બરડાપર પોતાનો હાથ મેલ્યો, અને બહુજ ધીમા સાદે પુછ્યુ—

"માચ્યુ કેહ, છોકરા—આય—આય માહતાબ તુને ગમેછ ?

જવાન મુબારકે બે ડોળા ઉઘાડીને કઇક નવાઇથી પોતાના શેઠ ગમ જોયુ ! દુન્યામા બધા સવાલોની તેણે વકી રાખી હતી—આવા અચબુચ ફ્રોડા સવાલની તો તેણે સ્વપને પણ ગણત્રી કરી નહી હતી

"હુ તમારો સવાલ સમજતો નથી, સાહેબ"

"એ છોકરી ઘણીજ—ઘણીજ—વનડરફુલી બ્યુટીફુલ છે—નહી ?"

"જી હા—હુ ધારૂછ કે બાઈ બહુ ખુબસુરત છે!"

ખુશાલીને મારે ધનજીશાહનુ ડાચુ ફસકાઈ ગયુ—

"ઓ, એ છોકરી તો એક જુવેલ છે! એને જરા બરાબર કપડા પેહરીને ઠાવી ઠોવી થવા દે ને પછી જોજે મુબારક, આપણે એને વાદરે કોનવેટમા મુકી આવ્યે તે અગાઉ મજાના સોજા 'ડીસટ' કપડા એને સારૂ સીવડાવવાનો આરડર કોઇ સારી ફર્મમા આપવા લઇ જઇશુ કેમ કેવો વીચાર ?"

"દરૂસ્ત છે, સાહેબ"

"માઈ બોય, તુ જાણેછ ? એ છોકરીએ ખાનગીમા મને જે પોતાની અત્યાર વેરની જીદગીની હકીકત કેહીછ તે સાભળીને હુ તો ફાટીજ ગીયોછ ! એ પેલા ગવૈયા ઉસ્તાદનુ કઇ ફરજદ છેજ નહી એના બોલવા પરથી મારી તો પુરેપુરી ખાત્રી થઇછ કે એ કોઇ ખાનદાની માનપીતાનુ બચ્ચુ છે"

મુબારકે કાંઈ ઉત્તર વાળ્યો નહીં—પણ નીચી મુંડીએ મુગોમતર બેસીજ રહયો

લગભગ સાઠ વર્ષની વયનો ઘરડો લક્ષાપતી પારસી શેઠયો એક જુવાન કોમળ મત્તર અઢાર વર્ષની ઉમરની મુસલમાની છોકરીપર આટલી હદ સુધી કુરબાન બની ગયેલો હતો તે દેખી તેને કાંઇક રમુજ ઉપજતી હતી—પણ બોલેબી શુ ?

* * *

ખાન બહાદુર ધનજીશાહ બહમન બહેરામે બીજે દહાડે સવારના દશેક વાગતે મુબારકઅલીને ખાસ પોતાની મોટરમા મુસા ઉસમાનજીને ઘરે મોકલ્યો અને માહતાબને 'મોતી મીનાર'મા તેડાવી મગાવી હતી આ વાર શેઠ તરફથી મુસાભાઈ ઉપર કહેણુ મોકલવામા આવ્યુ હતુ કે માહતાબને કોટમા એક મોટી મડમ મીલીનની દુકાને કપડા સીવવા લઇ જવામા આવનાર હોવાથી ઉસમાનજીએ સાથે આવવાની તમદી લેવી નહી ઉસમાન મીયાને બી તેવુજ જોઇતુ હતુ માહાતાબની સાથે પેદર રોડ સુધી રોજના ઢકેલા પછાડા ખાતા તેબી કંટાળી ગયો હતો—એટલે તેણે મુબારકની સાથે માહાતાબને ધનજીશાહ શેઠ આગળ એકલી મોકલી આપી હતી

ખાનબહાદુર નાસ્તો ખાઇને પોતાના રીડીંગ રૂમમા વાટજ જોતા બેઠેલા હતા તેવણુના હાથમા એક ઇગ્રેજી ચોપડી હતી, જે વાચવાનો ખાલી ઢોંગ કરતા તેઓ સોફા ઉપર લેટેલા હતા એવામા બારણુ આસ્તેથી ઉઘાડી મુબારક અદર દાખલ થયો અને તેની પછવાડે માહાતાબ ઓરડામા ચાલી આવી

ધનજીશાહે હસતે મહોડે ઉઠીને તેણી સાથ શેકહેડ કરી પોતાની પાસે કોચ ઉપર બેસાડી મુબારક ત્યાથી ચાલી જવા કરતો હતો—પણ તેનો એક હાથ પકડી ધનજીશાહ શેઠે તેને સામે એક ખુરસી ઉપર બેસવાની ફરમાશ કરી હમણા તેવણુની દુન્યા સુખી હતી

"ઉભો રહે મુબારક એમ નાસી ના જા !' તેવણુ કાંઇક ગેલથી

બોલ્યા, "મહાતાબ, તુને જોઇને આય છોકરો શરમાયા કરેછ ગઈ કાલે સવારના એની સાથે હુ વાદરે જઈ આવ્યો ને બેટા, તુ જાણીને ખુશી થશે, કે અમે તારે સારૂ ત્યાની મોટી કોનવેન્ટ બોર્ડીંગ સ્કુલમા દરેક રીતની સગવડ કીધેલી છે"

માહતાબે સહેજ હસ્તે મહોડે ડાકુ નમાવ્યુ 'મારા ગરીબની ઉપર તમો સાહેબની કેટલી મહેરબાની છે! તમારો ઉપકાર હુ કેવા બોલોમા માનુ તે મને સુઝતુ નથી," તેણીએ શરમાઇને ધીમા અવાજે કહ્યુ

ધનજીશાહે કચવાઇને મહોડુ કુમળાવ્યુ

"છોકરી, ધરી વરી એમ બોલ્યા ના કર હુ કહુછ તે સાચુ માન મને તારી તરફથી ઉપકારના ભાશણો જોઇતા નથી મે કાંઈ એવુ કીધુજ નથી કે જેને સારૂ તુ પલકે પલક ઉપકાર માન્યા કરે માહતાબ, મારી પોતાની મરજી અને ઠરાવ કરતા કોઇ વધારે જોરાવર જાલમ ઇનફલુઅન્સ મને તારી તરફ ખેચેછ! એક નહીં સમજ પડ તેવા તારી તરફની લાગણીનો કાઇ અદરખાનેનો જબરદસ્ત ઉભરો મારી છાનીમા જે પેદા થાયછ, તેની સામે ટકકર ઝીલવા હુ લાઈલાજ છેઉ છોકરી, મુબા રકના દેખતા હુ મારૂ દીલ ખોલ્લુ કરીને આજે તુને કહુછ કે મારી અત્યાર વેરની જીદગીમા આની અસાધારણ લાગણીથી હુ કદી બી આજેજ થયો હતો નહી મારી જીદગીની એટલીજ હવે એક હોસ છે કે હુ તુને સુખી થયલી જોઉ"

આજે ખાનબહાદુર ધનજીશાહ બહમન બહેરામને શુ થયુ હતુ કોણુ જાણે! બાતેનની લાગણીના ડાઈક એવા તો તુર અને જોશથી તેવણ ઉપલા શબ્દો બોલી ગયા કે એકાદ મીનીટ માહતાબ બી લાલ લાલ થઈ જઈ ડોળા ફાડી તેવણ ગમ અજાયબીથી ટીકવા પડી—અને બદાનો શાત એકાત મુબારક પણ પોતાની કાળી આખ્યો ઉઘાડી શેઠજીનુ કોઠુ ભોપવા લાગ્યો

"હા, માહતાબ, હુ જે તુને કેહુછ તેથી તુ અજબ થાયછ! હુ પોતે બી તેથી અજબ થાઉછ મારા મગજમા જે અચપુચ ઇન્ટરેસ્ટ

તે બરપા કીધોછ તેની અન્દર બેશક કાઇ બી ગુપ્ત ભેદ છે ! એ ગુપ્ત ભેદ હુ ઉકલાની શકતો નથી ”

એકુ મીનીટ ઓરડામા ચુપકીદી પથરાઈ પછી ખાનબહાદુર ધન-જીશાહે માહાતાબનો એક હાથ પોતાના હાથમા લીધો

“ચાલ, આવ, દીકરી, હવે તારા કપડાનુ કાઇ કરતે મુબારક, જા, બેટા, આપરી મોટર બોલાવ ”

આટલુ કહી માહાતાબની પાખડી પકડી ધનજીશાહ બહમન બહેરામ નીચે હોલમા ઉતર્યા મોટર માટે હુકમ આપવા મુબારક તેઓની અગાઉ નીચે દોડી ગયો હતો દાદર પરથી ઉતરતા ખાનબહાદુરે પોતીકી સગીર છોકરીને વાદરેની કોનવેન્ટમા તેવણુ ગુ ગુ બદોબસ્ત કરી આવ્યા હતા તેથી વાકેફ કરી

“મે તારા સુખને માટે દરેક ગોઠવણ રાખીછ મધર સુપીર્ઈ ઓરેમ ઘણીજ માયાળુ લેડી છે તારૂ તુને જુદો ઓરડો મળશે, માહાતાબ, તારે ખાતર એક ખાસ જુદી દાસી રાખવામા આવશે, અને મારી મોટર તારાજ ઉપયોગ માટે વાદરે રહેશે હુ યુરોપ જાવુ ત્યારે મારી કાર અમથી અહા પડી પડી બગડે તેના કરતા તુ વાપડશે તો હુ ખુશી થવશ ”

પહેલીવાર હવે માહાતાબે એક નાના રેશમી રૂમાલ વડે પોતાની આખો નુછી આહ ! અત્યાર તુલીક કુદરતની કરડી સતાવણીથી જે કુમળો જીવ કરમાઇ રહેલો હતો તે હવે આવી ઓચીંતી માયા મહેરબાનીથી ગોયા ગુગળાઈ જતો હતો આ ભલા હાતમ દીલના મહેરબાન મુરબ્બીની પોતા તરફની આવી અથાગ ઉદારતા, ખરી માયા અને હેત ભરી લાગણી દેખી તેણીનુ હૈયુ ભરાઇ આવ્યુ હતુ

“માહાતાબ, મારી દીકરી, આય દલદર દુન્યાની બેકદર નીંદાખોર જીભલીનો જો મને ડર નહીં હતે, જો મારી સાથે મારી ધણીયાણી તથા બેટીઓ યુરપ આવતી હતે, તો તુને હુ મારી દીકરી તરીકે મારી સાથે

વીલાયત લઇ જતે પણ તેમ બની શકતુ નથી મારી ધણીયાણી બી નથી તેમ મારી દીકરીઓ બી નથી સસારનુ સુખ મારા નસીબમા છેજ નહીં ઇટાલી, કે ઇગલડ જેવી જગ્યાએ તુને કોઇ લાયક મ્યુઝીકલ માસટરોના હાથ હેઠળ સોપી હોય, તો આહ ! તારા અનુપમ અવાજની બક્ષેશ સાથે તુ તો દુન્યામા નામ કહાડે ચાલ હવે એપોલો બદર આગળ મેડમ સ્ટેનલીની દુકાને જવાનુ છે તાહ તારા થોડાક દ્રેસીઝનો ઓરડર આપવાનો છે”

માહાતાબને ઉતર આપવાનો વખત મળે તે અગાઉ ધનજીશાહની મોટરકાર પોરટીકોમા આવી ઉભી રહી મમતાથી ધનજીશાહે માહાતાબને અદર પોતાની પાસે બેસાડી મુબારક આગલી સીટ પર શોફરની પાસે ગોઠવાયો અને તેઓ ત્યાથી નીકળી ચાલ્યા

---

## પ્રકરણ ૨૯ મુ.

---

### એ બી તકદીરની તાસીર !

તકદીર !—એ એક અજબ અડીયલ ખચ્ચર છે કુદરતની જબરદસ્ત જોરાવર જાલમ આ ગુપ્ત યત્રકળાની સામે માનવી જાતથી બજાજી કદી થઇ શકી નથી–કદી થઇ શકવાની નથી સજ્જતનો રોહ મેહજસાજ કોઇ મજબુત મનનો જીવડો સરળ બનાવવામા ફાવ્યો, તો એમ ના સમજશો કે તેણે તકદીરને અને ઠાપ આપી ના–તેનુ “મજબુત મન” બી તેની તકદીરનુજ પરીણામ છે !

યારો—ભલા ભલા કહેવાતા “મજબુત મનો” વટીક આ હેબતનાક ગજબનાક તકદીરના એનજીન તળે કચડાઇ ગયલા છે તકદીરની સામે તકરાર જ નથી જુવો—તમારી આખો સામે પડેલો એક દાખલો ! જવાન મુબારક મીરઝાબેગના માથામા “મજબુત મન”ની શુ કોતાઈ હતી ? પણ તેની તકદીર તેને યારી આપવા

સાફ ના પાડતી હતી આહ—પોતાનો કાજગરો જીવ પટકી પટકીને તે કીસમતના કહેર સામે બાથાબાથ બહાદુરીથી લડયો જતો હતો, પણ દરેક પગઠયે તકદીરનો બાહુ તેને ખભામાથી પકડી પાછો ભોયપર પછાડી નાખતો હતો!

આજેબી એજ ભુજની, ખારીલી, કીનાખોર, ઘાટકી તેની તકદીર પાછી તેને ભુતની માફક ઘેરી ઉભી હતી—ગરીબ બીચારો મુબારક!

મોતી મીનાર'ના કંપાઉડમાના દરવાજામાથી મોટરકાર જેવી પેડર રોડપર બાહેર પડી કે તેજ વડીએ ત્યા રસ્તાની સામી બાજુએ પાટલુનના બે ખીસામા હાથ ખોસીને લહેરે લહેરે સીગાર સ્મોક કરતા એક જવાન પુરૂષે નાનો જેવો આચકો ખાધો મોટર દરવાજામાથી બાહેર નીકળીને વળાણુ લઈ ધસારાબધ ચાલી ગઈ એટલે આ રસ્તે ઉભેલો શખ્સ કારની અદર બેઠેલાઓના દીઠામા આવ્યો નહી હતો પણ ઈગ્રેજી કેશમીર સુટમા સજ થયલા તે દેખાવલા જવાન ગ્રહસ્થની નજર મોટરની આગલી સીટ-પર બેઠેલા નવા મુસલમાન પ્રાઇવટ સેક્રેટરીની ઉપર અછડતી પડી ગયલી હોવી જોઇએ-કેમજે તેનાથી "ઓ!" કરીને નાની બુમ તે ઘડીએ પડાઇ ગઇ તેના મહોડા માહેલી પેલી સીગાર ભોયપર ગબડી પડી અને બગલમા પકડલી તેની લાકડી જમીનપર સરી પડી

મોટર તો સડસડાટ પીઠ ફેરવીને નીકળી ગઇ હતી છેક પેદરરોડને નાકે તે ગાડી નજરથી દુર ગઇ ત્યાસુધી ડાકટર બહમનશાહ બાપુજી દુબાશ, એમ આર સી એસ, (ઇગલડ) એ અજાયબીથી મહોડુ સહેજ ઉઘાડીને બે ડોળા પોર પરાક ફાડીને તેની તરફ જોયાજ કીધુ

"ઇટિ કાન્ટ બી!" આખરે તે ઘોઘારી સાદે બબડયો "મારી કાઇ ભુલ હોશે! ઇટિસ ઇમપોસીબલ! જો એમ ખરેખર હોય તો—માઇ વર્ડ! ધીસ બીટસ એવરીથીગ!"

બે ત્રણ મીનીટ ઉડા વીચારમા એક ગાફેલ મેડ આસામીની માફક ઉભો રહી આપણા ઇષ્ટ મીત્ર ડા બોમ દુબાશે 'મોતી મીનાર'ગમ એક ઘેલા આદમીની પેઠે ઘુરક્યા કીધુ પછી ભોયપર પડેલી લાકડી ઝડપમા

ઉચકી તેણે સરભોગ અંદર કપાઉંડમા ચાલવા માડયુ

પોરટીકામા દાખલ થઇ ખુશ મીજાજે સહેજ હરતો જઇ તે સીડીપર ચહડયો અલબત ત્યા ખાન બહાદુર બહમન બહેરામનો અંગત લા'ગો નોકર જીવણ અદબ વાળીને ઉભેલોજ હતો આ નવા આવનાર અણ-જાણ્યા શખશ ગમ તેણે કાઇક નવાઇથી અને ગુચવણથી થોડોવાર જોયા કર્યું ડા૦ ઓમ દુબાશને જીવણે બાપ જનમમા પહેલીજ વાર તે વખતે જોયો હતો–પણ ડાકટર સાહેબ તો વરડાપર જતાને વાર લગાર ગેલમા ખડખડ હસીને એક ઇઝીચેરપર લાંબા ટાટયા કરીને અઢેલાઇ પડયા!

"કોઇને પુછોછ, છાબ?" અંતે તે લાટયાએ સહેજ અચકાઈને સ વાલ નાખ્યો

"વેલ, જીવણ, ઓલ્ડ ચેપ! હાઉ આર યુ? ચાલ, આપણે એખલા મલ્યા તે સારૂ થયુ! હુ તુનેજ મળવા માગતો'તો કેમ મારી કાની તો છે કેની',

બીચારો જીવણ તો અકળાઇને આમ ભાગ્નબધી કરતા આ વીચીત્ર અણજાણ્યા પારસી શેઠનુ કોહુ ભોપવા લાગ્યો

"છેટ તમે–તમોને હુ ઓરખતો ની છાબ! તમારે નામ શુજી?"

"મારૂ નામ—પેસ્તનજી સુરતી જીવન, લે દોસ્ત આય એરચે તારે સારૂ એક નાલ્લી બક્ષીસ મોકલીછ તે હુ તુને આપવા આયોછ"

આમ બોલી ડા૦ ઓમ દુબાશે ઝડપ દેતી કે પોતાના વેસ્ટ કોટના વોચ પોકેટમાથી એક કરનસી નોટ ખેચી કાહડી અને તે બોલી જીવણ-રામની ડબાયલી આખો સામે પકડી તે બાપડા લાટયાની કાઇપણ અવાજ કહાડવાની શકતીબી તે ઘડીએ જાણે ગુમ થઈ ગયલી હતી ડા૦ ઓમના હાથમા પકડેલો એ કાગજનો ટુકડો પચાસ રૂપયાની ચલણી નોટનો નગદ નવાલો હતો!

"લે બચ્ચા, શરમા ના જીવણ એ તારા માનીના નાલ્લા શેઠ એરચ તરફની એક છેલ્લી યાદગારી છે જો તુ નહીં માનતો હોય તો આય જો હુ ને એરચ બેઉ મોટા દોસ્તદારો છઇએ અને અમારી કલબમા રોજ

મ'યેછ. આય સબી જોઇ ? એમા અમે બે જણા છઈએ કેની ? એ તારો એરચ શેઠજ છે કેની ?"

ડા૦ બોમ દુબારો પોતાના ડગલાના ગજવામાથી એક કેબીનેટ ફો ટોગ્રાફ ખેચી કહાડયો હતો અને ઉપલુ' બોલતા વળી જીવણુને તે બતાવતો હતો બોમે અને એરચે તે ભેગો પડાવેલો એક ફોટો હતો

જીવણુની હવે કાઈક જબા ઉપડી "હોવે, એ મારા એરચ છેટજ ! પણ છાબ, ગરીબ મનીખને આજે યાદ કરવાની છુ——"

"જોની, જીવન, તુ જાણેછ કે એરચના કાકા તારા ધનજીશાહ શેઠે એને અહી આવનો બધ કીધોછ ત્યાર પછી સારે નસીબે એને એક બીજી મોટી નોકરી મોટા પગારે મળી ગેઈછ એ મને કહેછ કે, જીવણુ, તુ એ છોટાબાબા ઉપર ઘણો જીવ રાખનો તો—ખરી વાત કે ' તુ જો એ નહીં લેશ તો એ બીચારો ઘણો દલગીર થશે જીવણુ-લે, હવે ચીબો ના થા."

આટલુ બોલી બોમે ઉઠીને એ કરનસી નોટ ડુચો કરી હજી આનાકાની કરતા જીવણુના ડગલાના ગજવામા કાઇક જબરીથી ઠેસવી દીધી

અલબત જરાક ભાર ચપામણી પછી જીવણુરામે તે લબ્બે કરી—"વારૂ છાબ, બહુ મેહેરબાની થઇ એરચ છેઠને મારી ભ્લામ કહેજો છાબ છે તે તમારૂ નામ શુ કીધેલુ છાબ ?"

"પેસતનજી—પેસતનજી સુરતી"

"પેછતનજી છેટ, એરચ બાબાને તો તેઓ ના'ના ઉતા તેવારથી હુએ એવણુને રમારેલા ધનજીછા છેટની ચાકરીમા મને બાવીછ વરછ થયાછ છાબ, હઉવે !"

"બાવીસ વરસ ? ઓહો, જીવણુ, અજબ છે કે એવા કઈક ભેજાના કડક શેઠની સાથે તુ એટલો વાર ટકી શકયોછ ! પોતાના ભત્રીજા જેવા ભત્રીજાને તેવણે તલમા તસુ ઓછુ પરતા રખરાવી મારયો—ને તુ અજબ આટલા વરસ નીભી ગયો !"

"નહીં, છાબ, તમારી ભુલ છે મારા ધનજીછા છેટ બહુ માયાલુ દીલના છે. બહુ ભોલા ને લાગણીવારા કોઇપર ખુછી થાય તો જીવ

ક્હારી આપે

"એમ કે ?"

"હાજી એ તો એરચછા છેટે તેવણુને બહુ પજવેલા, તેથી લગરીક આકરા પરી ગીયેલા! પણ–પેછતનજી છેટ, જો જો–એઓ વીલાતથી પાછા આવછે પછી પાછી દોછતી કરી લાખછે!"

એક નાનો ઝોક ખાઇ અચમુચ ડા૦ બોમ ખડા બેઠા "એવણુ વેલાત જવાના છે ? ક્યારે ?"

'તમોને ખબર ની કે છાબ ' હુ તો જાણુ કે તમે જાણુતા હોછો આ મહીનાની અઠાવીછમી તારીખે તેવણુ ઉપડી જાવાના છે"

"ઓ આઇ મી! નહી, મને તે ખબર નહી ઉતી એખલાજ જાયછ કે ?"

"નહીજી, એઓની છાટે એમનો નવો મુછલમાન છેકરેટરીબી જાતો છેની!"

"મુસલમાન નવો સેક્રેટરી!"

"જી, હા, તેજ તેજ"

"તે કોણુ—શુ ?—તેનુ નામ શુ કહ્યુ ?"

"તેનુ નામ મુબારક કહેતા છે છાબ આખુ નામ ખબર નથી"

"મુબારક! તે–મકુજે–કેટલા દહારા થયા આયોછ ?"

"પરમ દાહડે આવેલો"

"ઉ! છે તે–જીવણુ, શુ એ–એ મુબારક જાતનો મુસલમાન છે ?"

'હોવે છાબ, બહુ મજેનો ગરીબ છે આખો દારો ઓરડામા ભરઈ ગીએછ બહુ થોરૂ બોલે"

ડા૦ બોમ દુબાશે જોરમા પોતાનો નીચલો હોઠ કરડયો

"હા, કોઇ મજાનો ખુબસુરત છોકરો મને બી લાગો જીવણુ, તારા ધનજીશાહ શેઠ હમણા કાહ ગીયાછ ?"

"કોટમા પેલી મુછલમાની છોકરીને કઈ કપરા અપાવા ગીયેલા–જી"

વળી ડા૦ બોમને પાછી કાઇક નાની જેવી ચમક થઇ આવી

"મુસલમાની છોકરી ! કપરા અપાવવા ગીયાછ ! વોટ ડુ યુ મીન ?"

જીવણની મુછપર પહેલા તો નાનુ રમુજનુ એક હસ્તુ ફરી વળ્યુ પછી તે હળવેથી દુમ હલાવીને ખડખડ હસવા પડયો

"પેછતનજી છેટ, મારા ધનજી શઠજી દુમ'ડથી નવમી તારીખના પાછા આઇવા, અને કાંઇ તરેહવાર કોટક માંગી જુની સાથે જોતો છુ એક ગરીબ ગાનારી મુછલમાની છોકરીને એઓનો કોઇ મુછલમાન ભાડુત એવણની આગળ લઈ આઇવો કહે જે બીચારી માબાપ વગરની છે, તે બહુ અચ્છુ ગાતી છે"

"પછી ?"

"પછી છુ છાબ ! ધનજીછા છેટ તેણીની ઉપર પરછન થઇ ગીયેલા ને તેણીને રોજ અહી બોલાવતા છે ! તેણીને તેડી આણવા મોટોર મોકલે, ને થોરા થોરા થઇ જતા છે આજે એને કપરા અપાવા કોટમા લઈ ગીયેલા"

"ઓહો ! આય તો વાત રસપર ચહડીછ ! જીવણ, તારો શેઠ એમ ફાંફા મારેછ તે પરણી કાય નહીં મગનો હોશે ? બચ્ચા, ધરડો હવે કઇ પરણે ખરો કે ? તુ શુ ધારેછ ?"

મુછમા પાછુ જરાક હસીને જીવણે પોતાનુ માથુ ધવડયુ "પેછતનજી છાબને કહુ જે આઠ દછ દીવસની વાત પર જો તમે મને એ છવાલ પુછને તો હુ છાફ છાફ કહેતે કે એ વાત બનેજ નીંહ પણ હવે તો—હે હે હે—"

એકાદ મીનીટ ગુચવાઇને બોમ દુબાશ તો જીવણનુ ડાચુજ ભોપવા પડયો—

"પ્લેસ માઈ સોલ, જીવણ ! તુ એમ તો કહેવા નહીંજ માગતો હોય કે તારો ધાખરો આય મુસલમાની ગાનારી સાથે કદાચ પરણી જાય ?"

જીવણભાઇએ મ્હોડુ મચકાવી નીચે સીડી ગમ જોયુ અને પછી સહેજ હસ્યા "છેટ, આજે, આજે દુન્યા મહી કઇ ચીજ નીંહજ બને એમ તો કેહતા રખે ધનજીછા છેટ આ માહાતાબ ઉપર જે પ્રકારે જીવ

પગાણુ કહાડી આપતા છે, તે જુવો તો તમે છમજો કે જીવણુ કહેતો તીમા કેટલી છચ્ચાઇ છે મારા છેટને બી પચાવન છપન વરછ થીયા તમે જાણો કેની—છાઠી ને બુધી નાઠી !"

ડા૦ બોમ દુબાશે એક લાબી વ્હીસ્લ ફોડી ને ઇઝીચેર પર ખડો બેઠો તેના હેડસમ મ્હોડા ઉપરથી શુ શુ ફેરફારો થઇ જતા હતા, તે બારીકીથી જોઇ લેવા જેટલી જીવણુમા ચતુરાઇ નહીં હતી

"જીવણુ, જો સાભળ ! તુને ખરી વાત કેહુ" તેણે ધીમા અવાજે કહ્યુ, "એરચ અને તેના કાકા વચ્ચેની પચાતીને લીધે મારેથી જાહેર રીતે અહી અવાય તેમ નથી કેમજે ધનજીશાહ જાણેછ કે હુ એરચનો મોટો ફ્રેન્ડ થાઉછ પણ તારા એક વારના માનીતા નાટલા શેઠને ખાતર મે માથે લીધુછ કે કાકા ભત્રીજા વચે પાછી સુલેહ કરી અપાવવી જો જીવણુ, એરચ તારે વાસ્તે હમેશ ઘણો જીવ બારીને બોલેછ એ પાછો અહી આવતો જતો થાય તેમા તુ ખુશી કેની ?"

"અરે છાબ એમ શુ બોલો ! એરચ છેટને વાછ્તે કાઇ બી કરવા હુ તૈયાર છુ એ બીચારાના વાસ્તે મને બહુ લાગે મારી પર એવણુ બહુજ મહેરબાની રાખતા'તા"

"તો ઠીક છે, જીવણુ, તારી દરેક મદદની હુ આશા રાખશ યાદ રાખજે કે જો એરચને એના કાકા સાથે દોસ્તી કરાવવામા હુ ફાવશ તો તુ ખુશ થાય એવી બક્ષીસ મારી તરફથી તુને મળશે"

જીવણે કાઇબી બોલવા વગર બે હાથે સલામ કીધી

"જો દોસ્ત, આપરે ધનજીશાહ શેઠથી કામ શરૂ કર્યે તે અગાઉ આય બે તેવણુના નવા લફરા કોણુ છે તે આપુને બરાબર જાણુવુ જોઇએ તુ સમજ્યો તો હોશેજ કે પારકાઓ તારા શેઠની આસપાસ ફરી વળેલા હોય તો બીચારા એરચના ચાન્સીસ તેટલા ઓછા ! પહેલા તો મારે આય મુબારક કાકાને બરાબર પાછો જોવોછ મોટરમા હમણા એને

પમાર થતા મે અછડતો જોયો મને બરાબર ચહેરો દીસ્યો નહીં વળી આય માહાતાબ બીબી સાથબી આપણુને કામ લેવાનુ છે પણ તેવણુને હલ્લુ ધીરે પછીબી જોઇશુ તો ચાલશે હાલ તરત તો આય નવો યાદ મુબારક કોણ છે, તે હુ નજરે જોઉ નો કઈ આગળ પગલા ભરવાનુ સુઝ પડે પણ મે કહ્યુ તેમ બીલકુલ એ બેઉ જણાને સહેજબી જાણવા દેયા વગર મારે એ લોકને એક વાર નજરોનજર જોઇ લેવાછ બોલ જીવણુ, તેમા મને મદદ કરશે ?"

બાપડો જીવણુ આ બધી ગોળા લઠાઈ શુ ચાલતી હતી તે બીલકુલ સમજી શકનો નહીં હતો થોડીક પળ ડા૦ બોમનુ મહોડુ જોયા કરી તેણે ગુચવણથી ડોકુ ધુણાવ્યુ

"તમે શુ બોલો તે મને છમજ પડતી ની બાય તમે શુ એ લોકને મળવા માગો ?"

"મળવા નહીં—એ લોકોને ફક્ત જોવા માગુછ અને તે તદ્દન છુપી રીતે જોવા માગુછ"

'કયારે જોવા માગો ?"

"આજેજ !"

"આજેજ જોવા માગો !" જીવણુ સહેજ ભખરાઇને બોલ્યો, "ને છુપી રીતે જોવા માગો ! તે કેવી રીતે કરછો, પેછતનજી છેટ ?"

બોમના મહોડાપર રમુજ અને તીરસ્કારનુ બેમાલુમ હસ્વુ પથરાયુ તેણે એકુ મીનીટ અદેશામા સુચ્ચી આખ્યો કરીને બાહેર કમપાઉડમા જોયુ, ને પછી આસ્તેથી બોલ્યો—

"જીવણુ, આજે રાતે નવ વાગે એક તારવાલો મુસલમાન સીપાઇ એક ટેલીગ્રામ લઇને આવશે તેણે ખોટી દહાડી પહેરેલી હોશે મને તે અવતારમા જોઇને ચોકતો ના પણ બસ એટલુજ કરજે કે મને એ ટેલીગ્રામ સાથે આય મુબારકની આગળ લઈ જજે"

'વારૂ છાબ, એમ કરીછુ પણ વાત જણાછે તો મારા છેટ કોપાય-

માન થાછે અને હુ ગરીબ મનીખ—"

"છટ, છટ, ધનજીશાહની આગળ હુ જવા માગતોજ નથી ને મુબારક મને કાહથી ઓળખવાનો ઉતો? માહતાબને આપણે પછી બીજા કોઇ દીવસે જોઇશુ, તેટલા આજે ગતે મને આય મુબારકને બગબર જોઇ લેવો છે? બોલ આઉ કે નહી? તારીપર ભરોસો રાખુ કે?"

'વારૂ, આવજો-એમા કઇ ઘણી મોટી વાત નથી કોઇબી સુરતે એરચ છેટનુ કામ થાય એટલે બચ્ચ"

બોમ ગુપચુપ ત્યાથી બાહેર પડયો દરવાજામાથી રસને પડતા તેણે એક ખુનીની પેઠે મોતી મીનાર" ગમ ડોળા કકડાવી દાત પીસ્યા

'છે, બચ્ચા, હવે તારા છુટાપણાના થોડા દહારા બાકી! આહ! જો એજ—એજ તે નીકલ્યો તો હજુરબી મારા કીસમતને માટે ચાન્સ છે એક વખત એનો કાટો નીકળી ગીયો તો પછી રસતો સાફ ને સરળ છે જાહ સુધી એ કવાબમા હાડકુ જીવતો ને છુટો રહેશે તાહ સુધી મારૂ કઈ વળે એમ નથી પેલા ગધેડા એરચને ખાતર આય દીકરા ધનજીશાહની નાડ બી મારા હાથમા ગખવી પડશે કોણે ધારયુ'તુ કે આજે આય એમ તાગડો દાબડાની કાની બેમી જશે!"

* × *

તેજ ગતે નવ વાગાના સુમારે વરડાના એક ખુણામા ખુરસીપર અઢેલાઇને મુબારક મીરઝા બેગ તે માજનુ 'એડવોકેટ" વાચવામા રોકા યલો હતો એક ઘણીજ રસીલી લીડર વાચવામા તેનુ ચીત્ત રોકાયલુ હતુ, તે ગા સીડી પરથી ઠડાક ઠડાક ચહડતો કે તે મોટી ખરવસતર દહાડી-વાલા એક ડબરડીંગ ટેલીગ્રાફ ખાતાનો મુસલમાન જેવો સીપઇ ઉપર ચહડી આવ્યો તેણે પોતાના હાથમા પકડેલુ એક પીળા કવરવાળુ ટેલી ગ્રામનુ પરબીડુ વાચ્યુ અને પુછ્યુ—

"મુબારક,મીરઝા બેગ,–કેર ઓફ ખાનબહાદુર બહમનબહેરામ! હયા કોન એ નામકા સાહાબ હય, શેઠજી?'

મુબારકે તે ટેલીગ્રામ લીધો અને ગુપચુપ એક બોલ બોલ્યા વગર

રીસીટના કાગજ ઉપર ઇનીશીઅલ કરી આપી તેના ગોગા ચહેરા ઉપર અચરતી, ગુચવણ ગભરાટનો જે પડછાયો ફરી વળ્યો હતો, તે એક આધલો બી જોઈ શકે એવો હતો અલબતા તારવાલો સીપાઈ તો આધલો નહી હતો એક ચીતા વાઘના જેવા બે ડોળા ઠેરવી રાખીને તે સામે બેઠેલા મી૦ મુબારક મીરઝા બેગ—ધનજીશાહ બહમનબહેરામના નવા પ્રાઇવેટ સેક્રેટરી-ના ચહેરાને ઇલેકટ્રીક લાઇટની તેજસ્વી રોશણીમા ટગર ટગર જોયા કરતો હતો બીજી મીનીટે તારવાલો સીપાઇ તડાકાબધ આવ્યો હતો તેવોજ ધડાકાબધ પાછો ચાલ્યો ગયો

મુબારકે ટેલીગ્રામ ધ્રુજતા હાથે ખોલ્યો ટેલીગ્રામ! તેની ઉપર ટેલીગ્રામ!! ઓ—તેની ઉપર ટેલીગ્રામ કરવાવાળુ દુન્યામા ફકત એકજ આમામી હૈયાત હતુ! તેણે તે તાર વાચ્યો—તેમા માત્ર નીચલા ત્રણ શબ્દો લખેલા હતા —

"Love from Dinoo"

*  *  *

પેલા તારવાળા સીપાઇની પછવાડે આપણને સહેજ જવુ પડશે અલબત તે પાધરો ખબાલા હીલની ટેલીગ્રાફ ઓફીસ ઉપર ગયો અને ત્યા જઇ એક અરજન્ટ ટેલીગ્રામ ઇગ્રેજીમા નીચે પ્રમાણે રાતોરાત ઠોકયો —

"ડા૦ બોમ દુબાશ,
(મુબઇ) તરફથી

ડીટેકટીવ યાકુબ સાહેબ જોગ,
સીકદરાબાદ

તમારો શેકાર મુબઈમા છે અઠાવીસમી તારીખ સુધી સલામત છે પછી વેલાયત ઉપડી જશે તાબડતોબ બ્રીટીશ સતાવાળાઓ માથે એક્ષ-ત્રાડીશનની ગોઠવણ કરી મુબઈ ઉપડી આવો અને મને હોગ્નબી રોડ પર મળો હુ શેકારને આબાદ તમારા હવાલામા સોપવાનુ માથે લેવુ છુ. બાબદ ખાનગી રાખજો ડા૦ બમનશા દુબાશ"

અરે—તકદીર ! તકદીર !! પેલો ટેલીગ્રામ પોતાની આંખ્યોમા ચાંપતા મુબારક મીરઝા બેગને થોડીજ ખબર હતી કે એક બનાવટી જુઠો તાર તેના હાથમા મેલીને તકદીર પાછી તેની સાથ એક ભયાનક દગો રમતી હતી !

## પ્રકરણ ૩૦ મું.

### કાંઈક આગલી પાછલી !

એક ચાલણીમાથી જેમ આટો નીચે વરાઈ પડે તેમ દીવસો ઉપર દીવસો બોલ બોલતા ગબડી ચાલ્યા આજે સોલમી એપ્રીલ થઈ અને ખાનબાહદુર ધનજીશાહ બમનબેહરામ પોતાની લાઇબ્રેરીમા, સવારે અગીયારેક વાગતાને સુમારે પોતાના ફરાગાત સોફા ઉપર ચતાપાટ લેટીને સીલીંગના ભારવાટયા ગમ વીહલે મ્હોડે જોયા કરતા હતા શેઠજી પોતાના ખ્યાલોમા ગીરફતાર હતા તે ખ્યાલો ખુશાલીના હતા કે ગમગીનીના હતા–સતોશના હતા કે નામીપાસીના હતા તે તો તેવણનો જીવ જાણે પણ કોઇબી સુરતે તેવણનુ મ્હોડુ ઘણુજ મલકાયલુ તો હતુજ નહી

આજ સહવારના નવ વાગતે તેવણ માહાતાબને વાદરાની કોનવેટ સ્કુલમા ગોઠવી આવ્યા હતા–ને તેથી અલમત ઘરડાજી જરા 'સમમ બકકમ" હતા વાચનાર, તારા મનમાથી શુ પસાર થાય છે તે હુ સમજુ છુ–અને હુ તારા મત સાથે તદ્દન મલતો છું કે ઘરડે ઘડપણ બુઢ્ઢો ખચાત આ રૂપાળી મુસલમાન છોડીના મબધમા બીલકુલ "ચળી" ગયો હતો

પોતે હારી હુરીને માહાતાબને વાદરાની કાનવેંટ સ્કુલમા ઠર પાડી આવ્યા ખરા, પણ પછી ખાનબાહદુરને એખલુ પાછુ મુબાઈ ફરતા જીવ ઉપર આવ્યુ મોટરમા મુબાઈ ભણી આવતા તેવણે મુબારક સાથે પાધરી વાતબી નહીં કરી, ઘક ધ્યાન બધુ તેવણનુ માહાતાબ–મીઠી માહતાબ–મા

ભરાયલુ હતુ

આહ ! અઠ્ઠાવીસમી તારીખે તો ફ્રેન્ચ મેલમા ઉપડી જવાનુ—આ નાનકડી એકલવાઈ, વાહલી છોકરીને અહી સદતર એખલી છોડી જવાનુ ! એ વીચારજ ધનજીશાહ શેઠને હવે કરડવા આવતો હતો અરે, જો કોઇ તેઓને જુઠ્ઠાઇએ વેલાતની આ મુસાફરી માંડી વાળવા કહે તો સચ્ચાઇએ તેવણ કુદી પડે ! પણ હવે, આગમે કલાકે, કાંઇબી કારણ વગર તેવણ પોતાની પેસેજ ' કનસલ" કરાવે તો ઓળખીતા પાળખીતામા તેવણની કવી લેગડી થાય ! ખાસ કરીને પેલો મીઠો મસકલો મુમરક કેવો મુછમા હસ્યા કરે ! છટ, હવ તો જવા મીવાય બીજો છુટકોજ નહતો ! અને એ વીચાર આજે ધનજીશાહ બમનબેહરામને ત્યાં સોફા કોચ ઉપર પજવતો હતો

કોનવટની મધર સુપીરયોરેસ તો પોતાની નવી સદ્દગ બોરડરને જોઇને થોડી થોડી થઈ ગઈ હતી માહાતાબનો ગોરો ખુબસુરત ચેહરો, તેણીની નરમાશભરી આખ્યો, વાતચીત કરવાની તેણીની મીઠાશભરી રીતથી ઘરડી મધરના મનપર પહેલે ઝટકેજ ઘણો સારો છાપ બેઠો હતો, તેમા વળી તે દહાડે માહતાબે ધનજીશાહ શેઠની બરકતથી એવો તો "સ્ટાઇલીશ" અન્ના 'ટેસ્ટ'નો માહમેદન લેબાશ સજેલે હતો કે તેણી બુઝોરગ સુપીરયોરેસની આખમા સમાઈ ગઈ હતી ધનજીશાહે તેણીને આગપર છ મહીનાનો તમામ ખરચ રોકડ પગાર કરી દેવાથી તેમજ મધર સુપીરીયોરેસને નામે નેશનલ બેંકમા અનામત મેલેલા રૂપ્યા દસ હઝારના "રનીગ એકાઉનટ"ની 'રીસીટ' મધરના હાથમા સેરવી દેવાથી, તે બાઇથી સહવારના હસાઈ હસાઈ જવાયુ હતુ આ સઘળી ઉદારતાના બદલામા ખાનબહાદુરે એટલુ માગી લીધુ હતુ કે અઠ્ઠાવીસમીએ તેવણ વેલાત ઉપડી જાય તેટલા દરમ્યાનમા બબે ત્રણ ત્રણ દહાડે સાજને છેડે, તેવણ જણાવે ત્યારે, મધરે માહતાબને મુબાઈ "મોતી મીનાર"મા તેવણને મલવા સારૂ મોકલી આપ્યા કરવી તેવણે એવી ગોઠવણ કરી હતી કે

તેવણુનો પ્રાઇવેટ સેક્રેટરી મુબારક આ છોકરીને મોટરમા લેવા જાતે આવશે અને મોટરમાજ પાછી કોનવેંટમા સાત વાગતા અગાઉ મુકી જશે

*   *   *

પણ હવે ધનજીશાહ શેઠજીને તેવણુના વીચારમાજ એખલા છોડી આપણુને એકદમ લાબો છેટો ઓળગવો પડશે તને આની રીતે ધક્કેલાની ગુરી ખવાડવા માટે, વાચનાર, હુ ફરીથી દરગુજર ચાહુ છુ—પણ આજે સોલમી એપ્રીલે સહવારના તેજ વખતે, યાને અગીયાર વાગે, મારે તને નાઇઝામ હઝુરના હૈદરાબાદ મુલકમા ખેચી લઇ જવોજ પડે છે હુ જ્યા તને લઈ જાઉ છુ તે જગ્યા તને અનજાણી નથી મીકદરાબાદ મધે આવેલા ખયરતાબાદ કસ્બાની અદર કસ્સાબધ ઉભેલા "મની મઝીલ" બગલામા આપણે કાઇ આ પેહલવેહલી વાર દાખલ થતા નથી

જો, ત્યાના આલીશાન દીવાનખાનામા ત્રણ જણા બેસીને ત્યારના કાઇ ગભીર ગોફ્તેગોમા મશગુલ છે કાળી સાડીમા સજ થયલી બે બાઇ-ઓને તો આપણે ઓળખ્યે છીએ એક તો મરહુમ નવાબ રૂસ્તમજગ બાહદુરના વડા બહેન સુનાબાઈ છે તેવણુના ડાવા હાથપર એક નીચી મખમલની ખુરશીપર બેઠેલી રૂપવતી પણ શોકાતુર ચેહરાની અબળા તે આપણી દીનુ—મરનાર નવાબની એક પુરી બેટી અને વારેસ દીનુ વકીલ—છે પણ આ બે જણાની સામે પોતાની બેટ્ટી કાળી ન્હાડી ઉડા વીચારમા પસવારતો સોહામણો પણ ફીકકા લેવાયલા ચહેરાનો ગોરો સરખો પારસી કોણ બેઠો છે ?

સુમારે ચાલીસએક વર્ષની વયનો, સીધ્ધા ઉચા કદનો, આ જરથોસ્તી ત્યા શરટરોકા બદીયાનપર બેઠેલો છે, તેના પગમા સ્લીપરો છે, માથે કાળી મખમલની ટોપી છે દેખાઇતી રીતે તે આ નવાબના ઘરખટલાનોજ કોઇ આસામી દીસે છે શુ તેને તુ પીછાણી શકતો નથી ? જો, બરાબર જો ! તેને ઉગાડેલી નવી દહાડી છતા તુ તેને ધારી ધારીને જરા સભાલથી જોશે તો તે તને ઓળખાઈ આવશે અય રફીક, તે બહેસ્તી

નવાબના મરનાર ધણીયાણીની બેહનનો દીકરો—દીનની માસીનો છોકરો-આપણો પુરાણો મીત્ર, આજ મહીનો દહાડો થયો ગુમ થઇ ગયલો આપણો દોસ્ત, ગોદરેઝ જસાવાલો છે।

ચમકીશ નહી આજ ત્રણ દીવસ થયા તે "મની મઝીલ"મા પોતાના મરહુમ મામાના છાપડાનો આમરો લઈ, દીનુની પરોણાગત ચાખતો ઉતરેલો છે તે ત્યા કેમ આવ્યો અને ક્યાથી આવ્યો તેના લબાણ ખુલાસામા ઉતરવાની આપણને જરૂર નથી તેને અત્યાર અગાઉ પોતા ઉપર વીતેલી તમામ કેફીયતથી સુનાફુઇ તથા દીનુને વાકેફ કર્યા છે જરા આપણેબી જવાન ગોદરેઝની જીદગીના તે મીઠા બનાવને કાઇક ઉપર ટપકેથી જાણી લેઇશુ તો ઠીક થઇ પડશે

માહીમ ખાતે બદમાશ મેહમદુ ઉમતાદની એકાત ઝુપડીમા માર્ચ મહીનાની વીસમી તારીખે પોતાની ઉપર ગુજરેલી જફાનો કગાલ બનાવ યાદ કરતા આજેબી ગોદરેઝના બદનમાથી ધાસતીનુ એક લખલખુ પસાર થઇ જાય છે।

માહીમની તે ફળદર શીહા રાત્રીએ બે વાગતાને સુમારે જ્યારે ગોદરેજ જસાવાલાએ પોતાના ફાટ ફાટ થતા ડોળા ઉઘાડીને આસપાસ જોયુ ત્યારે તે એક ચટાઇ પર જમીનની ઉપર ચટોપાટ પડેલો હતો તેનુ માથુ ગોયા ફાટી જતુ હતુ માહ મુસીબતે લડડતો પડડતો ઉઠીને તેણે જોયુ તો મહમદુ ઉસ્તાદની તે ડરામણી ગધ મારતી, ગલીચ ઝુપડીમા એક ઝુકતા ઝાખા ભાગા તુટા દીવા સીવાય બીજો તેનો કોઈ સોબતી હતો નહી કેટલેક વારે જરા ધ્યાન ઠેકાણે આવતા ગોદરેઝ જસાવાળાએ પોતાના ડગલાની અદરના ખીસાપર હાથ નાખ્યો તો—આહ! પરવર! તેના ખીસા માહેલો પેલો નોટોનો તમામ ચોડો ત્યાથી બેમાલુમ થઇ ગયલો હતો, ખુદ તેનો સોનાનો છેડો તથા ઘડીયાલ, તેના કાલર માહેલુ હીરાનુ બટન, તેના બદીમાનના આગલના તેમજ બોહેના સોનાના બટનો બધુ

પાર થઈ ગયલુ હતુ! અને તે સઘળાની સાથે, પેલા બે મુળીઓ મહેમદુ ઉસ્તાદ અને મુસા ઉસ્માનજીબી સુકાઈ ગયલા હતા

થોડોવાર તો ગોદરેઝને ચક્કર ચક્કર આવી ગયા પણ માહ મુસીબતે, દાત પીસીને અંતે તે ઉઠયો અને પાસેના ઓરડાનુ બધ બારણુ ઠોકયુ ત્યાથી કાઇ જવાબ મલ્યો નહી બારણુ અદરથી બધ હતુ તેણે બુમો પાડી, બે ચાર વાર જોરમા લાત મારી કશો ઉતર મલ્યો નહી આખરે જીવપર આવી તેણે જોરમા કકડાવીને પાછી એક ઝનુની જબરદસ્ત લાત બારણાપર લગાવી ખરખર દરદર બારણાનુ તે કાટ ખાઇ ગયલુ બીજાગરૂ તુટી ગયુ ત્યા એક નીચી તુટી ખાટ ઉપર પેલી મુસલમાની ગાનારી છોકરી લોઠ પોથ ચતીપાટ પડેલી હતી! તેણીના બે હાથ કચ કચાવીને કોઇએ બાધેલા હતા, અને તેણીના મ્હોડાપર કકડાવીને પેલા બદમાશોએ એક સુતરાઉ પીછોડી જેવુ કાઇ કપડુ બાધેલુ હતુ!!

પોતાના સઘળા ધભરાટ અને તરખાટ છતા ગોદરઝે આ કમનસીબ છોડીને તેણીના બધમાથી છુટી કરી પછી તેણે અતાગે અકળાઇને તે બાપડીને સવાલોપર સવાલો કરી કાઇબી સાર મેળવવા માગ્યો—પણ સાર શુ મળે? તેણી તો ઝાર ઝાર રડીને બસ એટલુજ કહી શકી કે તેણીનો પીતા મહેમદુ ઉસ્તાદ તેણીને આવી રીતે ત્યા બાધીને ચાલી ગયલો હતો ક્યા ચાલી ગયો હતો, શુ કામ ચાલી ગયો હતો, કયારે પાછો આવશે, ગોદરેઝના પઇસાનુ શુ થયુ, પેલો મુસો ઉસ્માનજી કયારે જતો રહયો—તે બધુ તેણીને કાઈજ ખબર ન હતુ તેણીના તે વડીના સાચા કકળાટ અને બોલવાની પ્રમાણીક ઢબ ઉપરથી ગોદરેઝે પોતાના મનની જબુન અકળામણ છતાબી જોઈ લીધુ કે તે છોકરી નીરદોશ હતી, અને સાચુજ બોલતી હતી તે બીચારૂ બેગુનાહ બાળક બે ચડાળ ખુની લુટારૂઓનુ એક કમસમજ હથીયાર થઈ પડયુ હતુ એમ ચેતી જતા ગોદરેઝને વાર લાગ્યો નહી

પણ હવે કરવુ શુ? ગોદરેઝનુ માથુ ધુમતુ હતુ અને તેને કાઇ

સુઝ પડતુ ન હતું જગ ઉજરડૂ થાય ત્યા સુધી થોભવા સીવાય બીજો કશો ઉપાયજ ન હતો જમીનપર પછડાઇને ઝૂપડાની ઝાવલાની ભીતને અથીગી તે એક છોકરા ધુણુ આદમીની પેઠે લાઇલાજ સ્થીર, બે ત્રણ કલાક અદબ વાળીને પડી રહયો તેની સામે બે હાથમા માથુ નાખી પેલી ગાનારી છોકરી ઢગલો થઇને એક ખુણામા પડેલી હતી તેણીની ગમ જુકાઇએ એકવાર બી નજર ફેકવાનુ ગોદરેજને ધ્યાન રહ્યુ નહી આહ! લાગત બે કલાક સુધી તે અભાગ્યા પારસી જવાને પોતાના દરેક શ્વાસ સાથે પોતીકા જીવને શ્રાપ દીધા હશે! હોરમમજી આટીયાની આટલી મીનતજારી છતા અને એક ગોરી ચામડીની મોહીનીમા સપડાઇ તેણે પોતે હાથે કરીને, બસ જાણી બુજીને, આ નતીજો મેળવ્યો હતો! પચીસ ત્રીસ હજારનો અવેજ ગયો તો બલા લેતી, પણ આ તો લાખો રૂપ્યાની આબરૂ ગઈ! અરેરે, હવ ધરડા મુનીમને અને પોતાના નાહના ભાઇ ફીરોઝને શુ નાખે તે પોતાનુ કાળુ મોહડુ દેખાડી શકશે' આ વીચારમા ગોદરેજનુ તે ઘડીએ મોહત થઇ જતુ હતુ હમેશના કાકણા સ્વભાવના આ જવાન વેપારી બચ્ચાને તે ઘડીએ બસ એમજ લાગ્યુ કે પેલા પોશાગીરાએ તેને પોહતોજ કરી નાખ્યો હતે તો હજી બેહતર થતે!

પણ આપણે હવે આ દાસ્તાન ટુકુ કરશુ મહવારના ઝઝકણુ થતાજ તે પોતાની ગાફેલ, ચક્રભમ હાલતમાથી ચોકી ઉઠયો અને ડોળા ફાડીને સામે ઢગલો પુજો થઇને પડેલી પેલી છોકરી—પોતાની સત્યાનાશીના પેલા સામન, પોતાની નાલેશી અને બેહોરમતીના આ ચળકતા "ઇનસ્ટરૂમેટ" માહતાબ—તરફ જોયુ તે બીચારૂ બાળક ઠાકથી આજેજ થઈ ત્યા ભર ઉઘમા ચીકાર પોહઠી ગયલુ હતુ બસ, ગોદરેજના માથામા વાહરૂ આવ્યુ! એક મીનીટ બી વધારે હવે તે આ ખાનાખરાબીના મસાલા આગલ ઉભો રહેવા માગતો ન હતો દીવાના જેવો તે ઉઠયો અને માહતાબને ત્યા ઉઘતી છોડીને ધડાકા સમેત તે ત્યાથી નીકળી ચાલ્યો

કયા ચાલ્યો અને કયા ગયો, તેની માથે મે કહ્યુ તેમ આપણને કામ નથી એટલુજ જાણવુ બસ થશે કે મહેમદ ઉસ્તાદની તે કોટડી છોડતી વેળા ગોદરેજે જીવ સાથે સપત લીધા હતા કે પોતાપર ગુજારેલા આ શરમભર્યા સીતમની વાત બનતા સુધી મહેમની તે કગાળ કોટડીની જમીનમાજ દાટી રાખવી, અને કાંઇ નહી તો બીજા બે ત્રણ મહીના બસ કોઈ ખુણે ખ ટાળે ભરાઈ રહીને પોતાના ભાઈ અને પોતાના મુની-મને મોહડુ દેખાડવુ નહી

તે ખીસામા એક ફુટી દમડી વગર પાઉપીઆદો ચાલતો સાન્ટા ક્રુઝ ગયો અને ત્યા રહેતા એક ઓળખીતા હીદુ વેપારી મીત્રને પોતાના વીસવાશમા લઈ, તેને તમામ પોતાની કાહણીથી વાકેફ કરી બે હજાર રૂપીયા ઉછીના લીધા ગોદરેજ જસાવાળા જેવા જાણીતા વપારીને પૈસા કોણ નહી ધીરે ? હીદૂ મીત્રે તેને એક બોલે તે રકમ આપી—અને ગોદરેજના ખાસ આગ્રહથી વચન આપ્યુ કે ગમે તે બી થાય તો બી ગોદરેજ જસાવાળા જીવતો છે એમ એક તુકારો બી તે બે ત્રણ મહીના સુધી કોઇ આગળથી કાહડશે નહી ગોદરેજ માટે તે હીદુને ઘણુ માન હતુ—એટલે તેની એટલી ખાહેશ કબુલ રાખવામા તે વેપારી ભાઇમધે ઝાઝો વાંધો જોયો નહી ગોદરેજે તેના મન ઉપર અનીષય મજબુતીથી ઠસાવ્યુ હતુ કે પોતે (ગોદરેજ) સલામત છે એ બીના કાંઈ ઘણાજ ગભીર અગત્યના કારણસર તુર્તવેળા થોડોવાર છુપી રાખવા તે બેહદ ઇંતેજાર છે

આ પછી એક ઠેકાણેથી બીજે ઠેકાણે છુપે નામે રખડપતી કરી અને ગોદરેજ સીકદરાબાદ ખાતે પોતાની માસીની દીકરીને ત્યા—આપણે ઉપર જોઈ ગયા તેમ—૧૪ મી એપ્રીલે આવી ચઢયો હતો

આ સઘળી હકીકત ગોદરેજ જસાવાલો ગઇ કાલનો સુનાબાઇને અને દીનુને કહી ચુકયો હતો અને આજે તેઓ પચીસમી વાર ગોદરેજ સાથ ખુબ હોંજાતોજીથી તકરાર કરતા હતાં કે તેના સલામત હોવા વીશેની ખબરનો તાર ફીરોઝને અથવા કલકતાની તેની પેહડીને નહી

કરવા દેવામા ગોદરેજ એક મોટી ગભીર ભુલ કરતો હતો

— — ० — —

# પ્રકરણ ૩૧ મુ.

—— ० ——

## શુ ખરેખર તકદીર આગળ તદબીરનો કાંઇજ ચારો નથી ?

સુનાબાઈ તો ઘણાજ કચવાતા હતા—

"ગોદરેજી–એમ કઇ હોય ? ગમે તે પણ એ તમારો અમમા ભઇ ! જાઓ–જાઓ–એમ ઘેલા ના ડાહરો ! ફીરોઝ અમારે વાસ્તે શુ ધારશે ?"

"જોવ તો ખરા !" દીનુએ ટાપસી પુરી, 'એવણુ એક કઢગુ કામ કરેછ તે સાથ આપુનેબી એવકુફમા ખપાવવા માગેછ ! ગોરેજી મારૂ માનો ! ધીરજથી એક લાબો તાર ફીરોઝપર આપરે કરીયે ને તેમા એને મજબુત તાકીદ કરીયે કે તમે એને મળો તાહ સુધી કઇબી ગડબડ જાહેરમા એને કરવી નહી"

પણ ગોદરેજ એકનો બે બમ થતોજ નહી હતો

"દીનુ, હુ તુને કબુલાત આપુછ કે હવ એક બે દહારામા હુ પોતેજ કલકતે જઈ ફીરોઝને મલશ—પણુ તેટલા ખોદાયતને ખાતર કાઇ તારબાર તમે લોક કરતા ના મારી જીદગીમા કરેલી મારી મોટામા મોટી ચુક માટે મને કેટલી શરમીદગી અને પસ્તાવો ઉપજેછ તેનો તમો લોકને ખ્યાલ નથી હુ બસ જેમ બને તેમ એ બધી વાતને સદાની દાબીજ દેવા માગુછ જો તમે લોક ફીરોઝને મારે વીશે તારથી જણાવશો તો એની રીત પ્રમાણે એ બધી ધમચકરી કરી નાખશે ને બધા પેપરોમા છાપાછાપી કરાવી મુકશે તમે જાણોછ તો ખરા કે એને મુબાઇની પોલીસ મારફતે મારે સારૂ પાચ હજાર રૂપેયાનુ ઇનામ છુપાવ્યુછ મને તે મુદલ પસદ નથી હુ તમારી પાસે કાલાવાલા કરીને માગી લેઉછ કે હુ પોતે ફીરોઝને જઇને મળુ અને કોઇબી રીતની ચાવાચીવી નહી થાય તેવી રીતે ગુપચુપ બધુ ઠડુ કરી નાખુ ત્યા સુધી તમારે થોભવુ"

ગોદરેઝની ચાલુ ગેરહાજરી ભરી જીદ આગલ તેની બને સગી બાઇઓ લાઇલાજ હતી તેમા ખાસ કરીને દીનુને મનથી ગોદરઝનો આ વીચીત્ર ઠરાવ અતીષ્ય ખાટકો, વગર અર્થનો અને એક બીચારા આતુરતા, ચીંતા તથા ઇતેજાર ઉદાસીમા ગુગળાતા સગા ભાઇ માટે જુનમગાર જેવો હતો એકપુરો વ્હાલો વડીલ ભાઇ સલામત હોવાનો ખુશખબર ખતી ભર્યો સદેશો ફીરોઝ જસાવાલાપર ઝલઝતે મોકલી નાઉમેદી અને ગમનો બોજો તેની છાતીપરથી ઉચકી નાખવા સાથેજ તેને તાર મારફતે તુર્ત વેળા ગોદરેઝ આવે ત્યા સુધી કશાબી પગલા નહી ભરવા ચેતાવ્યો હોય તો પછી કશોબી ગડબડાટ થાયજ શાનો? દીનુને ગોદરેઝની આવી એકદર વર્તણુક મુદ્દલ સમજ પડતી નહી હતી પણ તેણીની સઘળી તકરાર પાણીમા ગઇ હતી આની ગમ ગોદરેઝ વળી એવુ "જીદનુ બોરયુ" હતો કે એક વાર તેના ભેજામા કાઇ ધખારો પેઠો કે પછી તેની સાથે દહાડાઓ તો શુ પણ મહીનાઓ સુધી માથા ઝીક કીધાથી કાઇ પણ વળે નહી એમ દીનુને ખબર હતુ કચવાઇને તેણીએ વધારે બોહસ કરવાનુ છોડી દીધુ હવડા તેણીના મગજ ઉપર બીજો ત્રીજો બોજો શુ ઓછો હતો કે આ ગોદરેઝની વાતમા વધારે માથા દુખણ કર્યા કરે?

તેણીનુ ધક ધ્યાન તો સઘળુ એક બીજાજ જીવડામા ભરાયલુ હતુ—કે જે જીવસે આલા જાનની સલામતી માટે તેણી આજ કેટલી મુદ્દત થઇ રાતે મુદ્દલ ઉઘતી ન હતી જાહાગીર! તે કમનસીબ અભાગ્યા તેણીના ફુઇના દીકરાએ દીનુનુ ચીત્ત હવડા એટલુ તો રોકી રાખ્યુ હતુ કે માસીના દીકરાઓ માટે વધારે ભેજુ કસવાનો તેણીને અવકાશ હતોજ નહી—એમ કરવા માટે તેણીમા હવ હોશબી હતી નહીં આજે કેટલાક દહાડા થયા તે પ્યારા પીત્રાઇ તરફથી કાગજનો એક આકડો વરીક મલ્યો હતો નહી જોકે જાહાગીર તરફથી હવે નીયમીત કાગજોની વકી તો દીનુ રાખતીજ હતી નહી, છતા છેલ્લા આઠેક દીવસ થયા કાઇજ સમાચાર તેની તરફથી ચાલુ નહી મલવે તેણી છેલ્લા એકાદ બે દીવસ થયા વહીલી

જેવી પડી ગઈ હતી

અલબત, જાહાગીર ઉપર વીતી ગયલા મરવે ભયાનક વાદલોને લગની સઘળી અણીથી પણી સુધીની કેશીયત ગોદરેઝને તેના બેઉ સગાઓ વીસ્તારીને કહી ચુકયા હતા—અને જેમ દીનુએ પહેલાથીજ ખાતરી રાખી હતી તેમ ભલો ગોદરેઝ પોતીકા બેશી અને એકવારના સ્કુલ—સોબતી જાહાગીરપર ગુજરેલી તમામ આફતો સાભલી ખરા અતકરણથી દગદગી ગયો હતો બચગીમા ગોદરેઝ અને જાહાગીર સાથે રમેલા હતા અને થોડીક મુદત તો હૈદરાબાદ ખાતેની એકજ મકતબમા સાથે પઢેલા હતા ગોદરેઝને વરસોની વાતપર જાહાગીર સાથે દોસ્તીનુ ધાડુ નાતુ હતુ જોકે છેલ્લા કેટલા વરસો થવા તેઓ મદલ મલેલા ન હતા, છતા પોતાના આગલા સ્કુલ ફ્રેડ અને દુરના સગાપર તુટી પડેલો ભયાનક ગજબ સાભળી ગોદરેઝ ખરે મને દલગીર થયો હતો એટલુજ નહી—પણ દીનુ અને સુનાબાઈની માફે તે તુર્તજ મગનો થયો હતો કે જહાગીર મેહર હોમજી જેવો એક ગરીબ પોચા દીલનો છોકરો કદીબી પોતાના મામાનુ ખુન કરે એ માનવુજ કેવળ અશકય હતુ

જ્યારે ગોદરેઝે જાણ્યુ કે જાહાગીર પોલીસના સતાવાલાઓને ઉલ-થાપ આપી છટકવામા ફાવ્યો છે ત્યારે તેણે એવા તો ઉઘાડા શબ્દોમા પોતાની ખુશાલી જાહેર કીધી કે દીનુબી બે ઘડી અજબ થઇ

એટલુ છતા અતરે જણાવવુ જોઇએ કે શુ તદબીરથી અને કોણની મદદથી જાહાગીર મેહેરહોમજી પોલીસખાતાના શીકારી કુતરાઓને નાસો ગોસો રમાડીને કઇ બેમાલુમ જગ્યાએ જઇ બેસવા પામ્યો હતો તે સુના કુઇ કે દીનુએ યા કોઇએબી ગોદરેઝને હજી જણાવ્યુ ન હતુ

ડ્રાઇગ રૂમમા એકાદ મીનીટની ચુપકીદી પથરાઇ હતી ત્રણુકે જણા પોત પોતાના વીચારમા મુગા બેઠા હતા તેવામા દીનુની મુસલમાની દાસી એક સીલવર ટ્રે ઉપર તે દહાડાના ટપાલના કાગજો લઇ આવી

દીનુએ એક તડાપ મારીને તે કાગજો ઉચકયા ત્યા ત્રણ એનવીલપો

હતા એક જીણી સુમ પોતાના હોઠો વચ્ચે દાબી દઇને ધ્રુજતે હાથે દીનુ-એ એક સમચોરસ કવર પહેલુ પોતાના હાથના લીધુ આ એનવીલપ પર સરનામુ હાથે લખાયલુ નહી પણ છાપેલુ નામ ઠામ અલબતા દીનુનુજ હતુ જાહાગીર મેહરહોમજીથી છુટા પડતી વખતે ટપાલમા નાખવા સારૂ કેટલાક છાપેલા પોસ્ટના એનવીલપો જે દીનુએ તેને સોપ્યા હતા તે માહેલુ આ પરબીડુ હતુ તે છોકરીની આખ્યોમા હરખના પાણી ભરાઇ આવ્યા, બીજી પળે એક ચૌદ વરસની નાહની છોકરીની પેઠે ભુસ્કો મારી તેણી પોતાની જગ્યાએથી ઉઠી અને સુના ફુઈ તથા ગોદરેઝની અચરતી વચ્ચે દોડતી કે માળપર જઈ પોતાના ખાનગી ઓરડામા ભરાઈ

આહ ! પરવરદેગાર ! આખરે ડોળા તણાવી તણાવીને તે વાહલાનુ કાગજ આવ્યુ ખરૂ ! દીનુએ બાગણાને અદરથી કળ મારી અને પછી તે એનવીલપને હૈયે ચાપી, તે ઉપર એક કીસ લઇ, તેને ખોલ્યુ ખુશાલી અને અધીરાઇને મારે તેણીના હાથ ઠરઠર એટલા ધ્રુજતા હતા કે બાહેરનુ કવર બરાબર ઉખેડવાનુબી તેણીને સુઝ પડતુ ન હતુ ઘેલી ગાડી છોકરી—ખરેખર ગાડી !

જયારે કાગળ ખોલતાજ અદર તે મોતીના દાણા જેવા જાણીતા હરફ દીનુની નજરે પડયા ત્યારે હરખને મારે તેણીની આખ્યોમાથી આસુના બે ટીપા નીકળી પડયા હોઠ કરડીને તેણીએ વેહલી વેહલી તે વાચવા માડયુ —

૧૩ મી એપ્રીલ ૧૯૦૫

મારી જાન—

બનતા સુધી ટપાલ મારફતે મારા હાથ દસકત નહી મોકલવાના મારા ગમે તેવાબી મકકમ ઠરાવ છતા આજે બે લીટી તુ મારા ફરેસ્તાપર મોકલવા વગર મારેથી રહેવાયુજ નથી ગઇ કાલે રાતે તુ ડારલીગનો તાર મલ્યો ને તેના ત્રણ ટુકા મીઠા પ્યારના બોલો

મારા જીગરમા તીરની પેઠે વાગ્યા છે "Love from Dinoo" એ ત્રણ નાનકડા અક્ષરો હુ જ્યાબી જવશ ત્યા ગાગ હૈયાપર કોતરેલા રહેશે અને તે માટે હુ મારા સઘળા અનકરણથી તુને સદા આશીષ દેવશ

અહી કીનારો સાફ છે બીજા પદર દહાડા અને પછી સલામતીની હવામા હુ છુટથી દમ લઈ શકશ ત્યાર પછી મારી તરફથી નીયમીત કાગજો તુને મલશે તેટલા ધીરજ રાખજે

પણ વાહલી, મને સમજ નથી પડતી કે એકાએક એમ તાર ઠોકી મારવાની તુને શુ જરૂર પડી ! તારા બહેસ્તી બાવાનો ગઈ કાલે માસીમો હતો તેની શુ તે મને યાદ આપી ? મને ગુચવણ થયાજ કરેછ કે એકાએક એ શુ તુને વાહરૂ આવ્યુ !

પણ હુ ધારૂછ કે તુને તાગ કમનસીબ૦૦૦૦૦૦૦ને વાસ્તે કાઇ એવા તો મજબુત ઉભરો થઇ આવ્યો હશે કે તેની ઝુમમા ટેલીગ્રામબી કરી દીધો ! હુ અજબ થાઉછ, મારા જાન, કે તારા જેવી સ્યાની ને સમજુ છોકરીએ આવી ભુલરાઈ શુ કામ કીધી ? ફરીથી એમ કરતી ના એમા મોટો જોખમ છે પદર દહાડા ઠોબી જા, તેટલા જીવપર જરા આકોશ રાખ

હુ સાગી કાની છેઉ ને રોજ તુને યાદ કરી તારે સારૂ બદગીમા દુવા માગુછ આએ કાગળ વાચીને ફાડી નાખજે મારી હજારો હજાર પ્યારભરી કીસ કબુલજે

લી૦ તારો વાહલો,"

૦૦૦૦૦૦૦

દીનુએ આ કાગજ સડસડાટ વાચ્યુ— ભખરાયલે ડોળે ગુચવણથી ભવાનો ચીલ્લો ચહડાવીને વાચ્યુ ! પહેલા તો તેણીને કાગળની અદર શુ એલાર પેલાર લખાણુ હતુ તે મુદલ સમજ પડી નહી, પણ બીજી વાર, ત્રીજી વાર, જ્યારે તેણીએ ફરી ફરીને તે નખ્ખોદના સમાચારથી

ભરપુર રૂકકો વાચ્યો ત્યારે તેણીના મ્હોપરનો ખુશાલીનો છાપ એક કાઇ વીચીત્ર દહેશત અને ધાસ્તીના પડછાયામા બદલાઇ ગયો કેટલે વારે તેણીના મગજમા કાઈ પહેલ વહેલો શક ઉતપન થયો કે આ કાગળની લીટીઓનો શબ્દે શબ્દ તેણીના જીવ કરતા વધારે વાહલા એક બીજા જીવ માટે આફતનો—બળકે મોહત—નો ધટ તેણીના કાન આગળ ઠોકતો હતો !

અક્ષરતો તેનાજ હતા તેમા તો જરાબી શક નહી, પણ એ શુ લખતો હતો ? દીનુએ ટેલીગ્રામ મોકલ્યો ? શાનો ટેલીગ્રામ ? ટેલીગ્રામ વળી તેણીએ કયારે મોકલ્યો ? અને ત્રણ મીઠા શબ્દો શુ ? "Love from Dinoo" ! ! ! યા પરવર ! એ બધી શુ મોહાકાણની જાલ તે બીચારા કમનસીબ છોકરાની આસપાસ વળી પાછી તકદીર વીટાળતી હતી ? મુબઇથેર જો દીનુને નામે સીકદરાબાદથી કોઇએ તે નસીબના ફુટેલા જવાન ઉપર એક તારનો સદેશો મોકલ્યો હોયજ તો જરાબી શક વગર કોઈ ત્રાહેત ત્રીજો પુરૂષ તમામ છુપી હકીકતોથી વાકેફ હોવોજ જોઇએ, અને તેમ હોય તો અફસોસ ! હીણભાગ્ય જાહાગીર-અફસોસ, તારૂ આવી બન્યુ !

દીનુના હાથમાથી તે કાગળ સરીને ભોય પર પડી ગયુ પણ આ છોકરી એક હૈદ્રાબાદી નવાબની બેટી હતી આજ કાલની ચીબાવાલી કાગળી કુસલી કેટલીક મુબાઇગરી ધનકુબાઇઓના જેવી પોચ્ચી અને "નાજુક" હતી નહી બે ત્રણ મીનીટના જીવ સાથે ગુગળાત પછી દીનુ ઠડાક દેતી ઉઠીને ઉભી થઈ જયા જહાગીરની જીદગીનોજ સવાલ હતો ત્યા પછી તેણીને બીજો વીચાર કરવાનો હતોજ નહી, કાગળ તેરમીનુ લખેલુ હતુ અને આજે સોલમી તો થઇ ! વચમા આખા ત્રણ દહાડા નીકળી ગયા ! ઓ ! તેટલા તો આ પુઠે લાગેલા કોઈ છુપા જાણુ ભેદુએ કોણ જાણે શુ નુ શુબી કરી નાખ્યુ હશે ! !

જો કોઈ જાણકાર શખ્શ છુપાઈ બેઠેલા મુબારક ઉર્ફે જાહાગીર મેહેર હોમજીના નવા સરનામાની ખબરજ હતી તો તે બેસી શા માટે રહયો ?

શા માટે તેણે ગોવીમને ખબર આપી તેની ઉપર એકદમ દરોરો પડાવ્યો નહો ? નીઝામ સત્તાવાળાઓનુ જાહાંગીરને પકડવા માટેનુ મોટુ પાચ હજાર રૂપીયાનુ ઈનામ શા માટે તેને જતુ મેલ્યુ ? અરે એ બધા ઘોટાલાનો ભેદ શુ હતો ? જે ચુચવણ દીનુનુ મસ્તક હમણા ચેરવી મુકતી હતી તે માત્ર એજ હતી કે દીનુને નામે તે અણજાણ્યા જાણ ભેદુએ તાર મોકલીને શુ કહેવા માગ્યુ હશે ? શુ એમ કરીને તે જાહાંગીરને તેમજ દીનુને જણાવવા માગતો હશે કે જાહાંગીરને છટકાવવામા દીનુની સામીલગીરીથી તે માહીતગાર છે ?

તરાપ મારીને તેણીએ તે કાગજ ઉચકયુ અને એક દીવાની ઓરનની પેઠે માળ ઉપર સુનાબાઇ તથા ગોદરેજ બેઠા હતા ત્યા પાછી દોડી તેણીને આમ ઉશ્કેરાયલી હાલતમા એકદમ ધસી આવતી જોઇને ગોદરેજ જશાનાલોબી ઘભરાઇને ઉઠી ઉભો થયો

"શુ છે, દીનુ, શુ થયુ ?" તેણે અકળાઇને પુછ્યુ

દીનુનો ઉજળો વાઘ ચેહરો જોઈ બીચારા સુનાફુઇ બી તદ્દન હેમતઇ ગયા

"ઓ ! દીના—શુ થયુ ? બોલની દીકરી ?—દીનુ ?—?" તેવણે તે છોકરીને પાસામા લઇ અકળાઇને કહ્યુ

દીનુ સુનાફુઇના પગ આગળ ફસડાઈ પડી અને તેમના હાથમા પેલુ કાગજ આપી ડુસ્કે ડુસ્કે રડવા પડી ગઇ

"ઓ ફુઇ, હવે આપણે શુ કરશુ ? બીચારાને—ઓ !"

* * *

લગભગ એક કલાકની મસલત પછી ઓરડા માહેલા ચારો જણ કાઇ સેવટના નક્કી નીવેડા પર આવ્યા હતા સુનાફુઈ, દીનુ અને ગોદરેજ ઉપરાત ચોથો અલબત્ત ઘરડો નીસ્વાર્થ કારભારી મોહસીનુદીન આ જીવ સટોસટની કાનફરન્સમા ઉમેરાયો હતો કેહવાની કશી જરૂર નથી કે જહાગીર દીનુની અને મોહસીનની મદદથી કેમ છટકી ગયો હતો—અને

ત્યાર બાદ તેની છુપી જગ્યા કોઇ ત્રાહેત શખ્શની જાણમા આવવાથી વળી પાછો તે બાપડા ઉપર આફતનો પહાડ કેવી રીતે ટીંગાઇ રહયો હતો–તે બધી વીગત ગોદરેજને હવે સુનાબુઇએ માડીને સમજાવી હતી અને કગળીને તેની સલાહ તથા મદદ ચાહી હતી ખાલેશ દીલના દયાળુ ગોદરેજે પોતાની ધ્રાબરી પડી ગયલી, દુખી માસીની દીકરીને દરેક દીલાસો આપી પોતાથી બનતી મદદ બાપડા નનીબના લીલા જાહાગીરને માટે આપવાની મરજી બતાવી હતી કાઇબી કરીને તાબડતોબ એકદમ જાહાગીરને પેનો ટેલીગ્રામ ખોટો બનાવટી હતો એમ ચેતાવવાની જરૂર બાબે ચારો જણ એકમત થયા હતા—પણ તેને ચેતાવવો કેમ એજ મોટા મુશકેલ સવાલ ઉપર લાબો વખત સુધી તેઓ એક નીચા રપર આવી શકયાં હતા નહી

દેખાઇતુજ હતુ કે મુબારક મીરઝાબેગ નામના આસામીને પાછા ટેલીગ્રામ તો કરી શકાયજ નહી મુબાઇમા એવુ બીજુબી કાઇ આસામી ન હતુ કે જેની મારફતે તે બદમખ્નીથી ઘેરાયલા જવાનને વખતસર ચેતાવી શકાય ખોલ્લુજ હતુ કે જો દીનુ અને મુબારકના નામ તળે પમાર થતા સખ્શ વચ્ચેનો સબધ કોઇનેબી ખબર પડી ગયલોજ હતો તો હવે દીનુના હરેક ટેલીગ્રામપર બાપતી નજર રાખવાનો બદોબસ્ત તેને સતાવાલાઓ મારફતે કરેલો હોવાજ જોઇએ વળી મુબાઈ કોઇને મોકલીને મુબારકને ચેતવવાનુ કામબી આસાન ન હતુ દીનુથી તો પોતાથી તો જવાયજ નહી તેમ કરવા જાય તો કાલનો દુકાળ આજે પડે સ્પષ્ટ રીતે મોહસી-નુદી તેવી મોકલવામા જોખમ હતો, કેમક હવ નઝામી ડીટેકટીવ ખાતુ તેની પછવાડે જુની કાની મુબાઇ સુધી ચીટકવા વગર રહે નહી

અરે–ત્યારે હવ કરવુબી તો શુ ? આખરે દીનુની ગમગોમાર નીરાશી વચ્ચે ગોદરેઝ એક ખરા મદદગાર તરીકે બાહેર પડયો

"દીનુ, આએ મઉકો કાઈ નાહીમત થઇને દયકા ખાયા કરવાનો નથી," તેણે ગભીર પણ પટામણા અવાજે કહયુ, "અલબતા, કામ બીકટ છે અને ઘણુ જોખમનુ છે, પણ જો કાઇબી કરવુજ હોય તો મગજ

ઠેકાણે ગખીને તુરત એક મીનીટબી હવે ખોયા વગર કરવુ જોઇએ હજુર સરકારના ઇનમામાથી નાહસ્તા એક શખશને પાછો છટકાવવા ખાતર આપણે કાઇબી પગલા ભરશુ તો તેમ કરવામા આપણે માથે શુ ગંભીર જોખમ ખેચી લઇશુ તે તુને સમજાવવાની જરૂર નથી હાલ તુરત તો જાહાગીર મતાવાલાઓની નજરમા ગુનેહગાર છે—પછી આપણે ચારો જણ તેને માટે મનમા ગમે તેબી ધારયે પાછળથી જાહાગીરનુ નીરદોશા-પણ આપણે પુરવાર કરવામા ફાવ્યે તાહરની વાત–તેટલા તેને કાયદાના સપાટામાથી નાહસ્યા કરવામા આપણે મદદ કરયેછ એટલે આપણેબી કાયદા પ્રમાણે ગુનાહમા સામેલ થઇએછ"

"મને તેની દરમાર નથી–મને કોઇનીબી દરકાર નથી!" દીનુ એકદમ ઉશ્કેરાઇને બુમ પાડી ઉઠી તેણીના બે કાળા ભમ્મર ડોળા એક જબરદસ્ત બાતેનના જુસ્માને મારે ચકચક થતા હતા 'ગોદરેજ, બસ ગમે તેબી થાય તોબી હુ તો મારા જહાગીરને ખાતર આજેજ મુબાઇ ઉપરી જાઉછ—"

પણ ગોદરેજે ગંભીરાઇથી ડોકુ ધુણાવ્યુ–"દીનુ, તે જે બધી મને હકીકત કહીછ તે પછી મારી તો ખાત્રી થઇછ કે જાહાગીર નીરદોશજ છે, અને એક નીરદોશ માણસને મદદ કરવામા આપણે સરકાર તરફની નહી, પણ ખોદા તરફની ફરજ અદા કરશુ પણ તોબી, દીનુ–હુ તુને મુબઇ જવા દેવશ નહીં ઉછાચ્છલી ના થા! તેથી તુ ઓરબી બીચારા જહાગીરનુ કાટલુ કાહડી નાખશે તારેથી તો કબ્બીબી મુબઇ જવાય નહીં તુ ત્યાહ પુગે તે અગાઉ બીચારા જહાગીરને તાર મારફતે અહીંની પોલીસ પહરેજ કરાવે બીચારા એ છોકરાને ખાતર મારો જીવ ઘણો બરેછ પણ દીનુ, ચીયર અપ, આખ લુછી નાખ! હુ મુબાઇ જાઉછ, જે થાય તે ખરૂ જેબી પગલા ભરશ તેનો જોખમદાર હુ છેઉ"

અચણુચ દીનુએ ગોદરેજના બેઉ હાથો પોતાના ધ્રુજતા હાથોમા પકડી લીધા "ગોદરેજ—ભાઇ! તુ જશે?" તેણીએ કળવાઇને રડતે અવાજે પુછ્યુ, "મારે ખાતર તુ જશે! ઓ, તારો ઉપકાર હુ મરશ ત્યા સુધી

નહી ભુલશ !"

ગોદરેજે ડોળા ઉચકીને આ છોકરી ગમ થોડીક પળ જોયા કર્યું તેણી તે ઘડીએ ખચીતજ કેટલી ખુબસુરત લાગતી હતી ! આહ--જાણે પોતે અગાઉ જોયલો એક ઘણોજ મનોહર મીઠો ચેહરો પાછો તેની આખ્યો સામે આવી ઉભો હતો ! આબાદ જાણે તેજ આખ-તેજ નાક-તેજ લ માગો રૂપ સુદર મુખડો ! પણ ગોદરેજ માત્ર એટનુજ બોલ્યો—

"અલબત હુ જવશ દીનુ એક કાગળ જલદી મને જાહાગીરપર લખી આપ મોહમીન, કેટલે વાગે મેલ ઉપરનો ?

મોહમીને પોતાની કાડા ઉપરના 'રીસ્ટ વાચ" મા જોયુ 'હમણા સાડા બાર થયાછ, સવા એ વાગે મેલ ઉપરેછ, શેઠ !

'બસ પુરતો વખત છે,' તે સારચા નુષ્ઘા જરથોસ્તીએ કહયુ દીનુ, હવડા નાટક કરવાનો ટાઈમ નથી ચાલ એક કાગજ બરાબર લબાણથી જાહાગીરપર લખી આપ ને બીજુ કાગજ એના રોક પેલા ધનજીશાહપર લખી આપ"

દીનુ એક હરણીની પેઠે કુદકો મારીને ઉઠી તેણીની નાસીપાસીથી ક્ચડાઇ જતી છાતીમા નવી આશા નવી ઉલટ ઉત્પન્ન થઇ હતી આભાર અને હેરાનથી તર ભીણી આખ્યોએ પોતાના અસગારૂ મામીના છોકરા ગમ તેણીએ જોયુ—

"જીવતો રેહ, ગોદરેજ, જીવતો રેહ ! હુ જાહાગીરને તો કાગજ લખી આપુછ, પણ એ ખોદા ! તુ જશે તેટલા તો કોણ જાણે ને શુભી થઈ જશે !",

"તે તો હવે તેનુ ને આપણુ નસીબ ! આપને તો આપણે છેલ્લામા છેલ્લો ચાન્સ લેવાજ જોઇએ જાહાગીરને ચેતાવ્યા પછી બી એ બીચારો કહા જશે ને શુ કરશે તેનો તો આપણે હજુ વીચારબી નથી કીધો પણ હવે તો જે થતા થાય તે ખરૂ ! જા, વધુ વખત ના કાહર, બેહુ કાગજો લખી કાહર હુ ઠોકરો ભરવા જાઉછ"

"પણ ગોદરેજ, ધનજીશાહને શુ લખુ ? તેવણુને કાઈ લખવાની

જરૂર છે ?"

"ઓફકોર્સ ! તુ બીજુ ત્રીજુ કાંઈ ના લખતી ફક્ત મને તેવણપર 'ઇનટ્રોડકશન નોટ' આપ ને હુ બાકીનુ જોઈ લેવશ માત્ર તેના એટલુ કરગરીને એવણ પાસથી માગી લેજે કે ઇનસાન્યતને ખાતર, દયાના નામને ખાતર, તેવણે એક નાહક માર્યા જતા નીરદોશ જવાન જીવને ઉગારવાની આપણી પ્રમાણીક નાગેશોમા મદદ કરવી જો એ શેઠના દીલમા સેહજબી લાગણી હશે તો તેમ—નહી તો જાહાગીરને તેના નસીબ પર છોડવા સીવાય બીજો રસ્તોજ નથી"

એક શબ્દબી વધારે બોલવા વગર દીનુ ત્યાથી પવન વગે દોડી ગઈ આણીમેર ગોદરેઝ પોતાના ઓરડામા જઇને 'પોરટમેન્ટો સીચવા પડયો

આહ ! ડાકટર બોમ દુબાશ ! હોરનબી રોડના તારા 'કનસલટીગ રૂમ"મા એખલો એખલો ફલાંગ ભરતા તુ તારી મગરૂર મુછને વળ દેતો જઈ મુછમા હસ્યા કર છે ! પણ તુ ભુલી જાય છે કે જ્યા ખુદા રાખનાર છે ત્યા ભર રસ્તાપર નછી દેવાયલા તુરતના જન્મેલા એક દુધમલ બાળક-નેબી આગળી લગાડનાર કોઈ માનો પુત હજી પેદા પડનો નથી !

## પ્રકરણ ૩૨ મુ.

### મામલો ચસ્કી જાય છે—સભાલ !

ડા૦ બોમ દુબાશને વળી પાછો મે યાદ કરયો ?

જી હા ? તમે મહોડુ કુમળાવશો તે મને ખબર છે પણ મુબઇ હોરનબી રોડ ઉપર એ આપણા 'હેનડસમ બ્લેકગાર્ડ'ના કનસલટીગ રૂમમા એજ ૧૬ મી એપ્રીલની સાજે ચાર વાગતે એક હેરીયુ લીધા વગર આપણને છુટકો નથી

સરજીયન સાહેબના ખભા ઉપર આજે કાઇ "કાઉ" ચઢેલો હતો

મહિનાથી તેવણ પોતાની બેહન પીલા સાથે અને ઘરના એકલગોકલ મસાલ રામા સાથે છોટા છબટરા સોબતાજ રહેલા હતા—અને કાંઈ નજીવા બાહણા સર પોતાના એકાદ બે "પેશ ટો"નેબી તેનણે અત્યાર સુધીમા હવારી ખાધા હતા તેવણના ચેહરા ઉપર આજે કાંઈ અજબ ધુમટો ચહડેલો હતો હાથ માહેલુ–ટાઇમ્સ' તેવણે જોરમા પાસેના ટેબલ પર પટકયુ અને પછી એકવે જીવે બડબડવા માડયુ—

"સેટ ઓફ ઇડીયટસ! એ લોકને પોલીસ ખાતામા નેમતુબી કોણ હોશે–કોણ જાણે! ૧૨ મીનો મે તાર મોકલ્યો ને આજે ૧૯ મી થઈ! પણ જરા મને સેહજબી સમારો તો મળે! મુવારે એ લોક પોલીસનો કારભાર ચલાવતા! ને મુવારે એ લોક ડીટેકટીવોના થતા! લડન કે પેરીસ જેવા શહેરમા હોય તો આએ મારા જેવા તાર ઉપરથી વીજળીની માફક એક મુકીને પચાસ જણ દોડી આવે! પણ અહીં તો પેના યાહુબના પેટમાનુ પાણીબી હજુ હીલેલુ દીસ્તુ નથી! ઇટઝ મોસ્ટ એનોઇંગ! બબ્બે તન તન મરતબે પેલા સ્કાઉન્ડ્રલે એ લોકને હાથ તાલી આપી નમા કાઇબી નવાઈ છે ?"

ડાકટર બોમ પોતાની આદત પ્રમાણે પાટલુનના ખીસામા હાથ ખોસી બારી આગળ થોડોવાર વીચારમા ઉભો રહ્યો ચચ્ચાર આખા દહાડા વચમા ગમડી જવા છતા તેના ટેલીગ્રામના ઉતરમા હૈદ્રાબાદથી કાંઈ પણ વળતો તાર કે કાગળ હજી આવ્યો નહી હતો, એટલે તેનો મીઝાઝ ખરેખર બરબેલાફ થઈ ગયલો હતો હજી બીજા કેટલા દહાડા એમ આ કમબખ્ત હૈદ્રાબાદી પોલીસ ગબડાવી નાખશે તેની મુઝવણ અને ચટપટમા તે છેલ્લા બે દહાડા થયા બરાબર ખાતો પીતો બી ન હતો હાથમા વખત બાકી કયા હતો? અઠ્ઠાવીસમીએ તો કરારને જીવ બીલ્લુ હીંદુસ્થાન છોડીને ચાલ્યુ જાય અને પછી આ ઉજમાગ નઝામ સરકારના મતાબાલાઓ ડોળતા ડોળતા આવી પોહચે તો—તો ડાકટર બોમ દુબાશની તમામ ભવીષ્યની ગણત્રીઓ ઉપર એક મસમોટો છેકો! બીજુ શુ? વચમા રહયા માત્ર હવે ચોખ્ખા બાર દહાડા! ખચીત બમનશાહ ભાઇના

પેટમા હમણા કુરકુરીજ દોડતી હતી

બીજુ કરવુ પણ શુ તે તેને સમજ પડતુ નહો હતુ આ તો વળી એક વીચીત્ર સજોગ હતો સીકાર તેના નાકના ટાકા આગળ સાબુત સલામત પોતાની સપૂર્ણ ગાફેલીમા પડેલો હતો—પણ તેને સીકજામા લેવા માટે એમ કશાથી પોતાનુ છેલુ આગળુ સી હનાની શકાતુ નહીં હતુ ! મુબાઇની પોલીસ આગળ જઇને ખા૦ સા૦ ધનજીશાહ બમન બેહ રામના પ્રાઇવટ સેક્રેટરીની બાતમી આપવામા કશીએ હાસલ હતીજ નહીં, કમકે મુબઇની પોલીસ જ્યા સુધી તઝામ સરકાર તરફથી કાઈ સતાવાર ખબર મલે નહી ત્યા સુધી એ મામલામા વચ્ચ પડવા માફ ધનીને ના પાડ એટલુ સમજવાને તો મોસમા પુરતી અકલ હતીજ તેણે પોતાના બડબડાટો ચાલુ કર્યો—

“ને આએ પેલા ગધેડા એરચનેબી મે આજે ત્રણ દહાડા થયા લખ્યુ કે આવીને મને મલી જાય—પણ એમી કોણ જાણે કહા પોતાનો બાપ સપાવાને મલવા ભસ્તામા જઇ મુવા છે ત્રણ ચાર દહાડા થયા કલબમાબી નથી આવતો ડેશ ટીન ફેલો ’ કાવ એના હોટલ આગળ ખબર કહાડી આયો તો કહેજે બે દહાડા થયા સબારની બાહેર ગગરી મુવો છ ! કોઈ જેવુ હોય તો પોતાની આખી જીદગી સાથ નીસબત ધરાવતા એક જીવ સટોસટ સામનાનો શુ રગ છે તે જાણુવા બીજે માળની બારીએથી કુદી પડે ! પણ આએ એરચ—ડી ટ્રંઝ એ હોપલેસ ફેલો !—યસ કમ ઇન !”

આ છેલ્લો તુકારો ડાક્ટર સાહેબે ઓરડા માહેલા ઇલેકત્રીક કોલ બેલ વાગવાના પરીણામમા કોઈ બાહેર ઉભેલા આસામી માટે કર્યો હતો બીજીજ પળે તેવણુના “કનસલટીગ રૂમ ’નુ સ્વીંગ—ડોર ઉઘડયુ અને મી૦ એરચશાહ મચેરજી બમનબેહરામ બી૦ એ૦ ડોળતા ડોળતા અદર ચાલી આવ્યા !

“કેમ બોમ, વોટ ન્યુસ ? હું આજેજ બાર વાગે માથેરાનથી આયો જરા વીક—એડ ઉતરી પડેલો તારૂ કાગળ આજેજ મને હોટલમા મલ્યુ ”

જવાબમા બોમ દુબાશે ખીસામાથી પોતાનો શીગાર કેસ કહાડયો, અને કેનવાસની એક ફોલડીગ ચેર પર અઢેલાઈ ચુપચુપ એક ચીરૂટ કહાડી મળગાવવા માડી પોતાના અગત મીત્રની તરફ એક ઉડતી નજર નાખવા સીવાય તેણે વધુ કશુ કર્યુ જ નહી એરચનેબી પોતાના આ ફ્રેન્ડ ફીલોસોફર અને ગાઇડની ચોક્કસ રીતભાતો બરાબર માલમ હતી એકાદ મીનીટ મુછમા મહેજ હસતો જઈ તે બોમની સામેની લખવાની ટેબલની કોરપર બેઠો અને એક પગ હલાવતો રહી તેણે લેહરે લેહરે ધુમાડો કહાડતા તે હેડસમ તબીબ ગમ જોયા કયુ

'હુ ધારૂછ, બોમ, કે તારી આય શીગાર પુરી થતા ઓછામા ઓછી વીસ મીનીટ લાગશે," તે કાઇક નાખુશીથી બોલ્યો, 'ને જો તે આખી ખલાસ થાય તાહ સુધી તુ કાઇજ બોલવાનો નહી હોય તો મને એક પાનાનો કાર્ડ આપ, દોસ્ત—હુ એખલો એખલો 'પેશન્સ'નો દાવ રમુ"

ડાક્ટર બોમે હવે મહેજ ડોળા ઉચાડીને આસ્તેથી મોહડુ ફેરવી પોતાના મીત્ર ગમ જોયુ

'પેશન્સનો દાવ!' તે બેહદ અણકાથી બોલ્યા, "મને ખબર નહી, એરચ, કે તુને 'પેશન્સ' આવડેછ!!"

બોમ દુબાશના હોઠપર ફરી વળેલો તુમાખી તીરસ્કાર એરચને અલબત બીલકુલ પસદ આવતો નહી હતો છતા જેમ તેમ પોતાનો ખબરાટ સમાવી રાખી તેણે આસ્તેથી પણ અચત કડવાસથી કહ્યુ—

"તુ કેહતો હોય તો મને શુ આવડછ ને શુ નથી આવડતુ તેનુ એક છાપેલુ કેટલેગ તેયાર કરીને તુને આપુ, બોમ!"

"હા—કુ ઇટ! જરા તેમા તુને નહીં આવડતી ચીજોની ટીપમા એટલુ જરૂરજ ઉમેરજે કે એક તારા કરતા વધારે અક્કલવાળા દોસ્તની સલાહ માનતાબી તુને નથી આવડતી—"

"તુ મારા કરતા વધારે અક્કલવાળો છે તે તે મને આય સુધા પચાસમી વખત કહ્યુ!—નેવર માઇન્ડ, ગો ઓન!"

"ને એમ બી ઉમેરજે કે પગ એઇને પાથરણું તાણના તુને નથી આવડતુ— કાકાના વારસામાંથી ગ્રૅચ્યુઈટી થઇ ને બુખરીસાગર મની જરા જેટલા કરકસર કરતા તુને આવડતી નથી—"

"નાઉ–નાઉ ! ડોન્ટ બી અનગ્રીઝનેબલ, બોમ ! હુ માથેરાન વીક–એન્ડ આપગ ક્લબ–ફ્રેન્ડ કાલી નવાબના ગેસ્ટ તરીકે ગીયેલો ઉતો"

'તાહરે હુ આશા રાખુ છુ કે તેમ બોમ્બેમન તુ મજાહ મારી આયોછ–ગાના કઇં પગા તે નથી ખરચ્યા–તે માએનો ખુલાશો તે તારા ધનજીનાહ કાકાને રપાલ માગરૂતે કીધાજ હોશે?'

'ડોન્ટ ટોક નોનસન્સ !"

બોમ હવે કેનવાસ ચેરપર અનગર બેઠો તેના મુખડાપર નારાજી અને ગુસ્સો સ્પષ્ટ પ્રગટી નીકળેલા હતા

'જો બેઇ–આજે હુ તારા જેવા બ્લોકહેડ સાથ તકરાર કરવાના 'મુડ' મા નથી તુ એકગમથી તારી મેટર મા મારી મદદ માગેછ ને બીજી ગમથી તારા પોતાનાજ ખ્યાલો પ્રમાણે જેમ ગમેછ તેમ ડોહરા ડોલવછ જો એમજ તારો વીચાર હોય તો–જા જઇને તારૂ માથુ પથ્થર સાથે ફોર્યાા કર, મને શુ કામ બોધર કરે ?'

"અરે પણ તુ કહેવા શુ માગેછ ? શુ હુ મે દાહરા કેર જાઉ આઉ બી નહી ?"

"અલબત નહી !–તારા ડોકરાને મેટેજ બી ખ્યાલ ઉપજે કે તુ હજુર તારી જેમ્સ ઉડાઉ રીતભાત ચાલુ રાખેછ એ!! રીતે તો નહીજ માથેરાન તુ નહી જતે તો તારો જીવ કઇ તુટી પરવાનો નહી ઉતો !"

એરચ ફરડીને પોતાની છગતીમ 'એલવુડ હેટ' બાજુએ ખુરશીપર પટકી—

"એબમડ !" તે ખુબ ખળભળીને બોલ્યો, કાલ ઉઠીને તો તુ કેહશે કે સાધુનો ટ્રેસ લઇને આખો દહાડો જપ બી કર્યા કર ! મારા કાકાને રાજી રાખવાની જો એજ રીત હોય તો–એક્ષ્ક્યુઝ મી–મારેથી કઈ એમ 'હીપોક્રીટ' થવાશે બનાશે નહી"

એમ દુબાશની મુખપર હવે મહેજ હરસુ ફરી વળ્યુ ચુચ્ચા આપ્યો ફરીને બે ત્રણ કુ કારા તેણે પોતાની સીગારના ગુપચુપ લીધા અને પછી એરચ ગમ હળવેથી ડોકુ ફેરવ્યુ

"હીપોક્રીટ થવાની કઇ જરૂરજ નથી—ફક્ત તારી નવી મુસલમાન કાકી સાથ તુ બરાબર ઇનિટ્રોડયુસ થઇ શકે તેટલા જગાક, જમ્બઅરાક, ડીપ્લોમાટીક થવાની જરૂર છે, એરચ!"

જાણે ઘણુજ કાંઈ સાધારણ, દમ વગરનુ, પોતે બોલી ગયો હોય તેમ ઉપલા શબ્દો ઓચરીને શાત ચેહેરે બોમ પાછો પોતાની લાડકી સીગારને મ્હોમા ખોસી બેઉ પાપણો ધાકીને પડી રહયો એરચ તો એકાદ મીનીટ ગુગજ જેવો બનીને પોતાના આ વીચીત્ર સોબતીનો ચેહરોજ ચીતાર્યા કરતો હતો!

"બોમ!" અતે તેણે મ્હોડુ કચવાવીને કહ્યુ, "તારામા એક કમાલ એબ એ છે કે સામા માણસને કોઇ વખત તુ પજવી પજવીને અડધો કરી નાખેછ આજે સીધે સીધી વાત કરવાની તારી મરજી નહી હોય તો ચાલ—બીજી વખત મલશુ"

આમ બોલી એરચ ઝબ કરતો કે ઉઠયો અને પોતાની ગેબનુડ' ઉચકી

"સીધી વાત નહી કરતો તો મે આડી વાત શુ કીધી" બોમે આસ્તેથી કહ્યુ, 'તુને આજે મારૂ બધુજ બોલવુ આડુ લાગતુ હોય તો—વેલ, આઇ એમ સોરી ફોર યુ! બેસ, એરચ! હુ તો તુને તદ્દન સીરીયસલી એટલુજ કહેવા માગુછ કે તારી નવી મુસલમાન કાકી આવીને તુને સદાનો લટકાવી મારે તેની અગાઉ સાધુ થઇને જપ કર્યા કરવાની તુને જરૂર નથી હવે સમજેછ, કે હજુર બી નહીં?"

એરચનો ચેહરો આ ઘડીએ જોવા જોગ હતો! દયામણી રીતે મ્હોડુ ઉઘાડીને તેણે પાછુ બોમ તરફ ટીકયા કર્યું—

"મુસલમાન કાકી! વોટ ધી ડયુસ ડુ યુ મીન?"

"જે વખત જાય તેમા તારા ધનજીશાહ કાકા એક મુસલમાની

ઓરત સાથ લગન કરો ! મતલ અઢાર વરસની એક મુસલમાન ગાનારી સાથ ધીસ ઇઝ વોટ આઇ મીન !"

"શુ તુ ક્રેઝી મેડ થયોછ, ઓમ ?"

'નહી—તારા ડાહ્યા મેડ થયાછ હવે એમ ચોકરા ફાડવાથી કઇ ને નવુ સમન્દુ મોતી મીનાર' મા આવતુ અટકવાનુ કે, ટેરન ?"

"એક મુસલમાની ગાનારી સાથ ! મતલ વરસની મુસલમાની છોકરી સાથ !—છટ છટ ! યુ આર જોકીંગ !

'એરચ ! એવી ગભીર બાબદમા મશકરી કરવાનો મારો મરેસ્નો નથી હુ તારે ખાતરજ વગ્રો ફ્કીર છેઉ હુ પોતે જાતે ગેઇ કાલે રોજુદ્દીન છોકરીને 'મોતી મીનાર'મા નજરોનજરે જોઇ આયોછ—"

"તુ—તુ તારુ ગીયો'તો !"

"હા—જીવણની મદદ સાથ એ મીગીસાબાને મે જોઇછ શી ઇઝ એ પ્રીટી પીસ ઓફ પોસ્સેન-એરચ ! ! તારા ખુદો માથાથી પગ સુધી એ છોકરીપર ઘેલો થઈ ગીયોછ, ને ડાકરાની ડાની તેની પછવાડે પૈસા વરેછ ટેક ઈટ ફ્રામ મી—હુ આસ તદ્દન સાચ્ચુજ તુને કેહુછ જીવણ આજ ડાલ આપુને મળવા અહીં આવવાનોજ છે-તેસી તુને બધા મોહ-કાણના સમાચાર કહેશે માઇ બોય—જો તુને બોમ દુબાશની સમજશક્તી પર ભરોશો હોય તો મારા બોલ યાદ રાખજે ડાકરો વલાતથી પાછો ફરતા બાર એ ગોરીગચ દહીત્રાજેવી પોટ્ટી સાથે ચાકસ પરણી બેસશે"

પોતાનો નીચલો હોઠ જોરમા કરડેલો રાખીને એરચ એક મેસમેરાઇઝડ થયલા પુરૂષની પેરે થોડા વાર તો દગ થઇને બેસીજ રહયો તેની છાતી અદરખાનેના કાઇ જબરદસ્ત જુસ્સાથી ઉકળાતી હતી

"એમ એટલી વારમાજ અકરઇ જવની અગત નથી બીરાદર," બોમે પાછુ પોતાની રીત પ્રમાણે શાત ધીમા અવાજે ચલાવ્યુ, "હજુર તો આપણા હાથમા ટાઇમ છે ડાસો વેલાતથી પાછો આવશે તેટલા તો ઓછામા ઓછા ચાર પાચ મહીના લાગશે—"

"ગુડ ગોડ ! ! આય તુ મને શુ ખબર કહેછ, બોમ !" એરચનો

આખરે ધોધારી સાદ નીકળ્યો "એ–એ–ગાનારી છોકરી કોણ છે કોણ ?"

"એક સાધારણ મુજરાવાળી ગાનારી ઓરત–વળી બીજુ કોણ ?"

"નામ શુ ?"

"માહતાબ જાન !"

"ડેમ ઇટ ! હુ કોરટને 'મુવ' કરશ કે મારા કાકાને 'લ્યુનાટીક' તરીકે 'એબજ્યુડીકેટ' કરે !"

ઓમ હવે પહેલીવાર જરા મોટેથી હસ્યો

"પચાવન સાઠ વરસના ધાખરાઓ અઢાર વીસ વરસની છોકરી ઓને પરણેછ તો આજના જમાનામા કમનસીબે હાઇ કોટ તે લોકને 'મેડ' માણસો તરીકે 'એબજ્યુડીકેટ' કરવા ના પાડેછ, એરચ !

"હવે આપરે શુ કરશુ, ઓમ ?" એરચે ખરે મને હવે ડવાઇને સવાલ કીધો

"માથેરાન વીક—એન્ડ મજાહ કરવા ફિતરી પરયા કરશુ, દીકરા !" તુર્ત નીરદય જવાબ મલ્યો

"ખુદાને ખાતર તારી ઠઠ્ઠામશ્કરી છોડી દે—ને પાધરી વાત કર !" એરચ લગભગ હવે ચીચવાઇ પડયો "ઓમ, તુ મારી મુશકેલી અને કબ્રસ સ્થીતીનો અણઘટતો લાભ લેછ !"

"જરાબી નહી ? તુ એવો ફિજ્બખ ગધેરો છે કે જાહ સુધી હુ એમ હથોડા અને ફરસી વડે તારા વઠ મસ્તકમા તારી જોખમદારી ઠેસવશ નહી તાહ સુધી તુ સીધે રસ્તે ઉતરવાનો નથી કમ કમ એરચ ! જરા તટાર બેસ—એમ ધ્રુજી શાનો મરેછ ? મે તુને કહયુ કેની કે હજુર આપરા હાથમા 'વર્ક' કરવાનો ટાઇમ છે તેટલા બસ તુ ડાહયો હોય તો મારીપર વીશવાસ રાખ ને હુ કહુછ તેમ કર તે મને એક સ્કુલ માસ્તરની ચાકરી શોધી કાહાડીને લાગી જવાની પ્રોમીસ આપ્યુ 'તુ મને જરા કહેશે–તે તેના સબધમા કાઇ કીધુ ?"

"હા–મે બધી જાણીતી મોટી સ્કુલોમા ટ્રાઈ કીધી પણ એ લોકને તદ્દન બીન અનુભવી ગ્રાડ્યુએટ નથી જોઇતો."

'ઉ—ને આય ચાનના મીલ્કનો છમ્ફીનાટ ઈંગલીશ સુટ અને લી ને સાહે ખાકીનો લાબો પાગ્મી ડગલો પેહડવાની તાગી કબુનાતનુ શુ થયુ ?'

એરચે જુવાબી મ્હો કરયુ પણ કશો જવાબ વાળયો નહી બેમે આગળ ચલાવ્યુ—

'તારો ધનજીશાહ કાકા ૨૮ મી એ વેલાત ઉપગી જાય તે અગાઉ એ તાહગા કેમનો ફેરફાર તો જરૂગ્જ કરવો પડશે પછી શુ કરવુ તે હુ તુને પાછનથી કહેનશ મારા પલાનો હમણાથી તુને જણાવવા માગતો નથી માત્ર એટલુજ સાભલી લે કે ત્રણ ચીજ આપણા કરવાની છે—એક તો પણુવા અટ્ગવાની ધુણમા ડોસો તુને માફ કરીને તાગી સાથે દોસ્તી કગી નાખે તે પહેલુ કામ કગ્વાનુ છ બીજુ કામ બુધ્ધાન પેલી જુદીન છોકગી સાથ પણુતા અટકાવવાનુ છે ત્રીજુ કામ જો તાગી નવી કારી મોતી 'મીનાર'ની ગેહાણી થઇને આવીજ લાગે તો જેટલુ બને તેટલુ જલદી તેણીની અને ધરડાજીની વચ્ચે નહીં મધાય એવી ફાટ પડાવવાનુ છે——'

"બેમ!—"

"વચમા ના બોલ! જો હજુર બી મારૂ માયુ બરાબર તેને ઠેકાણે છે તો, એરચ, હુ તુને રસ્તે પાડી આપશ ફક્ત મને તાગી તરફથી ધીરજ અને તાબેદારી જોઇયેઠ ઓફ કોરસ, એન અપ-હીલ ગેમ રમવાનો છે, પણ બાઇ જોવ!—આપણે તે રમશુ જાહરે તુ તારા કાકાની લાખ્ખોની દોલતનો માલેક થશે તાહરે દોસ્ત હુ માગી કીમત માગશ જા હવે—પત! મને બાહેર જવાનુ છે કાલે સાજે આચજ ટાઇમે પાછો મળજે—જીવણને મે અહીં ૪ વાગે બોલાવયો છે'

એક બોલ વધુ બોચરયા વગર ચુપચુપ એ ચ ઉઠયો, અને પોતાની હેટ તેમજ વાકીંગ સ્ટીક ઉપાડીને ત્યાથી ચાલતી પકડી



# પ્રકરણ ૩૩ મુ.

---

## પાયમાલીનુ પહેલુ પગઠયુ

સનીવાર—તા૦ ૧૯ મી એપ્રીલનો તે ખુમીભર્યો રોજ—ખાનબહાદુર ધનજીશાહ બહમનબેહરામની ૫૭ મી સાલગરેહનો બખતાવર દહાડો હતો શેઠજી આજે સહવારથી બડી લ્હેરમા હતા આગળે દીવસે તેવણ 'સેલુન'મા જઇ બાલ કપાવી આવ્યા હતા અને પોતાની દાહડી ખુબ કાળજીથી "ટ્રીમ" કરાવીને પોઇન્ટેડ બનાવી હતી ! આજે નાહી ધોઇને તેવણે ચાઇના સીલ્કનો નવો કોરો કડકતો સુટ લટકાવ્યો હતો, માથે પોમાટમ લગાડીને વાંકો સેંટો પાડયો હતો અને રેસ્મી રૂમાલ ઉપર ફ્રેન્ચ વાયેોલેટ અત્તર છાંટી બધા મઘમઘતા પમરતા બની રહેલા હતા ! આરસીમા જોઇને પોતીકી અડધી સફેદ થવા આવેલી મુછને કાળી કોસ્મેટીક વડે વળ દેતા ધનજીશાહથી આજે મળકાઇ જવાતુ હતુ સત્તાવન વર્ષનો ડાસો ?—છટ ! પોતાના ત્રેઢ ઇંચ ઉંચા ગેઝડ સ્ટાનડીંગ કોલર અને રેસ્મી સ્કાર્ફ પોતાના વારનીશના ચલકતા બુટ અને ડબલ-બ્રેસ્ટેટ વેસ્કોટ સહીત તેવણ હમણા ઘણુ ત્રણ તો ૪૭ વર્ષના એક રંગીલા અલબેલા નવ જવાન દીસતા હતા !

સહવારના બડી ફજરથી 'મોતી મીનાર'ના આ માનબર માલેક બની ઠનીને તૈયાર થઈ જવાની અકરી તકડીમા પડી ગયા હતા

હા—આજે ધનજીશાહ શેઠની સાલગરેહ હતી અને બીલકુલ નવા વાગો પહેરી ઓઢીને તેવણે "બાવાજીના બુચા"ની પેરે પોતાની વર્ષગાઠ ઉગાડી હતી ! આજે હમેશ કરતા વીસ ઘણી વધારે ગાળજી તથા સભાળથી તેવણે પોતાના ડ્રેસની, માથાના બાલની અને દાઢી મુછની ટાપટીપ પળવાડે શ્રમ બેચ્યો હતો તેનુ એક બીજુ બી કારણ હતુ !

શુ કારણ ?

વાચનાર—તુ અમસ્થો ડાહેલો ના થા ! તુ જાણે છે કે આજે મુબારક દીવસની ખુશાલીમા તેવણના ઇજનને માન આપી આબો દહાડો

"મોતી મીનોર"મા ગુજારવા, ધનજીશાહ સાથ "લંચ" લેવા, વાદરેથી માહતાબ અગ્યાર વાગને આવી પુગનાર હતી!

દસ વાગતેથી ગેઠે મુસાફરને મોટર સાથ વાદરે રવાના કરી દીધો હતો માહતાબને લઇને મોટર પાછી ફરી તેટલા અરસામા ધનજી-શાહે વખત કેમ ગાળ્યો હશે તે વીસ્તારવાની કશી જરૂર નથી અકડ વકડ અને ધવડ ખવડ કરતા તેવણ પોતાના સીટીંગ રૂમમા અહીંથી તહી ટમક્યા કર્યા જાણેઅગાઉ કાનરવુ ચસ્યુ હોય તેમ એટલે જીવે મુછમા હસ્યા કરી એક ખુરસી પરથી બીજી ખુરસીપર અને એક સોફા પરથી બીજા સોફા પર જઇને ઉઠ એમ તેવણે કયા કીધી કાંઈ પચાસેક વખત આરસીમા જઇને મોહડુ જોયા કીધુ અને કાંઈ દોઢસોએક વખત બારીએ જઇને બગીચાના મોટા દરવાજા ભણી તેવણે આતુર નજર નાખ્યા કરી આજે તેવણ કાંઈ એહદ ખુશ મીજાજમા હતા—કાંઈ નહી સમજ પડે તેવી ખુશાલી તેવણુની છાતીમા ઉભાતી હતી! આજે કોઈબી ભલુ કામ કરવાની તેવણુ ધુનમા હતા કોઈબી જાતની સખાવત કરી દે તેવી લ્હેરમા હતા કાંઈબી પ્રકારની માગણી કબુલ કરવાના તેવણુ ખુશ "મુડ"મા હતા! તેવણુનો ભત્રીજો એરચબી જો આ ઘડીએ આવીને તેવણુને પટાવી લે તો કદાપી તેનેબી માફ કરીને તેની સાથ સમજુતી કરી નાખે એવા તેવણુ ખુશાલ સ્વભાવમા હતા!

ધનજીશાહ બહમનબેહરામ માટે અસલથીજ જાણીતી વાત હતી કે તેવણુના મીઝાઝનો વીમોજ ઉતારી શકાતો નહી હતો જો કોઈ સામે તેવણ ખીટયા તો એકદમજ તે કમબખ્તની રીરૂધ ઉખડી જતા——જો કોઇપર લટટુજી બન્યા તો તે નસીબવતાને નવાજીને નેહાલ કરી નાખતા સાઠીની લગોલગ જ્યારે કોઇ શ્રીમત શેઠયો આવી પુગે છે—ખસુસ કરી જ્યારે તે શેઠયો એકલ ડોકલ બૈરી છોકરા વગરનો હોય છે—ત્યારે, પ્રીય વાચક, તેની પ્રકૃતી મોટે ભાગે એવીજ અચોકકસ બનવા પામે છે

ધનજીશાહ બહમનબેહરામ આજે ઘણા જોલી રગમા હતા આજે સાલગરેહ જેવે દહાડે પેલુ નવુ રમકડુ તેવણુની સાથ દીવસ ગુજારવા જે

વખત જાય છે તેમા આવી પુગવાનુ હતુ——કાઇ મશકરીની વાત નહી હતી! ચસ્યુ હતુ—બુધ્ધાનુ સાવ ચસ્યુ હતુ! ફ઼ોગીથી કહ્યુ ને એ તમારા મત સાથ હુ તદન મળતો થાઉ છુ

જેમ તેમ કરતા મહા મુસીબતે અગયારના સાડા અગયાર બી થયા! દોઢ કલાકમા તો તેવણુ પી પેનહાર્ડ કાર વાદરે જઇને પાછી ફ઼રવીજ જોઇયે! ધનજીશાહની છાતી ધગધગ થતી હતી ઓ—એ લોક કયારે આવશે? એકક મીનીટ ખાનબહાદુરને હને પા—પા કલાક જેટલી લાબી લાગતી હતી

અતે—આહ—મોટરનુ હોર્ન સભળાયુ અને બીજી મીનીટે કાર કમપાઉન્ડમા ધસી આવી એક નાનકડો સ્કુલબોય જેમ સાજે છુટીને ઘટ થતા દાદર પરથી નીચે ધરધર કરતો ઉતરી જાયે છે તેમ ધનજીશાહ બહમન બેહરામ પહેલે માળથી બે ફ઼ાડયા કુદાવતા ધમાર સમત નીચે દોડયા

ગાડીમાથી પહેલે મુબારક કુદી પડયો—અને તેની પાછળ બહુજ મગન થયલે હસતે ચેહરે, પોતાના મોતીના દાણા જેવા સફ઼ેદ દાત સેહજ દેખાડતી માહતાબ બાહર પડી

ધનજીશાહે અનત પ્યારથી તેણીનો હાથ ઝાલી ને ભીડીને પોતાના પાસામા લીધી——

"ચાલની દીકરી, શુ થયુ? કેટધો વાર લગાડયો? વાટ જોતા જોતા બધા મારા ડોળાબી તણાઇ આયાની તો!" તેવણ હરખભર્યા ગળગળાતે અવાજે કહ્યુ

"જરા તઇયાર થતા વાર લાગીજી," માહતાબે ખુશાલ મ્હોડ જવાબ આપ્યો "હા-ખરેખર! હુ તમને સાલ મુબારક ઇચ્છતા ભુલી ગઇ! સાલ મુબારક, શેઠ! ઘણુ જીવજો ને અમારે માથે ઘણા વરસ લસી ખુશી સાથે તનદરાસ્ત રેહજો!"

આમ કહી તે સુદરીએ મુસલમાની સ્ત્રીઓની ઘપે ધનજીશા શેઠને બે હાથે બલઇયા લીધા ખાનબહાદુરજીનો જીવ જે પોણો બેહરતમા જઇ

ચુકયો હતો તે હવે પુરો આખ્ખો ત્યા ચાલ્યો ગયો તેવણુની આખ્યોમા ખુશાલી અને હેતના આસુ ઉભરી આવ્યા ! આ ગુલાબની કળી જેવી છોડી ખચીત આ ઘડીએ તેવણુને મેડ બનાવી મેળતી હતી એકતો માહતાબે આજે ધનજીશાહ શેઠનોજ અપાવેલો એક અતી પ્રેસફુલ સુદર રેસ્મી મહામેદન ડ્રેસ મન્યો હતો પોતાના ગળા માહેલી મોતીની માળા તથા કાનમા બે જીણી હીરાની બુટ્ટીએ માથ આ રૂપવતી છોકરી બેશક આજે જાણે કોઈ પરસ્તાનની હુરી હોય તેવી શોભીતી લાગતી હતી વળી વાદરા ખાતેના કોનવેટના સુખમા આટલા દીવસ ગુજારવાથી માહતાબના રૂખસારપર જે છેલ્લે છેલ્લે રગ આવ્યો હતો તેથી તેણીની ખુબસુરતીમા કાઈ ઓરજ વધારો થવા પામ્યો હતો કોઈબી જુવાન શખ્શનુ ચીત હરી લે તેવી આ "ઓરીએનટલ બ્યુટી' ઘરડા ધનજીશાહનુ માથુ ફેરવી મેલે તેમા શી નવાઈ ?

માહતાબનો હાથ પોતાના હાથોમા ઝાલી ધનજીશાહ તેણીને દીવાનખાનામા લઈ ગયા, અને ત્યા એક પોચી મખમલની ગાદીના સોફાપર તેણીને બેસાડી પોતે પાસે બેઠા મુબારક તો કયારનો પોતાના પ્રાઈવેટ રૂમમા ચાલી ગયલો હતો

"મારી વાહલી છોકરી !" તેવણુ બહુજ લાગણીથી ધ્રુજતે અવાજે બોલ્યા, 'તુ આજે આવી તેથી મારો જીવ કેટલો ખુશી થયોછ તે તુ માહ જાણેછ ? તે મને સાલ મુબારક કીધુ તે વખતે મારેથી બોલી બી શકાયુ નહી—પણ માહતાબ તારી ભલી દુવાઓ માટે હુ ખરા દીલથી તુને થેક કરૂછ"

માહતાબ બાનુ બી આજે ખુબ ગેલમા હતા ! હમણા હમણા આ એક વારની હીણભાગ્ય છોડી જે નહી ધારેલુ સુખ જોતી હતી તેને સબબે તેણીનો નીરદોશ ઉછળતો જીવ ઘણો આનદમા રહેતો હતો—અને તેથી તેણીનો ચહેરો બી ખીલી રહેલો દીસ્તો હતો પોતીકા આ મુરબ્બી પાળણુહાર પીતા સમાન શેઠની આવી માયાભરી અને વહાલભરી લાગણી

દેખી તે કાકલુદી કુમારીકાના દીલમા તેવણ માટે એટલુ તો વખાણ, માન હેશાન ઉભાતુ હતુ કે આજ લગણ કોઇ બી શખ્સને માટે એવી ઉડી લાગણી તેણીના કોમળ જીગરમા બરપા થયલી તેણીએ જાણી હતી નહીં એજ કારણથી તેણી હમેશ ધનજીશાહની હાજરીમા સુખી અને મગન રહેતી—અને જ્યારે બી તેવણ તેણીને 'મોતી મીનાર' મા બોલાવતા ત્યારે તેણીથી અંદરખાનેની ખુશાલીને મારે મલક મલક હસાઈ જતુ હતુ

બીચારી નીરદોશ ભલી ભોલી માહતાબ! એક બચ્ચુ પોતીકા બાપની તરફ જે નીરમળ ખાલેસ પ્યારથી જુવે તેજ ચોખી લાગણીથી તેણી—એક દીકરીનાજ હરખભેર વાહલથી—આજની ઘડી અને કાલના દહાડા સુધી મહેરબાન ધનજીશાહના બુઝોર્ગ પામામા જઇને ઉભી રહેતી હતી અને હજી સુધી તો તે દીલમાઝ તેણીનો વાલી અને મહેરબાન રક્ષક પોતે બી તેવાજ ખાલેસ પ્યારથી તે નાજુક બચ્ચાને પોતાની ગોદમા લેતો હતો, તેણીની ઉપર એક પીતાના પ્રેમથીજ ભરી રીટનો હતો, તેણીને પોતીની બેટી સમાનજ લેખીને તેણી ઉપર થોડો થોડો થઈ જતો હતો

હજી સુધી ધનજીશાહ બહમન-બહેરામને કદી બી ઝાખામા ઝાખો ખ્યાલ સ્વપને વટીક આવ્યો હતો નહીં કે આ મુસલમાની જુદદીન છોકરી માટે તેવણના દીલમા ઉભાતુ નહી સમજ પડે તેવુ જબરદસ્ત વહાલ કોઇ દીવસ કાઇ જુદુજ રૂપ પકડીને એક બીજી પ્રકારના વધારે ગભીર પ્યારમા કદાચ બદલાઇ બી જાય, અને આ નાનકડી પરકોમની છોકરીને ચદરોઝમા પોતીકી હકદાર ધણીયાણી બનાવવાનો બી સજોગ ઉભો થાય! ના—એ વીચાર તેવણના ભેજામા આજના દહાડા સુધી કદી પણ આવ્યો હતો નહી

કેમ-પછી તુને કોનવેન્ટમા હવે કેમ લાગેછે, દીકરા?' એકાદ મીનીટની ચુપકીદી પછી ધનજીશાહે માહતાબના બરડા પર માયાથી હાથ મેલીને પુછ્યુ

"જી-હુ ત્યા ઘણીજ સુખી છેઉ," માહતાબે મીઠાસથી હસીને

જવાબ વાળ્યો "મગર બીચારા મારી ઉપર બહુજ મહેરબાની રાખેછ"

"ચાલ, સારૂ! કંઈ બી હજુર જોઇતુ મુકતુ હોય તો તરત મને કહેજે–બ ઓરકાતી ના–માગ મમ!"

"તમે મને ખરેખર એક બેહસ્તખાનામા રાખીછ મને કઇજ વધારે જોઇતુ નથી ને જોઇશે તો તમને હુ જરૂર કેહવરા, શેઠ—"

"માહતાબ! એમ તુ મને ઘડી ઘડી શેઠ ને માલેખ ના કહયા કર! તે મને ગમતુ નથી બમ મને ખાલી ધનજીશાહ કરીને બોલાવ"

માહતાબ જરા શરમાઇ ગઇ—

"વારૂજી–જેમ તમારો હુકમ" તેણીએ ધીમે અવાજે કહ્યુ

ધનજીશાહે તેણીનો ગોરો હાથ પોતાના હાથોમા લઇ મમતાથી પમવારવા માંડયો—

"માહતાબ—આજે મારી સાલગરેહ જેવે દહાડે ખોદાયને હાજર નાજર જાણીને કેહુ છ કે તે મારી એકુવવાઈ જીંદગીમા આવીને મારૂ જીવનરજ જાણે મરવી નાખ્યુછ છોકરી—જાણુ કે આય દુન્યામા હવે તુજ મારૂ વાહલુ બચ્ચુ છે તુ અને આય પોરીયો મુબારક હવે મારી આગળ છેઓ એટલે મને બીજા કોઈની દરકાર નથી'

જવાબમા માહતાબે બે હાથે સલામ કરી

"આહ—આવતી ૨૮ મીએ હુ યુરોપ જવશ પણ મારો જીવ અહીં તારામા બગાય રેહશે માહતાબ—મને તેટલો જલ્દી હુ પાછો ફરશ તેટલા મજેતી બરાબર સભાળથી રેહજે બ કે? ને દર મેલે મને કાગજ લખવાનુ તે પ્રોમીસ આપ્યુછ તે યાદ છે કે?"

"હાજી—જરૂર લખશ પણ મનેબી અહીં તમારા વગર નહીં ગમશે, ધનજીશાહજી"

ખાનબહાદુરે અચબુચ માહતાબનો એક હાથ પાછો પકડયો અને તેની ઉપર એક કીસ લીધી પછી ઘણુજ ઉશ્કેરાયલા સાદે પુછ્યુ—

"શુ તુ ખરૂ કેહુછ, માહતાબ? સાચ્ચુ બોલ—તુ શુ આય સાચ્ચુ કેહછ? શુ હુ જવશ તે તુને નહી ગમશે!—આય તુ ખરેખર કેહછ

કે ખાલી મને રાજી કરવા બોલેછ ?—'

'નહીં—પાક ખુદાના કસમ ખાઇને કેહુછ કે તમે જશો તે મને મુદલ ગમશે નહીં તમે અહીં છેઓ ને તમારી આગળ હુ બાજુ છ તાહરે મને કેટ્લી ખુશાલી લાગેછ તે હુ કોણને કહેવા જાઉ ?

"ખરેખર ?—તુ આય ખરૂજ બોલેછ ? ઓ તારે મ્હોનેથી આય સખુનો સાભળીને મને દીલમા શુ થાયછ !—"

"તમે મને છોડીને જાઓછ તે મારે મનથી આફ્ત સમાન છે, ધનજીશાહજી—પણ થોડા મહીના હુ ખુદાપર સબર ધરીને કાહડી નાખશ "

ધનજીશાહના હાથ થરથર ધ્રુજતા હતા આ છોકરી જે કાંઈ કહેતી હતી તે કેટલુ પ્રમાણીકપણે કહેતી હતી તે જોવાને માટે દુરબીનની જરૂર હતી નહી માહતાબના ગોરા ચેહરા ઉપર જે રતાશ અને જે છાપ પથરાયો હતો તથા તેણીની આખ્યોમા જે ભીણાશ ફરી વળ્યા હતો તે તેણીની બાતેનની લાગણીના અચુક પડછાયા સમાન હતો

'જીવતી રેહ દીકરી—જીવતી રેહ ' હુ કેવુ ઇચ્છુછ, માહતાબ, કે કાઇ તદબીરથી આય યુરોપની ત્રીપ ભાગી પાડી શકુ ! તુને એખલી અહી મુકીને જવાનો મારો મુદ્લ જીવ ચાલતો નથી પણ હવે તો જવા વગર છુટકો નથી છતા—બેટા—મને કહે હુ અહાજ રેહુ, તો તુ વધારે ખુશી કાય થાય ?—ખરૂજ કહે, તુને શુ હુ—મકુ—તુને મારી પર ખરેખર વહાલ છે? આપુને ઓળખાન પરચાને હજુ તો મહીનોબી નથી થયો !—"

"ધનજીશાહજી ! તમે મારા પીતા કરતા વધારે આના છેઓ ! તમે મને કીચલમાથી ઉચકીને આજે ગુલાબોના ઢગલા પર બેસાડીછ તમે મને આટલી સુખી કીધીછ—તમે મારી પર આટલી રહેમ અને મહેર બાની રાખોછ તમારી તો હુ જીદગી સુધીની ઉપકારી છેઉ મે ઘણા મરદો જોયાછ—પણ તમારા જેવા ભલા, નેક, દીલસોજ, દયાળુ ગ્રહસ્થ કબ્બી જોયા નથી અરે ! અરધી અરધી રાત મારી પાસ ગાનુ ગવાડીને

મારો જીવ તોડી નખાવતા મીજાજ એઅ બ એઠયા મગ્ગે કરતા તમે કેટલા જુદા છેઓ! તમારી રાતને દહાડા હુ તોબરી કરૂ તો થોડી છે તમે મારા મુરબ્બી મહેરબાન વાળી છેઓ—તમારા સીવાય મારૂ હવે આય દુન્યામા કાઇ બેઈ નથી'

આમ કહેતા માહતાબની આખોમાથી બે ત્રણ આસુઓ ધનજીશાહના હાથપર ખરી પડયા પોતાના રેસ્મી રૂમાલ વડ ખાનબહાદુરે તેણીની ચસ્મો લુછી અને પછી હળવેથી તેણીનુ માથુ પોતાના ખભા પર મેલી તે પસવારવા લાગ્યા

"બસ—બસ! યાન ખુશાન થઇ જા આજે આમ પાણી કરવાનો દહાડો નથી જો માહતાબ—આજના દહાડાની યાદગારીમા હુ તારે વાસ્તે એક નજીવી પ્રેઝટ લાયોછ લાન તુને પહેરાવુ'

આમ બોલી ધનજીશાહે પોતાના કબાના ગજવામાથી એક મોટો વેલવટનો દાબડો કહાડયો—અને તે ઉઘાડી માહતાબની ભખરાઈ ગયલી નજર સામે ધર્યો તે છોકરીથી એક નાની બુમ પડાઈ ગઇ

તે દાબડામા ચક ચક થતા હીરાઓનો એક અની ફાકડા ડીઝાઈનવાળો નેકલેસ હતો આગલેજ દહાડે ધનજીશાહ તે મુબઇના જાણીતા મોટા ઝવેરીઓની દુકાનેથી રૂ ૮૫૦૦ ની કીમતે ખરીદી લાવયા હતા

હળવેથી તે બેમુલ દાગીનો કાહડી ખાનબહાદુરે પોતાને હાથે તે માહતાબની ગોરી ગરદન આસપાસ પેહરાવ્યો

"આજની મારી સાલગરેહને દહાડે એ તુને મારી તરફથી પ્રેઝટ છે ચાલ—દીકરી—હવે કઈ જમતે સહવારનુ મે કઇ ખાધુ નથી, તેથી નાસા સેકાયછ પેલો મુબારકઅલી ભુખો થયો હોશે એ વળી જઈને પોતાની ઓરડીમા ભરાયો હોશે"

જમવાના ઓરડા તરફ જવા ધનજીશાહ ઉઠયા—પણ તેજ ઘડીએ જીવણ ત્યા આવી લાગયાથી તેવણ અટકી ઉભા

'છેટ—કોઇ પારછી તમુને મુળવા માગે"

"પારસી? કોણ છે એ વરી?"

"નામ નહી કેહતા છે કેહછ કે મહુ તાકીદનુ કામ છે ને તમુને ખાનગીમા તુરત મળવા માગે"

"બેસાડ તેને મારા રીડીંગ રૂમમા હુ આય આઉછ'

જીવણુ ગયા પછી ધનજીશાહ મ્હોડુ કુમળાવી માહતાબ ગમ ફરયા——

"કાહથી એવા ન્યુસન્સો એવે મ્હાડેખી ફુટી નીકળેછ કોણુ જાણે! દીકરી, તુ અહી બેસજે—આય આલબમ જો—તેટલા હુ આય પાગ્સી કોણુ મુવોછ તેની સાથ વાત કરીને તુરત આવુછ"

## પ્રકરણ ૩૪ મુ.

### પાછો છટકયો!

જેવા ધનજીશાહ પોતાના રીડીંગ રૂમમા દાખલ થયા કે પેલા મળવા આવનાર પારસી ગ્રહસ્થ ઉઠીને ઉભો થયો અને ગભીરાઇથી નમીને તેવણુને સલામ કરી

"સાહેબ મેહરમાન, આ બેસાની-કાઇ ફરમાન?" ખાનબહાદુરે સામેની એક ખુરશી તેને બતાવી પોતેબી સામેની આરામચેરપર ગોઠવાયા

તેવણે એક બે મીનીટ ચુચી આખ્યો કરીને તે અણુજાણ્યા 'પીઝીટર'નુ ગોરૂ ધટમારૂ—પણુ લગાર ગભીર અને ગોકાતુર મ્હોડુ જોયા કરયુ પહેલેજ ઝટકે તે કોઈ પાચ પેસે સુખી, આબરૂદાર અને સભ્યતા વાળો ગ્રહસ્થ આદમી તેવણુને લાગ્યો તેના દીલમા કાળો કોટીંગનો નવો સુટ હતો—પગમા વીલાયતી નવા બ્રાઉન બુટ હતા અને માથે એક કાળી મોગલ કેપ હતી ત્રીમ કરેલી પોઇન્ટેડ કાળી દાહાડી અને મુખ્બાળો તેનો સોહવામણો ચેહરોજ કહી આપતો હતો કે આ જગ્યાસ્તી કાન ખાનદાની અને સારી તરબીયત પામેલો સખ્સ હતો

"આપ સાહેબના બગલાના ઓટલાપર આજે ચાક પુરલા છે-ને બારણાઓ ઉપર તોરણો છે—થી હુ ધારૂછ કે આજ રોજે કાઈ સબકતો

રૂડો દીવસ છે,' તે પારસીએ સહજ ગમગીન વીમા અવાજે ન્યુ–"જો આપ મેહરબાની વાળો નહીં હોય તો મને કહેશો કે મારૂ અનુમાન ખરૂ છે ?"

ધનજીશાહે વળી પાછુ એમકી નજરે આ જરથોસ્તી તરફ જોયુ આવી રીતે તેવણના ઘરખટલાની ખબર અંતર પુછનો આ વળી કોઇ ખુદાનો લાલ કોણ નીકળી આવ્યો હતો ? તેવણ સેહજ મુછમા હસ્યા—

"તમે જાણવા માગોછ તો મને કહેવાની હરકત નથી આજે મારી સાલગ્રેહ છે—"

આપણો મીત્ર પેલો મળવા આવનાર પારસી—ગોદરેજ જમાવાળો—ઉઠી ઉભો થયો અને ધનજીશાહ શેઠ સાથ હસ્તે મ્હોટું શેકહેન્ડ કરી

"સાન મુબારક, શેઠ !" તે બોલ્યો 'જીવતા રહો અને એવા સુખી દીવસો ઘણા ઘણા જુઓ ખુદાના રાહગીના ... કે આજના બખતાવર દીવસે હુ આવી લાગોછ'

"તમારી દુવાઓ માટે ઉપકાર થયો—પણ મેહરબાની કરી હવે તમે શુ કામ આવ્યાછ તે કહેશો ?"

'હુ તમારો ઝાઝો વખત રોકશ નહી, સાહેબ," ગોદરેજ નરમાશથી બોલ્યો, "પણ હુ એક એવા ગભીર ખાનગી અને જીવ સટોસટ અગ તના કામમા તમારી મદદ માગવા આયોછ કે જેમા એક કાજગર નીર દોશ આદમીનો જીવ બચવાનો કે જીવ જવાનો સવાલ છે મહેરબાની કરી મને ફકત દસજ મીનીટ સ્પેર કરશો ?"

ધનજીશાહ બહમનબેહરામે વળી પોતાના બે ડોળા અચરતીથી ઉંઘાડયા અને આ વીચીત્ર મુલાકાત કરનાર ગમ ટીકવા માંડયુ એક તો દ્રોઇગ રૂમમા સાહાતાબ આગળ પાછા જવા માટે તેવણનો જીવ ટપુ–ટપુ થતો હતો, તેમા આ અણજાણ્યા આદમીએ આમ 'કાજગરા જીવ ઉડી જવા"ની એલાર પેલાર વાત કાહડીને ત્યા ખુટોદા ટીને બેસવાની તૈયારી કરવા માંડી એટલે તેવણનુ સેહજ પાકી આવ્યુ છતા તે ગભીર ટેકવાળો, અચ્છા પોશાકવાળો અને દેખાઇતો ગ્રહસ્થાઇભર્યો વીઝીટર કાંઈ એવો નહી

હતો કે તેને ઝઝેરીને એકદમ કાહડી મેળી શકાય

"ભાઈ, બધી વાત રેહવા દેઓ ને પહેલે મને સાફ સાફ કહી દેઓ કે તમે કોણ છેઓ ? આજે મારે તાહ—છે તે—કોઇ પરોણા આવેલા છે, ને તેવણુ ડ્રોઇંગ રૂમમા ખોટી થાયછ મને આજે ઝાઝી ફુરસદ નથી માટે તમારૂ શુ કામ છે તે ઝટપટ જણાવી દેવો તમારૂ નામ શુ બા ?"

"મારૂ નામ મી૦ જસાવાળા છેજી તમુને રોકવા માટે માફ માગુછ—પણ આજના મગનવતા દીવસે જો તમો સાહેબ જરાક ધીરજથી મારી વાત નહી સાભળશો તો એક બીનગુનાહ આદમીને નાહક માયા જવા દેવાનો જબુન જુમ્મો તમે તમારે માથે ખેચી લેગો '

"અરે પણ તમે ટુકુ કરોની તો ! તમારૂ શુ કામ છે—જલદી બોલોની !"

'હુ બોલુછ, સાહેબ—જરા ધીરા પડો ખુદાને ખાતર ફક્ત પાચ મીનીટ સબર રાખો પહેલા, સાહેબ, મને કબુલાત આપો કે આજના ભલા રૂડા દીવસે તમે એક નીર્દોષ જવાન જીવને બચાવગો

"શુ તમુને પઇસાની કઈ મદદ જોઇયેછ ?"

"જરાબી નહી—સાહેબ હુ એક દોહડચુબી તમારી પાસ માગવા આયા નથી મને ફક્ત તમારી મુબારક માલસ્રેહને લાડ તમારી દયા—તમારી દીલસોજી જોઇયેછ"

ધનજીશાહે હવે ખરે મને ફફડીને મહોડુ મચકાવ્યુ

"સાર સાહેબ—તમેબી દાઢમા રાખીને ગોલગોલ શુ બાલ્યા કરો જો ! બોલી દેઓની—શુ, કોણને વાસ્તે દયા માગો ? શુ સાર નામીચા ભત્રાજા તરફથી આયાછ કે ?"

'નહી—સાહેબ—એક બીજા કમનસીબ તમારા હમદીન જરથોસ્તી જવાનની તરફથી બસ મને વચન આપો કે તમારી જો ખાત્રી થાય કે તે નીર્દોષ છે—અને સજોગનો ભોગ થઈ પડલા બીચારો તદ્દન બીન ફોકટ માર્યો જાયછ—તો તેને બચાવવામા તમે અમુને મદદ આપશો"

ધનજીશાહે ડોકુ ધુણાવ્યુ—

"તમે કાહરના ખાલી બેઝા દ બણ કરોક! સઘી બાબત સાભળવા વગર હુ કઇબી વચન આપતો નથી અલબત કોઇબી મારા કામમા આજે મારેથી બની શકતી મદદ આપવાને હુ ખુની થવશ પણ પહેલા મારે જાણવુ જોઇએ કે તમે કાણને વાસ્તે ને કેવી રીતે મારી મદદ માગોછ ' શુ 'કે મી૰ જમાવાળા—મહેરબાની કરી હવે બોલી દેઓ, મને ખબત થાયછ તમે કોણને બચાવવા માગો?'"

"તમારા પ્રાઇવટ સેક્રેટરી—મબારક મીરઝા બેગને"

કડાક દેતા કે અચબુચ ધનજીશાહ પોતાની ખુરસીપરથી ઉઠી ઉભા થયા

'મુબારકને?'

"જી હા મુબારકને-ઉરફે જહાગીર મેહરહોમજીને!" ઘણાજ હળવે અવાજે ગોદરેજે કહ્યુ

ધનજીશાહ જેટલી ઝડપથી ઉઠયા હતા તેટલીજ ઝડપથી પાછા ખુરસીપર બેસા નાટકમા નમ દર પળે એકદમ વધ્યો જતો હતો!

"ઉરફે જહાગીર મહેરહોમજી!"—એટલે ' તેવણે અકળાઇને પુછ્યુ

'અકળાગો નહી ધનજીશાહ ગેર આપણી વાત ઘણીજ ગભીર અને ખાનગી છે' ગોદરેજે પોતાની ખુરસી તેવણની લગોલગ તાણીને તેવણના દીલપર વાકુ વળી અતીશય ધીમેથી ચલાવ્યુ 'હુ જાણુછ કે જહાગીર બીચારાપર તમારી પુરાકળ માયા અને મેહરબાની છે પોતાના કાગજોમા એ પોતીકી મામાની છોકરી મીસ દીનુ વકીલપર હમેશ તમારી જાબજ તારીફ તમારા વહાલભર્યો ટ્રીટમેટ' સારૂ લખતો આયોછ ગેર—એ કમનસીબ છોકરો મુસલમાન નથી એ તમારા ને મારા જેવો એક જરથોસ્તી છે સીકદ્રાબાદના જાણીતા નવાબ રૂસ્તમજગ બાહાદુર—જેવણનુ ખુન ગયે મહીને થયુ—તેવણની બેહનનો એ દીકરો થાયછ એજ બીચારો નસીબનો ફુટેલો જહાગીર મેહરહોમજી છે કે જેની ઉપર ખુન કરવાનો આરોપ મેલાયોછ, ને જે આજે નાહસ્તો ભાગતો

અહી તમારા છાપરા તળે હાલ રહેલા છે હવ એને મારવા કે જીવાડવા તમારા હાથમા છે, ધનજીશાહ સાહેબ !"

અત્યત ઠ્માયલા પણ મકકમ સ્થીર માટે ગોદરેજ આટલુ બોલી ગયો ધનજીશાહ તો એક મેસ્મેરાઇઝડ થયલા પુતલા મીસાલ મ્હો ઉઘા ડીને એક ચીતે પોતાના વીઝીટરનો ચેહરો ચીતારતા થભ બમીજ રહ્યા આખરે એ ત્રણ મીનીટની ચુપકીદી પછી તેવણના ગળામાથી ખાખરો અવાજ નીકળ્યો—

"મારો મુબારક—એક પારસી—એક ખુની—જહાગીર મેહરહોમજી ! એ શુ તમે બોલોછ ?"

ઉત્તરમા કાઇબી કહેવા વગર ગોદરેજે પોતાના ડગલાના અદરના ખીસામાથી એક નાનુ કાળી બારડરવાળુ પરબીડુ કાહડયુ—અને ધનજી-શાહના હાથમા મેલ્યુ તે એક લેડીઝ એનવીલપ હતુ અને તે ઉપર D R \ નો મોનોગ્રામ હતો ધનજીશાહે સેહજ ધ્રુજતે હાથે તે ખોલ્યુ અને ફાટે ફાટે ડોળે વાચ્યુ —

"મની મઝીલ—સીકદરાબાદ—

તા૦ ૧૨ મી એપ્રીલ ૧૯૦૬

મેહરબાન શેઠજી ખા૦ બા૦ ધનજીશાહ બહેમન બેહરામ જોગ,

સાહેબ—મારા માસીના દીકરા મી૦ જસાવાળા આ ચીઠ્ઠી તમુને હાથો હાથ પુગાડશે એવણ તમો રોકને બધી હકીકત તમારા પ્રાઇવેટ સેક્રેટરી મુબારક બાબે કહેશે એ બીચારા કમનસીબ છોકરા પર રહેમ કરજો—અને ખુદા તમુને તેનો બદલો વાળી આપશે એ મુબારક—જે ખરેખર જહાગીર મહેરહોમજી છે—તે તદ્દન બીનગુનાહ મારયો જાયછ એવી મારી મોએ મો ટકા પક્કી ખાત્રી છે, ને મી૦ જસાવાળા તમુને બધી વાત માડીને કહેશે તે પરથી તમો સાહેબની બી ખાત્રી થશે કે એ નીરદોશ છે મારા પોતાના બાવાજીનુ—એ જહાગીરના મામાજીનુ ખુન કરવાનો ટોપલો એની પર એની પોતાની કમસમજથીજ ધોળવામા આવ્યોછ પણ ખુદાના નામથી—દયાના

નામથી—નીગ્રોપણાના નામથી હુ તમુને કરગરીને અરજ કરૂછ કે એનીપર તમે બી સખત થશો નહી હુ વધારે લખી શકતી નથી પરવરદેગાર એ બીચારા જહાગીરને સહાય થાઓ ! તમો નેકનામ ગ્રહસ્થ સાથ આવી રીતે હુ બીજીવાર જે છુટ લઉ છુ તે માટે ઓજરખ્વાહીથી માફી ચાહુ છુ—પણ ખુદા માગે સાહેદ છે કે એક માસ્ચા, ભલા, નીરદોશ જીવને બચાવવા ખાતરજ હુ તેમ કરૂછ

લી૦ દુવાગીર બહેન,

**હીનુ રૂસ્તમજગ વકીલ**

ખાનબહાદુર આ રુકો પણ અદભુત જુસ્સાદાર રુકો વાચ્યો અને પછી જોરમા પોતાનો હોઠ કરડયો

"બાઈ જેવ ! આય હુ શુ સાભળુછ ! મુબારક—મારો મુબારક જહાગીર મહેરહોમજી છે ! બીચારા પર આય શુ આફત પુઅર બોય ! શુ કરૂ—મને કઈ સમજ નથી પડતી !"

બીચારા ધનજીશાહ પોતાના માનીતા અને લાડકા નવા પ્રાઈવેટ સેકરેટરીના કરમની આ સ્વપને નહી વકી રાખેની કહાણી સાભળતા બીલકુલ દબાઈજ ગયા હતા અત્યાર સુધીનો તેવણનો ખુશીભર્યો ચહેરો ઉદાસ બનીને અજબ રીતે જર્દ મારી ગયો મુબારક—તે નમાનો, સોહવામણો, મહેનતુ, લાયકીવાળો છોકરો—તેવણને એટલી વારમા એટલો તો વહાલો થઈ પડયો હતો, તેવણના દીલમા એટલો વસી ગયલો હતો, હતો, કે તે ગરીબ નવજવાન પર આટલી હદ સુધીનુ વાદલ તુટી પડેલુ છે એમ જાણતાજ તેવણ બહુજ રજીદા બની ગયા

ગોદરેજ જસાવાળાએ આ બુઝોર્ગ શેઠની અદરખાનેની મુઝવણ જોઈ લીધી તેણે હળવથી ધીરજથી જેમ બને તેમ રુકામા પહેલેથી છેલ્લે સુધી જહાગીર બાપડા પર તુટેલો ગજબ ધનજીશાહને માડીને કહી સમજાવ્યો કારજરી માટે તેની પર નાહેક કલક કેમ આવી પડયો— અને ત્યાર બાદ શુ સજોગો વચ્ચે રૂસ્તમજગનુ ખુન થયુ, કેવી રીતે

બધો ટોપલો જહાંગીર પરજ આવી પડયો, અને કેવી હીકમતથી અને કોણુની મદદથી તે નીઝામી પોલીસની ચુગાલમાથી તુરત વેળા છટકવા પામ્યો—તે બધુ ગોદરેજે અદબ વાળીને મુગે મ્હોડે સાભળ્યા કરતા ખાનબહાદુરના ભભરાયલા કાનોમા કહી સભળાવ્યુ

"મહેરબાન ધનજીશાહ!" છેવટે ગોદરેજ અતીશય મીન્નતજારીથી બોલ્યો, "એ બીચારા પોરીયાનુ નસીબ એક ડગલુ આગળ ને આગળજ છે! તમારી પનાહ તળે એ પારીસ છટકી જવાની અણી ઉપર હતો તેટલા કોણુ જાણે શુ ચોઘડીયે કોઇને એના છુપાવાની જગ્યાની ખબર પડી છે, ને જે ઘડી જાયછ તેમા નીઝામ સરકારના સત્તાવાળાઓ "એક્ષત્રાડીશન" થી એને સારૂ વારટ લય આવશે એવી વકી છે દીનુને નામે એને કોઇએ જુઠ્ઠો તાર મોકલ્યોછ—એટલ એના અહી છુપાવાની બીના બીજા કોઈ બાહેરના ધણીને ચોકકસ માલમ છે કેમજે દીનુએ તાર મોકલ્યોજ નથી પોતાના વાહલા પીત્રાઇને ખાતર દીનુએ એક વાર એજ જહાંગીરને ખોટુ ભલામણ પત્ર આપી તમારી આગળ મોકલ્યો–ને તેને તમે માન આપી એ છોકરાને તુરત તમારે તાહ આશરા આપ્યો એવી તમારી સાથ ચાલ ચલાવી તેથી મારી માગીની દીકરી તમારી પાસ માફી ચાહેછ–પણુ એટલુજ હવે કરગરીને માગેછ કે તમે જેમ પહલીવાર આય હીણુભાગ્ય જવાન સખશને માથે વાસ થયા તેમ આય બીજી વારબી–છેલ્લી વાર—તેની તરફ દયા બતાવો ને તેને તેના નસીબપર છેડો"

બે ત્રણુ મીનીટ ધનજીશાહે ઉડા વીચારમા બારીની બાહર જોયા કયુ પછી તેવણુ આસ્તેથી બોલ્યા—

"મારૂ મગજ હમણા ગુચવાઇ ગીયુછ બરી વાત કહુ તો એ છોકરાને વાસ્તેની આય બધી વાત તમારે મોહડેથી સાભળી મારો જીવ એટલો ઉચટ થઈ ગીયોછ કે મને હમણા કઇ સુજતુબી નથી એ દુકતો હમણા હમણા મને એટલો ગમેછ—એટલો મને ઉપયોગી થઇ પડેલો છે–કે શુ કેહુ! એ ગરીબ દુકનો ખુન કરે એ હુ મરી જતાબી માનુ નહી એ તેવી બનાવટનો છોકરો છેજ નહીં રસ્તામા ચાલતી એક

ફીદીનેબી ઉંચકીને બાજુએ મેલી દે એવા એ ગરીબ ને દયાનુ છે પણ—પણ—મી૦ જસાવાળા, જરા મને બરાબર સમજાવો તમે શુ એમ કેહવા માગોછ કે હજુરબી બન એને મારા ઘેરમા હુ સતાડી રાખુ ને મારી સાથે ૨૮ મીએ યુરોપ લઇ જાઉ —"

'નહી સાહેબ! તેમ બનવુ હવે માહલ છે અમારૂ એટલુજ માગવુ છે કે એ નસીબના ફુટેલા પોરીયાને હવે અહીંથી રૂખસદ આપો—એને એનુ હવે ફોડી લેવા દેઓ!"

ધનજીશાહે ભવાનો ચીટ્યો ચઢાવ્યો

"એક ગમથી તમે બોલોછ કે એને બચાવી લેવા—એની ગમ દયા બતાવો ને બીજી ગમથી એમબી તમે બોલોછ કે એને અહીંથી રૂખસદ આપો! તમે શુ કેહવા માગોછ?"

"તમે સમજ્યા નહી! એ જહાગીર અહીં વધુ વાર રેહ તેમા હવે જોખમ છે નક્કી આજ કાલમા એની ભાળ કાહડતા પોલીસ સત્તાવાળાઓ આવી પુગશે તમારી સાથ એ સ્ટીમર પર ચઢવા જાય તો તેજ ઘડીએ એના હાથપર બેડીઓ ટોકાય અમે જે અરજ કરયેછ તે એટલીજ કે તમે એને અહીંથી તુરત હવે જતો રહેવા દો—સત્તાવાળાઓના હાથમા એ બીચારાને ફસાવી દેઓ નહીં'

ધનજીશાહે નાખુશીથી પાછુ માથુ ધુણાવ્યુ—

"તમે શુ એમ ધારોછ કે આગળ રહીને હુ એ મારા માનીતા પોરીયાનુ પાખરૂ પોલીસના હાથમા આપશ?"

"નહી મુરબ્બી! અમારી ખાત્રી ઉતી તેથીજ તો આટલો જોખમ ખેચી તમુને સધી વાતથી અમે વાકેફ કીધા ને તમારી મદદ માગી અમે ચાહતે તો તમુને જણાવ્યા વગર એને આજે અહીંથી ખીસાડી નાખી શકતે પણ અમુને પકી આશાજ હતી કે તમે એની આફતના વખતમા એની બાજુએ ઉભા રહેશો અમારી આશામા અમે ચુકયા નથી—જીવતા રેહો!"

"મુબારક—એ જાગીર—ને ખાતર હુ કઇબી કરશ, પણ—પણ—

મી જસાવાળા, મને જે દગદગો લાગે છે તે એજ કે એ ગુનેહગારને જાણી બુજીને નહમાડવાના કામમા મે સામીલગીરી આપી તે—

"એ ગુનેહગાર છે એમ પહેલા તો તમે માનતા નથી ને પછી એ મુબારક અહીંથી પોતાની મેજે ચાલી જાય તો તેમા તમે શુ કરી શકો? પોલીસને તમો કહી શકશો કે અચપુચ તમારા મુસલમાન પ્રાઈવેટ સેક્રેટરી મુબારકે જતો રેહવા માગયુ તો તમે તેને અટકાવી કેમ શકો?"

ધનજીશાહના ગમગીન મ્હોપર હવે જરાક ઉલટનો છાપ બેઠો—

"તમે એમ કહેવા માગોછ કે મારે પોલીસને જણાવવાની જરૂર નથી કે મુબારક તે જહાગીર મેહરહોમજી છે એમ મને ખબર હતી?"

'હા સાહેબ—એક જુવાન નીરદોશ જીવને તદન વગર કારણનો ઉડી જતા બચાવવા ખાતર એટલુ તમો કરશો તો અમે બધા તમારા જાવેદાનના ઉપકારી થઈશુ'

ધનજીશાહ હવ વરરર કરતા કે ઉઠી ઉભા થયા ગોહરજખી ઉઠ્યો તેણે જોયુ કે શેઠનો ચેહરો ખુલી ગયલા હતા

"ઠીક છે! આપરે તેમ કરવુ! એ છોકરાથી છુટ્ટુ પડતા મારા જીવપર આવશે—પણ એને બચાવવો તો જોઈયે મી૰ જસાવાળા, તમારી એટલી બધી ડાહ્યુદીની જરૂર નથી એ—એ જહાગીરને મારા દીકરા સમાન આટલા દહાડા મારા પામામા મે રાખ્યો'તો, પણ હવે એને બેનાશક અહીંથી લઈ જાઓ આજે સારે મપનમે દહાડ મારા હાથે એ જીવ—એક વાહલો જીવ—ઉગરેછ તે જાણી મને મોટો મતાપ થાય છે તમે એને અહીંથી ડાહરે લઈ જાઓ."

"હમણાજ સાહેબ—અબઘડી!"

"હમણાજ' ડાહ લઈ જવા માગોછ?"

"તે કંઈ નક્કી નથી—પણ આગે જગાએ એક કલાક્થી એ વધુ રેહ તેમા જોખમ છે'

"વારૂ પણ જરા એને અહી હમણા જમી લેવા તો દેશો કેની?"

"નહી, સાહેબ—જેટલી નીકળી જવામા એ ઢીલ કરશે તેટલી એની

દીકર જગે અમુને અહીંથી હમણાજ ગટકી જવા દેવો પછી અમે કેઠેઓ ખુદ બાયડ બાઈ લેઇશુ”

“વારૂ–તાહરે હુ એના ઓરડારા જઇને કેહુછ તમે એને એકદમ પેહલા મળશો તો એ ગભરાઈ જશે એને વારવાર હારટ–ક્રેમ્પ આવવાની કેહજે ટેવ છે તેથી હુ જરા આગતથી એને તમારા આવવાની ખબર કેડી સઘુ ધીરજથી સમજાવી ડ્રોઇગરૂમમા લાઉછ અને મી૦ જમાવાળા, તેટલા જરા તમે ‘હોલમા’ બેસરો ? મને દસ પદર મીનીટ લાગશે આવો–તાહ હુ મારી માહતાબ સાથ તમુને ઇનત્રાડયુમ કરાઉ ?—’

“માહતાબ !”

“હા–એક મુસલમાન યગ લેડીને મે મારા આશરામા લીધીછ ઘણીજ ભલી ને સતની છોકરી છે બીચારી મારી માહતાબ સાથ મુસા ફરના જતા રહવાની બધી વાત સાભળને તાહર કેવી દલગીર થશે ! એ બે જણા વચ્ચે એટલી દ્રઢ મુહતમાજ એની દોસ્તી સધાયલી કે—શુ છે મી૦ જમાવાળા ? એમ સુહના સાવધ થઇને મારી ગમ ડોળા ફાડી જોયા કાય કરોછ ?”

“જી–તમે કોઈ ત્રીજા પારકા માણસને સી બધી આપણી વાત કેહવા માગોછ ?”

“એ માહતાબ કઈ પારકુ માણસ નથી એ બે જણા ભાઈ બેહન સમાન છે માહતાબને તમે ઓળખતા નથી–કેવી દીલસોજ ને લાગણી વાળી ભલી છોકરી છે તે તમે એને મળશો તારેજ જાણશો ચાલો–આવો–હુ તમુને ઓળખાણ કરાઉ હમણા એ હોલમા બેઠેલી છે ’

દીગમુઢ બનેલા ગોદરેજને હજી તો કાઈ ગળામાથી અવાજ કહાડ વાનો વખત મળે તે અગાઉ ધનજીશાહ શેઠ તેનો હાથ ઝાલ્યો અને ઝપા ટામા તેને ડ્રોઇગ રૂમમા તાણી ગયા ‘માહતાબ’ નામનો શબ્દ કાને પડતા ગોદરેજ એટલો તો ગુગળાઈ ગયલો હતો કે પ્રથમ તો ધનજીશાહ બહમન બહેરામ કઈ “મુસલમાની છોકરી” બાબે બોલતા હશે તે વીચાર કરવા જેટલુબી તેનામા ભાન રહ્યુ હતુ નહી તે તો ગાફેલ જેવો ધનજીશાહનુ

કાડુ ભોપતો એક બોકરાની માફક ડ્રોઇંગ રૂમમા તેવણ માથ ગયો–અને—

"માહતાબ !!–માઈ ગોડ !!" તેણે ત્યા હીરા મોતીમા મજ થઇને બેઠેલી જવાન અમળા પર નજર પડતાજ એક મોટી બુમ પાડી !

માહતાબ બી ઝબ કરતી ઉઠી—તેણીના ગોરા ગાલો પર એકાએક લોહી ધાઇ આવ્યુ હતુ

"ગોદરેજજી શેઠ !!"

ધનજીશાહ તો આ બે જણાના આવા નાટક જોઈ બે વડી ડગજ થઈ ગયા તેવણ ઘડીકમા ગોદરેજને અને ઘડીકમા માહાતાબને ગુચવણ ભરી આખે ટીકવા પડયા

"મને કઈ મમજ પાડશો ‘ તમે બે જણા એકમેકને ઓળખોછ ‘ માહતાબ, આય—આય જેનટલમેનને તુ ઓળખેછ ‘"

માહતાબ ધબ કરતી બેસી ગઈ—

"હા જી, એવણ–એવણ પેલાજ શેઠ છે–ગોદરેજી જમાવાળા–જેવણ માહીમથી ગુમ થઈ ગીયા હતા–ને જેવણનુ ખુન થયલુ આપણે સઉ આજ સુધી મમજતા હતા"

× × ×

પાચ મીનીટના વધુ ખુલાશા પછી ધનજીશાહ ગોદરેજને માહતાબ સાથ વાત કરતો છોડી પોતાના પ્રાઇવટ સેક્રેટરીના ઓરડા ભણી ગયા બારણુ અદરથી બધ હતુ એટલે તેવણે તે ઠોક્યુ અને બીજી પળે તે ઉઘડતા માહે તેવણ મરબોગ પેઠા

"વેલ, માઈ ડીયર બોય, અદર કાહરનો ગોધાઈ રેહીને શુ કરેછ ‘"

શેઠને કોઇ દહાડે નહી ને આજે પોતાના પ્રાઇવેટ રૂમમા એકદમ ચાલી આવેલા જોઇ મુબારક જરા અજબ થયો––પણ તોબી હમીને તેણે કહ્યુ—

"હુ જાણુ કે ટીફીનને હજુ ટાઇમ હોસેજી—જરાક આય ચોપડી ઘણી ઇનટરેમટીંગ છે તે પુરી કરતો’તો—"

ખાનબાહદુરે તે ઇગ્રેજી ચોપડી ઉપાડી તેના કવરપરનુ નામ વાચ્યુ–

"Map of Life'—વાહ ! હું તો જાણું કે તું અવરતા લઇને કંઇ યસ્ત ભણતો હોશે !"

એક નાનો આચકો ખાઇને મુબારક ખડો થઇ ઉભો. ગુચવાઇને લગાર બીહધેલ ચહેરે તે પોતાના મુરબ્બી શેઠ ગમ જોવા પડયો

ધનજીશાહ અલબત માયાથી સ્હેજ હસ્યા અને તેની આગળ જઈ તેના ખરડાની આસપાસ પોતાનો હાથ વીટાળ્યો અને અતીશય પ્રીતીથી તેને કોટી કરી—

'તુને શું હજુર મારી પર વીશ્વાશ નથી, જહાગીર દીકરા ?" તેવણે બહુજ વાહલથી બહુજ ધીમેથી પુછયું

એ પણ વધુ—અને હોઠ વચ્ચેથી એક ગુગળાટ ભરી બુમ પાડી તે અભાગ્યો છોકરો પોતાના માનવંત મહેરબાન શેઠના હાથમાં સાવ બેહોશ તુટી પડયો

× × ×

વચમાં એક કલાક સપાટામાં નીકળી ગયો

તે બપોરે ટીફીનપર ધનજીશાહ અને માહતાબ બે જણાજ હતા ગોદરેજ સાથ જહાગીર તો કયારનો બગલો છોડી ગયલો હતો ધનજીશા હનો જીવ બેતાબ મારી ગયલો હતો માહતાબબી આ બનાવથી ડઘાઈ વધાઈ જેવી થઇ ગઇ હતી તેમાં ખાસ કરીને નહી ધારેલો પેલો ખુબશુરત પારસી શેઠ ગોદરેજી ભુતની માફક પાછો આજે ફુટી નીકળ્યો તેથી તેણી લગાર બીહ ગઈ હતી

કાંઇ ચુપચાપ વચે ખાણું પુરૂં થયું બંનેના જીગર પર હમણાં જબરો ભાર હતો ધનજીશાહે માહતાબને વાત કરાવવાને તથા ખુશાલ બનાવવાને બહુ તજવીજ કરી —

'માહતાબ—ચાલ, હવે એનો એ વીચાર ના કરયા કર ચીયર અપ, માઇ ગર્લ ! આજના બનાવ પછી મારો વીચાર હવે સેવટનો નકકી થઈ ગીયોછ હું મારી પાસીજ કેનસલ કરાઉછ માહતાબ ડીયર—મારા સુબા-

૨ક વગર એખલો હવે હુ યુરોપ જાઉ એ બનવાજોગ નથી !"

સાંજે ચાર વાગતાને સુમારે ધનજીશાહ પોતે માહતાબને વાદરે કેનવેટમા પોહચાડી આવ્યા ત્યાથી પાછુ ફરતા તેવણે ગ્રાટરોડ કોરન-રપરના "કોસમોપોલીટન હોટલ" આગલ મોટર થોભાવી અને તેના માલીક મુસ ઉસમાનજીને જરા મળવા માગ્યુ

તેવણુને ભારે ખીજવાટ વચ્ચે કહેવામા આવ્યુ કે "હોટલ"ને તો આજે બે દહાડા થયા તાળા મરાયલા હતા—અને મુસા ઉસમાનજી મીયા તો કોણુ જાણે મુબાઈ છોડીને ક્યાના ક્યા ' વટાણા વાવી " ગયલા હતા ! !

## પ્રકરણ ૩૫ મુ.

### " જેસાકુ મીલા તેસા—તેસાકુ મીલા તાઈ ! "

સહવારના સુમારે સાડા દનેક વાગતાનો અમલ હશે !

હોરનબી રોડ ઉપરના પોતાના કનસલટીગ રૂમમા ડા૦ બમનશાહ દુબાશ પોતાની આમ-ચેર ઉપર અરડાઇ પડી ને "ધી બ્રીટીશ મેડીકલ જરનલ"ના પાનાઓ ઉકલાવતા હતા આજે સરજીયન સાબનો મીઝાઝ રાબેના કરતા બી થોડીક ડીગરી વધારે બરખેલાફ હતો એક તો ધધાનુ ટટ્ટુ બરાબર ચાલે નહી—તેમા એક ગમથી પેલા ઉંનુના પથ્થા એરચનો કાકો મુસલમાની પોટ્ટી પરણવાની વીર વાદલમા પડયો હતો, અને બીજી ગમથી—! બાહ !

બીજી ગમથી આજે બાર બાર દીવસ થવા છતા હેરાબાદની પેલી ઉજમારી પોલીસ પોતાના પેટ માહેલુ પાણી બી હજી હલાવતી નહી હતી !

ડાકટર સાહેબના કોઠા ઉપર હમણા બરાબર બરા કુટનો જબરદસ્ત થોબરો ચહડેલો હતો પણ તેવામા બાહેરની ઇલેક્ટ્રીક ઘટી વાગી પોતાના 'પેશન્ટો'ની સગવડ ખાતર ડા૦ બોમે આ ઇલેક્ટ્રીક બેલની ગોઠવણ રાખી હતી

"કમ ઇન !" તેવણે જરાક દમામભાજ કહ્યુ—

કનસલ્ટીંગ રૂમનુ સ્વીંગ-ડોર ઉઘાડીને એક ગરાડ જેવો ઉચો હૈદરાબાદી પુરૂપ અન્દર હળવેથી ચાલી આવ્યો-અને ડા૦ બોમને કાઇબી સલામ અકરામ કરવા વીના, કોઇનાબી કહયા વીના, સામેની એક ખુરસી ઉપર મઝેહથી ગોઠવાઈ બેઠો

બોમ એક બોલ બોલ્યો નહી—પણ બે ડોળા ઉઘાડીને આ વીચીત્ર વીઝીટર ગમ થોડીક સેકડ જોયાજ કર્યુ તે મીયા સાહેબે તો પોતાનો તપખીરીયા રેસ્મી રૂમાલ કાહડીને મ્હોડુ ખુબ તરેહથી નુછવા માડ્યુ, અને પછી માથેની હૈદરાબાદી ટોપી કાહડીને ટેબલ પર ફેકી

"હુ હેદરાબાદની પુલીસનો અમલદાર છુ—મારૂ નામ યાકુબ યુસફખાન" અને તેણે વાત શરૂ કરી "જરા આપ વીજલીનો 'ફેન' ચલાવશો-ડા૦ દુબાશ ? માસાલ્લા ! તમારા મુબાઇમા આપ શુ બફારો પડેછ !"

બોમે પખો ચાલુ કર્યો નહીં-એટલે યાકુબ સાહેબે પોતે ઉઠીને 'રેગ્યુલેટર' ફેરવી પખો દોડતો કર્યો.

ડીટેક્ટીવ યાકુબની આવી "ધેરવટ" જેવી તુદ રીતભાતથી સરજ્યન સાબનુ તમામ "કાહી" ગયુ હતુ પણ બોમ દુબાશ બદાએ પોતાનુ પાપણુબી ફડકાવ્યુ નહીં !

"કયુ, યાકુબ મીયા—કઈ તબીયત નરમ દીસેછ ?" તેણે અતે પુછ્યુ

"હુ અહી તમારા એક પેશન્ટ તરીકે આજે નથી આવ્યો, ડાકટર દુબાશ મગર તમારી ફી શુ છે તે જાણુ તો કદાચ વીચાર કરૂ !"

"મારી ફી !—વેલ, તે તો જેવો કેસ ! તમુને શુ બીમારી છે ? પગે રૂમેટીઝમ છે કે મગજે નજલો ચહડયોછ ?"

'તમે શુ ધારોછ ?"

"મને તો લાગેછ કે બેઉ દર્દોએ સામટો ગલબો કીધોછ—નહીં તો આજે આઠ દહાડાની વાત પર તમે મુબાઇમા જરૂર આવીને હાજર થતે !"

"આજે કઇ ખુબ મીઝાઝથી વાત કરોછ ડાકટર ?-શુ છે ?"

"જે મીઝાઝથી તમે અદર ચાલી આવીને મારી ઇઝીચેર પર મને

પુછ્યા વગર ક્ષાધી પડયાછ તે કરતા તો હુ વધારે નરમાશથી વાત કરૂછ, યાકુબ સાહેબ"

યાકુબ હવે ઇઝીચેરપર અત્રંગ બેઠો અને બોમ તરફ સહેજ ડોળા કકડાવી ચાવણ્યા પીસ્યા—

'રીતભાત અને વીવેકનો તમારો સ્ટાનડર્ડ શુ છે તે સમજાવવા સારૂ તમે મને તાર કરીને સીકદરાબાદ વેરથી ધસડી મગાવ્યો તે માટે મહેરબાની થઇ!" તે ધાડા અવાજે બોલ્યો

"એમા મહેરબાની શાની? નીઝામની પોલીસ પોતાની ફરજનો સ્ટાનડર્ડ કેવો ફરમાશુ રાખેછ તે ફકત હુ જોવા માગતો'તો-મીયા-ને તે તમે મને આજે બતાવી આપ્યોછ!"

વાત તો બીગડતી ચાલતી હતી સામ સામી કઠોર ચહેરે એકમેક ગમ ડોળા કકડાવીને આમ 'ભાઇબધી' (!) ની ગુફતેગો કરતા બને જણા માહેથી કોઇબી એક પોતાના હરીફથી ખાડયો જાય એમ નહીં હતુ જો કે અત્યાર લગણુ પોતાની લાગણી પર અદભુત કાબુ રાખી મેલી યાકુબે નફફરાઈ અને બેપરવાઇનો ઠડો દેખાવ જારી રાખ્યો હતો પણુ બોમ દુબાશના છેલ્લા અણુકાનો ચટકો નામવર નીઝામના મડથી ચુનદા પોલીસ ડીટેકટીવ અમલદારને દેખઇતો જબરદસ્ત લાગેલો હોવો જોઇએ— કેમજે તે હવ ખુરસીપરથી ધરર કરતો ઉઠીને ઉભો થયો

"આજ દીન લગીન મે કોઇબી સખશને નીઝામ હુઝુરની પોલીસના સારા નામ ઉપર નફરતના સુખનો નાખતા સાભળ્યો નથી, જહાપનાના એક જોખમદાર આફીસર તરીકે હુ તમુને ચેતાઉછ કે જો ફરીથી એવા નામોઝુ એશારો તમારા મ્હોડામાથી બાહેર પડશે તો તેના પરીણામો બુરા આવશે"

બોમ દુબાશે પાટલુનના ખીસામા બે હાથ ખોસ્યા અને પોતાની છાતીમા ઉભાતો ખળભળાટ સમાવી રાખવા તેણે દાતો પીસ્યા

"તમારી ચેતવણી માટે ઉપકાર થયો પણુ પ્લીઝ જાણી લેઓ કે હુ જેબી કઈ બોલુછ યા કરૂછ તેની જોખમદારી માટે હુ કદીબી બીહતો

નથી હવ મારે તમુને વધારે તકલીફ આપવી નથી, યાકુબ સાહેબ— કેમ જે હુ જોઉંછ કે આપણા બેઉ જણ વચ્ચેની ગરમી દર મીનીટે વધતી જાયછ વળી તમે ભુલી ગયલા લાગોછ કે તમે એક સાધારણ પોલીસના ડીટેક્ટીવ છેઓ—ને હુ એક ઉચી તબીબી ડીગ્રી ધરાવનારો પ્રોફેશનલ જેનટલમેન છેઉ "

યાકુબે ચીડને મારે પોતાની બેઉ મુઠી મજબુત વાળી—

"હવ એ ભાજગડ છોડો!" તે લગાર તગડાઇને ધાડા અવાજે બોલ્યો, 'પેનો શીકાર ક્યા છે તેનો પતો બતાવો ને છેડો છોડવો! વખત ખાલી બરબાદ થાય છે!"

ડા૦ બોમે પોતાના ખીસામાથી રુગરને જીવે પોતાનો સીગારેટ કેસ કહાડ્યો અને યાકુબ ગમ જોવા વગર ધીરે રહીને તેમાથી એક સીગારેટ ઉચકીને સલગાવી અને તેના બે ચાર ગોટા કહાડયા—

"નીઝામ હુઝુરની પોલીસની ઉચી આબરૂ પોતાના ખીસામા લઇને ફરતા એક નામચીન અમલદારે આવો સવાલ એક ત્રાહેત બાહેરના આસામીને પુછતા શરમાવુ જોઇયે!" તેણે કેટલે વારે ઠડે કલેજે હળવે સાદે કહયુ

યાકુબે બે ડોળા અચરતીથી ઉઘાડી એક જાતના ભયાનક દેખાવે પોતાના સોબતી ગમ જોયુ

"એટલે?—તમે કહેવા શુ માગો છો?" તેણે નેણ ચહડાવીને ખુબ મીઝાઝમા પુછ્યુ

"એજ કે મારી મદદ વગર તમે તમારા શીકારને શોધી કાહડવાને અશકત છેઓ એવો નામોઝુ એશારો કરીને હુ નીઝામ હુઝુરની પોલીસના મારા નામપર નફરતના સખુનો નાખવા માગતો નથી" બોમે સીલીગ ગમ જોઇને ધુમાડો કહાડતા ઘણાજ હલવે અવાજે જવાબ વાલ્યો!

"ડાકટર દુબાશ!"—યાકુબ હવે કાંઇક ઠડા પણ અતીશય ગભીર અવાજે બોલ્યો, "ઠઠ્ઠા મશકરી છોડી દેશો તો તમુને અને મને બેઉને ફાયદો છે જે મીનીટો તમે હમણા બરબાદ કરોછો તે કદાચ

આપણી વીરૂધ જશે હવે જરા સીધેસીધી વાત કરશો તો મહેરબાની થશે ”

બેશક ! બાદશાહી દાવની પાનાની રમતમા “ટ્રમ્પ કાડસ” યાને હોકમના પાના ડા૦ બોમના હાથમા હતા ! છુપાઈ બેઠેલા ખુનીના પત્તો બોમની મુથ્થીમા સતાઈ બેઠેલો હતો—એટલે આ બઝાઝીખોર મીયો જખ મારતો હતો ! બોમ દુબાશની મુછ ઉપર એ નીચારે એક જાતનુ ખોલ્લુ તુચ્છકારનુ હસવુ ફરી વળેલુ હતુ !

“ખુનીનો પત્તો હુ તમુને હવે આપવા સાફ ના પાડુછ—”

“તેનો સબબ ?”

“સબબ—તમારી આજની તુંદ અને અસભ્ય વર્તણુક ! તમારી બાહોશીને માટે તમારા ભેજામા સતર બાડીની ગઇ છે ને થોડીક ઓછી કરવાની જરૂર છે !”

“નોનસન્સ ! ડાકટર—તમે ભુલશો નહી આય બાબદમા નીઝામ સરકારનુ કમીશન હુ બજાઉ છુ મારૂ અગત કામ કઇ ગજાવવા અહી નથી આવ્યો ”

“બસ હુ તમુને મદદ કરવા ના પાડુછ-માયુ ના બાઓ ”

“તમે ખુનીને છટકવા દેવાના કામમા સામેલ થઓ છો ”

“હા ”

યાકુમે પાછુ જડબુ પીસ્યુ—અને પછી આસ્તેથી, બહુજ આસ્તેથી, પોતાના ખીસામા હાથ નાખી એક નાહની બ્હીસલ કહાડી તે મેહજ ફુકી.

સીસોડીનો અવાજ થતાજ એક યુરોપયન કોનસ્ટેબલ સાથે બીજા બે પારકા કોઇ ઉંચા તાડ જેવા મુસલમાનો અંદર ચાલી આવ્યા બોમ તો ભખરાઇને તેઓના કોથા ટીકવા પડયો—

યાકુબ તેઓ માહેલા એક જણ ગમ ફર્યો અને હન્તે મ્હોડે બોલ્યો—

“સાહેબ ! બચ્ચા, આખરે તુજ ખરો પડયો ! આપણા ડાકટર સાબ પેલાનો પતો આપવા ના પાડેછ ”

અડધી મીનીટ ઓરડામા ચુપચાપ થઈ ગઇ નવા દાખલ થયલા ત્રણ અણુજાણ્યા શખસો મુગા મતર પુટલાની માફક બોમને ટીકતા ઉભા હતા

ભોમે ભવા ચઢાવીને યાકુબ ગમ જોયુ તે ડીટેકટીવની મુછ ઉપર હવે સહેજ તીરસ્કારનુ હસ્તુ પકરાયુ હતુ અદબ વાળીને તે લખવાની ટેબલને અઢેલી મમ મોટા ડાળા ડા૦ બોમ ભણી કડડાબ્યો જતો હતો

"ડા૦ દુબાશ" તે હવ ધાડા પણ મકકમ ધીમા અવાજે બોલ્યો, "નવાબ રૂસ્તમજગ બહાદુરના ખુની જહાગીર મહેરહોમજીને નમાડનાર અને તેને છુપાવી રાખનાર તેના એક મળત્યા તરીક તમુને નામદાર નીઝામના હુકમથી—અને બ્રીટીશ મનાવાળાઓની પરવાનગીથી—પહરેજ કરૂ છુ"

પાછી પાચ સેકન્ડની ચુપકીદી રેવાઈ બેહદ તુચ્છકારથી બોમ તરફ એકકી ટગરે દીન્યા રગતા યાકુબ સાહેબ ડીટેકટીવના કઠોર ચહેરા પરનુ એક સ્નાયુ પણ ફડફડતુ હતુ નહી અત્યાર સુધીની સુખનસગઝીની બાજીમા હોકમનુ ચટન જે પાનુ ડા૦ બોમ દુબાસની પાસે હતુ તે જાણે એકાએક તેના આગળાઓમાથી ઉડી જઈને તેના આ હમદનબ' ના હાથમા આવી ગયુ હતુ ! પહેલી વાર જગ ભડકી ને બોમે ડાળા ઉઘાડયા—અને ચકીત થઇને યાકુબનો ચહેરા થોડીક પળ ચીતારયાજ કર્યો

"તમે મને "એરેસ્ટ" કરોછ ' અને બોમેજ તે ઓરડાની ચુપચાપ તોડી—"હુ ધારૂછ કે તમે ભુલી જતા નહી હોગો કે હુ એક બ્રીટીશ સબજેકટ છેઉ ! તમારી પાસે કઇ વોરટ જેવુ તો હોગેજ '' તેણે બેહદ તુચ્છકારભર્યા અણકાથી ઉમેરીયુ

કઇબી જવાબ દીધા વગર હસ્તુ રહીને યાકુબ સાબે પોતાના ડગલાના ગજવામાથી બે મોટા કાગળ્યા ખેચી કહાડયા

"બેશક—વારટ વગર મારેથી તમોને આગળી કેમ લગડાય ? જુવો—આ રહ્યુ જહાગીર મહેરહોમજી માટેનુ એક્ષત્રાડીશન વોરટ, અને આ રહીયુ તેને છુપાની રાખનાર આસામી ડા૦ બમનશાહ પી દુબાશને પહરેજ કરવા માટેનુ બીજુ એક્ષત્રાડીશન વોરટ ! આ વારટ બજાલાવવા માટે કાયદા મુજબ ઇનસ્પેકટર જોન્સ અમારી સાથે આજે હાજર છે"

બેઉ ડોળા ફાડીને તે કાગળના કમબખ્ત ચીઠડાઓ ગમ એક

બીધેલા કોહલાની મીસાલ બે ત્રણ મીનીટ એમને ટીક્યા કર્યું ! જરાબી શક વગર તે નીઝામ સરકારની સીલ સાખ સાથના બે વોર ટો હતા— અને બને પર બ્રીટીષ સરકારની મોહરો હતી તે બને એક્ષત્રાડીશન એકટ મુજબના વાર ટો હતા

"નીઝામ સરકારની પોલીસ કોઇબી કામ અધુરૂ કે કાચુ કરતીજ નથી," યાકુબે બહુજ ઠડે અવાજે ખુલાશો કર્યો, 'વખતે મુબાઇ આવ્યા પછી કોઈ સજોગથી જો જહાગીર મેહરહોમજીનો પત્તો મળવામા અમને તમારી તરફથી હરકત નડે તો તે માટે ચેતીને અમે આગમચથી ઇલાજ અમારી સાથે લેતાજ આવ્યા છીયે મેહરબાની કરી હવે અમારી સાથ ચાલશો ?——"

ડો૦ બોમ દુબાશે હવે પોતાના રૂમાલ વડે ધમડીને પોતીકુ મોડુ લુછ્યુ–એવુ તો ઘસડીને લુછ્યુ કે તેને ચેહરો લાલ ચોળ થઇ આવ્યો ! પાસો ઉલટાઇ ગયો હતો ! તે "હેન્ડસમ બ્લેકગાર્ડ" આખના એક ટહેલ્લામા જોઇ લીધુ કે તેના કરતા ચાર ચાસણી સરસ એક બીજો બ્લેકગાર્ડ તેની જોડે ટક્કર ઝીલતો હતો—કે જેની સાથ ઘણી હુશીયારી કરવા જતા એર બી કાટાનુ કટેમર થઇ જતુ હતુ

"અને જો હુ હમણા તમારી સાથ આવવા ના પાડુ તો ?—" તેણે હવ તાણી તોડીને સહેજ મ્હોડુ હસતુ કરી પુછ્યુ

પણ યાકુબ મીયાના મુખપરથી હવે હસ્વુ બધુ ઉડી ગયુ હતુ

"તો ઉચી તબીબી ડીગ્રી પામેલા તમારા જેવા એક પ્રોફેશનલ જેન્ટલમેનની કાડીએ પર બેડીઓ ઠોકવાની મી૦ જોન્સને ઘણીજ અણગમતી ફરજ પડશે !" તેણે ધીરેથી ઠડા પાણીના માટલા મીસાલ જવાબ વાલ્યો !

બોમ હવે ખડખડાટ મોટેથી હસી પડ્યો અલબત આધળો બી જોઇ શકે કે તે હસ્વુ તદન ગલત, જુઠુ અને તાણી તોડીને ઉભુ કરેલુ હતુ કોઇબી સુરતે ડાકટર સાહેબે હવે પોતાની બાજીની વળણ એક ઝપાટે બદલી નાખી હતી

"અરે તમારૂ ભલુ થાય તમારૂ !" ડાગી ખુશ મીજાજથી તે યાકુબના ખભાપર હાથ મેલી બોલ્યો, "તમે બી જબરા છેઓ, બા ! બાપુ જહાગીરને સતાડી રાખવાનોજ જો હુ હોતે તો શુ જખ મારવા તમુને અહીં તેડી મગાવતે? ચાલો, ચાલો—હુ તમુને તેની છુપાવાની જગ્યાએ લઈ જાઉ આપણે બે જણા ઝાહરના અમથા મગાયા કરીઅછ '

યાકુબ મીયા મુછમા વણુજ ઝીણુ હસ્યા અને હળવે રહીને પેલા બે વારટો પાછા ઘડી વાળી પોતાના ખીસામા મુકયા

'ખાલીપીલી ઝગડો તો તમે શરૂ કીધો-ડાક્ટર મે તમારી સાથ પહેલી તરછોડ ગોથી નહી—તમેજ અવ્વલથી ખાડ કરડુ થઇને છેડની શોધી" યાકુબે નરમ અવાજે કહ્યુ

'હા—જરા મારૂ પાકી ગીયુ'તુ ખરૂ ! એક તો તમે ૧૨ દહાડા વચ્ચે ગાળી કાઢયા તેથી મારાથી તમારી પોલીસની ઝડપને મારૂ ટીકા કરવા વગર રહેવાયુ નહીં તે———"

"બે વારટો માટે છેક હીંદી સરકાર પાસથી મીમલે તેરથી એક્ષત્રાડીશન પરવાનગી મેળવવા માટે ૧૨ દહાડાનો વીલમ કાઇ ઘણો નહી કહેવાય, ડાક્ટર !" સાહેબ હુશેન ફોજદારે હવે ટાપશી પુરી

"બે જુદા અને પારકા રાજો વચ્ચેના બદોબસ્તનો એ મામલો હતો—એ કઈ પાયધુનીથી કોટની પુલીસ કોટમા દોડી જઇને માજીસ્ટ્રેટ પાસ વારટ મેળવી લેવાની રમત નહી હતી—બીરાદર !" યાકુબે ઉમેરયુ

"ચાલો હવે એ વાત જવા દેઓ હુ તમુને પેલા બદમાશ હાથમા સોપી આપુ તો બસ કેની?"

"પછી બસ !"

"અચ્છુ ત્યારે ચાલો—નીચે ગાડી છે કે ભાડેની મગાઉ?"

"નહી—અમારી ટેક્ષી નીચે ખોટી છે ચાલો"

ડા૦ બોમે એક શબ્દ વધુ બોચરવા વગર પોતાનો હુકો ડગલો આગ ઉપર બોળ્યો અને હેટ સ્ટેનડ પરથી પાતાની એલવુડ માથે મુકી યાકુબ અને તેના બે સાથીઓ સાથ ચાલતી પકડી

# પ્રકરણ ૩૬ મુ.

## "ઘરડી ઘોડી-લાલ લગામ !"

નસીબાનો અવળો પાસો જ્યારે મનુષ્ય માત્રના કોઈ દાખલામા એકાએક પોતાની અડ છોડી થઇને સવળોજ પડવા મંડી જાય છે ત્યારે કીસમતની ગતી કેમ અને કયારે બદલાઈ ગઇ તે બરાબર નોંધી લેવા જેટલોબી અવકાશ પેલા માનવીને મળતો નથી !

માહતાબના સબંધમાબી તેમજ બન્યુ હતુ

તા૦ ૨૨ મી એપ્રીલનો યાદગાર દહાડો તેણીને માટેના ખરેખરા મીઠ્ઠા સુખી દીવસોની હારમાળાઓ માહેલો એક હતો તે દહાડે મહવારે એકાએક મોટા મેહરબાન શેઠ ધનજીશાહજીએ ઓચીતી સહવારના આઠ વાગતે વાદરે કોનવેન્ટ સ્કુલમા પોતાની મોટર મોકલી હતી——અને મધર સુપીરીઓરસને અરજ કરી હતી કે કાઇ ઘણીજ જરૂર તાકીદના કારણ સર માહાતાબને તે દહાડે મુબાઇ 'મોતી મીનાર'મા તેવણ આગળ મોકલવી

શેઠ ધનજીશાહનો માનીતો નોકર જીવણો માહતાબ બાઇને લેવા મોટરમા આવ્યો હતો શેઠે લખ્યુ હતુ કે માહતાબને તુરત મોકલવી— તેણીને સાંજે ચાર પાચ વાગતે તેવણ પોતે કોનવેન્ટમા પાછી પોહચાડતા જશે શેઠજીના ફરમાનને માન આપી અલબતા માહતાબ તુરત એક પગે મુબાઇ જવા તૈયાર થઇ ગઈ હતી

દસ વાગતાને સુમારે જ્યારે માહતાબ 'મોતી મીનાર'ના ડ્રોઇગ રૂમમા દાખલ થઇ ત્યારે તેણીના હરખભેર મલકાયલા મુખડા પરથી જાણે ગુલાબ ખરી પડતા હતા ! આહ—તે રોજે તેણી ખરેખર કેવી નજરને ભ્રમીત કરી મેલે એવી ખુબસુરત દીસ્તી હતી !

પણ ધનજીશાહ બહમનબેહેરામનો મુખડો આજે હમેશની માફક હસ્તો, ખુશખુશાલ, મલકાયલો હતો નહી બેશક-તેઓ માહતાબને અન્યો-

અન્ય પ્રીતીથી ભેટયા, પણ તે છોકરીએ પહેલી નજરે જોઇ લીધુ હતુ કે તેણીનો હાથ પકડીને દીવાનખાનામા લઇ જતી વેળા શેઠજીના મ્હોડાપર એક જાતની વીચીત્ર વીચારવંત ગંભીર કરચળી વ્યાપી રહેલી હતી

દ્રોઇંગ રૂમના પોચા મખમલી કોચ ઉપર તે છોકરીને પોતાની પાસે બેસાડી ધનજીશાહે થોડાવાર મુગા મતર તેણીનો નાજુક ગોરો એક હાથ પોતાના હાથમા લઇ ઉંડા અદેશામા હળાવર્યા કીધ્યા કર્યો માહતાબ તો ચકીત થઇ તેવણ ગમ પોતાના મોટા કાળા બે ડોળા ઉઘાડીને જોયા કરતી ચુપજ બેઠી

આખરે એક ઉંડો શ્વાસ ખેચી ધનજીશાહેજ પહેલી વાત કહાડી

"દીકરા-તુને મે આજે અચબુચ તેડાવી મંગાવીછ તેથી તુ અજબ થતી હોશે પણ ખરી વાત એ છે કે આજે મહવારના મને લાગ્યુ કે જો હુ હવે બધી વાતનો જે તે નીકાળ નહી લાવી નાખશ તો હુ સીક પરી જવશ"

માહતાબના હસ્તા મ્હોડા પર દલગીરી અને ઉદાસીનો કાઇ પડછાયો ફરી વળયો

"શુ છેજી?—કઇ તબીયત બરાબર નથી?"

"તબીયતને કઇ નથી પણ ખરી વાત કહુ તો પેલો મુબારક દુકતો જતો રહયોછ ત્યાર પછી મારા જીવ તરન બેતાબ મારી ગીયોછ માહતાબ એ પોરીયાના જવા પછી જાણે મારા પેરમાનુ ઉજરડ કમતી થઇ ગીયુછ કોઇબી રીતે હવે હુ એખલો પડી ગીયોછ—ને બગવો જાણે કડવા આવેછ ત્રણ ચાર દહાડાની વાત પર મારો જીવ કેવો ખુશ ખુશ ઉતો-ને હવે—હવે મારી આગળ કોઇ નથી!"

પોતાના કમાનદાર ભવા ઉંચકીને માહતાબે પોતાના શેઠના ચેહરા ગમ જોયુ ધનજીશાહે આ ઘડીએ એક જાતના ઓચીતા જોશથી તેણીનો હાથ પોતાના હાથમા ઝાલી લીધો—

"તુ મારી ગમ એવા સ્વીટ ડોળા કહાડીને ના જો-ના જો, છોકરી!" તેવણ કાઇક અસાધારણ જુસ્સાથી હવે કળવાઇને બોલી પડ્યા. "તુ એમ

મારી તરફ તારા જાદુઇ ડોળા ઉચાડીને જોયછ તાહરે મારા દીલમા કઇ નહી સમજ પડે તેવુ થાયછ!"

માહતાબે શરમાઇને પાછુ ડોકુ નીચુ કીધુ તેણીના ગુલાબી ગાલો પર ખુલ્લે ખુલ્લો રગ ધાઇ આવ્યો હતો

"માહતાબ—બસ, હવે મારેથી વધારે વાર મુગુ નથી રહેવાતુ મારી વાહલી છોકરી—જો-મારી ગમ જો! હુ જે આજે તુને વાત કહેવા માગુ છ તે ઘણીજ ધીરજથી ઘણીજ સભાળથી સાભળ ને પછી મને તારા દીલની સાચ્ચે સાચ્ચી લાગણી પ્રમાણે ખરેખરોજ જવાબ દેજે જરાબી આનાકાની ના કરતી-મને ખરોજ તારો જવાબ હીમતથી કેહી દેતા જરાબી શરમાતી કે બીહતી ના મને લાગેછ કે હવે જે તે લટકો ફટકો થઈ જવો જોઇયે"

આમ બહુજ ઉડી લાગણીથી બોલી ધનજીશાહ માહતાબની જગા વધારે નજદીક આવ્યા તેવણુની છાતી હમણા કોઇ વીચીત્ર જુસ્સાથી ઉપસાતી હતી

અડધી મીનીટ ઓરડામા ચુપકીદી ફેલાઈ

"માહતાબ--મને કેહ તુ હમણા કોનવેન્ટમા સુખી છે ?"

"ઘણીજ--ઘણીજ સુખી છેઉજી ખરૂ કેહુ છ--હુ તમારી ખરેખરી દીકરી હોતે તોબી તમે મારે વાસ્તે એના કરતા વધારે સુખનુ ઠેકાણુ સોધી કહાડી શકતે નહીં"

"હવે મહોનામા લઇને વગોવ્યા કરવામા સાર નથી માહતાબ-- મને ખરૂ કેહ તુને જો આય કોનવેન્ટ છોડી દેવાની ફરજ પડે તો તુ દલગીર થાય કે ?"

જવાબ દેવાને બદલે લગાર ગભરાઇને દલગીર જેવે ચહેરે માહતાબ તો ધનજીશાહનુ ડોકુ ટીકવા પડી

"નહી--ગભરા ના માહતાબ--મારો વીચાર તુને પાછી રસ્તે મેરીએ રખડતી મુકી દેવાના નથી ઘણીજ ઘણીજ આનાકાની પછી—અત્યત લાબા ઉડા વીચાર પછી—જ્યારે મારેથી નથીજ થોભાયુ ત્યારેજ—હુ

તુને હવે મારા દીલનો વીચાર કેહુછ મારી વાહલી છોકરી--ખુદાના કમસ ખાઇને કેહુછ કે હુ તારી પર જરા બી દબાણ કરવા ઇચ્છતો નથી—સહેજ બી તારી હમણાની ઓશીયાલી હાલતનો લાભ લેવા માગતો નથી બેલાશક તારી પુરેપુરી ખુશી અને મરજીનો મને જવાબ દેજે હુ તારા ગમે તેવા બી જવબથી મનમા જરા પણ ઓછુ લાવશ નહીં બોલ માહતાબ—મારા દીલમા જે છે તે હુ બોલુ કે? તારી રજા છે કે?"

ગરીબ બીચારૂ તે નીરદોશ નાજુક બાળક! મોટા ધનજીશાહ શેઠ આજે જે અદભુત નવીજ પ્રકારની વરતણુક પહેલે વરથી દેખાડતા હતા તેથી તેણી ખચીત ગુચવઈ ગઇ હતી-પણ આ છેલ્લા તેવણના પેચવણ નહી ધારેલા સુખુનો સુનતા તેણી તો ખરેખરજ ગભરાઇ ગઈ ઓ-ધનજી શાહશેઠ તેણી સરખી નીરાધાર બીચારી એકલવાઇ છોકરીને શુ કેહવા માગતા હતા? તેણી તો નીચી મુડીએ એક પુટલાની મીસાલ થભ થઇ ને મુગી મતર બેસીજ રહી

"તુ બોલતી નથી-માહતાબ-હુ ધારૂછ કે તુ મારૂ બોલવુ હજુ બરાબર સમજી નથી પણ જ્યારે તુ મને પુરેપુરો સાભલી લેશે તાહરે કદાચ મારી દયા ખાશે છોકરી-હુ તો હવે લગભગ પચાવન છપ્પન વરસનો ઘરડો થઇ ગયલો ડોસો છેઉ મારી જીદગીમા એકજ ઉમેદ ઉતી-મારો ભત્રીજો-તેબી દુકનો રદબાતલ નીકળયો ને મારી બધી આશાઓ પર પાણી ફરયુ પછી મારા સારા નસીબે મુબારક મને મલી ગીયો તબી મને એકાએક છોરી ગીયોછ ને મારી લાઇફમા ઉમગ આશા જેવુ હવે કાઈ નથી તુ—તુ—મારી વાહાલી માહતાબ છે——પણ——પણ——"

ધનજીશાહ બોલતા અટકી પડયા તેવણની છાતીમા થતા ગુગળાટને લીધે તેવણનો સાદ દબાઇ ગયો હતો કેટલેક વારે અતે તેવણે ગળુ સાફ કરી પાછુ ધીમા ગળગળતા સાદે ચલાવ્યુ

"જે ઘડીથી મે તુને જોઇ તે ઘડીથી તે મારા જીગરમા વાસો કીધો મુબારક મારી બાજુએ ઉતો તાહ સુધી હુ મારા દીલની બધી લાગણીઓને એક જબરદસ્ત કોશેશ કરીને સમાવી રાખી તમુને બેઉને

મારા બચ્ચા ગણુવામા શતોષ માની કોઇ દાહડે તમુને બે જણાને એક કરી આપવાના સપના જેતો હતો પણ મુબારક તો ચાલી ગીયો'ગ તે તો એક પારસીનો છોકરો નીકળયો--ને મને એખલો મુકીને જતો રેહયો માહતાબ-હવે જો તુ મારી આગળ નહી હોય તો મારે આય હીદુસ્તાનમા રેહવુ નથી હુ બસ ચીન જાપાન આફ્રીકા નીકળી જવશ ને ઢગઢડા વગર બધે બધ રખડી ભટકીને મારા દહાડા પુરા કરશ"

માહતાબે આખરે પોતાનુ નીચુ ડાકુ અચબુચ ઉચકયુ—

"નહી--નહી ! એમ ના કરતા !" તેણી કગળી પડી

"હુ ખાલી તુને બીધરાવવા એમ બોલતો નથી, માહતાબ !" ધનજીશાહ નરમ અવાજે અને અતીશય ગભીર દેખાવે બોલ્યા "દાદાર હોરમઝદને હાજર નાજર જાણીને કેહુછ—ખરૂજ માનજે—કે પેહલા તારે માટે મારા દીલમા જે લાગણી ઉતી તે એક બાપ પોતાની દીકરી તરફ ધરાવે તેવી ખાલેસ લાગણી હતી પણ હવે—મુબારકના જવા પછી-છેલ્લા બે ત્રણ દાહડાના અરસામા મને સમજ નથી પડતી કે એકાએક મારામા શુ ચેન્જ થઈ ગીયોછ કે, માહતાબ, મારી માહતાબ, હુ તુને એક પુરૂપના બેહદ ઉડા સાચ્ચા પવીત્ર પ્યારથી ચાહતા શીખ્યોછ ! એક ધરડો માણુસ તારા જેવા ગુલાબ જુવાન જીવ આગળ આવુ ફાકુ ફાકુ બકેછ તેથી તુ મને માફ કરજે ! કેહ—માહતાબ-મને કેહ કે એમ બોલવા માટે તુ હવે મને ધીક્કારતી નથી !"

"તમુને હુ ધીકકારૂ ?—નહી—નહી--મારા મેહરબાન શેઠ-એવુ' ના બોલો !" માહતાબે ખરી લાગણીથી જવાબ દીધો

તેણીના આખા ચહેરા પર નરમાસ અને મમતા ભરી લાગણી પ્રગટી નીકળી હતી-અને તેણીના ડોળામા ઝળઝળયા હતા

"માહતાબ—તારા આય જવાબ માટે ખુદા તારૂ ભલુ કરો મને કહે——તુને મારે માટે દીલમા જરાબી દરકાર છે ?—બસ મને ખરો જવાબ આપ"

"મારા દીલમા તમારે સારૂ જે માન અને ઉચો વીચાર છે--જે

ઉપકાર છે—તેવો કોઇનેબી સારૂ આખી દુન્યામા મે ધરાવ્યો નથી ને ધરાવશબી નહીં, ધનજીશાહજી !"

"પણ માહતાબ, મારા મોતી, મને ખાલી તારો ઉચો વીચાર ને ઉપકાર ને માન જોઇતા નથી મને તે કરતા કાંઈ વધારે જોઇએછ. તુ મારી લાઇફની આજે જાન છે–મારી અધાગી જીદગીનો જલતો ચેરાગ છે છોકરી ચમકતી ના–પણ તુ મારી પરણેતર હકદાર ધણીયાણી થશે? બોલ–મારા જેવા પારકી કોમના એક ઘરડા આદમી સાથ પણવા જેટલી હદે તુ મને ચાહી શકશે? મારૂ જીગર, મારૂ દીલ, મારી જીદગી, મારી દોલત તારા પગની આગળ આજે હુ પવીત્ર સાચ્ચા પ્યારથી મુકવા માગુછ જો તુને એ વાત નહીં ગમતી હોય તો તુ બેલાશક ના કેહ–તે હુ જરાબી તારી સાથ ગુસ્સે થવશ નહીં તુ મારી શાદીની પ્રમાણીક ને ઇઝતભરી 'ઓફર' ના પાડશે તોબી તારી બરદાસ્ત લેવામા હુ એક ઇચ પણ પાછળ હટશ નહી ઓ માહતાબ—જે ઉડા અડાગ પ્યારથી આજે તુને ચાહુછ તેવો પ્યાર દુન્યામા કાઇબી મર્દ અનુભવ્યો નહીં હોશે મારી તમામ જીદગી હવે તારા હાથમા છે તારા જવાબપર આધાર રાખેછ કે હવે હુ એક તદન જીવતરથી ઉખડી ગયલો બેબદામનો રખરેલ છેઉ કે દુન્યાનો સઉથી સુખીમા સુખી ને મગરૂરમા મગરૂર પુરૂષ છેઉં બોલ—માહતાબ—પરવરદેગારના નામથી પુછુછ તેનો ખરેજ ને સાચ્ચોજ પ્રમાણીક સીધ્ધો જવાબ દે! મારી ગમ જો, છોકરી—ને તારા મનમા શુ છે તે કેહ!"

બેહદ જોશથી આટલુ બોલી ઉશ્કેરણીને મારે ધનજીશાહ હાફવા લાગ્યા માહતાબનો એક હાથ તેવણે જોરથી પોતાની મુઠીમા ડકડાવીને પકડી રાખ્યો હતો, પણ તે મુઠઠી ઠરઠર ધુજતી હતી

લાગટ ત્રણ ચાર મીનીટ ડોકુ છાતી પર નમાવેલુ રાખીને માહતાબ ભોય તરફ ટીકતી ચુપ બેસી રહી તેણીના કોમળ જીગરમાબી આ અદભુત ગજાવર છેલ્લા ધડાકાથી શુ લાગણી બરપા થતી હતી તે–અરે!–ધનજીશાહ કયાથી સમજી શકે? લાખ્ખો રૂપીયાનો આ શેઠયો, આ ઉમરાવી

દીલને માનવત રૂડો તેણીનો પાસબાન આ પાદશાહી જીગરનો સાચ્ચો ભલો દયાલુ મહેરબાન તેણીનો મુરબ્બી પાલનહાર હવે શાદીના આબરૂદાર, પવીત્ર ગાંઠથી તેણીને પોતાની હકદાર ધણીયાણી બનાવવા માટે ત્યાં કાકલુદી કરતો બેઠો હતો ! ઓ કીસમત દેવી, તારાબી ઢંગ ઢડા ક્યા છે ? બે ત્રણ મહીનાની વાત ઉપર તો એજ માહતાબ એક હલકા કાવાખાનાની નજીસ વાતાવરણ વચ્ચે ગાનારી નાયકીનીનો બેશરમી ભર્યો પેશો કરનારી રદબાતલ સ્ત્રી તરીકે સોસાયટીથી બોયકોટ થયલી હતી ! અને આજે—હવે ?

ધનજીશાહ તેણીના ચેહરા ગમ વાંકા વળીને બેહદ ઇંતેજારીથી જોયા કરતા હતા આ છોકરીના માત્ર એક "હા" કે "ના" ના તુકારાપર તેવણની આખી જીંદગીના સુખ દુખનો આધાર હતો

"માહાતાબ—શું તું મને કંઇજ જવાબ નહી દેશે ? તારી ચુપકીદી પરથી તાહરે શું હું એમ સમજું કે તુંને એ મારી માંગણી મંજુર નથી ?"

માહતાબે હવે એક ઉંડો દમ ખેચ્યો—

"તમારી માગણી એકાએક એટલી તો નહી ધારેલી આજે સાંભળુંછ કે હું—હું—ગભરાઈ ગેઇછ ધનજીશાહ, હું શું જવાબ આપું ? મને સમજ નહી પડતી !" તેણીએ બહુજ નાજુક ધીમા સાદે કહ્યું

ધનજીશાહે તેણી પોતાની પાસે સહેજ ખેચી

"એમાં સમજ શું પડવાનું છે ? તું મને ફક્ત એટલું કહે—તારા દીલમાં મારે વાસ્તે લાગણી છે કે નહી ?"

"ઓ કેટલી લાગણી છે તે હું કેમ તમુંને સમજાઉં !" માહતાબ એકાએક મ્હોડું ઉંચકી ધનજીશાહ ગમ ભીની આંખ્યોએ જોઇ અત્યંત જુસ્સાથી બોલી પડી ! એટલી તો ઓજરખ્વાહીથી તેણી બોલી કે ખાન બહાદુરબી બે ઘડી ડંગ થઇ ગયા—"ધનજીશાહ—તમારી પરથી મારી જીંદગી ઓવારી નાખવા તૈયાર છેઉં"

"તાહરે—મારા જાન—મારી વાઇફ બનવા સામે વાંધો તુંને શું છે ?"

"તમે પારસી છેઓ—હું મુસલમાની છેઉં ! એ વાત કેમ બનશે ?"

"તેમાં મોટો મુઝાકો શું છે, માહતાબ ? આપણે બેઉ એકજ ખુદાના

બનાવેલા માણુસો છેઇએ મારી ડારલીંગ, મારી ખાહેશ એવી છે કે તુ અમારા ઘરમમા આવ નહી ચોડતી ના! મે એ બાબે બધો વીચાર કરી રાખ્યોછ જો કે અમારી પારસી કોમ જુદ્દીનોને 'પોતાની મઝુમા લેવા નારાજ છે—છતા આપણા સુખનો સવાલ આયો તાહ હુ કોમ કોમની કઈ દરકાર રાખતો નથી ગીએજ વરસ અમારી અનજુમને એવો ઠગાવ પસાર કીધોછ કે જુદ્દીનોની નવજોત કરવી નહી—પણ અનજુમનના મો ઠરાવો તુ મારા હીરા આગળ પાણી ભરેછ! માહતાબ—તુ બસ એ બાબદ મારી પર છોડ વાદરે ગુપચુપ તારી નવજોતની ગોઠવણ હુ કગવશ ને પછી તેજ દાહડે આપણા લગન તદન ખાનગી રીતે કરશુ પણ ડીયર-હુ શુ બકયા કરૂછ! હજુર તે મને તારી ખુશી કે નાખુશી તો જણાવીજ નથી"

"ધનજીશાહ—મારી મોહબત તમુને ખરેખર સુખી કરશે!"

"અરે અરે કેટલી સુખી કરશે તે હુ કલપીગી શકતો નથી!"

"તાહરે તે મોહબત તમારીજ છે! હુ તમારી માગણી કબુલ રાખુછ-તમારે ગમે તે કરો"

હરખની એક નાની બુમ સમેત ધનજીશાહ બહમનબેહરામે માહતા બને પોતાના પાસામા ખેચી અને તેણીના ગોરા કપાળ પર એક કીસ લીધી!

આહ!-પોતાથી પાચ વારને છેટે, ભવીષના રસ્તાપર શુ પડેલુ છે તે માનવી જાતે જો જોઈ શકતો હોય તો પછી દુન્યામા આફત અને જજાલ જેવુ રહેજ શુ?

"ઓ મારી ડારલીંગ!" ખાનબહાદુરે પોતાની બાનેનની લાગણીથી આજેજ થઇ જઇને ધુજતે અવાજે કહ્યુ, "તારા જવાબથી તે મને હમણા કેટલો—કેટલો સુખી બનાવ્યોછ તે તુ કાહ જાણેછ? માહતાબ, શુ ખરે-ખર તુ મને સાચ્ચા પ્યારથી ચાહશે? આપણી ઉમર વચ્ચે આટલો તફાવત છે તોબી ચાહશે?"

"હા ધનજીશાહ" માહતાબ તેવણુની છાતીમા ડોકુ દાબીને બોલી, 'હુ તમુને મારા બધા જીગરના જોશથી ચાહુછ ને સબ ચાહવશ એક ઓરતની મોહબત માટે તમો કરતા વધારે લાયક પુરૂષ કોણ હોઇ શકે? કોઈ ફેરેસ્તાએ જ્યારે પહેલ વહેલી મને તમારા માગમા નાખી તેજ ઘડીથી હુ તમારા ઉમરાવ સરખા જીગરની અને તમારા ભલા સદગુણોની તારીફ કરતી રેહીછ મારો ઉપકાર હવે પ્યારમા બદલાઇ ગીયાછ તેમા કછબી નવાઇ છે ધનજીશાહ?"

ધનજીશાહે તેણીનો હાથ પોતાની આખ્યોમા દાબ્યો--

"આહ! આજનુ સુખ ખરૂજ છે કે તે એક સ્વપનુ છે? હુ માનીબી નથી શકતો કે અતે તુ-તુ-મારૂ એમુળ ઝવેર હવે એકલુ મારૂ પોતાનુ થશે થશે વાહલી--બનતી ઉતાવળે હવે હુ તારી નવજોતની અને આપરા લગનની ગોઠવણ કરૂછ આજે આતવાર થયો--ડીયર, આવતા બુધવારે આપણી શાદીની ગોઠવણ કરાઉ?"

"જેમ તમો મારા સરના તાજની નેક નજરમા આવે તેમ કરો--મને જરાબી વાધો નથી"

"ઠેકયુ--માઈ લવ! તાહરે આપણે આવતા બુધવારે જોડઇને એક થઇશુ તે દહાડેથી તુ મારૂ મોતી--મારૂ અમુલ્ય મોતી થઇને મારી આખમા સમાઇને અહી રાજ કરજે તારૂ નામ માહતાબને બદલે હુ મોતીબઈ રાખશ બોલ--મોતી--તુને એ વીચાર પસદ છે!"

"તમુને જે પસદ હોય તે મને પસદ છે દરેક વાતમા હુ તમુને તાબે થવાને હવે બધાયલી છેઉ!"

"ગોડ બ્લેશ યુ--મોતી! ચાલ આવ હવે જરા કઈ ટીફીન લેતે!"

તેણીની નાજુક કમ્મર આસપાસ પોતાનો હાથ વીટાળી ખાનબહાદુર શેઠજી પોતીકી નવી જુવાન "સ્વીટી"ને ડાઇનીગ રૂમમા લઈ ગયા તેવણુનો જીવ હમણા બેહસ્મા ગયલો હતો!



# પ્રકરણ ૩૭ મુ.

## છટકયો !

તમને યાદ હશે કે ગઇ ફેરી આપણે "મોતી મીનાર" ના માલેતો ઝાર માલેકને ૨૨ મી એપ્રીલને દ્હાડ તેવણના નવા "રમકડા' સાથે બપોરના બાર વાગતાને સુમારે ડાઇનીગ રૂમમા ટીફીન લેતા છોડી આવ્યા હતા રતન—ચમેલીના તે 'ડમ્બ-શો" ને હાલ તુરત વધારે છછેડવાની જરૂર નથી બીચારા ધનજીશાહ બમનબેહરામને તેવણની સુખી મીની ટોમા આપણે થોડોવાર એખલા છોડી—ચાલો-જગ બગલાના ઓટલા પર નજર કરીયે

'મોતી મીનાર'ની પોરટીકા વાળી વરડા ઉપર ધનજીશાહનો 'મેજર ડોમો" જીવણ એક બાજટ પર એખલો અટ્ટો એમી કયારનો બગીચા માહે ઉડતા ફુવારાના પાણી ગમ ટીક્યા કરતો હતો તેનુ વલ્લુ ડાચુ જોઇને તમે તુરત પામી શકો કે કાંઈ આજે ઘણાજ ખુશમીઝાઝ-મા તો તે હતોજ નહી ! ખરી વાત એ હતી કે છેલ્લા કેટલાક દહાડા થયા તેના સદાના સમજુ, સ્યાના, અને ગરીબ ગાય જેવા 'ધનજીઝ છેટ જે હમે એક પારકી "મુછલમાની છોડી' સાથે વર્ષ વેચતા હતા તે દેખી આ પુરાણા વીશવાસુ નોકરનુ પાકીને પશેડર થઇ જતુ હતુ

લગભગ બાવીસ વર્ષ વેર એકલા અટુવા 'ધનજીછા છેટ" ના રાજમા તેવણના ગધાર જેવા પોખાલ બગલાઓમા જીવણે હકુમત ચલાવેલી—અને હવે તેની ઉપર હુકમ ચલાવનારી, તેનો કાન પકડીને કામ લેનારી, કોઈ "શેઠાણી" આવીને જીવપર બેસે તે એને કેમ ગમે ? "મોતી મીનાર"મા "ભોલારાજા"ને ઠેકાણે હવે નની રાણીનો ડકો ફરશે એ વીચારથી મીસ્ટર જીવણજી છેલ્લા કેટલાક દહાડા થયા લગરીક ખાટ્ટા મારી ગયલા હતા

વળી જીવણની દાળ બળી જવાનો એક બીજોબી સબબ હતો.

"મોતી મીનાર"મા આ નવુ મુછલમાન માકડુ ઘુસ્યુ' તો બીચારા 'એરછ-બાબા"ની તમામ આશાઓ ઉપર સેવટનુ મોટુ જેવુ મીંડુ નકકી પડયુ એમ આ ચગોર લાલ્યો સાફ સમજી શકતો હતો.

હમણાજ પોતે એડીયાનુ એક ગ્લાસ ઓટી ગયો હોય તેવા ડાચા સાથે વરડા પરના બાજટ પર તે એક ટાટીયો ચહડાવી પગના આગળાઓ પસવારતો પોતાના ગમગીન ખ્યાલોમા છેલ્લો પા કલાક થયો મુગો મતર બેઠેલો હતો, તેવામા કોઇ અણુજાણ્યા હદરાબાદી જેવા મુસલમાનને લહેરે લહેરે કમપાઉન્ડમાથી બગલા ભણી ચાલી આવતા જોઇ તેની "બ્રાઉન સ્ટડી"મા ખતરો પડયો.

તે મુસલમાન મધ્યમ ઉચાઇનો ભરેલા દેખાવનો, લાબા કાળા હેદરાબાદી જબ્ભામા મજ થયલો કોઈ અઘોર વયનો ગાથોડી સખ્શ હતો. ધીમે કદમે તે વરડાની સીડી ચહડી ઉપર આવ્યો અને હસ્તે મહોડે જીવણ ગમ જોયુ—

"કેમ, ભાઇ જીવણ—શુ વીચારમા બેઠો છે? એખલો એખલો બપોરનુ ચાદરણું ઘોરેછ કે, ભલા?"

આટલુ બોલી તે જીવણની પાસે બાજટ પર ગોઠવાઇ બેઠો અને રૂમાલથી મ્હોડુ લુછવા પડયો. અચરતીથી ડોળા ઉઘાડીને જીવણે આ નવા આવનાર ગમ જોયુ' બાપ જનમમા જીવણુ તેને આજે પેહેલી વાર મળયો હતો—પણ તે તો મારો વહાલો આવતાને વારજ દીલલગી કરવા મડી ગયો હતો!

"જી—કોણુને પુછો?" તેણે ઉઠીને ઉભો થતા તે હેદરાબાદીને સવાલ નાખ્યો.

પેલો અણુજાણ્યો સખ્શ સહેજ હસ્યો—

"તુ મને કાહથી ઓળખે, જીવણુ? પણ મુબારકે મને લખેલુ કે તુ ઘણોજ મજાનો પ્રમાણીક ને શેઠનો ખબરદાર નોકર છે. એ મુબારક મારા કાકાનો છોકરો થાય. કેમ—તારા શેઠ કાહ છે? અદર છે કે?"

"જી—હા. તમારે મળવુ છે?"

'હા—પણુ એનણુ કામમા હોય તો છેડનો ના જા દોસ્ત, મારા ભીત્રાઇને કહે કે હુ જરા બે મીનીટ મળવા માગુ છુ નહી તો ચાલ—મને મુબારકનો ઓરડો દેખાડ—હુજ તાહ આઉ"

જીવણુ તો ભખરાઇને ગુચવણુથી ફોજદાર સાહેબ હુશેનનુ કાહુ ભોપવા પડયો

અલબત અદર બગીચામા એકલો ચાલી આવનાર આપણો મીત્ર સાહેબ ફોજદારજ હતો દેખાઈતા કારણુ મર યાકુબને અને ડા૦ બોમને બાહેર રસ્તા પર મોટરમાજ બેસાડી રાખી તે પ્રથમમા બગલાના સુધાન લેવા એકલોજ આવ્યો હતો

"કોણુ—મુબારક છેટ ?—કોણુ ઓના મુછલમાન પ્રાઇવટ છેકેટરી ઉતા તેવણુને પુછો ?"

"હા—કેમ ? સેક્રેટરી ઉતા એટલે ? હમણુા સેક્રટરી નથી શુ ?"

"તેવણુ તો ગીયેલા ?

'ગીયેલા !!"

"હાવે—ચાકરી છોરી દીધેલી !"

'એ કયા બકતા હો !—કાહરે ચાકરી છોરી ?"

"આજે ચાર દાહરા થીઆ તે અહી રેહતો નથી—તે તો ચાલી ગીયેલો !"

સાહેબ હુસેન એક નાની બુમ મમેત બાજત પરથી ધરરરર કરતો ઉઠી ઉભો થયો અને જોરથી રૂમાલ વડે પોતાનુ કપાલ પાછુ લુછયુ

"જીવણુ ! તારી કઇ ચુક હોશે !" તેણે કેટલેક વારે લગાર ઘાડા ખોખરા સાદે કહ્યુ—"મુબારકે આજે મને અહીં આવીને મળવા લખ્યુ છ ને ! મને દુરવેરથી બોલાવીને ચાલી જાય ? એમ કેમ બને !"

"કેમ બને તે આપરે શુ જાણીએ, ભાય ? એ તો બેછપતવારનો ચાલી ગીયેલો તેટલુ હુ જાણુ !"

"અરે પણુ કાહ ગીયો ?—તુને કંઈ ખબર હોશેની ?"

"મને છાની ખબર હોય ? મારા છેટને ખબર હોય તો ભાય

પુછી જુવો !'

'તારા ગેટને મળી ભટીને ગયા ?'

'હોવ !"

એકાદ મીનીટ ઉંડા અંદેશામા સાહેબ બાહેર કમપાઉન્ડના ફુવારાના ઉડતા પાણી ગમ ટગર ટગર ટીકયા કીધુ પછી જાણે કાંઈ વાહરૂ આવ્યુ હોય તેમ જીવણને ત્યા અજાયબીથી ડાચુ વકાસતો એખલો મેલી ધડાકા સમેત જેવા આવ્યો હતો તેવા પાછો કમપાઉન્ડની બાહેર ચાલ્યો

બાહેર રસ્તા પર "મોતી મીનાર"ના દરવાજાથી થોડેક છેટે એક મોટરકાર ઉભેલી હતી તે તરફ તે ફાજદાર ધસ્યો અંદર બેઠેલા બે જણામાહેલા એક મહામેદન જેવા મખશે ઇતેજારીથી સવાલ કીધો--

"કયુ ?"

'શીકાર છટક્યો !" તેટલોજ ટુંકો ને ટચ જવાબ મલ્યો

અડધી એક મીનીટ ત્રણેક જણા ડગ ચુપકીદીમા એકમેકના ચહેરા ચીતરવા પડયા

"યુ ડોન્ટ મીન ટુ સ મો ! તમારી ખાત્રી છે—હુ તો એ વાત ન ! માનતો !' ડા૦ બોમ દુબાગે આખરે ટાપશી પુરી

"નહી માનતા તો અંદર જઇને ખાત્રી કરો !' સાહેબ હુસેને હવ ભાર કરીને કહ્યુ.

"પણ તુ અંદર બધે ફરી આવ્યો ?-" યાકુબ સાહેબે પુછયુ

"નહી—પણ લાલીયા જીવણથી એ ખબર મળીછ મને લાગેછ કે બીજુ આપરા આગળાઓ વચ્ચેથી પાછુ સરકી ગીયુછ ! યા ઇલાહી-શુ નાખ લઇને હવે આપણે રીકદરાબાદ પાછા જઈશુ !"

'અરે પણ—અંદર જરા બગલાની જડતી તો લેતે !" બોમ દુબારાની અકળામણ આ બે ડીટેકટીવો કરતા ત્રણ ઘણી વધારે હતી—"ફકત જીવણના બોલવાપર ભરૂશો રાખી તમે પાછા ચાલી આવોછ, એમ ?"

માહેબ ફાજદારે ખવીસ જેવા બે ડોળા ડા૦ બોમ ગમ કકડાવ્યા—

'હુ એક પોલીસ ડીટેકટીવ અમલદાર છુ—એક હજામ નથી

જહાગીર મેહરહોમજી ગયા ભેસપતવારનો આ મકાન છોડી ગયો છે"

ડા૦ બોમ દુબારો જોરમા મોટરની ગાદીપર પોતાનો હાથ અત્યત ગુસ્સા અને નાસીપાસીથી અફાળ્યો

"તમે એક સ્કાઉનડ્રલને બાર બાર મ્હાડા સુધી ખુશાલ છુટો મુકો પછી તે છટકે નહી તો બીજુ શુ થાય?" તેણે યાકુબ ગમ જોઇને કહ્યુ બોમનો આકળા સ્વભાવ તેને પાછો ને ડીટેકટીવ સાથ મળગાવી મેળતો હતો "તમે આટલો વખત વચમા ગાળી કાહડયો ત્યારેજ મારૂ માથુ ટણુકયુ'તુ કે રખે એને કઈ જરાબી સુધારો જાય' ઓ, ધીસ ઈઝ ડેમ્ડ ડીસગસટીંગ!"

યાકુબે આ જાતની ઈતરાઝીનો કશો ઉત્તર વાળ્યો નહી બોમ જ્યારેબી તેને આ પ્રમાણેના વાહીયાત બકબકારાથી પજવતો ત્યાર તે બીલકુલ ખાઉ-કરડુ બની જતો હતો તેણે ઝનુની ડોળા ફાડીને ડાકટરના ચહેરા ગમ ખવીસની પેઠે ઘુરકયુ

પણ ફોજદાર સાહેબ હુશેન મામલો ચેતી ગયો પોતાના બે મોબની વચ્ચે શરૂ થતી આ નવી ચકમક જોઇ તેણે યાકુબ સાહેબના ખભા પર હાથ મેળ્યો

"યાકુબ-હમણા તડાતડી કરવાનો મોકા નથી ચાલ અદર—જોઇએ તો ખરા' કદાચ ધનજીશાહથી કઈ બાતમી મળશે!"

હોઠ બીડેલો રાખી યાકુબ પીઠ પછવાડ બેઉ હાથો મેળીને સાહેબ તથા બોમ દુબાશ સગાથ ગુપચુપ બગલા ભણી ચાલ્યો

પોરટીકાવાળા ઓટલા પર જીવણ ગાલે થેભો દઇને રેલીગસે અડડી જેમનો તેમ ઉભેલોજ હતો બોમ દુબાશને જોતાજ તેનાથી નાની બુમ પડાઈ ગઈ—"

"ઓ—તમે બી આવેલા, છેટ!"

"જીવણ, પેલો—પેલો મુબારક શુ ખરેખર ઘેરમા નથી? અમુને તેની સાથ ઘણુજ તાકીદનુ આજે કામ છે!" બોમે બેહદ ઈતેજારીથી સવાલ નાખ્યો

"નારે છેટ—હુ છુ જુઠુ બોલુ' તમે ઓલે દીવછે તાર એવણુને આપી ગીયેલા પછી થોડા દીવછ રેહીને કોઇ પારછી ધનજીછા છેટને મળવા આવેલા, ને તેવણુની છાટે મુબારક તો બપોરનાજ ખાધા વગર ચાલી ગીયેલા--"

બોમ દુબાશ તો જીવણુનો ચેહરો ટીકવામા એટલો મશગુલ હતો કે તેણે જોયુ નહી કે આ લાલ્યાના છેલ્લા ખુલાસાથીજ યાકુબ તેમજ માહરૂખ બેઉ જણાના ડોળા અજાયબીને મારે ઉચકાઈ જઈ તેમના કપાલ પર ઉંડી કરચલીઓ વળી જવા પામી હતી!

"એવણુ—આય રોઝ તાર આપી ગીયા! કોણુને મુબારકને' એવણુ તાર અહી આનીને આપી ગીયા?" યાકુબે અચબુચ જીવણુને બાજુમાથી પકડી ઘણીજ આતુરતાથી પુછ્યુ

"જી હોવે—આય પેછતનજી છુરતી છેટ તે દહાડે મુછલમાન તારવાળાના કપડામા આનીને મુબારને તાર આપી ગીયેલા——"

'તે દહાડ!–એટલે'–કેટલા દહાડાની વાત છે, જીવણુ?"

'હોછે, દછેક દહારા થીઆ હોછે—"

યાકુબ હવે બહેદ ગભીરઈથી ડા૦ બોમ દુબાશ ગમ ફર્યા—

"ડાકટર, એ શુ બધી ગોળા લડાઇ છે?' તેણે અત્યત કરડ અવાજે પુછ્યુ

"તમે મને આજે એટલી તો ઇનસલટીગ ધપે ત્રીઝ કરછ કે જો હુ તમુને કઈબી ખુલાસો નહી આપુ તો હુ વાજબીજ ગણાઉ!" ડા૦ બોમે તેટલાજ મીજાજથી કહ્યુ—"પણ આપરી પચાતીમા આપરો શેકાર નાહક છટકી જાયછ સાભળો ગેઇ તારીખ ૧૨ મી એપ્રીલ મે એ—એ જહાગીરને મોટરમા અહીથી ધનજીશાહ સાથ નીકળી જતો અછડતો જોયો, પણ પક્કી ખાત્રી કરવા તેજ રાતે હુ ટેલીગ્રાફ ખાતનો એક પોશાક મજી અહી આવ્યો ને તેને એક બોગસ તાર આપવાને બમે મે મારી નજરો નજર બરાબર નજદીકથી જોઇ ખાત્રી કરી લીધી કે એજ તે નેકનામ છે! જોવ આય રેહી તેની રીસીટ!"

આમ કહી ડા૦ બોમે ગજવામાથી તારની એક રીસીટ કહાડી યાકુબના હાથમા મેળી અને પાછુ ચલાવ્યુ—

"તમે જોશો કે ઉપર મુબારક મીરઝાબેગ ll ઇનીશીયલ છે—જે જહાગીરનાજ અક્ષર છે પછી તુરત મે પાધરો તાર આરીમ પર જઇ તમુને તાર માર્ગ્યો આની રીતે હુ કેવા એક ગુનેહગાર મુજી હોઉ તેમ ડોળા કકડાવ્યા કરવાની તમુને કઇ જરૂર છેજ નહીં !"

"તમે એ—એ મુબારકને તાર આ'પ્યો તેમા શુ લખાણ હતુ ?" યાકુબે કેટલેક વારે પાછો સવાલ કીધો—

'અદર મે લખેલુ હતુ કે 'Love from Dmoo' તમારી ઉલટપાલટ તપાસ હવે પુરી થઇ હોય તો આપરે હવે એકદમ ધનજીશાહને મળવુ જોઇએ "

"સબર ! તમે શુ તારમા લખેલુ ? Love from Dmoo ?—એટલે ?—એ તાર કોણ તરફથી આવેલો તે ખોટા ટેલીગ્રામ——"

"દીનુ તરફથીજ જાણે મુબારકને તાર આપ્યો હોય તેમ લખેલુ નહીં તો એ ચકોર ચેનને શક જવા વગર રહને નહી—કેમકે ફક્ત એખલી દીનુજ મુબારકનુ એડરેસ જાણુતી'તી——

યાકુબના ચહેરા પરથી એક છુપુ તીરસ્કારરૂપી હસુ પસાર થઇ ગયુ.

"અરે તમારો દહાડો બળે તમારો ! એ તમે શુ દાટ વાળયો ! મારા ભાઇ, તાહરે એમ કાહરના બોલોની ! ! બસ—અબી તો હો ચુકા, સાહેબ ! !"

'ડાકટર, તમે એ શુ ધાણ બગાડયો ! તમારી અકકલ કાહ ગેઇતી!" સાહેબ હુસેનબી હવે કચવાઇને ખળભળી પડયો

ડા૦ બોમ તો ગભેટાઇને આ હાથ પગ અફાળતા બે અમલદારોના કોડા એકેક પછી જોપતો ઉભોજ રહયો !

"એટલે ?—શુ થયુ ?" તેણે ખબરીને પુછયુ

સાહેબ માયા હવે સહેજ હસ્યો—

શુ થયુ ! એજ કે તમે દીનુને નામનો તાર જહાગીરને આપ્યો–જહાગીરે દીનુ પર તેને સારૂ કાગળ લખી ઉપકાર માન્યો—દીનુએ તુરત કોઇ પારસીને મોકલી વખત સર જહાગીરને ચેતાવ્યો કે એ તાર ખોટો હતો અને અને—કીસ્સો તમામ ! મારા ભાઈ હુ તો તમુને ઘણા હુશીયાર સમજતો' તો–પણ તમે તો એક બચ્ચા કરતાબી નપેતર નીકળાયા!"

—— o ——

## પ્રકરણ ૩૮ મુ

### ખા૦ બા૦ ધનજીશાહ બહમન બેહરામ બીચારા કાઇજ જાણતા નથી !

'મોતી મીનાર'ના લગાર 'ઓલ્ડ ફેશન' પણ ગજાવર મોટા 'ડરોઇંગ રૂમ'મા યાકુબ મીયા, સાહેબ હુશેન ફોજદાર અને ડા૦ બહમનશાહ દુબાશ મુગા પુટલાઓની પેઠે એકમેકના કોકા જોયા કરતા પોત પોતાના વીચારોમા છેલ્લી પાચેક મીનીટ થઇ સીસમના અસલી નકસી વાળા કોચો ઉપર ગોઠવાયલા હતા તેઓએ પોતાના કાર્ડો અદર ડાઇનીગ–રૂમમા ધનજીશાહ ઉપર છીનણુ માગ્ફત કયાર ા મોકલ્યા હતા—અને જો કે યાકુબ મીયાએ ખાસ પોતાના વીઝીટીંગ કાર્ડ ઉપર લખી મોકલ્યુ હતુ કે કાઇ સરકારી ઘણા અગત્યના કામ સારૂ તાકીદે મળવુ છે, છતા શેઠે અદરથી લાલ્યા પાસ કહેવાડયુ હતુ કે 'હુ ખાવા બેઠેલો છેઉ—જરા બેસો !"

ઘણીજ હુશીયારી કરવા જતા પોતે કેવુ જબરદસ્ત કાચ્ચુ કાપ્યુ હતુ તેનો ખ્યાલ કરતો જઇ બકીલ મહોડે ડા૦ બોમ દીવાનખાનાની ચારો દીવાલો પર ટાગેલા મોટા ચીત્રો જોવા પડયો હતો ફોજદાર સાહેબ ધુંખરાયલા છાણા મીસાલ અદબ વાળીને નીચી મુડીએ જમીનપરના પરશીયન કારપેટની પ્રદક્ષીણા કરતો હતો–અને યાકુબ ?

આહ !–યાકુબ સાહેબના માથામાથી હમણા શુ શુ વીચાર પસાર

થઇ જતા હતા તે માત્ર એકજ જણ--ફક્ત યાકુબ સાહેબ પોતેજ જાણતો હતો !

સાફા ઉપર અઢેલાઇ બેઠેલા તે વડો ડાબેલ નીઝામી ડીટેક્ટીવ અમલદાર જ્યારે પોતાની ભગાનદાર ભુરી થતા આવલી મુછને વળ દેતો હતો ત્યારે (—વાચનાર, ચમકીશ નહી !—) તેના મને હોઠો ઉપર એક ચોકકસ ધણુંજ બેમાલુમ છુપુ હરખ ફરી વળતુ હતુ !!

ખરેજ એક અદભુત–અસાધારણ–વિચીત્ર માણસ આ યાકુબ ડીટેક્ટીવ હતો ! નવાબ રૂસ્તમજંગ બહાદુરના ખુનનો તમામ ટોપલો જહાંગીર મહેરહોમજીના માથા પર આબાદ રીતે એજ પોલીસ અમલદારે નાખ્યો——અને જહાંગીર મહેરહોમજીની ફટ ત્યાર સાર પરડના સાઉ પોતાની જીવતોડ મેહનત અને અથાગ બાહોશીભરી તજવીઝો કરીને એજ યાકુબ સાહેબે કુલ નીઝામી સલતનતને મહોડે વાહ–વાહ પોકરાવી–પણ અવ્વલથી આખર તુલીક જહાંગીર મહેરહોમજીને પોલીસના ફાંદાથી છટકેલો રાખવા માટે ખરા અંતઃકરણથી જો કોઇબી આસામી આતુર હોય તો તે યાકુબ સાહેબ ડીટેક્ટીવ, નીઝામ હુઝુરનો નઉથી બુનદ પોલીસ અમલદાર ખુદ પોતે હતો ! યાકુબ મીયાની નાડ આગળાઓ વચ્ચ પકડીને પારખી શકનારો કોઇ માનો પુત હજી પેદા પડેયો હતોજ નહી ! એબી કદાચ બીચારા જહાંગીર મહેરહોમજીના તકદીરનીજ એક વાત હશે !

જહાંગીર જો સતાવાળાઓના હાથમા સપડાય તો વળી કદાપી સીગમાથી નવા સડો નીકળે—એ યાકુબ જેવી ચતુર ચેનને બે વાર સમજાવવુ પડે એમ નહી હતુ જેટલો એ કમબખત જહાંગીર પોતાને કપાળે ખુનની ટીલી લઇને હેદરાબાદથી ખસતો રહે તેટલો યાકુબને પોતાને માટે ફાયદો હતો !

પણ સાહદેખ મીયાની હજુરમા–તમામ ખલકની રૂબરૂમા—તે પોતાની "ફરજ" બજાવ્યો જતો હતો એક ખરેજ અથાગ અદભુત કાબેલયતથી બજાવ્યો જતો હતો ! તેની આખોનો એક પલકારાબી ખાટો કોઇને સહેજબી શક જાય તેવા કબખતનો થતો હતો નહી સાહદેખ હુસેન જેવા એક

અડાઇ ગયલા પોલીસ ફોજદારને પણ સ્વપને યાકુબ મીયાના દીલની વાતનો મસારો વટીક મળી શકયો હતો નહીં

ડોળા તણાવી તણાવીને અને બગલાના માલેક પડોસના ડાઇનીંગ રૂમમાથી હોલમા દાખલ થયા ! તેવણની પાખડી વળગીને અદર એક હુરી સમાન ખુબસુરત મુસલમાની છોકરીને ચાલી આવતા જોઇ ડ્રોઇંગ રૂમમા બેડેલા ત્રણ જણાને અચીતજ એક નાનો જેવો આચકો લાગ્યો તેઓને ધનજીશાહની સલામનો બરાબર જવાબ વાળવાનુબી ભાણ રહ્યુ નહીં ! આ પારસી શે૦ અદર આવી રૂપાળી જુવાન મુસલમાની સ્ત્રી સાથ ડીરીન લેતા હતા ?– વાહ––એ વળી શુ કઉતક હતુ ! યાકુબ અને માહદેખ વચ્ચે આખનો એક 'મારકોનીગ્રામ' પસાર થઇ ગયો

બોમ દુબાશ અલબત આ છાન–પુટલાનો ભેદ જાણતો હતો––પણ તોબી માહતાબના ગોરા બ્યુટીફુલ મુખડા પર તેની નજર પડતા તેબી જાણે પઠીભર છક થઇ ગયો હતો બે મોટા ડોળા ઉઘાડીને તેણે તે છોકરી ગમ એક ચીત્તે જોયા કર્યુ ! અગાઉ એક વાર તેણે માહતાબને ધનજીશાહ સાથે મોટરકારમા પસાર થઇ જતી અછડતી જોઇ હતી હવે જ્યારે આગળથી આ પુનમના ચાદને તે જોઇ શકતો હતો ત્યારે—બાઇ જોવ ! 'મોતી મીનાર'ની આ નવી શેઠાણી ? પેલા અદુમ એરચને અભડાઇ પર ઉચો મેળીને કરારને જોરે ધનના ઢગલા પર આવી બેસનારી કાવાખાનાની હલકી નાચનારી ઓરત તે આય !!

પણ ડૉ૦ બોમ દુબાશ, યાકુબ અને મહદેખની ડગ ચયલી આખોને વધારે ભભગાવી નાખવા માહતાબ ત્યા થોભી નહી ધનજીશાહે તેણીના કાનમા કાઇ કહ્યુ એટલે તેણી પાસેના રીડીંગ રૂમમા ચાલી ગઇ !

શેઠજી હવે આવીને પોતાના વીઝીટરની સામે એક ખુરશી પર ગોઠવાયા

'તમુને ખોટી થવુ પડયુ, શેઠીયાઓ—માફ કરજો પણ હુ મારી–મારી આય વાઇફ સાથે ડીરીન લેતો"

પાચેક સેકડ ઓરડામા ચુપકીદી પડગઇ

"આય બાઇ તમારા ધણીયાણી થાય, સાબ ?" યાકુબે આખરે પુછયુ.

"હા--મારા 'ફ્યુચર' વાઇફ થાય હવે તમારૂ શુ નામ છે, જી ?--બોલો !"

યાકુબ મીયા તુર્ત વેળા ધનજીશાહના 'ભવીષ્યના ધણીયાણી' માટે ચાવાચીવી કરવા માટે ઝાઝો તલબગાર હતો નહીં તે એકદમ પોતાના "બીઝનેસ" ઉપર આવી ગયો —

"આપ સાહેબને તકલીફ આપીયે છીયે તે દરગુઝર કરશો--પણ મી૦ બમન બહેરામ મહેરબાની કરી અમને કહેશો કે તમારો પ્રાઇવેટ સેક્રેટરી હમણા કયા છે ?"

ધનજીશાહે બે ત્રણ સેકડ યાકુબના મ્હોડા ગમ જોયુ—પછી આસ્તેથી સહદેબ તરફ અને ત્યાર બાદ ડા૦ બોમના ચહેરા ઉપર નજર ફેકી.

"પણ એ સવાલ પુછવાનો સબબ ?--તમે કોણ છેઓ તે મને પહેલા જાણવુ જોઇશે, ભાઇઓ !"

યાકુબે હવે ડગલાના અદરના ખીસામાથી બે કાગજયાઓ બેચી કહાડયા

"હુ નીઝામ હુઝુરના પોલીસ ખાતાનો વડો ડીટેકટીવ અમલદાર છુ-મી૦ બમન બહેરામ એવણુ ફોઝદાર સાહદેબ હુશેન--અમારી પોલીસના એક અમલદાર છે આય ગ્રહસ્થ ડા૦ બમનશાહ દુબાશ અમારા અતલગના મીત્ર થાય છે-અને હેદરાબાદના નવાબ રૂસ્તમજગ બહાદુર, જેવણનુ ખુન થયુ, તેવણના કુટુબ સાથ અગત સબધ ધરાવે છે જે શખ્સ તમારા પ્રાઇવેટ સેક્રેટરી દાખલ અહી થોડા દીવસ ઉપર રહી ગયો તેની ઉપર નવાબનુ ખુન કરવાનો આરોપ છે તેને પકડીને અમારા રાજમા પાછો લઈ જવા માટે હુ અને ફોજદાર સાહદેબ ખાસ હેદરાબાદથી આવ્યા છીયે તે માટે નીઝામ સરકારનુ આ વારટ અમારી પાસે છે હવે મહેરબાની કરીને કહેશો, શેઠ, કે તમારો પ્રાઇવેટ સેક્રેટરી કયા છે ?"

ઘણુજ આસ્તેથી-દરેક શબ્દ જાણે ચાવી ચાવીને બોલતો હોય તેમ

યાકુબ સાહેબ ઉપર મુજબનુ પોતાનુ ભાષણ બોલી ગયો તે જ્યારે બોલતો હતો ત્યારે ડોળા ફાડીને ચઢાવી રાખેલા ભવા મહીત એની ટગરે તેની ગમ જાયા કરતા ધનજીશાહના મહોડાં ઉપર મુચવણ અને ગભરાટનો છાપ ફરી વળેલો સાફ સાફ દેખાઇ આવતો હતો।

"મુબારક--નવાબનો ખુની!! એ શુ બકોછ?"

યાકુબ મીયાએ સહેજ મહોડુ કુમળાવ્યુ

"સઘી વાત વાજતે ગાજતે પોતાની મેળે બાહેર આવશે જરા હવે એ પારસીનો પતો આપશો તો અમારી સરકારના કામમા તમો કીમતી મદદ કરશો।

વળી ધનજીશાહે કપાળનો ચીરલો ચઢાવ્યો—

"પારસીનો પતો?--એ તમે કહારના શુ બોલોછ? મને કઈ સમજ પડતી નથી! પારસી કોણ?"

યાકુબ, સાહેબ અને બોમ વચ્ચે આખના પલકારા બે ઘડીએ પાછા પસાર થઇ ગયા! અને યાકુબે લગાર કરડે અવાજે અને નાખુશ દેખાવે તે ઘડીભરની ચુપકીદી તોડી—

'શુ તમો ખરેખર બીલકુલ ખબરજ નથી કે તમારો પ્રાઇવટ સેક્રેટરી મુબારકના ખોટા મુસલમાન નામ તળે એક પારસી હતો? જોવ--મી૦ બહમન બહેરામ મારી તમુને અરજ છે કે અમારા કામમા કશીબી હરકત નહી આવે અને ઉલટી મદદ થાય એવી તમે અમુને દરેક બાતમી આપશો!"

'તમારૂ બોલવુ જેટલુ બેવકુફાઇ ભર્યું છે તેટલુજ તે અપમાન ભર્યુ છે હુ તમારા કામમા હરકત નાખવા માગુછ એમ મને કહેવાની તમુને મજાલ નથી મી૦ ડીટેકટીવ!"

બાપજી આવો! ધનજીશાહનો આ છેલ્લો તરાગ સુની ત્રણુકે જણા—બે પોલીસ આફીસરો અને બોમ—થોડોવાર તો લગાર ગજેટાઇ જેવા જેવા ગયા! મદાનો શાંત અને શેહાગે સાહેબ હવે વચ્ચ પડ્યો—

"આપ સાહેબ નાહક ખફા થઓ છો! તમારી તરફથી કીમતી મદદની ખાત્રી અમને હતી તેથી તો અમે અહીં આવ્યા છીએ શુ

ખરેખર આપ આજની ઘડી સુધી જાણતા નથી કે તમારો પ્રાઇવેટ સેક્રેટરી હઇદરાબાદથી ખુન કરીને નાહસી આવેલો એક ભયંકર ડામીજ ગુનેહગાર જહાગીર મહેરહોમજી કરીને છે ?"

"તમારે મ્હોનેથી આજેજ એ વાત હુ સાભળુ છ! ખચીત—હુ તો હજુર બી એમ સમજુ છ કે તમે લાંક માગી રફા કરવા આયાછ!" ધનજીશાહે ઘણુજ ગભીર મહોડુ રાખીને કાઇંક ક્રોધથી જવાબ દીધો

"બેશક આ એક્ષત્રાડીશન વારંટો તો કઇ મશકેરી નથીજ ?" યાકુબે સહેજ અધીરાઇથી ડોકુ ધુણાવી કહ્યુ

ખાન બાહદુરે એ તે બને વોરંટો પોતાના હાથમા લીધા અને વાચવાનો આઇગ્લાસ નાક પર ચઢાવી બહુજ ધ્યાનથી તે બેઉ વાચી ગયા

"ઘણુજ તાજુબીભર્યુ !" તેવણુ તે દસ્તાવેજો યાકુબને પાછા આપતા બોલ્યા, "મારા મુબારક એક પારસી હતો એમ તો સપનેબી મને ખ્યાલ નહી ગયેલો! ને એ ગરીબ ગાય જેવો ગાંડ છોકરો એક ખુની! ખચીત તમારી વાત સાભળીને તદ્દન ફ્રાટીજ જાઉછ! એ છોકરામા એટલા બધા પાખડ હતા!! યા ખુદા—ત્યારે આય દન્યામા હવે ભરૂસો તે કોણનો થઇ શકે!"

યાકુબ હવે ધનજીશાહ ગમ વાકો વળ્યો—

"શેઠજી—એ મુબારક ગયો છે કયા ? તે અમને જાણવુજ છે મેહેરબાની કરી કહેશો તે હાલ કયા છે ?"

"હુ શુ જાણુ કાહ છે તે ? તે ગીયો તાહરે મને પોતાનુ ઠેરઠેકાણુ કઇંજ આપી નથી ગીયો"

વળી એકવાર ફરીથી એકાદ બે મીનીટ યાકુબે ધનજીશાહના સ્થીર ડાવકા ગ્હેરા ગમ ધારી ધરીને જોયુ

"તમારી ખાત્રી છે ?" તેણે અર્થસુચક ઉચ્ચારે પુછ્યુ

"ખાત્રી છે!—એટલે?—તમે શુ એમ સજેસ્ટ કરવાની હીમત કરોછ કે હુ તમુને ખોટુ કેહુ છ?" ધનજીશાહ ગુસ્સાથી નેણ ચઢાવી તણાઇ પડયા

"એ મુબારક ગયો ત્યારે તમને બીલકુલ પોતાના જતા ગ્હેવાનુ કારણબી કહ્યુ નહી ?"

"બીલકુલ નહી"

"તમે પુછ્યુબી નહી ?"

"પુછ્યુ—પણ કેહજે ઘણાજ અગતના ખાનગી કામને સબબે મને મુંબઈ છોડી જવાનુ છે તેથી હુ ચાકરી છોડી દેવા માગુછ મે ઘણબી સમજાવ્યુ પણ એકનો બે થયો નહી કેહજે 'મને અબત્રડીજ જતુ રહેવુ' જોઈએ' ઘણોજ રંજીદા દીસવા લાગો તેથી મે લાચારીએ જવા દીધો"

"તે એકલો ગયો, ધનજીશાહ શેઠ ?" માહદેખે હવે આસ્તે રહીને સવાલ નાખ્યો

પણ આણીમેર તેના જેવા ચારતા કાન કાપે તેવા ચકોર ધનજીશાહ હતા માહદેખ મીયા કરતા તેવણે પદરેક દીવાળી વધારે જોયલી હતી !!

"નહીં—એખલો નહી હા ખરા હુ તમો લોકને કેહતા ભુલી ગીયો કોઈ જુવાન જેવા પારસી આવી લાગા તેવણ સાથ કઈ વાત કરવા પછી મુબારક ચાલી જવાના વીરવાહલમાં પડી ગીયો !"

"જુવાન જેવા પારસી ! નામ કહ્યુ હોશેની, મી૦ ધનજીશાહ ?" બોમે કાઈક ઇતેજારીથી પુછ્યુ

'નામ ?–વેલ–મને કંઈ બરાબર યાદ નથી–પણ લેટ મી મી ? હા–હા–હવે યાદ આયુ—સાપુજી તચકરા કરીને આપ્યુ"

'દેખાવમા કેવો ઉતો–ખુબસુરત ઉતો ?"

"ઉતો–ઠીક દેખાવમા ઉતો પણ મારા ભઇ તમે મારી એમ ઉલટ-પાલટ તપાસ કાંહ સુધી લેવા માગોછ ? તમારે જાણવુ જોઇયે કે આજે મારે તાહ એક ગેસ્ટ આવેલા છે—"

યાકુબ હવે ઉઠી ઉભો થયો

"ઠીક છે, મી૦ બમન બહેરામ–અમે તમારો વખત વધારે રોકશુ નહીં પણ જરા તમારા બંગલામા અમે ફરીને તપાસ કરીયે તેમા તમુને વાંધા છે ?"

અચણુચ યાકુબ ગમ ડોકુ ફેરવી કકડાવેલા ડોળા સાથ ધનજીશાહ તરફ઼ાઈ ઉઠયા—

"અલબત! ઘણો મોટો વાંધો છે! પહેલુ તો એ કે મારી 'પ્રાઇ-વેસી" પર એમ તરાપ મારવાનો તમો લોકને કશો હકજ નથી બીજુ એ કે તમે લોક મારા જેવા એક ગ્રહસ્થના સુખન પર શક નાખીને મારા ઘેરની જડતી લેવા માગો છ એ મને મોટુ ઇનસલ્ટ કરવા બરાબર છે ચાલો–હવે મેહરબાની કરી અહીથી જાઓ મારા ઘેરમા કોઇ મુબારક બી નથી ને કોઇ જહાગીર બી નથી હુ તમારી સાથે વધારે કંઈ બી વાત કરવા ના પાડુ છ જીવણુ! જીવણુ!!—"

જીવણ તુરત આવીને હાજર થયો!

"આય ત્રણુ શેઠીયાઓને રસ્તો દેખાડ!"

આમ બોલી ખાનબહાદુર ધનજીશાહ બમનબહેરામ પીઠ મરડીને પાસેના રીડીંગ રૂમમા માહતાબ બેઠેલી હતી ત્યા મગ્ભોગ ચાલી ગયા!

બે ત્રણુ મીનીટ ત્રણુકે જણા–યાકુબ, સાહદેબ અને બોમ—એક-મેકના કોહા જોયા કરતા ત્યા ખમીયાણા જેવા મુગા મતર ઉભા

"સચ વોરંટ વગર હાલને કાજ આપણથી વધારે કંઇ થાય એમ નથી,' સાહદેબ આખરે બોલ્યો, "ચાલ, યાકુબ–બાહેર તો ચાલ!"

તે ત્રગડી 'મોતી મીનાર' માથી બાહેર પડી ત્યારે તેમના ચહેરાઓ જોવાજોગ હતા મોટર આગળ આવી પહોચતા બોમનો સ્ટીમ પહેલો નીકળ્યો

"આ બુધ્ધો આપુને હાથ તાલી આપેછ—નહી તો મારો જમણો હાથ કાપી આપુ! એ બધુ જાણેછ! પણુ મજબુત કંઈ કુચી કેથેથી ફ઼રેલી લાગેછ વેલ–યાકુબ મીયા—હુ તમારે વાસ્તે 'સોરી' છેઉ! મારૂ હવે કંઇ બીજુ કામ છે?'

'જી હા—તમારૂ તો હજી ઘણુ કામ છે, ડાકટર સાબ!" યાકુબ ધીરેથી બોલ્યો

'મારૂં કામ છે ' હવે વધારે શું હું મદદ કરી શકવાનો ઉતો ? હું તો હવે જાઉછ"

"નહીં ડાક્ટર દુબાશ !" યાકુબ પાછુ પોતાની ઠંડે કલેજેની ધપથીજ બોલ્યો "આય જહાગીર મેહરહોમજીનો પત્તો, અહીથી આપુને નથી મલ્યો—એટલે હુ દીલગીર છુ કે તમુને જરા થોડા દાહડા મારી સાથેજ રહેવુ પડશે !"

એક નાના આચકા સમેત બોમ યાકુબ ભણી ફર્યો—

"એટલે ?—તમે શુ કહેવા માગોછ ' " તેણે ડોળા ઉઘાડીને કાઈક ગુચવાઇને પુછ્યુ

"એજ કે હુ હેદ્દરાબાદથી વધારે ઇનસ્ત્રકશન મગાઉ તેટલા તમુને મારા અને સાહદેબના ચાર્જમા રહેવુ પડશે હુ ઘણો દલગીર છુ—પણ હુ તો ફકત મારી ફરજ બજાઉછ"

"તમારા ચાર્જમા ?—અરે—પણ એટલે ?"

'તમે વોટસન હોટલમા અમારી સાથે ચાલો, ડાક્ટર તમે અમારા હાલ તુરત તો કેદી છો હુ તમુને બનતી 'કમફર્ટ' મા અને દરેક ઇઝતથી 'ત્રીટ' કરશ તે વીશે ખાત્રી રાખજો માત્ર તમુને બાહેર અમારા બે માહેલા એક વગર એખલા કેથે બી જવા આવવા દેવામા નહી આવશે ચાલો—મોટરમા બેમશો ?"

"યે ? એ શુ જુલમ '"

"જુલમ શાનો ? જહાગીર જો નહી પકડાય તો તમુને પહરેજ કરવાનુ મારી પાસ વોરટ છે કા નહી એમ હોય કે તમેજ આય જહા-ગીરને ઉડાવી દીધો હોય ' જો એ અમારો શક ખોટો ઠડશે તો બેશક તમુને બાઆબરૂથી અમે છુટા મુકશુ પણ હાલ તુરત હુ તારથી મારી સરકારના વધુ ફરમાનો મગાઉ તેટલો વખત—થોડા દહાડા—તો જરા તમોને અગવડ ખમવી પડશે"

"અરે પણ મારે ઘેર મારી સીસટર વાટ જોતી હોશે——"

"તમે મોટરમા તો બેસો. આપરે તમારે ઘેરજ જઇયે ને મીસ દુબાશને

અધો ખુલાશો કરી હોટલ પર જઇયે લે ચાવો-ડાહયા થઇ જાઓ-પ્લીઝ ગેટ ઇન!"

એક નાના હડસેલા સાથ પાકુમ સાહેબે હાથ પગ અફાલતા ડા૦ બમનશા દુબાશને મોટરમા ઢકેલી દીધા અને બીજી પળે તે કાર ત્યાથી ધસારાબંધ નીકળી ચાલી

## પ્રકરણ ૩૯ મુ.

### અંધારાંમાં ભુસ્કો!

ખા૦ બા૦ ધનજીશાહ બહમનબેહેરામની પોતાની ખાહેશ હતી કે પોતાની શેહાદી બીલકુલજ ખાનગી રીતે, જરાબી ગડબડ વગર, વાડ્ગની અગ્યારીમા ચુપચુપ કરાવી નાખવી એ માટે તેઓ વીના કારણનો વીલંબ લગાડવા માગતા નહીં હતા—કેમજે તેઓ જાણુતા હતા કે આ તેમના "જુદદીન લગન" જરથોસ્તી કોમની બત્રીસીએ ચઢવા વગર રહેવાના નથી! ધનજીશાહ પોતે એવી બાબદોમા ઘણા સુધરેલા—આગળ વધેલા વીચારના-"જુદદીન્યા" હતા જો સારી તોખમના, અને સારી બુન્યાદના જુદદીનો રૂડી મકસદથી જરથોસ્તી ધર્મ અખત્યાર કરીને, પુરતી કસોટી માથી પસાર થવા બાદ, કોમમા દાખલ થવા ચાહે તો તેઓને શા માટે નહીં લેવા તે ખાનબહાદુરને કેટલાક "બ્લુ-બ્નેડેડ સુધારાવાળાઓ"ની માફક સમજ પડતુ નહીં હતુ!

માહતાબ તેવણને મનથી એક બહુજ ઉચા ખાનદાનની ઉમગવી તોખમની લાયક છોકરી હતી-તો પછી તેણીની નવજોત કરાવી તે જુદદીન સુંદરીને જરથોસ્તી બનાવવી એને માઝદયસ્ની દીનના ખુદ ફરમાન મુજબનુ પવીત્ર કામ ધનજીશાહ મનમા નીશ્ચય સમજતા હતા!

છતા વીનાકારણની "હો-હો" અને 'હુલુર-હુલુર' ન્યુસપેપરોમા લાખો વખત થવા દેવાનો ચાન્સ આપવોજ શુ કામ? ધનજીશાહે ઠરાવ

કર્યો હતો કે ત્રણ દહાડામાજ ચટ ને પટ નવજોત-લગન બધુ વાદરે આટોપી નાખીને ગુપચુપ બે ચાર દીવસ પછી પોતીકી ધણીયાણી સાથ ઉટાકામદ હનીમુન ગુજારવા તીરી જવુ ! બુધવાર તારીખ ૨૫ મી એપ્રીલને દહાડે સહવારના નવજોત કરી તેજ દહાડે લગન કરવા સારૂ તેઓએ પુનાથી મોબેદોની જોડને મોટા ખરચે ખાસ વાદરે બોલાવી મગાવવાનો બદોબસ્ત કર્યો હતો !

આતવારે માહતાબ તેવણુને "મોતી મીનાર"મા મળી જવા પછી ધનજીશાહ પોતાની તૈયારીઓ એટલી તો ગુપચુપ રીતે કર્યા ગયા હતા કે ઘરડા જીવણને વટીક મગળવાર સુધી તો કાઈ સસારો માલમ પડી શકયા નહી હતો

છેક મગળવારે બપોરે ખાણુ લેતા લેતા ધનજીશાહે પોતીકા "મેજર ડોમો' આગળ આસ્તે રહીને એ બાબદનો એશારો પહેલવહેલો કર્યો

"જીવણ—હુ તુને કહેતા ભુલી ગયો તુ જાણુતો હોશે કે કાલે મારા લગન છે કાલે મારી 'મોતી' મારી ધણીયાણી બનીને અહી બપોરના મારી સાથે આવશે"

બીચારો જીવણ તો ઘુવડ જેવા ડાચા સાથ પોતાના શેઠનો ચેહરો ચીતારનો ચોડો વાર ગુગજ બની ઉભો

"તમારા-છાબ-કોણ ?-મોતી ?"

"ચે ! એમ શુ કરેછ ? પેલી આપણે તાહ જુવાન મહોમેદન બાઈ આવેછ કેની—પેલી માહતાબ !—તે છોકરી સાથ હુ કાલે પણવાનો છેઉં ! લે, જીવણ—એ બનાવની ખુશાલીમા આય તુને બક્ષીશ !"

આમ કહી ધનજીશાહે પોતાના ડગલાના ખીસામા હાથ ઘાલી એક પૈસાની પાકીટ કાહડી અને અદરથી ત્રણ ગીની કાહડી ડઘાઈ વધાઈ ગયલા જીવણના હાથમા મેલી

જીવણે બે હાથે સલામ કરી—પણ તેના સમમ બકકમ કોઠા ઉપરથી દેખાતુ હતુ કે તેના શેઠની આટલી ઉદાર ભેટ છતા આવતી કાલના લગનની ખબરથી તેને લાગેલો નાખુશ આચકો ડપટ પડી શકયો

નહી હતો

"જા હવે જીવણ—મારી સામે ઉભો રહીને એવા એબીયલ ડાચા ના કરીયા કર!" ધનજીશાહે પોતાના નોકરના ચહેરા ઉપર ખુશાલીને બદલે ગમગીની અને ગુચવણનો છાપ દેખી મહેજ ખભરીને કહયુ "આજે ચાર વાગને હુ વાન્દરે જવાનો છેઉ રાતે જમીનેજ દસેક વાગે આવશ—મારૂ ડીનર અહી મને નહી જોઈએ-સમજયો?"

"વારૂ છાબ"

જીવણ ગુપચુપ બાહેર ઓટલા પર જઈને ઉભો તેના મુખમાથી એક નીસાસો નીકળી પડયો.

"અતે આ ઘરડા છેટ ઓલી બીજી જાતવારી છાતે દાણા પાડી ગીયેલા! બચારા એરછ બાવાનુ હવે છુ થાછે?"

*   *   *

ભરેસ્પતવાર તા૦ ૨૬ મી એપ્રીલે સહવારના 'જામે જમશેદ' મા નીચલો નાનો મઇ જેવો ધડાકો છપાતા મુમબઇની જરથોસ્ત્રી આલમનુ બારકસ જાણે એક સબમરીનનો ટોરપીડો લાગ્યો હોય તેમ ઉપર તળે થઇ ગયુ!—

## જુદદીન નવજોત અને લગન.

—— o ——

### ખાનબહાદુરનો ખેતાબ ધરાવનારા એક જાણીતા બુઝરગ પારસી ગ્રહસ્થની ગઈ કાલે એક જુદદીન બાઈ સાથે વાંદરા ખાતે થયલી શેહાદી



અમારા વાચનારાઓ—અફસુસ કરીને જરથોસ્તી વાચનારાઓ—જાણીને બેહદ અજબ થશે કે પારસી કોમના એક જાણીતા શ્રીમત શેઠીયા ખાનબહાદુર ધનજીશાહ એદલજી બહમન બહેરામની શેહાદી પારસી રેવાજ મુજબ મીસ માહતાબજાન નામના એક મહામેડન બાનુ

સાથે ગઈ કાલે સહવારે વાદરા ખાતે ગુપચુપ થઈ છે ખા૦ બા૦ બહ-મન બહેરામની લગભગ ૫૫–૫૬ વરસની પાકટ વય છે, જયારે એમના જુદ્દીન ધણીયાણી ફકત ૧૭ વરસની કુમળી વયના છે

આ જુદ્દીન બાઈની ગઈ કાલે વાદરા મધે સહવારના પ્રથમ નવ-જોત ક્રીયા કરવામા આવી હતી—જે માટે પુનાથી ખાસ બે મોબેદોને બોલાવી મગાવવામા આવેલા સભળાય છે નવજોત પુરી થતા તુરત લગનની ક્રીયા થઇ હતી જે બાદ ખા૦ બા૦ ધનજીશાહ તથા તેવણના મોહરદાર બાઇ મોતીબાઇ (જે પારસી નામ હવેથી એઓએ ધારણ કર્યુ છે) મોટરમા પેડર ઉપરના પોતીકા 'મોતી મીનાર'મા પાધરા ગયા હતા

મી૦ અને મીસીસ બહમન બહેરામ બીજા ત્રણ ચાર રોજમા હનીમુન ગુજારવા મુબઇથી ઉપડી જનાર કહેવાય છે

* × *

તે યાદગાર બુધવારનો સુકરવારબી થયા ! ધનજીશાહ બહમનબહેરામ તો પોતીકા મોતીબાઇની સાથે પરણીને નવા જુનાબી થઇ ગયા હતા આવતી કાલે—એટલે શનીવારે—તો સાઝની ત્રેનમા તેઓ મીસીસ સાથે બેગલોર જવા માટે ઉપડી જનાર હતા આજે સુકરવારે સાઝના ચાર વાગતેથી તેઓ પોતાના ધણીયાણી સાથે મોટરમા કોણ જાણે કયા નીકળી ગયલા હતા, અને જીવણને કહેતા ગયા હતા કે રાતના અસુરેથી તેઓ બને જણા બાહેર જમીને પાછા ઘરે ફરશે !

'મોતી મીનાર'ના પોખાલ ઓટલાની પર મેળેલા સીસમના બાજટ-પર ટાટીઓ ચઢાવીને પગના આગળા મસળતા જીવણનુ ધ્યાન હમણા કોણ જાણે કયા ચરવા ગયલુ હતુ સાજે સાડા પાચ વાગતાનો અમલ થયલો હતો—પણ તોબી હજી જીવણજીબાના ઉ બણુસી આખ્યોના ટાપચા પરગરા થવા પામ્યા હતા નહી સાત વાગતે સાઝે તેને વોટસન હોટલમા જવાનુ 'એપોઇનટમેંટ" હતુ તેના તુરંગમા તે ચકચુર હતો પેલા અણજાણ્યા જેવા 'પારસી છેટયા—ઓલા એરંડ બાબાના દીછદાર પેછતનજી છુરતી"

એ એક કાગળ લખીને જીવણુને આજે સાત વાગતે વોટસન હોટલમા જરૂરજ બોલાવેલો હતો—કેમકે ત્યા એ વખતે એરચ બહમનબેહરામબી આવનાર હતો !

પણુ તેની "બ્રાઉન સ્ટડી"મા કાઈ ખલલ થઈ એક ભાડેની વીકટો-રીયા 'મોતી મીનાર'ના કમપાઉન્ડમા દાખલ થઇ પોરટીકોમા આવી ઉભી અદર બોખુ પહેડેલો એક ખુધો જેવા ચુસીયા સરખો ઠીગણો બગડો પારસી બેઠેલો હતો ગાડીમાથી ઉતરી તે ઓટલાપર આવ્યો

"ધનજીશાહ બહમનબેહરામ અહીં રહેછ ?" તેણે જીવણુને પુછ્યુ

"જા, જઇને કેહ કે હોરમજી આટયા નામના પારમી તમુને કઇ અગતના ખાનગી કામસર મળવા માગેછ"

"છેટ ઘેરમા નથી—બાહર ગીયેલા"

જીવણે આ જવાબ દેતી વેળા આ નવા આરનાર ગમ જરાક નવા-ઇથી જોયુ બાપડો જીવણુ તેને કયાથી ઓળખે ? પણ વાચનાર તુ તો આપણા મીત્ર હોરમજી ચેનને ઓળખે છે ગોદરેજ અને ફીરોઝ જસાવાળા ભાઇઓનો મેનેજર મુનીમ-આ હોરમજી આટયો દેખઈતા કાઈ અગતના કામસર ધનજીશાહ બહમન બેહરામને મળવા માગતો હોવો જોઇયે કેમ જે જ્યારે તેણે જીવણુથી જાણ્યુ કે શેઠ ઘેરમા નથી ત્યારે તેણે બહુજ નાસીપાસીથી મ્હોડુ કુમળાવ્યુ

"એવણુ પાછા કાહરે ઘેર આવશે ?"

"એ તો હવે રાતે છેક દછ વાગતે આવવાના, ભાય !"

"ઓહોહો—છેક દસ વાગતે આવશે ? કાહ ગીયાછ, કઇ ખબર છે ?"

"ઉહુ—ને કાઇ ખબર ની મરે !"

એકાદ બે મીનીટ હોરમજી ચેન વલ્લા ડાચા સાથ બગીચાના "લોન" તરફ ટીકતો ઉભો પછી અચબુચ જાણે કાઇ ઠરાવ પર આવ્યો હોય તેમ પોતાના ડગલાના ખીસામા હાથ ખોસી એક સીલ કીધેલુ પરબીડુ ખેચી કાહડયુ —

"જો એઇ લાલ્યા—આય કાગળ બણો અગતનુ ને તાકીદનુ' છે

તુ એ તાગ શેઠને એવણ આવે તાહરે ડાતુ આપજે ! સમજ્યો ?—"

"વારૂ—પણ તમારૂ નામ ?"

"ચીંતા નહી—અદર બધુ લખેલુ છે મારા નામની કઇ જરૂર નથી હુબી એ કાગજ મારા શેઠ તરફથીજ લાયોછ બરાબર આપશે કે, બચ્ચા ?"

"હા—હા—આપે નીહનો છુ ચાવી જાવાનો છુ ?"

"ગ્રેટસ ગર્ઈટ ! લે આય બક્ષીશ ! જો બરાબર સભાળીને આપજે—અ !"

આટલુ બોલી હોરમજી ચેને એક ચાટલો જીવણના હાથમા સેરવી દીધો અને ઝડપમા ગાડીમા બેસી ત્યાથી હકારી ગયો જીવણે માથુ ખજવાળી તે સીલ કરેલા એનવીલપને આમ તેમ ફેરવીને જોયુ—અને પછી તે પોતાના ડગલાના ગજવામા મેલ્યુ

## પ્રકરણ ૪૦ મુ.

### વારસન હોટલમાં કોન્ફરન્સ

વોસ્ટન હોટલને પહેલે માળે એક નાના ઓરડામા બે મીત્રો કયારના સામસામી નીચી 'કુશન-ચેરઝ' પર અઢેલાઇને "સાત વાગતાનુ સટકણુ" પાડતા હતા

૨૦ બહમનશાહ આજે ડાઇક રગમાજ હતા એક ગમથી બ્હીસ્કી અને સોડા ચુસ્તા જઈ બીજી મેરથી ઉચી હાવાના સીગારનો ધુવો કાહડતા જઇ તેવણ પોતીકા દોસ્તના ધુખરાયલા ડાચા ગમ અનારનવાર નજર ફકયા કરતા હતા

"મે એ લાલીયાને સાત વાગે અહી બોલાવ્યોછ સાતને પાચ થઇ—ગ્રોય આવતોજ હોગે !" બોમે કહ્યુ "લે બેરચ-જરા બીજો લે ! તારો કાકા ગીયા હમણા કેઉ તાહ ! તુ કાહ સુધી એને લીધે માદી ગધેડીની માન્દ કારયા કરશે ?"

આમ કહી બોમે એરચ બહમન બહેરામના ખાલી ટમલરમા બીજો દોઢેક પેગ જેટલો હોમાવ્યો—અને પછી પોતાને હાથે અંદર થોડોક સોડા આઇસબી નાખ્યુ

"વેલ–માઇ બોય! હીયર ઇઝ ટુ યોર ન્યુ કાકી! ખોદાય એ જોરૂ કાયમ રાખે! ને આવતે વરસ એ લોકને તાહ જોગ છોકરીઓ આવે! લે દીકરા–આય તારો ડોકરો ધરડેધડપણ વરસ વચી મુવાછ તેની સલામતી!!"

ખુબ ગેલથી હસીને બોમે પોતાનુ ગ્લાસ ઉચક્યુ અને એરચનુ ટમબલર તેના હાથમા આપ્યુ એરચનુ ખુબ "કોહી" જતુ હતુ–તોબી મુઢમા સહેજ હસી તેણે તે ગ્લાસ લીધુ

"થેંક્સ!" તે આસ્તેથી બોલ્યો, "ને આય સલામતી તારા બે જેલરોની! એ જોરાનેબી ખોદાય કાયમ રાખે! ને આવતે વરસ તમો ત્રણડે જણાને હુ હેદરાબાદની કોઈ એકુ જેલમા હુ પાછો આવીને મળુ લે બોમ—પેલા હૈદરાબાદના બે મીયાઓના હાથમા તારા જેવા એક મવાલી બરાબર સપડાયોછ ને અડી ગોધાને પાંજરાપોળના બળદયાની કાની તુ ઝુકયા કરેછ તેની સલામતી!"

આટલુ કહી એરચે પોતાના ટમપાલનો બીજો હફ્તો એકકી ટામે ગળામા ખાલી કર્યો બોમને જરા ચટકો તો લાગ્યો—પણ જાણે કાંઇજ દરકાર નહી કરતો હોય તેમ તેણે એકાદ મીનીટ પોતાની સીગારમાથી ગોટેગોટા સ્મોકના કહાડયા કીધા

"તુ ચેષ્ટા કરેછ એટલુ બધુ કઇ નથી, એરચ" તે આખરે ધીમેથી બોલ્યો, "આય યાકુબ અને સાહેબ મને ખાત્રી આપેછ કે કાલ પરમ હૈદરાબાદથી એ લોકને પોતાના હેડ કવારટસ ના ઇનસ્ત્રકશન મળશે કે પછી એ ન્યુસન્સો અહીથી ઉપડી જશે ને હુ મારે રસ્તે ચાલ્યો જવશ આય પેલા જહાગીરના બાબમા કોણ જાણે શુ ડોહચાણ થઈ ગીયુછ તે હુ પોતે સમજી શકતો નથી તે સ્કાઉનડરલને મે પોતે મારી નજરો નજર તારા કાકાને બંગલે જોયો—પણ મારીજ સ્ટુપીડીટીને લીધે બરાબર વખતસર હૈદરાબાદથી એ નાપાકને મસારો મલી ગીયો ને આય ઉધ્ધણુસી

ડીટેકટીવો અહી આવી લાગે તેટલા તે 'મોતી મીનાર'માથી પાર થઈ ગીયો! તારો ધાખરો હવે સાફ કાને હાથ દેછ, પણ હુ ધારૂછ કે એ બુઘ્ધો અમુને ઉડાવેછ"

"પણ શાને સારૂ ઉડાવે? ધનજીશાહ કાકાને એટલી તે શુ પરીછ કે જહાગીર જેવા એક અણજાણ્યા માણસને બચાવવા આટલી હદ સુધી ખોટુ બોલે ને નીઝામની પોલીસના કામમા હરકત નાખી જાણીબુજીને એક ખુનીને છુપાવવામા સામેલ થાય? મને તો લાગેછ કે તમે લોક બધા કઈ સજ્જડ ગોટુ ખાઓછ"

"વેલ-જોઈશુ! એ બધુ શુ રકુચકકર થઈ ગીયુ તે બરાબર સમજવા સારૂ પેલા સુરતી લાલીયાને અમે અહીં ખામ બોલાવેલો છ એ જીવણ બીચારો પહેલા નબરનો ઓલીયો છે–જરા પેટમા નવટાક જેટલો પડશે કેની તો બોલઇમા માગે વાહલો બધા ભાગરા વાટયો જશે"

"વારૂ–પણ મને એટલો અરજટલી તે બોલાવ્યો તેનો શુ મીનીગ—કઈ મારી પાસબી ભાગરા વટાવવા છે કે?"

બોમ તીરસકારથી મુછમા હસ્યો—

"અત્યાર સુધીમા તે એટલા બધા ભાગરા વાટયાછ કે હવે વધારે વાટવા સારૂ કઇ બાકી તે રાખ્યા હોય એ વીશે મને શક છે મે તો તુને બે કારણથી આવવા કહ્યુ એક તો એ કે તુ હાજર હોય તો તારો માનીતો લાલીયો જરા વધારે છુટથી અમારી સાથ મ્હોનુ ખોલીને વાત કરે એ જીવણ તારી પર કઇ અજબ મરી ફીટેછ—"

"ને બીજુ કારણ શુ?"

"તુને બોલાવવાનુ બીજુ કારણ એ કે આય પ્રમાણે એક કાગજ તારા પોતાના હાથે લખી કહાડીને આજેજ રાતોરાત ટપાલમા તારા કાકા પર પોસ્ટ કર!"

આમ બોલતા સમેત ડા૦ બોમે એક પેનસીલથી લખેલો ખરડો ખીસામાથી કહાડી એરચના હાથમા મેલ્યો કાઇક અજાયબી અને રમુજથી એરચે તે કાગળ્યુ લીધુ અને પછી મુગે મ્હોડે તે સભાળથી આખુ

વાચવા માડયુ

એરચ ભત્રીજા તરફથી કાકાજી ધનજીશાહ ઉપર જનારો તે એક લગાર લબોણુ ગુજરાતી રૂકકો હતો ! હા—ડા૦ બોમે તેનો ખરડો પોતે ઘડી કહાડયો હતો ! તેમા ભત્રીજો ઘણીજ નરમારાયી, વહાલથી, તાબે દારીથી લાગણીથી વહાલા મહેરબાન કાકાજી પાસે પોતાની આગલી ચાલ માટે માફી માગતો હતો (!)—અને સરગરદાન પરેશાન બની પોતાની આગળી બેવકુફ નાદાનીઓ માટે પસ્તાવો કરતો હતો (!!) ના—એટલુજ નહી તે કાગળમા કમીનો ભત્રીજો મુરબ્બી બાપને તોલના માયાનુ કાકાજીને તેમના લગનના શુભ મુબારક બનાવ માટે અનત ઓજરખ્ખાહીથી હઝારો હઝાર મુબારકબાદીઓ ઇચ્છતો હતો (!) વહાલા કાકાજી તથા નવા વાહલા કાકીજી ને જીગરના તમામ ઉડાણુથી દરેક ભલી દુવાઓ ચાહતો હતો (!)—કાકાજી તથા કાકીજીને અનત અપાર સુખ ઇચ્છતો હતો (!) અને—અને—

હાખ ચુ !!—

મુછપર ફરી વળેલા છુપા રમુજના હસ્વા સાથ આ લબાણુ નોન-સન્સ એરચ સભાળથી વાચી ગયા પછી તેનાથી હસી પડાયુ—

“તારો બપાવા મરે તારો ! બોમ–ચુ આર એ ફની ફેલો—પોન માઇ વર્ડ !!”

“ઉ—એ ડોહચાણુનો ડોઝ તાગ બુદ્ધાને તેની સઉથી હેપી મોમેન્ટસમા મળશે ! માર્ક માઇ વર્ડ, એરચ—ડોસો એથી મલાહી જેવો નરમ બનશે બસ તુ કાપી દુ કાપી એ કરીને આજે ટપાલમા ટપકાવી દે !”

‘પણુ તેથી થશે શુ ‘—”

“તેથી થશે એ કે તુ ‘મોતીમીનાર માં પાછો જતો આવતો થશે”

“વેલ—તેથી—પછી શુ ?”

“તેથી—પછી હુબી તાહ જતો આવતો થવરા”

“તુબી જતો આવતો થરો ?”

“હા—મને તારી કાકી સાથ જરા દોસ્તી પાડવીછ !”

"પછી ?"

"પછી શુ વરી ?—તારા ઘરડા મગુસ કાકાને અદેખો બનાવી એ એ જણા વચ્ચે ખતરો પડાવવા માગુછ !

"ઉ—પછી ?"

"પછી પછવાડ ને આગળ અગવાડ ! 'પછી' 'પછી'—'પછી' શુ ઇડીયટની કાની કરી મરેછ ! એક વખત મને જરા મારી રીતે કામ પાડવા તો દે—પીછુ દેખા જાયગા !"

"બાઇ જોવ ! ! વોટ આ ડેમ્ડ લોટ ઓફ ચીક યુ હેવ—ઓમ !"

"હા ! એ 'ચીક' તારી ખોપરીમા ભરાયલા ડેમ્ડ લોટ ઓફ ભુસા કરતા વધારે ઉપયોગી છે ! તુ બસ મને ચીપી ચીપીને 'બધુ' ના પુછ હુ મારા પ્લાન અગાઉથી બધા કોઇને કહતો નથી, એરચ ! ઓ જીવણુ !–તુ આયો કે ?—આવ, આવ, અદર આવ !"

સેકો પાનઝાની પેઠે દાચુ ફસકાવતા અને ખસણુયાની માફક બે જવાન શેઠયાઓને સલામ કરતા જીવણભાઇ અદર દાખલ થયા

"બેસ, જીવણા, બેસ ! તુ ટાઇમસર આયો, અ ! આય દુલની ઉપર બેમ અમે તારીજ વાત જોતા'તા"

જીવણુ ત્યા બેઠા નહી અલબતા પોતાના નાના શેઠની તેણે અણુ મણુયા રાખી

બોમ મુછમા હસ્યો—

"એ એમ નહી બેસવાનો ! એ તો તુને જોઇને ચીઓજ થયા કરશે, એરચ વારુ બેસતો નહી તો જરા કોગરો કરગે કે તેબી નહી, જીવણુ ? તારા હાથેજ એને છાટો આપ, એરચ—મને જોઇને તો એ ઓસ્કાતો હોશે !"

એરચે એક પીતળનુ ગલાસ ઉચક્યુ અને વીસ્કીની બાટલીમાથી બુચ ઉપેડયો

"લે જીવણુ—હવે ઘણો ડાહેલો ના થા ! તુ તો અરધી બાટલીનો વરાક છે તે મને ખબર છે !"

જરા થોડોવાર ભાગ્યમમણી કર્યા કરીને જીવણભાઇએ એરચના હાથમાથી પેલુ ગલાસ લીધુ—અને ડાચુ ફ્ન્કાવી બેઉ ગેડીયાઓને એકેકી "ટપલી" ઝાડી બપોરનુ મ્હોવહુ તો ક્યારનુ તેની હોજરીમાથી ઉડી ગયલુ હતું—અને દીવાબત્તીને વખતે જીવણબાનુ નાખ વળી વખવખ થયાજ કરતુ હતુ, એટલે આ નહીં ધારેલી "ખુશમખ્તી" સામે તે બીચારાથી લાબો વખત ટકી શકાયુ નહી તેમા એરચે જરા હસીને ઉલટ આપનાગી નીશાની કર્યાજ કીધી કે તે લાલો ટમલર માહેલો ડડક "ડાઝ" એકકી ટાસે ઓટી ગયો અને પછી હોડના બટાકા માથે સતોષની એક લાબી 'હાઆઆશ!' ખેચી

"એરછજી છેટ, તમુને બહુ દીવછે મયલો-છારીકાની તો છેઓની?"

"હા—ઠીક છેઉ બચ્ચા, તુને હવે નની શેઠાણી મળીછ તે હવે બીચારા એરચ બાબાનો ભાવ પુછવાનો વખત કાહથી મળે! હવે તુ બેસી મરેછ કે નહીં?'

"જીવણભાઈ ટુલ પર આખરે ગોઠવાયા—

જીવણ, મને પેલો મુબારક ગેઈ કાલે ઓચીતો બોરીબદર મળી ગીયો તો તે તો કહેજે બે ચાર દહાડામા હુ ધનજીશાહને મળવા આવવાનોજ છેઉ તુનેબી સલામ કહેવાડીછ"

"હ કે?—એ પાછો મળે તો મારીબી છલામ કહેજો! એરછ છેટ, એ મુછલમાન છોકરો બહુ ગરવો ને લાયકીવારો! એ ગીયેલો તે મને વણુ લાગેલુ—છાચુ કેહુ!"

"પણ એ જતો કાય રહયો'—જીવણ?" એરચે પુછયુ

"ભગવાન જાણે! એક દી કોઇ પારછી જેવો છેટ આવેલો, તે ધનજીછા છેટને મયલો ને કઇ વાત કરીને મુબારકને લઇ ચાલતો ઠીએલો"

"તાહર પછી એ પાછો આયોજ નથી?"

"નહીં—પાછો નથી આયવો!"

"ને પેલો—પેલો અણજાણો પારસી?"

"તેણેબી મોહનુ નથી દેખારેલુ, ભાય"

"કંઈ કાગજ પતર કાઇજ નહી ?"

"મોટા છેટને કાગજ મએલુ હોય તો આપરે શુ જાણે, પેછતનજી છેટ—પણ છેટ કાઇ બોલેલા તો નીહ એવણ બોલી મુછતમાની છાટે વીવાહ કરવાની એવી ગરબરમા પરેલા કે છધુ વીછરી ગેયલા ! પણ હા ખરા–આજે બપોરે કોઈ બીજો પારછી ઉતાવળમા છેટને મળવા માગતો'તો ને મને એક કાગળ આપી ગેયેલો તે કોઇ એ મુબારક તરફથી આઇવો હોય એમ લાગે !"

ડા૦ બોમ આ પળે એક નાનો આચકો ખાઈ ખડો બેઠો

"હે ! આજે કોઇ બીજો પારસી મુબારક તરફથી આવેલો ? શુ બોલ્યો, જીવણ ?"

"હુ એમ ધારૂ—છેટ પછી ભુલમી કરનો હોઉ મને કીધેલુ જે તાકીદના ખાનગી કામ છારૂ છેટને મળવુ છે છેટ તો બાઇ છગાત બાહેર છધાવેલા તે મને રૂપીયો આઇપો ને આ કાગર–આ 'હુ, હુ મારી છાતેજ લાવેયો દેખુ !—તે મને આપી ગીયેઓ ! કહેજે છેટ આવે તેવારે ઠાવુ આપજે !"

આટલુ બોલતા જીવણે પોતાના ગરમ ભુરા ડગલાના અંદરના ખીમામાથી એક મહોરબધ પરબીડુ બહાર ખેચી કહાડયુ બોમ અને તેના દોસ્ત એરચની વચે આખનો છુપો 'વાયરલેસ' પાસ થઇ ગયો, તે જોવાને જીવણ બાપડામા હુસ્યારી કયા હતી ? તેના દેમાગમા તો બપોરના મોહવડાનુ અને સાજના વીસ્કીનુ ડહોચાણ કયારનુ દોદરાયા કરતુ હતુ !

બોમે તે પરબીડુ પોતાના હાથમા લીધુ, અને આમ તેમ ફેરવીને તે ઉપરનુ સરનામુ સભાળથી વાચયુ

"કાઇ ઘણુ અગતયનુ કાગળ દેખાયછ ! જો–સભાળથી ઠાવુ મુકજે હ ! જીવણ, અંદર કાઇ નોટ બોટ હોશે જો ! લે પાછુ મુકી દે અંદર ગજવામા "

જીવણે તે પેકટ પાછુ ખીસામા ઠેસવયુ

"એરચ, જરા હુ એક મીનીટ બહાર જઈ આઉછ તુ જીવણ સાથે

વાત કર જો જીવણ જતો ના રહેતો હ ! હુ અતરઘડી પાછો આવુછ”

આટલુ કહી ડા૦ બોમ ઝડપમા ઓરડા છોડી ગયો પહેલે માળની વરડા ઉપર બે હઇદરાબાદી પોલીસ ઓફીસરો નેટરની ખુરસીઓ પર અરડાઇને બીડી ઓરતા હતા, ત્યા તે ઝપાટામા ગયો

“યાકુબ ! સાહેબ ! કઇ પત્તો લાગે એમ દીસેછ જો પેલો સુરતી લાલો નોકર જીવણ મારા ઓરડામા હમણા આયોછ તેના ડગલાના ગજવામા એક સીલબધ એનવીલપ છે તે પર ધનજીશાહ બમનબહેરામનુ સરનામુ છે કહેજે આજે કોઇ અજાણ્યો પારસી આવીને ધનજીશાહને મળવા માગતો હતો, પણ તેવણ બહાર ગયલા હોવાથી આય ચીઠ્ઠી તાકીદની અને અગત્યની છે એમ કહી જીવણને સોપી ગયો તમે લોકો ત્યા આવો મે જીવણને રોકી રાખયોછ એની પાસથી આ કાગળ કઢ-ડાવવુ જોઇએ”

મહોડામા ખોસેલી ચીરૂટની અદરથી યાકુબ મીયાએ ધુમાડાના ગોટે ગોટા કહાડયા, અને પછી ઘણુજ ઝીણુ મુછમા હસ્યા

“ચીઠ્ઠી એના ડગલાના ગજવામા છે કે ?” તેણે પુછ્યુ

“હા”

‘ડગલો કેવા રગનો છે ?”

“ભુરો ગરમ કોટ છે !”

“અચ્છુ, જાવ, હુ હમણા આઉછ”

બોમ સીધોજ ત્યાથી પાછો પોતાના ઓરડામા ગયો ત્યા જીવણ પોતાના એરચ છેટ સાથે ખુબ શુરમા આવીને સટાકા હાકતો હતો

“એરચ, લેની જરા બીજો લેયછ કે ? જીવણ, તુબી જરા પાછો છાટો લે ! નહીં——ના બા કાઇ ચાલશે નહી, લેવોજ પડશે હવે તો તુ જતો રહેવાનો, તાહરે અમોને કયારે મળશે ? લે, આય તારા એરચ છેટની જલદી શાદી થાય તેની સલામતી !”

આટલુ બોલી બોમે જીવણના પીતળના ટબલરમા ખાસ્સો બીજો બેત્રણ પેગ જેટલો હોમાવ્યો આ વાર જીવણે ઝાઝો વખત નાકે જીભ

લગાડવાનો પ્રયોગ ભજવયો નહી ખુખાર મારીને તે આ બીજી વારનો હફતો પણ ગટાવી ગયો ટબનર ટીપઇ ઉપર પાછુ મુકીને તે મહોડુ સાફ કરે તેટલા યાકુબ ઓરડામા દાખલ થયો

"અહો, જીવણભાઇ, તમો આવ્યા છો કે ?" તે ખુશ મીજાજે હસીને બોલ્યો "કેમ છે, ભાઇ ? કાંઈ ખબર અતર ?"

"ખબર અતર શુ આપુ ભાઇ ? છઉ છારૂ છે"

"ઓ બાપરે !" યાકુબ બોલ્યો 'શુ બફાટો છે ! તેમા જીવણ, તેબી ભલા મારૂએ બદુસ જેવો ડગલો કાહથી પહેડયો છે ? ડા૦ દુબાશ, તે દહાડે હુ તમોને કહેતો હતો કેની, તે આય કપડુ ! આય ભુરા રગનુ કપડુ આબાદ મને મારા માણસોને સારૂ યુનીફોરમ કરવા જોઇએછ"

ઓમ દુબાશે જીવણના ડગલાની બોહે હાથમા પકડીને તપાસી જોઇ, "હા એ ધેરા ચાકલેટ રગની ફ્લેનલ ઝાઝી હાલ મળતી નથી, પણ આપણે નીચે આપણા આબા દરજીને દેખાડયે કદાચ એની દુકાનમા હોશે છે, તે, જીવણ, જરા એક મીનીટ તારો ડગલો જોવા આપશે ? ખરેખર ઘણીજ મજાની પેટર્ન છે !"

બીચારા જીવણના મગજમા વીસ્કીના સાડા પાચ પેગ ગેરયા રમતા હતા "શુ માગો, ડગલો કહાડી આપુ ?" તેણે વસણાયલુ ડાચુ કરી પુછયુ

"હા, ભાઈ મહેરબાની થશે" યાકુબે કહયુ "પાચ મીનીટમા પાછો લઇ આવુ નીચે દુકાનવાળો દરજી આબા છે, તેને દેખાડીને આય ઓય લઇ આવુછ ગભરા ના દોસ્ત, તારો ડગલો નહી ખાઇ જાઉ !"

"અરે, નારે, એમા શુ ? લેવોની ! પણ જલદી આવજો હો ભાઈ, મારે હવે જવાનો વખત થીએલો !"

આમ બોલતા સમેત પોતાના દીલપરનો ડગલો જીવણે લહેરમા આવી જઇને કહાડી યાકુબના હાથમા મેળયો યાકુબે તે લઇ ત્યાથી ચાલતી પકડી

પાધરો તે પોતાના ઓરડામા ગયો ત્યા માહદેખ તેને માટે ઇતે

જારીથી રાહ જોતો તઇયારજ હતો યાકુબે જીવણવાળા તે ડગલાની અંદરનુ ખીસુ ધુંડી માહેથી પેલુ મીલ મારેલુ પરબીડુ કહાડયુ

"એને સીલ છે--એ ફોડયે ?" માહદેબે અ દેશો બતાવ્યો

'બેશક ફોડયે-એમા વળી શુ શક છે ?" યાકુબ બોલ્યો 'પોલીસને બધો અધીકાર છે '

આમ કહેતા સમેત એક કાતર વડે યાકુબે એ એનવેલપની ચરચર એક કીનારી કાપી નાખી, અને અંદરથી એક કાગળયુ કહાડી તે વાચવા માડયુ તેના ખભા ઉપરથી ટીંગાઈ સાહદેબ પણ તે વાચતો ગયો તે કાગળમા નીચે પ્રમાણે લખાણ હતુ—

**મહેરબાન શેઠ ધનજીશાહ,**

ગમે તેવીબી અથાગ માથાપરની આફત છતા આ બે લીટી લખવા વગર મારૂ જીગર ચાલતુ નથી મે વરતમાન પત્રોમા ગઈ કાલેજ વાચ્યુ કે તમારી મુબારક શાદી વહાલી બહેન માહાતાબ સાથે થઇ છે મારા અંતઃકરણના તમામ જોશથી હુ તમો બનેનો દરેક ભલી દુવાઓ ઇચ્છુ છુ પરવરદેગારના તમારી ઉપર આશીશ ઉતરો આ જીંદગીનુ સઘલુ સુખ તમોને મળો અને હમીખુશીમા ઘણા વરસ જીવો હુ આજે રાતના ગ્રાટરોડથી ઉપડનારી ૧૦॥ વાગતાની ટ્રેનમા મુબઈ સદાને માટે છોડી જવશ મારી સાથે ગોદરેજજી છે હાલ તુરત અમે ભમણ જઇશુ મને તાહ કર પાડીને ગોદરેજી પાછા આવશે હઝારો હઝાર મારા ઉપકાર કબુલ રાખજે તમોએ મારી તરફ જે મહેરબાની, વહાલ અને બાપના તોલની માયા દેખાડી છે તે હુ મરતાબી ભુલશ નહી હાલ તુરત અમારી હીલચાલ નક્કી નથી, એટલે ચોકકસ સરનામુ આપી શકતો નથી-પણ જો કામ પડે તો ગોદરેજીને માડવી ઉપરની એવણની આપીસમા--જમાવાળા બ્રધર્સની પેઢીમા--નબર ર૭૭૩ ને ટેલીફોન કરશો તો તમુને એ ભલા ભાઇ કાઇ મારે સારૂ ખબર આપશે છેલ્લી સલામ, મહેરબાન મુરબ્બીજી છેલ્લી સલામ ! ખુદા તમારૂ ભલુ કરો

લી૦ તમારા હેશાનમા દુબેલો કમનસીબ **મુબારક**

કાગળ વચાઇને પુરૂ થઈ રહેતા સાહેબ મીયાએ એક ઉંડો દમ ખેચ્યો

'અજી, વાહ! આય તો શીકાર પોતાની મેળે ચાલી ચલાવીને ફાંદામા આવ્યુ યાકુબ, આજે દશ વાગતે આટરોડ ઉપર જઇએ કે હમણાજ માડની પહોચી વળયે ?"

'નહી હમણાજ ત્યા જઇશુ તો ચેન પાછી છટકી જશે બરાબર ટકોરાબધ ઉદર પોતેજ આટરોડ ઘસડાઇ આવે છે તો પછી થોડાક કલાકને માટે ઉતાવળ કરવાની નથી ચાલ ભલા, હવે મારે ડેપ્યુટી કમીશનરને આઠ વાગે મળવાનુ 'એપોઇનટમેટ' છે પેલો ડગલાની વાર જોતો હશે તે હુ આપી આવુ"

"તે આય કાગળ તેનુ—તેનુ શ કરવુ ?'

"તે તારી પાસે રહેવા દે એ જીવણુ હમણા કાગળની યાદ રાખવાની હાલતમા નથી! પુછશે તો કહીશુ કે કાગળ શુ ને વાત શુ? અમે તો કાઇ જાણતા નથી! જોઉ, જરા મને કાગળ પાછુ વાચવા દેની ?"

યાકુબે તે કાગળ ચીપી ચીપીને પાછુ બહુ સભાળથી વાચ્યુ, અને સાહેબને ડાવુ ગખવા આપ્યુ પછી હોટેલના એક વેટરને બોલાવી તેની પાસે જીવણુવાળો ડગલો ડા૦ બોમ દુબાશના ઓરડામા મોકલ્યો, અને પોતે એખલો સરજોગ હોટેલમાથી બાહેર પડયો

નીઝામ સલતનતનો સૌથી નામચીન આ ડીટેકટીવ કયા જતો હતો? એક ખુનીને પકડવા પાછળ ધથી અને આસ્માન એક કરનારો આ હૈદરાબાદી પોલીસ ઓફીસર સીધ્ધો હાઇ કોરટના બગીચાના પાછલા ભાગમા દાખલ થયો, અને ત્યાના ટેલીફોન આગળ પાધરો ગયો ટેલીફોનનુ હેડલ ફેરવી તેણે નબર માગ્યુ

"ટુ સેવન સેવન થરી—પ્લીઝ!"

સામી તરફથી જવાબ આવ્યો—"હલ્લો, કોણ છેવો ?"

"મી૦ ગોદરેજજી જસાવાલા પેહડીપર છે ?"

"હા કેમ ? તમે કોણ છેવો ' તમારૂ નબર શુ '" સામા ધણીએ પુછ્યુ

"એવણુને કહો કે આજે મુબારકની ચીઠી મી૦ બહમન બેહરામ ને મળી, તેના સબંધમા મી૦ બહમન બેહરામ મી૦ જમાવાલા સાથે વાત કરવા માગેછ હુ ટેલીફોન પર ઉભોછ મારા ટેલીફોનના નમરની કાંઈ જરૂર નથી જાવ, બસ જઇને એવણને એમ કહો"

વચમા બે મીનીટનો ગાળો પડયો પછી પેલી બાજુથી પાછો અવાજ આવ્યો.

'કોણ છેવો? શુ માગોછ?"

"તમે મી૦ ગોદરેજજી જમાવાળા છેવા?" યાકુબે નરમાશથી પુછ્યુ

"હા, કેમ?"

"ફકત એટલુજ કહેવાનુ કે તમારી સાથે મુબારકના નામ તળે ઓળખાતો જહાગીર મેહરહોમજી આજે રાતના ૧૦ વાગાની ટ્રેનમા દમણ ઉપડી જાયછ, એ વાત હઇદરાબાદથી આવેલા ડીટેકટીવ યાકુબ સાહેબ અને સાહેરેખ ફોજદારની જાણમા બરાબર આવીછ જીવણ લાલા મારફતે મુબારકે મોકલેલુ ધનજીશાહ ઉપરનુ કાગળ તેઓને મળયુ છે——"

"પણ તમે કોણ છેવો? કયાથી વાત કરોછ?" સામા ધણીએ લગાર અજાયબીથી ડઘાયલા અવાજે પુછ્યુ

"ચીતા નહીં હુ જેહાગીર મહેરહોમજી ઉરફે મુબારક મીરઝા બેગનુ ભલુ ચાહનારો છુ મારે એટલુજ કહેવાનુ કે આજે રાત્રે યાકુબ મીયા, સાહેરેખ અને ડા૦ દુબાશ સ્ટેશન પર મુબારકને પરહેજ કરવા આવશે જરૂર તમારે–એટલે ગોદરેજજી જમાવાળાએ–સ્ટેશનપર આવવુ અને તમારી સાથે મુસલમાન કપડામા કોઈ બીજા બરમુછ્યા પારસી ગ્રહસ્થને લાવવો પછી તમો બે જણાએ દમણની ટીકીટ લઇને ટ્રેનમા ચઢવુ જેહાગીર મહેરહોમજીને માડવીથી ખીસાડી મુકજો——સલામ"

આમ બોલી કડાક દેતુ કે રીસીવર ટેલોફોન પર પાછુ મુકી દઇ હઇદરાબાદની પોલીસનો આ પ્રખ્યાત ડીટેકટીવ જાણે કશામા હોય નહી તેમ ત્યાથી ચાલયો ગયો

*        *        *

રાતે દશ વાગતે ગ્રાટરોડ સ્ટેશનના પલેટફોરમ ઉપર ડાઉન પેસેન જરના વખતે રાબેતાની ધમચકરી હતી સાડાનવ વાગતેથી એક ખુણામા ભરાઇને લાબા ઓવરકોટો લટકાની ત્રણ જણા અદબ વાળીને ત્યારના બધલો તમાશો જોતા ઉભેલા હતા યાકુબ સાહેબે લીલો ચશમો પહેડયો હતો, અને માથે મોટો દુપેટો વીટાળેલો હતો સાહદેખમીયાએ ગળા અને મ્હોડા આસપાસ મફલર વીંટાળી પોતાનો ચહેરો બનતા સુધી છુપાવયો હતો, અને ડા૦ દુબાશે એક ખોટી દહાડી પહેડી એક યાહુદીનો વેશ સજ્યો હતો ! !

'ગોદરેજજી જસાવાલાને તમે નજરે પીછાણોછ, નહી, ડાક્ટર ?" યાકુબે ઓમના કાનપર પડીને પુછ્યુ

"અલબત, લાખમાથી ઓળખી કહાડુ ? હૈદરાબાદમા અમે સાથે વરસો સુધી એકમેકના સમાગમમા આવેલા !"

"તો આપણુ કામ સહેલુ છે સવા દસ થવા આયાછ—ઓય આવતા હોશે સાહદેખ, તુ પેલા દરવાજા તરફ નજર રાખી મુક ઉતાવળ કરતો નહી બાજુ હવે છટકવાનો નથી "

બીજી દશેક મીનીટ અણુહદ ઇતેજારી વચ પસાર થઇ સ્ટેશનપર પાસીનજરોની પુશકળ ધમાલ હતી એમ દુબાશની છાતી ઠડક ઠડક થતી હતી આખરે તેણે દરવાજામાથી ત્રણ જણાને પ્લાટફોર્મ ઉપર દાખલ થતા જોઇ એક નાનો આચકો ખાધો

"આયા ! આયા ! આય શુ એ લોકોજ છે !" તે યાકુબના કાનપર પડી ઉશકેરાયલા જીવ ઘણુજ ધીમા સાદે બોલ્યો

"કોણુ આય ગોરો જેવો જુવાન પારસી છે તે ગોદરેજજી જસાવાલા ?" સાહદેખે પુછ્યુ

"હા, એજ ગોદરેજ ! બરાબર એજ ! ને એની સાથે આય ખુધો જેવો છે તે એનો કારભારી હોરમસજી ચેન, ને ત્રીજો મુસલમાનના કપડામા પેલોજ ચડાળ ! મહોડુ શ્યાલમા લપેટેલુ છે–પણુ એજ જેહાગીર !– એમા ફેર નહીં, યાકુબ !"

ગોદરેજજી જમાવાલા અને હોરમસજી આટયાની સાથે ત્રીજો લગાર કાવળા દેખાવનો મુસલમાન જેવો સખશ કાઇ બીધેલો, ચોકેયો, ભરાતો સતાતો ચાલતો હોય, તેમ સ્ટેશનમા દાખલ થયો હોરમસજી ચેન તો લગેજની ધામધુમમા પડયો હતો ગોદરેજજી અને તેનો મુસલમાન નગવાલો સોબતી પ્લેટફોરમના એક અધારા ખુણામા ચપાઇને ઉભા રહયા ત્રેનને હજી સાત મીનીટનો વીલબ હતો

'ઠીક ચાલો આવો હવે–જોઇયે !" યાકુબ હળવેથી બોલ્યો, "સાહદેખ, તારી બેડીઓ તૈયાર રાખજે !"

યાકુબ સાહેબ પહેલે આગળ ચાલ્યો, અને તેની પુઠે સાહદેખ અને બોમ પણ હેડયા ધીરે રહીને કશીપણ ગડબડ ગોત્રાટ વગર યાકુબ ગોદરેજજી જસાવાલાની અડોઅડ જઈ ઉભો તેની પુઠે બોમ અને સાહદેખ લગોલગજ હતા

"બેઅદબી માફ છે, શેઠ" યાકુબ નરમાશથી બોલ્યો, "પણ આપણુ નામ ગોદરેજજી જસાવાલા ?"

'હાજી, કેમ ?" ગોદરેજે જરાબી ગભરાયા વગર અત્યત ઠડે જીવે પુછ્યુ

"આપ સાહેબ હમણુ જાવો છો ?"

"હા કેમ, કાઇ કામ છે ?'

"અને આપણી સાથે આ ઇસલામી ગ્રહસ્થ બી હમણા જાય છે ?" યાકુબે ફરીથી પોતાના ઠડા શાત અવાજે સવાલ નાખ્યો

"પણ તમે કોણ છેવો ? અમે કાહ જઇયે? તેની સાથે તમોને શુ કામ છે ?' ગોદરેજે હવે સહેજ તણાઇને પુછ્યુ

'હુ હૈદરાબાદની પોલીસના ડીટેકટીવ ખાતાનો વડો અમલદાર યાકુબ સાહેબ છુ' આય ફોજદાર સાહદેખ ખાન છે, અને એવણુ ડા૦ બમનશાહ દુબાશ છે"

"હુ તમો ત્રણે ગ્રહસ્થોને જોઇને ઘણો ખુશી છુ" ગોદરેજજી જસાવાળાએ હવે હસ્તે ચેહરે ઘણી લાયકીથી જવાબ આપયો "કેમ છેવો,

ડા૦ દુબાશ! એ આજે આય એમ દહાડે કાય પહેડી આયા?"

ડા૦ દુબાશનુ ધક ધયાન હમણા પેલો ગલપટો વીટાળેલા મુસલમાન પોશાકવાળા શખસમા ભરાયલુ હતુ તેણે ગોદરેજ જમાવાળાના સવાલનો કશો જવાબ વાળયો નહી પણ યાકુબ હવે સહેજ હસીને ગોદરેજની જરા વધારે નજદીક આવયો

"ગોદરેજજી શેઠ, આપ જોઈએ તો હમણ સીધારો, પણ આય તમારા દોસ્તને જરા અહીજ રહેવુ પડશે!"

"કેમ, વારૂ?" ગોદરેજ સહેજ અચરતીથી ભવા ઉચકી પુછયુ

'એ તમારા મીત્ર ભાઇ જેહાગીર મહેરહોમજીને ખુનના વાકસર પકડવા સારૂ અમારી પાસ નીઝામ સરકારનુ અને બ્રીટીશ સરકારનુ 'એક્ષત્રાડીસન' વોરંટ છે હવે મહોડા પર લપેટેલો ગલેબધ જરા છોડશો, જેહાગીરજી મહેરહોમજી, ઉરફે મુબારક મીરઝા બેગ!" યાકુબે બહુજ અણકાથી અતીશય ધીમા સાદે કહયુ

ગોદરેજ જમાવાળાએ ભવા ચહડાવયા "જેહાગીરજી મહરહોમજી? યાકુબ સાહબ, મને લાગેછ કે આજે તમે જરા નીશામા છેવો! જેહાગીરજી મહેરહોમજી કોણ?"

યાકુબ ડીટેકટીવના ખરવસતર હાથનો પજો હવે પેલા મુસલમાન પોશાકવાળા જવાનના ખભા ઉપર પડયો

"નવાબ રૂસતમજગ બહાદુરનુ ખુન કરવાના આરોપ સર નીઝામ સરકારના હુકમથી હુ તમોને પરહેજ કરૂ છુ, જેહાગીર મહેરહોમજી!' આમ બોલતા સમેત યાકુબે એક જાતના કઠોર જોરથી તે જવાન શખસના મહોડા પરનો ગરમ ગલેબધ ખેચી કહાડયો

"ઓ!——"

યાકુબ સાહબ, સાહેબ અને ડા૦ બોમના મહોડામાથી એકઠી સાથે એક અચરતીની બુમ નીકળી પડી ત્યા મુસલમાન ડરેસમા ઉભેલો નવજુવાન પરમુઝયો શખસ તે ખુની જેહાગીર મહરહોમજીને બદલે કોઇ બલતોજ બીજો આદમી હતો!

"અરે, એ કોણ? આય ડાઇ જેહાગીર મહેરહોમજી નથી!" સાહ-દેખના ચીપટાઇ ગયલા ગળામાથી જેમ તેમ અવાજ નીકળયો ચાકુબ અને ડા૦ બોમ તો ડોળા ફાડીને તે અણજાણ્યા પુરૂશ ગમ ટીકયાજ કરતા હતા

"એ ફીરોઝ જસાવાલા છે મારો ભાઇ ફીરોઝ ઉર્ફે મુબારક મીરઝા બેગ! ડાકટર સાહેબ, એના મહોડાપરનો ગલપેટો તમે કહાડી નાખ્યો હવે જરા તમારી દહાડી તો કહાડો, અને શુ બધી આજે ધમચકરી છે તે મને જરા સમજાવો તો ખરા'

* × *

ટ્રેન ઉપડી ગઇ હતી—અને તેમા ખુશાલ જીવ હસ્તા હસ્તા ફીરોઝ જસાવાળા તથા ગોદરેજ જસાવાલા ઉપડી ગયા હતા! સ્ટેશન પર અજબ વાળીને ડઘાયલે ચહેરે આ ધમાગબવ ચાલી ગયલી તે પેસેન્જર ટ્રેન ગમ જોયા કરતા યાકુબ, સાહદેખ, અને બોમના કોઇ ચીતરવા કમનસીબે ત્યા કોઈ ફોટોગ્રાફર હાજર હતો નહી!

## પ્રકરણ ૪૧ મુ.

### "એ કાંઇ તીન્તી તાબરડીની રમત રમવાની નથી મી૦ એરચશા બહમન બેરામ!!"

ડા૦ બમનશાહ દુબાશે જે ટેપ મારી હતી, તે રામબાણ ખરી પડી એરચ બહમન બેરામે તેના લખાવ્યા મુજબનુ કાગળ કાકાજી ધનજી શાહ ઉપર શુક્રવાર ૨૭ મી એપ્રીલે રાતોરાત રેજીસ્ટરડ પોસ્ટથી મોકલી આપ્યુ, અને ત્રીજે દહાડે એટલે રવીવારે આખરે તેનો જવાબ ફરી વળ્યો જ્યારે ખાનબહાદુર ધનજીશાહના મોનોગ્રામ સાથનુ એક એનવેલપ બપોરના પોસ્ટમા આવ્યુ, ત્યારે શુ તેની ખુશાલી અને શુ તેની અજાય-બીનો પાર' કાકાજીનુ કાગળ નીચે મુજબ હતુ —

"મોતી મીનાર—પેડર રોડ,
મુંબઇ તા૦ ૨૮ મી એપ્રીલ ૧૯૦૬

માના વહાલા એરચ,

તારૂં નમનતાઇભર્યું અને સાગી લાગણીઓવાળું કાગળ મને આજે સવારનાજ મળ્યું છે તે ભલી દુવાઓ મારે માટે તેમજ તારા કાકી મોતીબાઇ માટે ઓચરીચ, તેથી મારી ઉપર ઉંડી અસર થઇચ તારામા આટલા થોડા વખતની અંદર આટલો બધો મન-માનતો ફેરફ પડી જશે, એમ મને સપનેબી વકી નહી હતી

વહાલા દીકરા એરચ, હવે મારી જીંદગીમા થયલા મોટા અને ગંભીર ફેરફાર પછી હું આગલી પાછલી નાખુશ વાતોને દાટી દઈ બધું વીસરી જવા રાજી છેઉ તારા છેલ્ના કાગળના 'ટોન' પરથી હું જોઉંચ કે તુંને ગરીબાઇની મહેનતમા કાંઈ સારૂં લેસન મળ્યુંચ અને હવે તું ખાતીથી તારી આગલી નાદાનીઓપર ગોર કરી વાકવાની હાલતમા આયોચ દીકરા એરચ, એ સારૂં હું તુંને મુબારકબાદી આપુંચ, અને ખાત્રીથી માનજે કે માગી માફીને વાસ્તે તું એટલો બધો ઝગજીને લખેચ તે મારી તુંને ખાલ્સા દીલથી હું પુરપુરી બક્ષુંચ

માના લગનની ખબર સાંભળી તું તારો હરખ જણાવેચ, તે માટે ઉપકાર થયા મેં ઘણો લાંબો વીચાર કીધા પછીજ એ પગલું ભર્યું ચ, અને તુંજ્યારે તારી નવી કાકીને મળશે ત્યારે તું પોતે કબુલ કરશે માગી પસંદગીમા હું કેટલા ભાગ્યશાળી છેઉ મોતી બાનુની સાથે હું આજે શનીવારે બપોરના ડેરા ડમણ, બેંગલોર, વગેર જગાએ બે ત્રણ મહીના ફરવા જાઉંચ ઘણું કરી અમે જુલાઇની અધવચ્ચ મુંબઈ પાછા ફરશું, તે વખતે તું વહાલા દીકરાને મોતી મીનારમા મળવાની આશા રાખુંચ અમે લોક પાછા ફરશું ત્યારે હું બરાબર લખી જણાવશ મોતી તુંને દરેક ભલી દુવાઓ લખાવેચ

લી૦ તારો વહાલો કાકો,

ધનજીશાહ"

આના કરતા તે વધારે લાયકીભર્યો, મીનાચારીભર્યો બીજો જવાબ કવા હોય ' ખુશાલીની એક બુમ સમેત એરચ છલાગ મારીને ઉઠયો, અને દીલપર દગના ઓળની મીજ્બા પોતાના દોસ્ત ડા૦ બોમને વરે દોડયો

ડા૦ સાહેબ બમનશાહ પાછા હોર્નબીરોડના પોતાના માળપર એક દહાડો આગમચના આવીને ગોઠવાયા હતા યાકુબ મીયા અને સાહેબ હુમેન તો જેહાગીર મહેરહોમજીની પછવાડે બીલકુલ બીનહામલ નામો ગોમો રમીને પોતે બેવકુફ બન્યા પછી બીજેજ દહાડ—એટલે શનીવારે બપોરના—ફફડી ચટકીને સીકદ્રાબાદ પાછા ઉપડી ગયા હતા બોમ દુબાશની ગમે તેવી બે ગરદપર કહેલી વાત તેઓએ વધુવાર માનવાની ના પાડી યાકુબ સાહેબે તીરસ્કારથી હસીને તેને છેવટનુ રોકડુ પરખાવ્યુ હતુ કે "બમનજી શેઠ, તમે ધારો છો એવા અમે પરવારતા નથી સીક દ્રાબાદમા અમારે માટે અગતના, જોખમના બીજા રગલાબધ કામો પડેલા છે આજ સુદ્ધા બે વખત અમે તમારે હાથે મુરખ બન્યા—હવે તો માફ કરો!"

આજે ડાકટર સાહેબ બમીયાણે પીહલે મ્હોડે પાછા પોતાના કનસલટીંગ રૂમમા આવીને નીઝામી પોલીસની ચમગાકી માટે પોતાનો દીલનો ઉભરો હાવાના સીગારના ધુમાડા મારફતે ખાલી કરતા હતા!

હા, આજે સ્નીવારે સુમારે સાજના પાચ વાગતે જ્યારે એરચ બહમનબેહરામ બન્ને ફાડયે ચઢીને ઝડપમા હાફતો હાફતો ત્યા કનસલટીંગ રૂમમા દાખલ થયો ત્યારે બોમ કાઇક પાની શીશીઓ, કાચની નલીઓ ડીસટીલ કરવાના ઓજારો, સ્પીરીટના ચુલાઓ વગેરે સાથે ઓહે ચઢીને ફાફા મારતો હતો ઓરડામા કાઈ વીચીત્ર જાતના કેમીકલોનો મજબુત વાસ પસરી રહેલો હતો દેખાવ બધો એક કેમીસ્ટની લેબોરેટરી જેવો લાગતો હતો

એરચ તો ત્યા નાકનો દાડો ફાડી નાખનારા વાસથી અચકાઇને ઉબરપરજ ઉભો તેણે નવાઇ સાથે જોયુ કે ડા૦ બોમ દુબાશે પોતાના નાક ઉપર અને મ્હોડા ઉપર ત્રાબાનુ એક "માસ્ક" પહેડયુ હતુ આ "માસ્ક'

ને કાચની બે આંખો હતી તે ડાકટરનો ચહેરો તદન બીજી રીતે ઢંકાયલો હતો

બોમે ડોકુ ઉચકીને પોતાના દોસ્ત ગમ નજર નાખી, અને પછી એક બોલ પણ બોલવા વગર આતશ ઉપર એક કાચની નળી તપાવવાનો પોતાનો પ્રયોગ ચાલુજ રાખ્યો

"એ શું કરેછ, બોમ?" એરચે ઓરડાની આસપાસ અચરતીવી નજર દોડાવી પુછ્યું "એ આય રૂમમાં એટલો સ્ત્રોંગ વાસ શાનો છે?"

"શાનો છે? લવ ડર કે કોલાવાટરનો તો નથીજ!" બોમે ટુકમાજ જવાબ આપ્યો

"પેલા આલકેમીસ્ટોની લેબોરેટરી જેવો બધો કાંઇ દેખાવ લાગેછ! શું કાંઇ કીમચું બનાવેછ કે, બચ્ચા?"

"યસ! એક કેમીકલ કોમપોઝીશન એવું સોધી કાહડવા માગુછ કે જેની મદદથી લાખ્ખો રૂપીયાનું સુન્નુ મીટ્ટીમાથી પેદા કરી શકાય!"

એરચ તીરમકારથી મુછમાં હસ્યો—અને પછી કચવાઇને નાક પોતાનો રૂમાલ દાબ્યો

"એ શું વરી નવું ગેલાપણું!" તે બોલ્યો, 'બાઈ જોવ' કટલો ઓફેનસીવ સ્મેલ છે બોમ!"

બોમે હાથમાની કાચની નળી અને દવાઇની સીસીઓ બધી વગે સગ ઉચી કીધી અને પછી ઓરડાની બાહેર ચાલવા માંડ્યું

"અહીથી બાહેર આવ, તાહ જમવાના ઓરડામા બેસય, એરચ" તે બોલ્યો, 'નહી તો આય વાસથી તુ નાજુક મીસીબાબાનો જીવ કરી આવશે"

બોમ ડાઇનીંગ રૂમમા ગયો, અને ત્યા જતાને વાર પોતાના મહોડા-પરનો "માસ્ક" કહાડીને બાજુએ મેલ્યો

'એ શું કરતો'તો શું?" એરચ પાછું, કાંઇક આતુરતાથી પુછ્યું, 'એ આય 'મારક' કાય પહેડ્યું? શું કાંઇ ઝેરી દવાઓ સાથે 'એક્ષપેરીમટ' કરતોનો કે?"

'કમીસ્ત્રીની અંદર વપડાતી દવાઓ અને પ્રવાહીઓ માહેલી અરધી

અગ્ર ઝેરી હોયછ" ઓમે કાર્ડ કટાળીને જવાબ આપ્યો 'તુ બી એ એલ એલ બી થયો-પણુ એટલુબી જાણતો નહી ?"

"ડાકટરોને દવાઓ બનાવતી વખતે "માસ્ક" પહેરવા પડે, એ તો મે આજેજ જાણ્યુ," એરચે બહુ મહેજ હલાવીને જવાબ દીધો

"વારૂ, ચાલ હાશે, માથુ ના ખા ! હવે તુ અહી કાય માઝ પડી ધમડાઈ આયોછ તે કહે પીલા, જરા વીસ્કી સોડા મગાવ'

આ છેલ્લો હુકમ ઓમે પોતાની બહેન પીનાજાને કીધો હતો

એક શબ્દ બોલવા વગર એરચ પોતાના ખીસામાથી ધનજીબાઈ કાના તરફથી આવલુ કાગળ ઓમની આગળ ટેબલ પર ફેકયુ ઓમે તે હાથમા લીધુ, અને બહુજ ધ્યાનથી ચીપીચીપીને વાચ્યુ

"બસ, આપરે ધારતાતા તેમજ જવાબ આયોછ" ઓમ કાગજ પાછુ ટેબલપર મુકતા બોલ્યો 'જુલાઇમા હાયરો આવ, તાહરે તરત મને કહેજે આગળ કેમ વધવુ તે હુ તુને સમજાવશ ટેક માઇ એડવાઇસ એરચ-તારી કાકી ઉપરથી એકદમ પહેલેથીજ વળી ઘણા ઉથળાઇ પુડલઈ ના જતો ખુદાને તે ગમશે નહી"

એરચે પોતાનુ મહોડુ રૂમાલ વડે નુછ્યુ, અને મહેજ ખભા હલાવ્યા –

"ઓમ !" તેણે અતીશય ધીમા સાદે પોતાના દોસ્ત તરફ વાકો વલીને ખુબ અણકાથી પુછ્યુ— મીસીસ સમતબેરામ સાથ ઘરપરા કરવાની બધી જજાલ તો તુ પોતે બીચારો માથે ઉપાડી લેવાનો છે કેની ?"

"ઉ–હા–કઇ વીચાર તો છે !—વરૂ અમ મી !—'

તો પછી તારા જેવા એક હેન્ડસમ બનગાર્ડ આગળ મને શુ ચાન્સ હોય ? ઓમ, તારા કોઈબી ઉડી ગણત્રીના કામની વચ્ચ હુ માથુ મારૂ તો મારા જેવા ગધેરો બીજો કોઈ નહી !"

હા તેથીજ હમણા દસ મીનીટ પર ત મારા એક ખરેખરા ઉડી ગણત્રીના કામમા માથુ મારી હુ સ્ટ્રોગ કેમીકલ્ઝ સાથ શુ ફાફા મારતોતો તે જાણવા માગ્યુ !"

"વેલ—મને ખબર નહી કે તેબી એક ઉડી ગણત્રીનુ કામ તુ

કરતો'તો ! આય વીસમી સદીમાબી જો તુને આલકેમીનો ધખારો ખરખરજ લાગેલો હોય તો તારા ભેજાની તપાસ કરાવવી પડશે, બોમ !'

ડા૦ બોમ દુબાશે સીલીંગ ગમ ઉચે જોયુ તેના મુખડા ઉપર હસ્વાનો એક છાટોબી આ પળે હતો નહીં એરબી તે સોવામણા ચહેરા ઉપર એક જાતનો અચુક કઠોર બીહામણો પડછાયો ફરી વળેલો એરચે જોયો

"મીટ્ટીમાથી સુન્નુ પેદા થઇ શકે'છ એ વાત તાહરે તુ માનતો નથી ?" બોમે સીલીગના ભારવટયા ઉપરજ નજર ટાકી રાખી બહુજ ધીમે અવાજે પુછ્યુ

એરચ હવે હસી પડયો—

"શુ તુ એમ કહેના માગેછ કે—નોનસન્સ તુ સીરીયસલી બીલીવ કરેછ, બોમ ?"

"ઓફ્ કોર્સ આઇ ડુ ! ને ચીજમા હુ બીલીવ નહી કરતો હોતે તો હુ તારો આવો હોપલેસ કસ અનડરટેક કેમ કરતે, એરચ ?"

એરચે હવે પહેલી વાર ગુચવણથી ભવા ચઢાવ્યા—

"એટલે ? તુ શુ બોલે'છ ? આલ્કેમીને માગ કેસ સાથે શુ સબધ છે ?"

"તારે વાસ્તે મીટ્ટીમાથી સુન્નુ બનાવવાનુ મે માથે લીધુછ કેની ?"

"વારૂ—તેથી શુ ?"

"તો તેને માટ મને એક કીમીયુ ઉતપન કરવુ જોઇયે ! યુ ગધ્ધા ! એટલુબી નહી સમજતો ?"

"અપોન માઈ વર્ડ !—હુ એક બોલ સમજયો નથી !"

"અરે—તુજ થોડી મીનીટ પર હમણા બોલ્યા કેની કે હુ કઇ ઝેરી દવાઓ સાથ એક્ષપેરીમેટ કરતો'તો ?"

"ઝેરી દવાઓ સાથ ! હવે જરા લાહેરી છાડીને કહેની---તુ એ લેબોરેટરીમા શુ કરતો'તો ?"

"એક ઘણીજ ઉડી ગણત્રી ! ખાનબાહદુર ધનજીશાહ બહમન બેહગામ સરખા એક હપતા ખપતા, પચાવન વરસના બનામે ઇજ્જદ લાલ તુટી ડોકરાનુ કોનસ્ટીટયુશન કેટલી હદ સુધી એક ચોકકસ જાતનુ છુપુ

ઝેર 'સ્ટેન્ડ' કરી શકશે તેના 'કેલકયુલેશન'મા હુ ઉતો તેટલા નુ ઉજબખ જેવો અદર ચાલી આયો !

આટલુ બોલી બોમે આસ્તેથી પોતાનો સીગાર કેસ કાહડી બહુજ કરારતે જીવે એક ચીરૂટ અદરથી પસદ કરવા માડી એરચ બહમન બેહરામ તો ફગળાઇને આ હેબતનાક ખસમના પોતાના હમશરીક ગમ ડાળા ફાડી ટીકયા કરતો ઉજળા મપ મ્હોડા માથ થભજ થઈ ગયો !

બોમે સીગાર સળગાવી—ધુમાડાના બે ગોટા કહાડયા, અને પછી મુછ ઉપરના સહેજ બેમાલુમ હસ્વા માથ જીણી આખ્યો કરી એરચ ગમ જોયુ—

"તુ શુ સમજ્યો, એરચ !" તેણે પાછુ પોતાના મક્કમ સ્થીર અવાજે કહ્યુ, "હમણા હુ 'માસ્ક' પહેરીને તારા કાકાને મારૂ એક છુપુ ઝેર તૈયાર કરવામા રોકાયલો ઉતો !——"

"બોમ !——"

મીટ્ટીમાથી આપણને સુન્નુ પેદા કરવાનુ છે !—એ કઇ તીતી તાબરડીની રમત રમવાની નથી, મીસ્ટર એરચબાવ બહમન બેરામ !"

"માઇ ગોડ !! યુ ડોન્ટ મીન ટુ સે——બોમ !——"

"મારી સાથ તકરાર કરશો તો હુ તુને આય મીનીટે મારા ઓરડા માથી ચાલી જવા કહેવશ, એરચ ! આપરી બોલી છે કે તારે મારા કાઇબી કામમા વચ્ચે પડવુ નહી !"

ડા૦ બોમનો ચહેરો હવે એવો ભયાનક અને ઝનુની બની ગયો કે તેના મોટા કાળા ડાળામાથી એક બીહીક લાગે તેવો આતશ જાણે ખરી પડતો હતો

"લુક હીયર—યુ ફુલ ! પાછુ ગાઈ વજારીને હુ તુને કેહુછ કે તુને જો મારી કામ કરવાની રીત પસદ નહી હોય તો આય સામબો રસ્તો !!–

"અરે પણ——"

"શટ અપ !" તે હેન્ડસમ બ્લેકગાર્ડનો જબરદસ્ત તરારો નીકરયો "એક બોલ વધારે નથી જોઇતો !! હુ તારી મદદ કે સલાહ માગતોજ

નથી! જે બી હુ કરશ તે એપણે હાથે કરશ! નાઉ કલીયર આઉટ! મને હીચકારા બાયલા બેનકુફો સાથ રીકજીક કરવાની ફુરસદ નથી!"

એમ કહેતાજ ડા૦ બોમ ઉઠયો અને દરવાજા ભણી આગળી બતાવી એરચ તરફ ડોળા કકડાવીને એક જાનના ભયંકર દેખાવે જોયુ!

બીજી મીનીટે પોતાની ફેલ્ટ હેટ પર તરાપ મારી એરચ એક છાકટા દીવાનાની માફક સાહેબજી–સલામ કરવા વગર આ ધાસ્તીભર્યા પોતાના "દોસ્ત––ફીલસુફ––અને ગહબર" નો ઓરડો છોડી ધડાકા સમેત દાદર પરથી નીચે ધસી ગયો!

---

## પ્રકરણ ૪૨ મુ.

### સકટ અને સબુરીનુ એક સીહા સ્વરૂપ!

હોરમજી આટયા—ઉર્ફ હોમી ચન––ના મુબાઇમા ઉતારાનુ મકાન કોઇ બી રીતે એક રાજવશી પ્રીન્સને લાયકનો મહેલ તો નહીજ હતો! હમણા ગોદરેજ અને ફીરોઝ જમાવાલા શેઠીયાઓને મુબાઈમા વધારે કામકાજ નીકળેલુ રહેતુ હોવાથી તેમની સાથે હોરમજી આટયાને બી મુબાઇમાજ થોડો વખત થોભનુ પડેલુ હતુ આથી ત્રણ મહીના તે ચીરાગબજાર આગળ એક ધુસલી જેવ વરનુ કાતરયુ પદર રૂપીયે ભાડે રહીને છેલ્લા કેટલાક દીવસ થયા રહેલો હતો

એકલ ડોકલ ઘરડા હોરમજી આટયા ને વધારે મોટી જગ્યા–– વધારે ફરાગાત એશકી માળો—શા માટે જોઇએ? તે કાતરયા પર વસ્તા તેના કુટુબમા તે અડકુને મડકુ એકયો પોતેજ હતો! હોમી ચેનનુ કુટુબ–– તેના બેરા છોકરા––નો કલકત્તે હતા હોરમજી તો આખો દહાડો માડવીની પહેડી પર કામે જતો, એટલે સહવારના કેરોસીન સ્ટોવના ચુલાપર કાઇ પકાવીને બુકબાચક ખાઇ લઇ તે સહવારથી પોતાના ઓરડાઓને તાળુ મારી જતો ગતના બાહેર ઇરાનીને ત્યા વળી કાઈ એકાદ પ્લેટ જોભરી

આવીને મોડેથી ઘર ફરી તે ગુપચપ ઊંઈ કરી જતો આ નવો કરડો ભાડુત કોણ હતો, કયારે જતો--કયારે આવતો--કયા જતો અને શુ કરતો--તે આ ઘરમા વસ્તા લોકો તો મોટે ભાગે જાણુતા બી નહી હતા !

છેલ્લા ૨ દીવસ થયા હોરમજી આટીયાના કાતરીયાના બારણાને બાહેરથી તાળુ પડેલુ હતુ રોજ તો રાતના મોડેથી હોરમજી આવી સવારના સકાળેથી પાછો માળ બધ કરીને ચાલ્યો જતો પણ છેલ્લા શુકરવારે ૨૭ મી એપ્રેલે-તે સવારનો ગયલો અને પાછો દેખાયોજ નહી હતો આજે સોમવાર ૩૦ મી એપ્રેલ થઇ તો બી બારણાને મરાયનુ તાળુ ખોલવામાં આવ્યુ હતુ નહી

વાચનાર ! થોડીક મીનીટ આપણને આ બધ ઓરડાની અદર બહુજ અલ્લકસેથી ડાકયુ કરવાની જરૂર છે તે કાતરીયાના બે ઓરડા ઓમા દાખલ થવા માટે દાદર ઉપર માત્ર એકજ લાકડાનુ બારણુ હતુ આ બારણાના અડગરાને બહારથી એક કમગરીગ તાળુ મારેલુ હતુ આ માળ ઉપરના બને ઓરડાની લાકડાની બારીઓ પણ માહેથી કળ લગાડી બધ કરવામા આવી હતી—ફકત વીનીશનસોજ ઉઘાડા હતા તે છતા સામેના ઘેરમાથી કોઈ ચાવાચીની કરનાર પાડોસીએ જો બારીક નજર રાખીને જોયુ હતે તો તેને જણાતે કે છેલ્લા ૨ દહાડા થયા આ બધ કાતરીયા ઉપર બી રાતના ૭ વાગા પછી એક ઓરડામા બહુજ ધીમી ઝાખી ઝુકતી રોશણી કરવામા આવતી હતી !

હા, હોરમજી ચેન બે દહાડા થયા સુકાઇ ગયો હતો-તેના માળ પરના બારણાને તાળુ હતુ-તે છતા અદર દરરોજ રાતના બતી કોઇ કરતુ હતુ ! પણ બહારના લોકને તે બાબદસર જરાબી અચરની કે નવાઇ શી રીતે લાગે ? પહેલા તો કોઇને શી પડી કે આય હોરમજી ચેન જેવા એક અજાણ્યા ગરીબડા માણુસના માળ ઉપર કોઈ મુવુ જીવતુ વસે છે કે નહી તેની ખટરાત કર્યા કરે ?

ચમકશો નહી ! તે બધબસ્ત માલ ઉપર અદરથી બારણાને કમાડ વાસીને ઓરડામા કોઈ એક જણ લાકડાની ભાગી તુટી ટેબલ આગળ

માથાને હાથનો ટેકો દઇ ઝુકતી મીનબતી ગમ એક દીવાના સખ-શની પેઠે ટીકયા કરતો આજે સોમવારે—તા૦ ૩૦ મી એપ્રેલે—રાતના સાતેક વાગતાના સુમારે બેઠેલો હતો મુસીબત અને સંકટ નાઉમેદી અને ઉદાસી–અફસોસી અને બેકરારીનુ તે એક જીવતુ સ્વરૂપ હતુ તે અભાગ્યા પુરૂષની ઉમર ભાગ્યે પચીસ ત્રીસ વરસની હશે, પણ તેની આખોમા પડી આવેલા ખાડાઓ ઉપરથી અને તેના ફીકકા કપાળ ઉપર ફરી વળેલા ચીતાના ચીન્હા પરથી, પહેલી નજરે તે એક પચાસ સાઠ વષની ઉમરનો ખખડી વખડી ગયલો એક ઘરડો ડોસો લાગતો હતો તેના આગમા તે વખતે એક લાબા મુસલમાન જભ્ભા જેવુ કાઇ પહેરેલું હતુ માથુ તદ્દન ઉઘાડુ હતુ

હેબત, હાદ્સા અને દુખથી આજેજ બનેલા તે બીચારા પુરૂષે એક ઉડી હાય મારી અને પછી ટેબલ ઉપર પોતાના બે હાથ લાબા ટેકવીને તેમા પોતાનુ માથુ નાખી દઇ મન સાથ બડબડવા માડયુ—

"મને બી અભાગ લાગીછ કે હુ જીવ્યા કરૂછ! આવા રોજના ઘરક ધુજારામા જીવ્યા કરવા કરતા મોત–પ્યારુ મોત–કેટલુ હજાર દરજ્જે બેહેતર છે! એક વાર જીવ કડણુ કરવાનીજ ખોટી છે—પછી ખલાસ! પણ અરે તે છોકરીનો વિચાર આવતાજ મારા હાથ ધ્રુજી પડેછ—મારૂં મગજ ફરી જાયછ હુ જો મારા જીવનો ઘાત કરૂ તો હુ હમેશનો છુટો થાઉ, પણ તે મારા જીવની મુરતીનુ પછી શુ થાય? મારે ખાતર એણે એટલુ બધુ કીધુ અને હવ હુ એને દગો દેવુ? નહી–જહાગીર, નહીં! જીવપર જબરી કરીને ખમ્યા કર! બસ બીજો ઉપાયજ નથી!"

જહાગીર મેહેરહોમજી ઉરફે મુબારક મીરઝા બેગને આમ હવા સાથ ગમખાર જીવે એકલો એકલો બડબડ કરતા જો કોઈ જુવે તો નકકી માને કે ચાલુ હાય સોમારા અને દુખને મારે એ બીચારાનુ ભેજુ જરા પોચુ પડવા માડયુ હશે! હા વાચનાર, હોરમજી ચેનના એ બધ કાતરીયા ઉપર એક કેદી મીસાલ છુપાઈ બેઠેલો તે કમનસીબ જવાન સખરા બીચારો જહાગીર મહેરહોમજીજ હતો

મવળુ કામ બહુજ ચપલાતથી અને અતીશય માસ્ચેતીથી—જરાપણુ ધાંધલ કે ગડબડ કર્યા વગર—થયુ હતુ મહેજ પણુ કોઇનુ ધ્યાન પોતા તરફ ખેચ્યા વગર વીશ્વામુ હોરમજી આડીયાએ આ નમીમના ફુટેલા જહાગીરને પોતાના માળ ઉપર લાવીને શુકરવાર ગતના ૯ વાગતે એવી તો મફાઇથી ગોઠવી દીધો હતો કે અગર ખુદ તે ઘેરમા બી પોલીમના ડીટેકટીવો તે વખતે વસતા હતે તો તેઓને પણુ મહેજ વટીક મદેહ જઇ શકતે નહી હોરમજી પોતાની માથે ખાધખોરાકીનો થોડો ઘણો મામાન એક ધાટીના માથાપર ઉચકાવી નાખ્યો હતો। પછી પોતેજ ત્યાર મને બારણાને તાળુ મારીને પાછો બાહાર પડયો ત્યારે પેલો ધાટી તો અદ રજ રહી ગયલો હતો।। હવે ગતને વખતે આ બંધી મદારી ગત ઘરમા વમનારાઓના જોવામા અને જાણુવામા તો કયાથી-જ આવે' માળ ઉપર કોણુ આવ્યુ અને કોણ પાછુ ગયુ તે તેમની મળાને બી ખબર નહી હતુ।

પણુ જહાગીર આટલા આખા બે દહાડા અને આખી બે ગત માત્ર પાણીના થોડાક ઘોટ મીવાય બીનકુલ બીજા કશાને હાથ લગાડયો હતો નહી તેનો જીવ એટલો તો બેતાબ, બેચેન અને બેમબર મારી ગયલો હતો ક ખાવા તો શુ-કોઇમી ચીજને ઝાખીને જોવા વટીક તેને ગમતુ હતુ નહી

આટલી મખત હાડમારી, માથા ઉપરની આવી હેમતનાક ચાલુ ચીતા છતા તે આટલો વાર બી ટકી રહયો એ ખરજ મોટી અજાયબીની વાત હતી જહાગીરનુ અમલથીજ ખડતલ અને કસાયલુ શરીર તેને હવે આવી જીવલેણુ જફાના વખતમા તેને યારી દેતુ હતુ

કોણે—ઓ, કોણુ બદકાર મુજીએ તેને આવી રીતે મુશીબતની અને બેહોરમતીની ખાહીમા હોમાવ્યો હશે' તેના જીવનો કાળ થઇને કયો ખરો ગુનેહગાર પોતાના લોહીથી ખરડાયલા બે હાથો ખુશાલ ખીસામા ખોસી, છુટાપણા અને સલામતીની સ્વચ્છ હવા ઘોરતો જઇ અભાગ્યા

જહાગીર મેહેરહોમજીની આ આટલી બધી અપાર વેદના અને જહ્રા ઉપર મુછમા હસ્યા કરતો હશે? તે દોજખી દઈત જો ફકત એક પાચજ મીનીટ જહાગીરના સપાટામા આવે! યાહ!

વરરર કરતી ખુરસી ખસાડી નાખી કમતાકાત ક્રોધને મારે જહાગીરે પોતાના બને હાથોની મુઠ્ઠી જોરમા કકડાવીને વાળી દીધી જાણે કુદરતે તેના વીચારોનો જવાબ આપવા માગ્યો હોય તેમ બાહેરથી બારણુ સહેજ ખખડયુ જહાગીરનુ હ્રદય ધપકતુ બે ઘડી થબ થઈ ગયુ બહારથી બારણાને મારેલા તાલાની કળ ફરતી હતી ખુલ્લી રીતે કોઈ કુચી વડે તાલુ ઉઘાડતુ જહાગીરને સભલાયુ ડાચુ ઉઘાડી ડોલા ફાડીને જહાગીરે બધ બારણા ગમ જોયા કીધુ એક મીનીટ ચુપચાપ ગઈ અને બીજી પલે બહારથી બારણા પર બે ધીમા ટકોરા પડયા

"એ તો હુ છેઉ, હોરમજી ચેન! અદરથી બારણુ ઉઘાડ!"

અલબત તે હોરમજી આટીયાનોજ ઓલખીતો અવાજ હતો જહા ગીરે હળવેથી અડગરો ખસાડી બારણુ અરધુ ઉઘાડયુ અને તેજ પલે હોરમજી ચેન તથા કોઇ એક બીજુ આસામી મળી બે જણા ગુપચુપ મુગા મતર એક બોલ બોલવા વગર ઓરડામા ચાલી આવ્યા

રાતની વખતે મીણબતીના બીલકુલ અપુર્ણ ઉજાશમા જહાગીરને આ નવા આવનારા હોરમજી આટીયાના સોબતીનુ મોહોડુ બરાબર દેખાયુ નહી હોરમજી બારણાને પાછો અદરથી અડગરો મારવામા રોકા- યલો હતો—તેટલા જહાગીરે પોતાની આખ્યો ખેચીને આ અજાણ્યા આદમીનો ચેહેરો જોવાની કોશેષ કરી, પણ તેમા તે ફાવ્યો નહીં. એક પુટલા મીસાલ સ્થીર ઉભેલા તે આકારે દીલપર એક લાબો ઓવરકોટ નાખ્યો હતો અને મ્હોડા ઉપર ખુબ તહરેસે રીયાન લપેટી હતી દેખાઇતો તે કાવલા બાધાનુ જવાન વયનુ આસામી હતુ પણ તેણે પોતાનુ મોહોડુ તથા આખ્યો એવા તો ધાકી દીધા હતા કે તે કઈ જાતનુ અને કેવા દેખાવનુ માણસ હતુ તે બીલકુલ જણાતુ નહી હતુ

જહાગીર કાંઈ બોલ્યો નહી હોરમજી આટયોબી કાંઈ નીચીત્ર ચુપ-કીદી સાથ પાસેના ઓરડામા ચાલ્યો ગયો અચરતીથી હોરમજીના આ ચેનચાળા ગમ જોવાને માટે જહાગીર ડોકુ ફેરવે તેટલા—યા ખુદા!

એક નાની ગુગળાયલી બુમ સમેત તેની સામે ઉભેલુ આમામી એકદમ જહાગીર ભણી દોડી આવી, તેની ગરદન આસપાસ પોતાના બે હાથો વીંટાળી અને બહુજ ધીમા ગુમેસ અવાજે ડગડગી પડયુ—

"જહાગીર! મારા જહાગીર!!——"

જહાગીરનુ મગજ હાલમા ફરતુ હતુ! ઉપરાઆપરી ફટકાઓથી તે અવારનવાર તે છેલ્લે છેલ્લે કલપીત આકારો તથા હવાઈ ખ્યાલો જોતા શીખ્યો હતો પણ આ ઘડીએ તેની જીભ તેના તાળવા સાથ વળગી ગઇ તે બીલકુલ સમજીજ શકયો નહી હતો કે આ સત્રજો બનાવ આખના પલકારામા શુ બન્યો હતો? ઓચીતુ આવીને કોઇ કોણ તેને ગળે વળગી પડયુ તે બાબે હજુ તો જહાગીર પોતાના જીવ સાથ સવાલ કરે તેટલા પેલા આસામીએ જહાગીરના ગળા ઉપરથી એક હાથ ખસેડી પોતાના માથા પર લપટેલી શાલ કહાડી નાખી બાજુએ ફેકી એક મોટી ચીસ સમેત જહાગીરના મહોડામાથી ફકત એકજ નામ બહાર પડયુ—

"**દીનુ!**"

સુકાઇને ટસ થયલા ગળામાથી એક તદન ગુગળાઈ ગયલો, ડઘાયલો, હેબતાયલો પોકાર જેહાગીર કરી શકયો હતો જવાબમા બે કોમલ વહાલા હાથો તેની ગરદન આસપાસ વીટળાઇ ગયા તેની છાતીમા માથુ દાબી એક—મહોબતની મુરતી, દયાનો ફરેસ્તો દીના વકીલ ત્યા એક સુખી સ્વપના મીસાલ અચબુચ આવી ઉભેલી હતી!

હા–દીનુ વકીલ ત્યા આવીને તેની ભભરાયલી ચસમો સામે એક એક આકાશી દેવીની માફક ઉભી રહી હતી! આ દુન્યામા જહાગીર મહેરહોમજી સઉથી છેલ્લી જે આસામીની આશા રાખે, તેજ ત્યા જાણે આભ ફાડીને આ પાચમે માળના કાતરયા ઉપર ઉછળી પડયુ હતુ!

તેણી—ખુબસુરત, ખાલેમ તે વફાદાર વાહલી–તેના જીવનો જાન—પોતાના ફીક્કા ચ્હેરા સાથેખી તે વડીએ, અરેરે કેટલી શોભતી હતી! પોતાની શોકની કાળી સાડીમા દીનુ વકીલનો ગોરો શોકાતુર ચહેરો એટલો આખે ઉડી વળગે તેટલો પ્યારો લાગતો હતો કે થોડોક વાર તો જહાગીર પોતાની ચકભમ થયલી ચસ્મો ત્યાથી ખસેડી શકયોજ નહી!

'જેહાગીર, મારા જેહાગીર!' તે છોકરીના સુખમાથી નીકળેલા આ શબ્દો આ અભાગ્યા પુરૂષના હ્દય ઉપર તાતવેલા લાખડી હથોડા મીસાલ લાગ્યા નામોશી અને જબુન શરમીંદગીના ખ્યાલથી જાણે પોતાનુ ગળુ ચીપટાઈ જતુ હોય તેમ જેહાગીર આ છોકરીની હાજરીમા એક નેતર મીસાલ ધ્રુજવા પડયો અરે! આ કગાલ કેદખાના સમાન કોટડીની અદર એક બેહારવટયા હીચકારાની હાલતમા મોતની ટેપથી નાસતા ભાગતા પોતાના સરખા ગુનેહગારની મુલાકાતે આ છોકરી શુ કામ આવી? કઈ રીતે આવી? અને કેટલે વારે તે શખ્સનો અવાજ નીકળ્યો

"તુ અહી કાય આવી? ઓ–દીના–તુને અહી કોણ લાયુ?" તે બેહદ દબાયલા ધાડા માહે કગળી પડયો

દીનુની કાળી આખ્યો ટપકારૂપી અચરતીને મારે ચમકી રહી તેણીએ તે હીણભાગ્યા જવાનનો ધ્રુજતો હાથ ઉચકી પોતાના ગાલે દાબ્યો

"તુ શુ એમ ધારતો'તો, જેહાગીર, કે તુ અહી આવી રીતે દુશ્મન રીબ્યા કરે, અને હુ દુર બેઠી બેઠી તે જોયા કરૂ? ઓ જેહાગીર તુ શુ મને એટલી બધી રદબાતલ સમજેછ?"

જેહાગીર હેરહોમજીની બને આખ્યો સામે એકાએક કાઈ ધુમસ જેવુ ચહડી આવ્યુ, અને તેના કાનમા કાઇક ભયકર ગણગણાટનો અવાજ ધુમવા લાગ્યો

"તુને રદબાતલ સમજુ!—તુને!—ઓ દીનુ એમ ના બોલ!" તેણે દુખી રડમેસ જીવે બે હાથો વચ્ચે માથુ દાબી દઈને કહ્યુ—'રદબાતલ તો હુ છેઉ'

મ્હોડાપર ધાકેલા તેના હાથના આગળા વચ્ચેથી બોર બોર જેવડા આંસુઓ નીચે જમીનપર ટપકાઈ પડતા હતા

દીનુએ પોતાનો હાથ તેની ગરદનપર વીંટાળી તેનુ માથુ પોતાના હ્રદય સાથે દાબ્યુ—

"જહાંગીર! જહાંગીર!!" બસ તે છોકરી આટલુજ બોલી શકી

થોડેકવારે જહાંગીરે બોખરા ભાગાતુટા અવાજે પાછુ ચલાવ્યુ, "તુ મારી પછવાડે શુ કામ તકલીફ લેયછ——શુ કામ જોખમ લેયછ? જા, દીનુ, તારા સુખી ઘેરમા પાછી જા હુ મુવો! મારે મારૂ આય દુન્યા ખલાસ થઇછ બસ હુ મારા તકદીરને શરણ થવા તયાર છેઉ! અરે! તુ તારા બાવાના ખુનીને મળવા આવીછ એમ લોક જાણશે તાહરે શુ બોલશે?"

'એજ બોલશે કે હુ તુને મારા બાવાના ખુની તરીકે માનતીજ નથી—મારા જીગરથી હુ તુને નીરદોષ સમજુછ લોકોની ગધીની જીભ લીઓ ગમે તે બોલે તે સાથ મને કામ નથી—જહાંગીર! મને મારી દુન્યાની દરકાર નથી—મને ફકત એકલી તારી દરકાર છે'

જહાંગીરે પોતાના પાપણ ઉચકી તે છોકરીના ગમગીન ચહેરા તરફ હવ જોયુ તેણીના ગોરા ગાલો ઉપરથી તડતડ આંસુઓ ટપકતા હતા દીલના કાઇક જબરદસ્ત જુસ્સા સમેત તેણે એકાએક પોતાની આ દલેર દીનજાનને પોતાના પાસામા દાબી

'દીનુ! હુ કાંઈ ખોટુ બોલ્યો હોવુ તો મને માફ કર પણ મારૂ મગજ ઠેકાણે નથી હુ એટલુજ કહેવા માગતો'તો કે માહરે માટે હવે કાઇજ આશા નથી નસીબજ મારી વીરૂધ રૂઠેલુ છે, તેમા તુ ને હુ શુ કરશુ?"

તે બહાદુર છોકરીએ પોતાની આંખ્યો લુછી નાખી

અડધી મીનીટ ઓરડામા ચુપચાપ થઇ ગયુ જહાંગીરનો કઠણ ચાલતો શ્વાસોશ્વાસ પરગરો સંભળાતો હતો આખરે તેણે તુટેલે અવાજે પાછુ ચલાવ્યુ

"તુ હજુર જુવાન છે—શ્રીમત છે—ખુબસુરત છે દીનુ, મને હવે પડતો મુક મારે ખાતર તારી એમુળ જીદગી તુને બરબાદ કરવા દેવા હુ કભ્ભુ કબુલ કરવાનો નથી થોડો વખત લાગશે—મારી દીનુ—પણ વખત પોતાનુ કામ કર્યો જગે તુ મને વીસરી જઇ શકશે"

"બસ—બસ—બસ—એમ ના બોલ, જેહાગીર," તેણીએ કમકમીને ઘણાજ દબાયલા ધીમા અવાજે કહ્યુ, "હુ અહી આવીછ તે ખાલી કીસમતની સામે હાય અફસોસના નીસાસા નાખવા નથી આવી ચાલ, જેહાગીર, મારી સાથે ચાલ!—હોરમસજી!"

તેણીની હાકના જવાબમા હોરમસજી ચેન ઓરડામા દાખલ થયો તેના હાથોમા કાઇ કપડા અને એક જુન્નો શયાલનો ફેટો હતો

ડોળા કાઢીને પોતે જાણે કાઇ ડરામણો ખ્વાબ જોતો હોય તેમ જેહાગીર દીના ઉપરથી હોરમસજીને ટીકવા પડયો તેની છાતી ઉચકાતી હતી બસ તેનુ મગજ ધુમતુ હતુ શુ બનાવ બનતો હતો, તે સમજવા માટે તે પુરતો સાવધ હતોજ નહી

"બેઓ, જેહાગીરજી," હોમી ચેનનો ધીમો અવાજ આવ્યો "આય માગ ડગલો ને પાટનુન પહેરો"

અકળાઇને જેહાગીરે પાછુ દીનુ ગમ જોયુ તે છોકરીના શાત ચહેરા ઉપર એક જાતનો અદ્દભુત મક્કમ ઠરાવનો છાપ બેઠેલો હતો

"જેહાગીર," તેણી નરમ અવાજે બોલી, "તુને મારી સાથે હમણા આવવુ પડશે આય હોરમસજીના કપડા પહેર, અને ચાલ મારી મોટર લેન્ડો નીચે ખોટી થાયછ હોરમસજી અહીજ રહેશે બોરીબદર મોહસીનુદીન આખરી વાર જોતો હોશે!"

"દીનુ!"

"તુને મારી સાથે હમણા ચાલવુજ પડશે, જેહાગીર હુ તુને આય પ્રમાણ અહી ખીનકાયદે રીબયા કરવા દેવાની નથી"

"તારી સાથ ચાલવુ પડશે?—કાહ ચાલવુ પડશે?"

(જુવો સફો ૪૦૪)

તેણી—ખુબસુરત, ખાલેસ તે વફાદાર વાલ્લી—તેના જીવનો જાન—પોતાના ફીકરા મ્હોડા સાથેની તે ચડીએ, અરેરે કેટલી શોભતી હતી! પોતાની શોકની કાળી સાડીમાં દીનુ વઝીલનો ગોરો શોકાતુર ચેહરો એટલો આબે ઉડી વળગે તેટલો પ્યારો લાગતો હતો કે થોડોક વાર તો જહાંગીર પોતાની ચકભમ થયની ચશ્મો ત્યાંથી ખસેડી શકયોજ નહી।

"જેહાંગીર, માગ જેહગીર!" તે છોકરીના મુખમાંથી નીકળેલા આ શબ્દો આ અભાગા પુરૂષના હૃદય ઉપર તાનવેના લોખડી હથોડા મીસાલ લાગ્યા નામોશી અને જનુન શરમીંદગીના ખ્યાનથી જાણે પોતાનુ ગળુ ચીરટાઈ જતુ હોય તેમ જેહાંગીર આ છોકરાની હાજરીમાં એક નેતર મીસાલ ધ્રુજવા પડયો. અરે! આ કંગાલ કેદખાના સમાન કોટડીની અંદર બહારવટયા હીચકારાની હાલતમાં મોતની ટેપથી નાસતા ભાગતા પોતાની સરખા ગુનેહગારની મુલાકાતે આ છોકરી શું કામ આવી? કેવી રીતે આવી?

"હેદરાબાદ! ચાલ, હુ બાહેર ઉભી રેહુછ—જલદી કપડા બદલી લે!"

'અરે પણ તુ મને—દીનુ—તુ શુ કરવા માગેછ?"

"તુને મારી સાથજ સીકદરાબાદ લઇ જવા માંગુછ!" તે છોકરીનો સ્થીર, પરગરો, પણ નરમાશથી ભરપુર અવાજ નીકળ્યો, "જેહાગીર, હવે આપરે તકદીરને આપણી ઉપર ફાવવા દઇશુ નહી બસ, હામતથી એક મરદ બચ્ચાની માફક હવે તુ કાયદાની ને ઇનસાફની અદાલતમા ખડો ઉભો રહે, તારી તપાસ થવા દે, પછી જે થવાનુ હોગે તે થશે"

"એ શુ બોલેછ, દીનુ!"

"હુ જે બોલુછ, તેને સારૂ અમે લોકોએ પુરતો વીચાર કીધેલો છે ફુઇજી સાથ, મોહમીન સાથ અને ગોદરેજજી સાથ પુરતી મસલહત ચલાવવા પછીજ અમે બસ સેવટે એવા ઠરાવની ઉપાર આવ્યાછ કે હવે તુને નાશભાગ કરયા કરવા દેવામા સાર નથી મે હૈદરાબાદના સોથી મોટા ચાર માઉનસનો 'રીટેન' કીધાછ જાહ સુધી તુ નીર્દોશ છે, માગ જેહાગીર, તાહ સુધી હુ નહીં ધારતી કે ખુદા તુને એકદમજ પડતો મુકસે નહી, નહી! હવે આપરે આપરી તપાસ ખુલ્લે બારણે સારી દુન્યા સામે કરાવશુ બસ, હીમત રાખ, અને ચાલ મારી સાથ એક જગલી જનાવરની માફક અહીયી તહી નાહસભાગ કરતા રહીને ગુગળાયા કર વાના કરતા એક બહાદુરીભરયા મોતને હુ વધારે પસદ કરૂછ ચાલ, હુ બહાર દાદર આગળ ખોટી છેઉ—તેટલા તુ આય કપડા બદલી નાખ"

આટલુ બોલવા સમેત દીનુ બારણાની બહાર ચાલી ગઇ પોતાના ધગધગી આવેલા બે ચાવણ્યા જોરથી બે હાથે દાબેના રાખી એકાદ બે મીનીટ ચકભમ આખ્યોએ હોરમસજી આટયાનો ગભીર ચહેરો જોયા કરતો જેહાગીર સુનો સાવજ જેવો ઉભોજ રહયો પણ તે માત્ર બેજ મીનીટ! જાણે પાછળથી કોઇએ ઓચીની એક પગણી ભોકી હોય તેમ તે બીજી પળે છલાગ મારી ઉઠયો તેના દીલમા કાઇ નવુ કઉવત આવી ગયુ હતુ સપાટામા તેણે હોરમસજી આટયાનાલો ડગલો પાટલુન દીલપર

(જુવો સફો ૪૦૮)

પહેલે માળે એક નાના દીવાનખાનામા બે જણા પાસે પાસે બેસીને ક્યારના કોણ જાણે શુ બી ગુફ્તેગુ ચલાવના રહ્યા છે

એક નીચી પોચી ગાદીવાની આરામ ચેરમા બેઠી પડી યાકુબ મીયા પોતાનો મોટો રૂપેરી હુકો ઘણા સતોષથી જીવે ગગડાવતા જઈ સામે સોફાપર બેઠેલી શોકના કાળા મોહમેદન લેબાસમા સજ થયલી એક જવાન ઓરતના ગોરા ફીકકા મુખડા તરફ વારવાર નજર ફેરીને મુછમા સહેજ હસ્યા જાય છે

તેણી કોણ છે ! તેણી મરહુમ નવાબના ખરા ખુનીના જબુન ગુનાહમા શરીક થનાર બેરહમ, બેશરમ સોબતી—યાકુબ સાહેબના કરપીણ કરમની ભાગ્યણ—રૂસ્તમજગ બાહદુરની પોતાની એકવારની લાડકી મહેરદાર—ડીટેક્ટીવ યાકુબની હવે મીઠી માશુક—બેગમ સાહેબ રોશનઆરા ખુદ પોતે છે !

હવે નાશભાગની બાજી રમતા જેહાગીર ફાકી ગયો છે ---અથવા તેની દીલદાર દીનુ પોતાના આશકને આમ કોહલાની માફક પોલીસના શીકારી કુતરાઓથી નાશોગોસો રમતા દેખી જીવપર આવી ગઇ છે"

"અરે પણ એટલે--એનો અર્થ શુ ? શુ એ લોક જાહેર તપાસમા કાઇ જેહાગીરને છટકી જવાની આશા રાખેછ એમ ?"

સીલીગ ભણી જોઇને થોડીક સેકડ હુક્કામાથી યાકુબે ગોટે ગોટા કહાડયા કીધા તેના મ્હોડાપર સહેજ—બહુજ બેમાલુમ—અદેશાનો ચીલ્લો ચહડયા હતો

"કદાપી એ લોક એમ વીચારતા હોય કે ખુનના કલક સાથ નાશભાગ ફરયાજ કરવામા હવે જેહાગીરને સાર નથી રોશન, તુ કાઇ બીહ ના ચાર કાઉનસલો મુકીને ચાલીશ કાય નહી આવે ! એ બોચ્યાને માથે ખુનનો બધો એવો સાબુત મુદદો મે તાઇટ બેસાડેલો છે કે આપણે સલામત છીએ--જો કે અલબત મારે અહીં છરીની ધાર પર રહેવુ પડશે ચાલ વાહલી, હવે એ ટકટક છોડી દે, અને મને કહે કે આપણા નેકાહ હવે કયારે કરવાનો તારો વીચાર છે ?"

હુકકાની નળી બાજુએ મેલી ખુરસી ઉપર તરો બેસીને યાકુબે હવે પોતાની સ્વીટહાર્ટની તરફ બહુજ મમતાથી જોયુ રોશનઆરાએ મ્હો સહેજ કુમળાવી ડોકુ ધૂણાવ્યુ

"હમણા છ મહીના સુધી એ વાત કરતોજ ના, યાકુબ દુન્યાની ઇઝતનોબી આપણે વીચાર કરવો જોઇએ તેમા તુ આય જેહાગીરની જાહેર તપાસ ચાલવાની વાત કરેછ, ત્યારે મારા પેટમા મોટી ફાળ પડેછ ચાલ હવે હુ જાવુછ મારી મોટર લાવવા કહે"

યાકુબે બાહેર ઉભેલા ચોબદારને હુકમ કરવાથી મોટર પોરટીકોમાં આવી ઉભી અને તેમા બેગમ સાહેબા ગુપચુપ બેસીને હકારી ગયા પોતાના લાબા ઓવરકોટના બે ખીસામા બને હાથો ખોસી બગલાના વરડા ઉપરથી પોતાની આ "સ્વીટી"ને જતી યાકુબે થોડો વાર જોયા કરી પછી એક

લાંબો શ્વાસ ખેચી તેણે અંદર ચાલવા માડયુ પણ જેવો તે મકાનમા પાછો અદર જવા કરતો હતો, તેવોજ દરવાજા ઉપરના ચોકીદારે આવીને તેના કાનમા કાઇ કહ્યુ યાકુબ મીયાના ભવા સહેજ ચહડયા

'મને એખલો મળવા માગેછ? કોણ છે? જા જઇને કહે, મને હમણા ફુરસદ નથી"

"નહીં, હુઝુર, એ કહેછ કે નવાબ સાહેબના ખુનના નબધમા તમારી સાથ કાઇક અગત્યની વાત કરવાને આવ્યો છે કહે છે કે જો ડીટેકટીવ સાબ મને હમણા નહી મળશે તો મોટી ખરાબી થશે!"

એક પળ ડીટેકટીવ હુઝુરના ડોળા જરાક ઉઘડયા પછી ચુપચુપ તેવણે દીવાનખાનામા ચાલવા માડ્યુ

"અચ્છુ, મોકલ તેને અદર," તેવણે લગાર દમમાજ હુકમ આપ્યો, "અને જો જલાલ, મજબુત પોહરો રાખજે એ શખશ મારી રજા વગર અહીંથી બાહેર જાય નહી—ખબરદાર!",

ચોકીદાર જલાલ નમ્યો અને ફરમાન બજાવવા દરવાજા ઉપર ગયો યાકુબ સાહેબ અદર દીવાનખાનામા ગયો અને એક ટેબલના ખાણામાથી કઈ ચીઝ કાહડીને પોતાના ઓવરકોટના ગજવામા ઝડપથી ઠેન્વી દઇ પાછો પોતાનો હુકકો ગગડાવવા પડયો બે મીનીટમા અદર કોઈ લગાર સાદા માદા પોશાકમા સજ થયલો એક મુસલમાન જેવો અંઘોર શખ્શ ચાલી આવ્યો, અને અદબ વાળીને નીઝામ જેહાપનાના આ પ્રખ્યાત ડીટેકટીવની સામે આવી ઉભો

હૈદરાબાદના શેરલોક હોમસને અગત મુલાકાતનુ માન આપનારો આ અઘોર વયનો, ટુમકી દહાડીવાળો, ખરવસતર દેખાવનો હૈદરાબાદી કોણ હતો? વાચક દોસ્ત, લાબી મુદતે તુ આ શખસને પાછો મળે છે એટલે કદાપી તારી સુરતમાથી તે વીસરાઇ ગયો હશે પણ આપણે એ મુરબ્બી સાથ અગાઉ કામ પાડી આવ્યા છીએ કયારે?—કયા? શુરૂનગર ખાતે નવાબ રૂસ્તમજગના ખુનની રાત્રે લીલી કોટેજમા!

હા !—કદાપી તમને અજાયબી મળશે, કદાપી તમને રમુજ ઉપજશે પણ નીઝામ હજુરની પોલીસથી જીવ રૂંધીને નાસ્તી ભાગતી રહેતી ગુનેહગાર ચોરાટયા ભાઈઓની અબદુલ અઝીઝની અલબેલી જોડી માહેલો વડો ભાઇ મી૦ અબદુલ ઝલીલ પોતે ખુદ બખુદ આજે નીઝામ પોલીસના અથગ ડીટેકટીવને મહોડે મહોડુ મળવા ખુશાલ ચઢી આવ્યા હતા !

હુકકાની રૂપેરી નળી પોતાના મહોડામા ખોસેલી રાખી ચુચી આખ્યોએ યાકુબ સાહેબ ડીટેકટીવે આ નવા વીઝીટરના મ્હોડા ગમ સહેજ નજર નાખી દેખાઇતી રીતે તેવણે અમદુલને પીછાણેલો હોવા નહી જોઇએ—કેમજે કાઇક બેદરકારીથી તેવણે પાસે પડેલી એક ખુરસીની ઉપર ડાંડાનો લહેકો કરી તે મળવા આવનાર શખ્સને બેસવાની ઇશારત કરી અમદુલ ઝલીલ મજેહથી ત્યા ગોઠવાઈ બેઠો, અને પછી ડગલાના ગજવામાથી એક મેલો રૂમાલ કહાડી સહેજ નાના ખખાર સાથ પોતાનુ ગળુ ઉચુ કરીને પુછ્યુ,

(આ બને વચ્ચે ચાલેલી વાતચીત અલબતા હદરાબાદી ઉરદુ ઝબા નમાજ હતી, પણ આપણે તે અત્ર આપણી માદી ગુજરાતીમાજ રજુ કરીશુ )

"ખુદાવન્દ તમે મને પીછાણુતા નથી ?" અમદુલે બહુજ ધીમે અવાજે પુછ્યુ

યાકુબ સાહેબના ચેહરા ઉપર કાઇક તીરસકારભરી રમુજનુ હસવુ પથરાયુ સોફા ઉપર અઢેલી પડેલા તેઓ એમના એમ પડીજ રહ્યા—

"વીઝીટીગ કાર્ડ મોકલવા વગર યા નામ જણાવવા વગર તમે આવ્યા છો, તેથી હુ ધારૂ છુ કે તમે યા તો આલા હજરતના પ્રાઇવેટ સેક્રેટરી હોવો, યા તો હેદ્રાબાદના પ્રાઇમ મીનીસ્ટર હોવો આપ સાહેબ કોણ છેઓ ?"

અબદુલ ઝલીલ એકાદ પળ જમીન ગમ જોઈ નાક મસળવા લાગ્યો

નહી, યાકુબ સાહેબ," તેણે આસ્તે રહીને કહ્યુ "હુ તો એક

કમીનો માણસ છુ ત્રણ ચોરીઓ અને એક ખુનનો આરોપ માથે લઈ નાઇઝામ પરવરની પોલીસથી આજે બે વરસ થયા દુર નાસતો કમબખ્ત અબદુલ ઝલીલ હુ પોતે છુ !"

પોચી ગાદીના ગાદ્દા ઉપર લેટી પડેલો ડીટેકટીવ યાકુબ અરધો તસુભી હાલ્યો નહી અત્યાર સુધીની તેની ચુચી આખોના પાપણો હબ દમાથી જરા વધારે બધ થયા મજેહથી તેણે હુકકાના બે ત્રણ દમના કહાડયા

"હુ તમોને જોઇને બહુ ખુશી છુ મી૦ અબદુલ ઝલીલ," અત્યત નરમ અવાજે તે એટનુજ બોલ્યા "કાંઈ ચાહ કોફી મગાવુ ?'

નહી બહોત મહેરબાની, હઝરત હુ અહીં ચાહ પીવા આવ્યો નથી, પણ બીજા કાંઈ વધાર અગત્યના કામસર હુ આવ્યોછ—'

યાકુબે હળવથી હવે ડોળા ઉઘાડયા, અને એક જાતની ભયભીત રૂપે પોતાની સામે બેઠલા બેઅદબ કગાળ કામીઝ શખ્સ તરફ ટીકીટીકીને જોયુ ખુરસી પર હજી મજેહથી ગોઠવાઈ બેઠેલા અબદુલની આટલી હદ સુધીની નફટાઇથી તે ડીટેકટીવનો પેટમા હમણા એવુ તો ઉપર તળે થતુ હતુ કે જાણે ઉઠીને તેને બે ચાર લપડાક ઝાડી કહાડે પણ પોતાની લાગણી કાંઈ અજબ હદ સુધી દબાની દેવાની આ લોદ્દાની નમો ધરાવતા પોલીસ અમલદારને તબહેજ પડી ગયલી હતી

'મી૦ અબદુલ, મારી મોટર હમણા તૈયાર નથી તમે પોતેજ જરાક તશરીફ ફરમાવીને પાઉ પીયાદા ચાલતા મારા માણસ સાથ પોલીસ ચાવડી ઉપર જશો તો ઉપકાર થશે મહેરબાની કરીને હવે ઉઠશો ?"

કમબખ્ત અબદુલનુ ડાચુ કાંઇક પાછુ ગમુજથી ફસકાયુ

'ચાવડી ઉપર પાધરો જવાનો હતે, તો તમો ખુદાવદને આજે અહી તકલીફ શુ કામ આપતે ' યાકુબ સાહેબ, જરા સબુરીથી મને સાભળી લેવો પછી નહી તો તમારે અને મારે બેઉ જણને વાસ્તે પોલીસ ચાવડી છેજ !"

યાકુબ સાહેબ ડીટેક્ટીવે હવે હુક્કાની નળી હાથમાથી છોડીને બાજુએ મુકી તેની ધીરજનો બી હવે અત આવ્યો હતો !

"બેઅદબ કુતરા," તે હજી સોફા ઉપરજ અઢેલીને દાત પીસીને બોલ્યો, "તુ કોણની સાથ એમ વાત કરેછ, તે તુ જાણેછ કે ?"

"અલબત જાણુછ, યાકુબ સાહેબ ! હેદ્રાબાદના નામચીન ડીટેકટીવ સાથે———નવાબ રૂસ્તમજગ બહાદુરના ખરા ખુની સાથે હુ હમણા વાત કરૂછ !!'

આ છેલ્લો વાકય અબદુલ ઝલીલ એટલા તો મકકમ ઉચ્ચારે અને એટલા તો શાત મ્હોડે બોલ્યો કે હમેશનો બરફ જેવો ઠડો યાકુબ બી એક નાની ઝોક ખાઇને તરો બેઠો. તેણે બે ડોળા ઉઘાડી હવે સામે બેસીને કરારને જીવ દહાડીના વાળ પોતાની આગળીઓ વચ્ચે અમરેટયા કરતા આ અસાધારણ બદમાશ લુટારા ગમ થોડીક સેકડ જોયા કર્યું

અબદુલના મુખડા ઉપર મહેજબી ગભરાટ રતીભાર પણ ડગમગતો તેણે જોયો નહી

'તુ હમણા શુ બોલ્યો ?" યાકુબે કપાળનો ચીલ્લો ચહડાવી બેહદ ક્રોધથી હેબતનાક ધાસ્તીભર્યા ઉચ્ચારે પુછ્યુ

"ડીટેકટીવ સાહેબ," અબદુલનો ઠડો અવાજ પાછો નીકળ્યો "ઉશકેરાઈ જગો નહી મારી વાત સાભળી લેવો હુ અહી તમારા મકાનમા ચાલી આવ્યો છુ, તે કાઈ ખાલી રમુજ કરવા આવ્યો નથી—હુ એક સાટુ ઠોકવા આવ્યો છુ"

"સાટુ ઠોકવા આવ્યો છે !"

"હા યા તો સાટુ ઠોકાય યા મારા હાથપર બેડીઓ ઠોકાય તમે મને ધીરજથી સાભળશો નહીં, તો પહેલે હુ બટએ જઇશ અને પછી તમે ત્રણ લાકડીએ જગો"

"પાગલ ! દીવાના ! એ તુ શુ બકવા કરી રહયો છે !"

યાકુબ ડીટેકટીવનો આ જબરદસ્ત તરારો આખા દીવાનખાનામાં

ધ્રુજી રહયો ! તે હવે ડોળા ફાડીને પોતાના આ નવાઈ જેવા વીઝીટરની આંખ્યોમા જોવા પડયો હતો જીંદગીમા આ પહેલીવાર તે ઘડીએ પ્રખ્યાત નીઝામી ડીટેકટીવને માથાનો કોઇ ખરો માઝનંદરાન મવાલી મળી આવ્યો હતો

'હુ આટલો ખુલાસાથી વાત કરૂ છુ, તોબી તમારા મગજમા ઉતરતુ નથી" અબદુલ જરા વાંકુ વળી ઘણાજ દબાયલા ધીમા અવાજે બોલ્યો "ડીટેકટીવ સાહેબ, ગઈ તા૦ ૧૨ મી માર્ચે રાત્રે ૭ વાગતે શુરૂનગર ખાતે નવાબ રૂસ્તમજંગ બહાદુરના લીલી કોટેજના કમપાઉંડમા આપ ખુદાવદ પોતે બેગમ સાહબા રોશનઆરા સાથ પધાર્યા હતા, અને બગીચામા ઝાડોની ઘટામા છુપાઈ આપ નામવરે આપની પીસતોલ વડે નવાબ સાહેબને ઠાર માર્યા, તે બધો બનાવ નજરોનજર બે જણાઓએ જોયો છે!"

અબદુલ અહી થોભ્યો અને કરારને જીવથી ખીસામાથી એક હલકી દોઢીયાની ત્રણવાળી બીડી કાહડી સલગાવવા માડી બે ત્રણ ધુમાડાના ગોટા કહાડવા પછી અબદુલ ઝલીલે આગળ ચલાવ્યુ—

"આપ સાહેબના દીલપર તેમજ બેગમ સાહેબના દીલપર લાબા ઓવરકોટ હતા અને ગળા આસપાસ ગરમ તપખીર્યા રંગની શ્યાળ હતી બેગમ સાહેબાના દીલ ઉપર સુતરાઉ કાળો ઓવરકોટ હતો અને ચહેરા ઉપર જાડો કાળો બુરખો હતો આપ ખુદાવદે નવાબ સાહેબનો જીવ લીધો, પછી તેવણના ખીસા તપાસ્યા આપે ખીસામાથી એક ઇલેકત્રીક લેંપ કહાડી રૂસ્તમજંગની ઝડતી લેવા માડી પછી નવાબની રીવોલવરનો એક ખાલી બાર તમે છોડયો, અને તે નવાબની પીસ્તોલ તેવણની આગળ મેલી ત્યારબાદ આપ ખુદાવદે મરહુમ નવાબના ખીસામાથી બે કાગળો કહાડી લઇને તે બેગમ સાહેબાને આપ્યા ઘડયાલ, છેડો, પાકેટ, એ આપે કહાડી લીધુ ! યાકુબ સાહેબ, આ બધો બનાવ બે જણાઓએ નજરેનજર જોયો, અને તે બે જણાઓમા તમારો કમતરીન ખાકસાર સેવક એક

પોતે છે !"

બંધુ પોતાનું રમરસ્તુ દાસ્તાન એટલા તો ડંકે કલેજે અને મક્કમ માદે અબદુલ બોલી ગયો કે યાકુબ સાહેબ જેવો રંગેરગનો ગડાયલો એક અફલાતુન ડીટેકટીવબી એ ઘડી દીગમુઢજ બનીને જાણે બે ઘડી ખુદ પોતાને વીસરી ગયો.

પણ પછી આખરે તે પ્રખ્યાત પોલીસ અમલદારને બોલવાની કાંઈ વાચા સુઝી તેના ચહેરા ઉપર ફરી વળેલો ગભરાટ અને ચીતાનો પહેલો ઝટકો દફે થઇ ગયો.

"અચ્છુ, અબદુલ ઝલીલ, એ બધી તમારી મ્હાણી બહુજ રસીલી છે. ઘટતી જગ્યાએ આપણે તેની બધી નોંધ સરકારી દફતરમાં લખી કહાડીને તે ઉપર તમારી સહી લઇશુ હમણા મને બીલકુલ પાગળખાનામાથી છુટી આવેલા દીવાના આદમીઓ સાથે વાત કરવાની ફુરસદ નથી."

આમ બોલી યાકુબ સાહેબે ટેબલ ઉપર મેલેલો એક રૂપેરી ચગ ઉંપાડવા સારૂ હાથ લાંબો કર્યો પણ તેની કાંઇક સ્યચરતી વચ્ચે અબદુલે વાંકો વળી તે હાથ ચગ ઉપર જતા અટકાવ્યો.

"બે મીનીટ વધારે, યાકુબ સાહેબ મને પુરેપુરો સાભળી લો. તમારા મપાટામા હુ આજે મારી ગળચી અહીં લઈ આવ્યો છુ તેજ દેખાડે છે કે હુ ખાલી અહી બચ્ચે બાલેકા ખેલ કરવા આવ્યો નથી. ડીટેકટીવ સાહેબ, તમે પોતે તમારે હાથે નવાબને પીસ્તોલ વડે ઠાર માર્યો, તે નજરો નજર જોનારા બે શાહીઓમા હુ એક છુ અને તમો ખુદા વહતી આબરૂ, ઈઝઝત, તમારી સલામતી આય ઘડીએ મારી મુઠ્ઠીમા છે !"

"એ ઘણી જાણવાજોગ વાત તમે ત્રણ વખત મને કહી ચુકા ચૌટામા જઇને એક ઉચી જગ્યાએથી બાગેબુલદ એ બંધુ ખાસો આમને જણાવી દેવા, તો મને વાંધો નથી, મી૦ અબદુલ ઝલીલ હાલને કાજ હુ તો તમને જેહાપના નીઝામના નામથી એક હરહરતા બદમાશ લુટારા તરીકે પરહેજ કરૂ છુ !"

આમ બોલી એક ઝટાક સમેત યાકુબે પોતાના ઓવરકોટના ખી-સામાથી એક બેડી ખેચી કહાડી, અને હજી તો સામે બેઠેલો રંગેરંગનો લુટારો સહેજ બી વાકોટીકો થઇ શકે તે અગાઉ અબદુલની કાંડીઓ ઉપર તે અતી કુશળતાથી ચડપ દેતી કે ઠોકી બી દીધી

પણ અબદુલ મીયા તો એટલો ટંડો માટલાની માફક અદબ વાળીને ઉભો હતો કે તેના કઠોર ગભીર મુખડાપરનુ એક સ્નાયુ બી ફડકતુ હતુ નહીં

"યાકુબ સાહેબ," તે ધીરેથી ધાડા સાદે બોલ્યો, 'એ બધી અગ-મચેતી સાથેજ અમે અમારી દરેક મપુરણ તૈયારી કરી રાખી છે આજે જો મને હમણા ચોકીમા પુરવામા આવશે, તો કાલે સવારના મારો મલતયો ચદરગાહ અદાલતે ખાસમા જઈ રૂકને મજલીસ આગળ તમામ ખુનની હકીકત જાહેર કરશે"

યાકુબ તીરસકારથી પાછુ મુછમા હસ્યો

"અચ્છુ," તે બેહદ તુમાખથી બોલ્યો, "તેમ થશે તો નીઝામ જેહા પનાના મેડહાઉસમા એક બીજા દીવાના માટે આપણને જગ્યા કરવી પડશે"

"તમારી ભુલ છે, સાહેબ," અબદુલે અણુકાથી જવાબ આપ્યો "તે શખ્સ પોતાના બોલવાના ટેકામા ઘટતી પુરવારીઓ સાથેજ જશે"

"ઘટતી પુરવારીઓ!"

"હા, ખુનની જગ્યાએથી મળી આવેલો બેગમ સાહેબનો રેશમી લેસવાલો રૂમાલ–જેની ઉપર બેગમનુ નામ લાલ અક્ષરે ટાકેલુ છે, અને તમો નામવરે બેગમ સાહેબા ઉપર લખેલુ એક કાગળ, જેની કોપી જુઓ આ રહી"

આમ બોલતા કાંઇક મુસીબતે બેડીથી સીકડાયલા હાથો અબદુલે પોતાના ડગલાના ગજવામા લઈ જઈ અદરથી એક કાગળ્યુ બહાર કહાડી તે યાકુબ સાહેબને આપ્યુ

"એ કાગળની અસલ કોપી પેલા મારા સોબતી પાસે છે ખુનવાલી

જગ્યાએથી રૂમાલ અને આ કાગળ મળી આવ્યુ જે હજી બી આપ સાહેબને મારા યા મારા સોબતીના દીવાનાપણા માટે મનમા કાઇ વસવસો છે કે ?"

બેને ભવા ખુબ મીજાસથી ઉચે ચઢાવી યાકુબ સાહેબે તે કાગળ્યુ અબ્દુલના હાથમાથી ઝુટવી લીધુ, અને તે ઉપર એક ઉડતી નજર નાખી બીજીજ પળે આ હાડેહાડના ખરવસતર સગદીલ પોલીસ અમલદારના ચહેરા ઉપર એક અચુક મોટો ફેરફાર થઇ ગયો

યા ખુદા, આ કાગળ તો ખચ્ચીત પોતાની સત્યાનાસીના વોરટ મીસાલ યાકુબ તે ઘડીએ પોતાના હાથમા પકડી ઉભો હતો ! ટુકો અને ટચ તે રૂકકો હતો, પણ તે કેવા હેબતનાક અને ખાનાખરાબીભર્યા દારૂગોળાથી સીંચાયલો હતો ! યાકુબે પોતે એક બદબખ્ત અવર ઘડીએ રોશનઆરા ઉપર લખેલા કાગળની કોપી હતી—અફસોસ ! અસલ કાગળ નહી હતુ, પણ તેની માત્ર કોપીજ હતી ! —

ચઉમેલા રોડ,
૧૨ મી માર્ચ, ૧૯૦૧

રોશન,

આજે બરાબર માડા પાચ વાગતે તૈયાર રહેજે મારી મોટરમા હુ બરાબર તુને મારી સાથ લેતો જવશ તારો ઓવરકોટ સાથે લેજે અને બુરખો પહેડજે આજે જરા છાતી કઠણુ રાખીને એક એક દહાડો આય કામ પાર પાડશુ, તો બધી મુસીબતનો છેડો આવી જશે મારી ઉપર વીશ્વાસ રાખ, જાની ! આજે સાજ પછી તારા નવાબને જીવતો રહેવા દેવામા જોખમ છે આપણા બેઉની ખુવારી છે આય કાગળ વાચીને બાળી નાખજે

લી૦ તારો
યાકુબ

નીઝામી સલતનતના વીખ્યાતી પામેલા "શેરલોક હોમસ" નો ચહેરો ખરેજ આ પળે દયા ઉપજાવવા જોગ રીતે ઉતરી ગયો હતો

તેના હાથમાંથી ઉપલુ કમબખ્તીન કાગળ્યુ મરીને ભોયની ઉપર પડી ગયુ ઢપ કરતો તે સોફા ઉપર પાછો બેસી ગયો અબદુલ ઝલીલ મુછમા બહુજ ગમ્મતથી હસ્યો,

"આ ! સાહેબનુ ફરમાન બેગમ સાહેબા બજા લાવ્યા નહીં—તે તેને બદલે પોતાની સાથેજ આ નાપાક ચીઠરૂ લીલી કોટેજમા લાવ્યા!" તે બોલ્યો

યાકુબમીયાએ લોહીનો એક ગોટ ગળ્યો તેના કપાલ ઉપર પરસેવાના ઝરા ફુટી નીકળતા હતા—

"વારૂ–હવે તમે કેહવા શુ માગોછ, અબદુલ ઝલીલ ?" તેણે હજીબી કાઇ બીજાજથીજ પુછયુ

"દેખાઇતી રીતે આ કાગળ્યુ બેગમ સાહેબાએ અકળાટ ગભરાટમા પોતાના ખીસામાથી પડી જવા દીધેલુ હોવુ જોઇએ, યાકુબ સાહેબ" અબદુલે હવે સ્હેજ ગભીર તોરથી કહયુ "પણ હુ તેનો બીજો કાઇ ઉપ્યોગ કરવા માગતો નથી—સીવાય કે આપ ખુદાવદ એ રૂમાલ અને એ કાગળ્યુ વેચાતુ લેવાને પસદ કરતા હોવો"

ખાસ્સી બે મીનીટ ડોકયુ નીચુ રાખી મેલીને યાકુબ સાહેબ ભોય ઉપર પોતાની આખ્યો ઠેરવીને મુગોમતર ઉડા વીચારમા બેસી રહયો પછી તેણે એક લાબો દમ ખેચી ઉચે જોયુ

"અચ્છુ, અબદુલ ઝલીલ, હુ બધો મામલો હવે જોઇ શકુ છુ તમે અહીં મને એ માટે મળી ગયા તે ઠીક કીધુ"

આમ બોલતા સમેત અચણુચ ઝડપથી ઉઠીને તેણે અબદુલ ઝલીલના હાથ ઉપર ઠોકેલી બેડીઓ પાછી કહાડી લઇ પોતાના ખીસામા મુકી જમાનાનો ખાધેલો તે ડીટેકટીવ હવે નવીજ પ્રકારની બાજી રમતો હતો

'દેખ્યે, અબદુલમીયા, દેખ્યે," તે ખુશમીજાજી બનવાના કાઇંક જીવતોડ ઢોગ કરી બોલ્યો "આપણી વચ્ચેનો સબધ હવે બદલાઇ ગયોછ સબર, હુ તમારા વાસ્તે જરા કોફી મગાવુ"

. યાકુબે ચગ વગાડયો, અને તેના જવાબમા હાજર થયલા હજુરયાને

બે પ્યાલા કાફી તુરત બનાવી લાવવાનો હુકમ કર્યો

"ચાલો, અબદુલ મીયા, હવે આપણે આપણો સોદો કરયે. આ તમારી પાસના બે દાગીનાઓની કીમતનુ શુ દામ તમે માગોછ ?"

"પચ્ચીસ હજાર રૂપ્યા રોકડા—અને હુ જીવુ જાગુ ત્યાસુધી દર માસે રૂા ૫૦૦ નો પગાર"

યાકુબ મીયાએ મીલીગ ભણી જોઇ પોતાની મુછ થોડીક મેકડ મરડયા કરી

"દામ જરા આકરૂ છે કાઈ વાજબી બોલો તો સારૂ ઠોકયે સહેજ ઓછુ નહી કરો ?"

"એક દોકડોબી ઓછો નહી !—અલ્લાહના કસમ"

"જો વીચાર કરો હુ એ કીમત આપવા ના પાડુ, તો પછી તમે થોડામાથીબી રખડી જશો"

"ગુસ્તાખી માફ છે, સાહેબ મને બીજા એક બઝારમાથી મે હમણા કહી તે કરતા વધારે કીમત જરૂરજ મળશે"

"બીજા બઝારમાથી !"

"હા, યાકુબ સાહેબ એક બીજુ કોઇ ખરીદનાર એ ચીજોના એક લાખ રૂપયાબી આપવા તઇયાર થશે"

'તે કોણ ભલા ?"

"નવાબ રૂસ્તમજગ બહાદુરના બેટી—જેહાગીર મહેરહોમજીના માશુક—દીનબાઈ વકીલ ! યાકુબ સાહેબ, તમે આજે મને ના કહો તો ભલે મારે હાથે બેડી પાછી ઠોકો હુ પોલીસ ચાવડીપર જવા હમણા તઇયાર છુ પણ કાલે સવારે મારો મળતયો સોબતી સઘળી હકીકત અને સઘળા પુરાવા લઇને દીનબાઇ વકીલ આગળ મની મઝીલમા પાધરો જશે."

યાકુબ આસ્તેથી ઉઠીને ઉભો થયો

"તેમ કરવાની જરૂર નથી, અબદુલ મીયા મારે તમારો સોદો કબુલ છે કાલે સવારે તમે અહી આવજો હુ રૂપ્યા તૈયાર રાખીશ, અને દર મહીને ૫૦૦ રૂપ્યા પુગતા કર્યા કરીશ"

"બે આના તરીકે મને હમણાજ કાઇબી જોઇશે, યાકુબ સાહેબ ઓછામા ઓછા બે હજાર રૂપ્યા મને હમણા જોઇશે"

"ઠીક, બે હજાર હમણા આપવાની હુ ના પાડતો નથી કાલ ફઝર તમે તમારા સોબતી સાથે પાછા આવજો"

"મારો સોબતી તમારી આગળ આવી શકશે નહીં, ડીટેકટીવ સાહાબ એને તો અડીભડીને વાસ્તે અનામત રાખીજ મુકવાનો છે"

"બ્બ્યર! પણ તે કોણ છે કોણ, તેનુ નામ?"

"નામબી અડીભડીને વાસ્તે બાજુએ રાખી મુકવાનુ છે, યાકુબ મીયા"

યાકુબમીયાએ દાતે દાત પીસી નાખ્યા આ બદમાશ ચડાળની બધી જોરાવર બાજી આગળ તે લાઇલાજ થઇ પડયો હતો

"વારૂ, સવારના તમે એ રૂમાલ અને કાગળયુ લઇ આવજો—નવ વાગે આવજો તમારા રૂપ્યા તૈયાર રહેશે"

"નહી સાહેબ, વળી તમે ભુલ કરોછ એ રૂમાલ અને કાગળયુ મારી પાસેજ રહેશે એનો કબજો હુ છોડી દેઉ તો મારા દર મહીનાના ૫૦૦ રૂપ્યા સુઇ જાય—અને બીજેજ દાહડે મારૂ ગળુ ચીપટાઇ જાય!"

યાકુબ સાહેબ હવે જરા છીંકી પડયા અત્યાર સુધી ધીરજથી રાખી મેલેલુ હસ્તુ ડાચુ તેવણુ વધુ વાર નીભાવી શકયા નહીં

"હરામખોર બદમાશ! ત્યારે તુ શુ એમ કહેવા માગેછ કે હુ તુને ખોબા ભરીને રૂપ્યા આપ્યા કરૂ, અને તુ આય ચીઝો તારી પાસેજ રહેવા દેશે?"

"હું એમજ કહેવા માગુછ, હુઝુર, નહી મરજી હોય તો ઠોકો પાછી આય હાથોપર તમારી બેડી!"

"અરે પણ ત્યારે હુ તુને રૂપ્યા આપુ શુ કામ?"

"મને મુગો રાખવા મારી ચુપકીદી વેચાતી લેવા જે દહાડે હુ સાડુ તોડુ તે દહાડે તમારા ૫૦૦ રૂપ્યાનુ લવાજમ બધ કરી મારો જીવ લેવાનો તમોને હક રહેશે હવે પેલા બે હજાર રૂપયાની તશરીફ ફરમાવશો?"

• એકાદ બે મીનીટ દાતો વચ્ચે હોઠ કરડેલો રાખી, ઓવરકોટના

ખીસામા બે હાથા ખોસેલા રાખી, યાકુબ સાહેબે દીવાનખાનામા આમથી તેમ ચાલ્યા કીધુ પછી એકાએક જાણે કાઇ વીચાર આવ્યો હોય તેમ પાસેના ઓરડામા ઘસારા સમેત તે ચાલ્યો ગયો

ત્રણ ચાર મીનીટમા તે પાછો આવ્યો તેના હાથોમા કરનસી નોટોનુ એક મોટુ બડલ હતુ તે નોટોનો ઢગલો તેણે અબદુલના ખોલામા ફેંકયો

"આ બે હજાર રૂપયા છે મારી ખાત્રી છે કે તમે આપણા સાટાને વળગી રહેશો, કારણ તમારો અને મારો બનેનો જીવ જવાનો શોદો છે અબ્દુલમીયા, એમા ભુલ નહી થાય

"જરાબી ભુલ નહી થાય ! બેફીકર રહો ચાલો—સલામ અલેકુમ"

"અલેકુમ સલામ"

બીજી પળે પીઠ મરડીને હેદરાબાદનો સાહુચોર, બદમાશ ડામીજ અબદુલ ઝલીલ એસકુવાયર, લહેકો કરતો કે ખુશાલ હસ્તે મહોડે નીઝામી પોલીસના માનવત વડા ડીટેકટીવની કબજામાથી ભરયો પુરયો વીદાય થયો !

## પ્રકરણ ૪૪ મુ.

### નવાં કાકીજી સાથ પહેલી મુલાકાત !

૨૮ મી જુલાઈ ૧૯૦૬ ની તે એક સ્ટુપીડ સાઝ હતી કે જ્યારે મુબાઇમા વરસાદને જાણે ઘેલુ લાગ્યુ હતુ છેલ્લા ત્રણ દહાડા થયા એક-ધારી રીતે ઝાપટયો જઇ વરસાદ આતેરૂ કરી રહયો હતો એવા માર-મારના જોરાવર વરસાદ છતા બી પેડર રોડ ઉપર આવેલા ખાનબહાદુર ધનજીશાહ બહમન બહેરામના 'મોતી મીનાર" બગલાના પોખાળ પોર-ટીકોમા એક ટેક્ષી-કેબ સાજે પાચેક વાગતે આવીને ઉભી રહી. અદરથી કાળા વીનીસીયન કોટીંગના પારસી સુટમા સજ થયેલો એક ગબરૂ જવાન ઉતરીને ઓટલા ઉપર ચઢી ગયો વાચનાર, એ આપણો મીત્ર એરચ બહમનબહેરામ—ધનજીશાહનો એકપુરો ભત્રીજો એરચ—હતો

તેના મુખડા ઉપર આજ ખુશાલી અને ફતેહનો એક અચુક છાપ પ્રગટી નીકળેલો હતો જે માલેતોજાર મકાનનો ઉબર પાછો ઓળગવાની આશા તે છેલ્લા ચાર પાચ મહીના થયા છોડી બેઠો હતો, તેજ અતલગના જાણીતા બગલાની સીડીએ પાછો ચહડતા જવાન એરચની છાતી અદરખાનેના હરખથી હમણા ધડક ધડક થતી હતી

અલબતા હવે એરચ ત્યા એક ઘરના દીકરા તરીકે નહીં, પણ એક પારકા વીઝીટર તરીકે કાકાજીને "કોલ" કરવા આવ્યો હતો તે પાધરો અદર જવાને બદલે વરડા ઉપરજ એક ખુરસી ઉપર બેઠો, અને પોતાનો કાર્ડ જીવણ મારફતે મોટા શેઠ ઉપરે મોકલ્યો જે મકાનમા પોતે ઉછરેલો, ઉછરેલો, જેનુ ખુણેખુણુ એક ઘર દીકરા તરીકે પોતે કુદાવી મારેલુ, જે આલીશાન ઇમારતને પોતે ભવીશ્યના માલેક તરીકે હમેશ લેખી મેલેલી— તેજ મકાનમા હવે દાખલ થવા માટે એક વીઝીટીંગ કાર્ડ નોકર પાસ અદર મોકલતા એરચના જીગરમાં એક મુગો ચમટો તુટો જીવણ કાર્ડ લઇ ગયો ત્યારે એરચે પોતાનો હોડ કરડેલોજ રાખી ઠેરાબધ 'મોતી મીનાર' ગમ એક જાતના ગુસ્સા અને બેજાલતથી જોયા કર્યું

"આય બધુ મે ખોહી દીધુ !" તે જીવ સાથ બડબડયો, "આહ ! મારો હક જેણે દુબાડયોછ—કોઈ મુસલમાની કોણ્ણ મુઇછ—તેને હુ સોળે સોળ આના સ્વાદ ચખાડશ રસ્તામા પડેલા એક નજીસ તરકટી રદબાતલ ઠીઠાને ખાતર કાકાએ મને આય બધી ચહેલમહેલમાથી રદ કીધોછ—પણ હુ બી તો ખરો કે મારો લુટાયલો હક એ નીચ જુહીન દદાને પચવા નહીં દેવુ !"

કાઇકિ ખુદરતી રીતે એરચની છાતીમા આજ કેટલોક વખત થયો પોતાની નવી કાકી માટે એક જાતની ધીકકાર અને કીનાની લાગણી બરપા થયલી હતી ઉજળી ચામડીનુ એકાદ વાહીયાત વડારૂ પોતાના ફરેબી ફેલથી ચરી ગયલા બુઢા ડોકરાને કોણ્ણ જાણે શુ પાતરે પાણી પાતુ હશે—શુ બી ચપટા આપતુ હશે—બુધાને આગળીઓ ઉપર કેમ નચાવતુ હશે—હકદાર ભત્રીજાની વીરૂધ તે ઘરડાના કાન કેમ ભભેરતુ

હશે—તેનો ખ્યાલ કરતા એરચના જીગરમા ગુસ્સા અને ઝનુનના કાટા ખુચતા હતા

થોડે વારે જીવણ પાછો બાહેર આવ્યો

'અંદર આવજો, એરચ છેટ,' તે પુરાણો લાલો હવે કાઇક સહેજ વધારે ઇજ્જતથી બોલ્યો "છેટે કીધેલુ કે તમે હાલમા મોટીબાઇ છાટે વાત કરો, તેટલા હુ પાચ મીલીટમા આવતો છુ"

ચુપચુપ ઉઠીને એરચ અંદર ડ્રોઇગ રૂમમા ગયો દીવાનખાનાની વચ્ચોવચ એક શોફા ઉપરથી કોઇ બાઇ ઉઠીને ઉભા થયા, અને હજી તો એરચ અજાયબીથી પોતાના પાપણ ઉચકીને તે 'શેઠાણી' ને બરાબર જોઈ શકે તે અગાઉ તેવણે આગળ આવી હસ્તે મહોડે પોતાના જવાન ભત્રીજા સાથ શેકહેન્ડ કરી

"આવો, મી૦ એરચ' તેણીએ મીઠાશથી કોમળ અવાજે કહ્યુ, 'ધનજીશાહ હમણા આવછ આવોની, બેસોનીજી," આમ બોલી ઘરની તે શેઠાણીએ—એરચના નવા નકી મોતીબાઇએ—સોફા ઉપર પોતે ગોઠવાઇ બેસી એરચને સામે પડલી એક ખુરસીની ઉપર બેસવાની ઇશારત કરી

પોતે ડ્રોઇગ રૂમમા દાખલ થયો તે ઘડીથીજ એરચશાહ ભાઈ તો પાગ્ગી માર્યા અને બ્નાઉઝમા મજ થયલા આ સુંદર સ્વરૂપને જોઇને ફ્રીઝ ગયા હતો! આય મોતીબાઈ! અરે! આય એરચની પોતાની કાકી! "ઉજળી ચામડીનુ એક વાહીયાત વછોરૂ,' "એક તરકટી રદબા તલ નકામ ઠીકુ,"———આય? અરે, ચીતને ચકભમ બનાવી મેલનારી ખુબસુરત પુતળી તે આય તેની જુદ્દીન કાકી! કઈ ભુલ તો નહી હોય!

એરચ પોતે આર્ટનો એક આશક હતો બચપણથીજ તેને ડ્રોઇગ અને પેન્ટીગનો શોખ હતો આર્ટ સ્કુલની ત્રીજા વર્ષની પરીક્ષામા તે પસાર વટીક થયલો હતો—અને પોતાના ઓરડામા તે હમેશ ઇઝલ, કેનવાસ પેન્ટીંગ બ્રશીઝ, તથા ઓઇલ કલરોની ટ્યુબ્ઝ સાથે ફાફા મારયા કરતો હતો જો કે એક પેન્ટર યા આર્ટીસ્ટ તરીકે ધધો અખત્યાર કરવાની તેને અત્યાર તુલીક જરૂર પડી નહીં હતી—પણ આર્ટના એક એમેચ્યુઅર

(જુવો સફે ૪૨૪)

એરચ અંદર ડ્રોઇંગ રૂમમા ગયો. દીવાનખાનાની વચ્ચોવચ એક શોફા ઉપરથી કોઇ બાઇ ઉઠીને ઉભા થયા, અને હજી તો એરચ અજાયબીથી પોતાના પાંપણ ઉંચકીને તે "શેઠાણી" ને બરાબર જોઇ શકે તે અગાઉ તેવણે આગળ આવી હસતે મહોડે પોતાના જુવાન ભત્રીજા સાથ શેકહેન્ડ કરી.

"આવો, મી૦ એરચ," તેણીએ મીઠાસથી કોમળ અવાજે કહ્યું, "ધનજીશાહ હમણા આવેછ. આવોની, બેસોનીજી."

પુજારી તરીકે તે પોતાના મીત્રમંડળમા જાણીતો હતો.

એરચની આર્ટીસ્ટ આખ્યોએ પોતાની સામે રજુ થયલુ બ્યુટીફુલ જીવતુ પીકચર એક નડાકે પી પ્રાણી લીધુ હતુ !

તે સારકેશયન કાળી ભમ્મર આખ્યોમા કેટલો ખરેખરો મીઠાશ, કેટલી નરમાશ, ઉચી તરબ્યત અને ખાનદાની લોહીનો દેખાતો ભાસ તેણે એક સપાટે જોઈ લીધો હતો !

"તમે આયા તેથી અમે ઘણાજ ખુશી છીએ, મી. એરચ" જવાન 'આન્ટી'એ નાજુક અવાજે વાત છેડી 'અમે જાણ્યુ કે આવા વરસાદમા તમે કદાચ નહી આવસો '

'નહીજી, કાકાજીએ બોલાવ્યો ત્યારે આવ્યા વગર કેમ ચાલે ? આપણી આજે પહેલી વખત મુલાકાત થઈ, કાકીજી, અને હુ અહીં આજે તમોને મળી શકયોછ તેથી ખરેખર ખુશી થયોછ"

આ વડીએ ધનજીશાહ કાકા દીવાનખાનામા દાખલ થયા, અને ઘણાજ ઉત્સાહથી બે હાથે પોતાના ભત્રીજાને ગેડહેડ કરી ખુલ્લા દીલથી કોટી કરી

* * *

ધનજીશાહ કાકાએ પોતીકા થોડાજ વખતપર ઓળખાણીતાર કરેલા ભત્રીજાને ખરેખર લાગણીભર હેતભર્યો આદરસતકાર આપ્યો હતો. બુઢાજી જીવસે આજે સુખી હતા—ઘણી મમતાથી, માયાથી તેવણે એરચ સાથ એલારપેલાર ટાહેલા કર્યા—આટલો વખત એરચ શુ કરતો હતો, કયા રહેતો હતો, તેની કાઇક છતેજારીથી પુછપરછ કરી—પોતાની નવી રમકડા સરખી ધણીયાણી સાથ પોતાને કેમ ઓળખાણ પડી, અને પછી કેમ લગન લાગ્યુ તેનુ હસતે મ્હોડે વીગતવાર બયાન કર્યુ—અને થોડાજ વખતમા એરચને તેવણે બતાવી આપ્યુ કે તેવણની હવે દોસ્તી તેમજ મારી ખરા દીલની અને સાચ્ચા મનની હતી

એરચને માટે ધનજીશાહ કાકામા થઈ ગયલા આ ફેરફાર કરતા જે બીજી મોટી અજાયબી તે યાદગાર દીવસે સામે આવી ઉભી હતી, તે તેના

નવા મુસલમાન કાકીની બોલવા ચાલવાની લેડી—લાઇક ઢપછપ, ઉચા ખાનદાનની એક મોમાયટી બાનુને ખરની પોલીશડ રીતભાત, લાયકીથી અને મીઠાશથી પોતાના આ જવાન ભત્રીજાના દીલમાનો બધો વસવસો દુર કરી નાખવાની તેવણુની કુનેહ—હતી ખચીત ! અરધા કલાકના અરસામા એરચ પોતાના જીગરના બાતેનમા પોતાની આ નવી કાકીને ખરા અત કરણથી અને ખરા માનથી વખાણવા લાગ્યો હતો

સાંજે સાત વાગતે અતે તે જવા ઉઠયો—

"દીકરા એરચ, તુ જાય તેની અગાઉ આપણે બે જણા જરા એખલા થોડીક અગત્યની ખાનગી વાત કરી લઇએ" તેવણુ બોલ્યા "લે તારી કાકીને ગુડ-બાઈ કરી લે ! ને પછી જરા લાઇબ્રેરીમા આવ !"

એરચે બહુ મમતાથી અને એખલાસથી મોતીબાઇને શેકહેન્ડ કરી—

'કાકીજી, હુ રજા લેઉછ ! હુ તમુને ખાત્રીથી કેહુછ કે તમારે મારૂ જે ખ્યાલ મનમા રાખીને હુ આયોતો તેના કરતા કઇ જુદીજ જાતનો છાપ લઇને પાછો જાઉછ !"

મોતીબાઈ કાકીએ શરમાઇને ઠેકમ માની—

'ને હુબી તમારે સારૂ જે વીચાર ધરાવતી'તી તે કરતા તમેબી ઘણા વધારે ચઢતા મને માલમ પડયાછ, એરચ !" તેણીએ વળતી કોમ પ્લીમેટ આપતા જવાબ વાળ્યો, "જરૂર અવારનવાર આવજો—અ ! જરાબી હવે ઓસકાતા ના ! ઘેર તમારૂજ છે ! જ્યારે ગમે ત્યારે તેડાની વાટ જોયા વગર આવજો ! ચાલો—સાહેબજી !"

'સાહેબજી, કાકીજી !"

'બાઉ' કરીને કાકીજી તો અદર ચાલી ગયા—અને ધનજીશાહ એરચની પાખડી વળગી તેને લાઇબ્રેરી રૂમમા લઈ ગયા

× × ×

લાઇબ્રેરી રૂમમા પોતાના લખવાની ટેબલની ઉપર ધનજીશાહ બેઠા, અને એરચને પોતાની પાસેની એક ખુરસીની ઉપર બેસવા ફરમાવ્યુ પછી ટેબલનુ એક ખાનુ ઉઘાડી અદરથી સો સો રૂપ્યાની પાચ નોટો

કહાડી તેવણે એરચના હાથમા આપી

લે બાય" તેવણુ ધીમા અવાજે બોલ્યા, "મારા તરફની તુને એ પ્રેઝટ છે ખરૂ કેહુ તો, એરચ, આજે તુ મારે ત્યા આયો તેથી હુ ખુશી ઘણોજ થયોછ"

ઉપકારની એક મુગી સલામ સાથે આ આસમાનપરથી ગબડી પડલા નવાલાનુ બડલ એરચે પોતાના ખીસામા હેસવ્યુ

હવે એરચ, આપણે તારી પોતાની વાત કરયે'

સેહજ ચોકીને એરચ બોલી બેઠો—'મારી વાત' તે શુ કાકાજી?"

"જો બેટા, તુ મને ઓળખેછ હુ હમેશા મારા દીલમા જે વાછ હોય તે કહી દઇને પરખાવી દેનારો માણુસ છુ ગોળગોળ વાત કરવાની મારી બાસ્યત નથી જો કે હમણા મારી જીદગીમા થયલા ફેરફારથી મારામા જાણે અસલનુ જુવાનીનુ જોસ પાછુ આવ્યુ છ—પણ તોબી, એરચ, આજે કોઇનીબી જીદગીનો એક પળનોબી ભરોસો નથી તેથી સાભળ મે મારૂ વીલ કરી રાખ્યુ છ—'

"તમારૂ વીલ!"

"હા, મોતી સાથના મારા લગન પછી નવુ વીલ કરી રાખવાની મે અગત જોઇછ, અને તે વીલની વાતથી તુ અધારામા રહે એ હુ વાજબી જોતો નથી"

એરચના પેટમા પહેલીવાર હવે એક નાની જેશી ફાળ પડી કાકાજીએ આગળ ચલાવ્યુ', 'મે જોયુ કે દુન્યામા જીવતા રહીને પેટનો ખાડો પુરવાનુ જાહરે તારે પોતાને માથે આવી પડશે તારેજ તારી આખો ઉઘડશે, અને તેથી મે તુને મારા આઇતા પેસામાથી તદન બાકાત ગણવા માગ્યો પણ ત્યાર પછી આ મોતી સાથના મારા લગનનો મામલો ફેરવાયોછ તે મને જે છેલ્લુ કાગળ લખ્યુ, તે જો તે પોતે લખ્યુ હોય તો તારામા એટલાજ વખત અદર મોટો ફેરફાર થયલો હુ જોવુછ તુ ચાલી ચલાવીને મને મળવા આવ્યો એટલે મારૂ દીલ પીગળ્યુ—અને મને કહેવા દે, એરચ, કે તારી કાકીએ તારી તરફથી બાથોબાથ લડત ચલાવી

અતે તારી તરફ મને છેકજ સખત થતા અટકાવ્યોછ"

એક પળ ધનજીશાહ બોલતા અટકયા, અને એરચ ગમ જોયુ તે ભત્રીજાના ચહેરાપર શરમીદગી અને પસ્તાવાનો દેખાઇતો છાપ ફરી વળ્યો હતો

"મહેરબાન કાકીજીનો હુ બેહદ ઉપકારી છુ, કાકાજી" તેણે ધીમા સાદે કહ્યુ

"જો, એરચ, ધ્યાનથી સાભળ મારૂ વીલ એવુ છે કે મારી તમામ માલમીલકત દોલત, બધુ હુ મારી ધણીયાણીને મારી મોતીને આપી જાઉછ જે ગુલાબ સમાન છોકરીએ પોતાનો કીમતી જવાન જાન એક તડાકે મારા જેવા ઘરડા ઉપર કુરબાન કીધો, ને છોકરીને મારા મુવા પછી વીસરી જાઉ એ બનેજ નહી હા, મારી બધી દોલતની એકલી વારેસ પોતે જીવે જાગે ત્યા સુધી મારી મોતી થશે મારા મુવા પછી એ છોકરી બેનાક તવગર અને માલદાર થશે તેને પેટે ખુદાના હોકમથી જો એક બેટો અવતરશે, યા બેટી અવતરશે, તો મોતી પછી અલબત એ મારૂ બચ્ચુ મારૂ વારસ બનશે જો મારે પેટે કાંઈ ફરજંદ નહી અવતરે તો, એરચ, મોતીની હૈયાતી બાદ તુ મારો વારસ થશે મે વીલમા કલમ નાખીછ કે મારા ગુજરવા પછી મોતી જો પાછી કોઇ સાથ પરણી જાય તો મારી દોલતનો ફકત દશમોજ ભાગ તેને મળે અને બાકીનુ બધુ તુને ટ્રસ્ટમા મળે"

ઓરડામા અડધી મીનીટ ચુપકીદી ફેલાઈ પછી અતે ધનજીશાહેજ પાછુ ચલાવ્યુ —

"અલબત, આય બધી ગોઠવણ મે પાકા ટ્રસ્ટમા કીધેલી છે હા, ખરા, એરચ, હુ કહેના ભુલી ગીયો મે ફરમાવ્યુછ કે મારા મરણ પછી તુને મારી દોલતમાથી પદર હજાર રૂપયા રોકડા મળે, અને દર મહીને મોતી તુને ૧૫૦ રૂપયાનો અલાવનસ મોકલતી રહે દલગીર છુ, એરચ, કે એથી વધારે હુ કરી શકયો નથી ચાલ હવે ગુડ નાઈટ! હવે તુ જા ગમે ત્યારે તુ અહીં આવતો જતો રહેજે ઘેર તારૂ પોતાનુજ સમજજે"

એક બોલ બોલવા વગર એરચ ઉઠયો, અને કાકાને પાછી ગેકહેડ કરી એક ચાવી આપેલા રમકડાની મીસાલ 'મોતી મીનાર'માથી બાહેર પડયો!

તેનુ દીલ હમણા કાપતુ હતુ નાસીપાસી, નાઉમેદીને મારે તેના ટાટયા ઠરઠર ધ્રુજતા હતા તેની છાતીમા હમણા કાંઇ નીચીત્ર, ભયકર, નહી સમજ પડે તેવી ગુચ ઉભાતી હતી

પન્દર હજાર રૂપરડી! અને દહાડમો રૂ'પયા મહીને દહાડે!! લગભગ બાર લાખની દોલત ધરાવનારો કાકો આ ભીખનો ટુકડો તેની ગમ ફેકતી વેળા કરારને જીવે વળી ગેરઇનમાફની વાત કરી મરતો હતો!

એરચે ઝનુનથી પોતાનો હોઠ કરડયો બસ થઇ ચુકુ! માજે તે કેવી ગણત્રીઓથી કેવી આશાઓથી "મોતી મીનાર'મા આવ્યો અને કેવા નાઉમેદ જીગરે તે પોતાની ખાનાખરાબીનુ વોરંટ ખીસામા મારીને તે હવે પાછો ફરતો હતો!

એક મીનીટ ચાલતા અચકી ઉભો રહી એરચે બે હાથે જોરમા પોતાનુ કપાળ દાબ્યુ "અરેરે! આય પરજાત ગોરી છોકરી જો વચમા નહી આવી હોતે! પણ નહીં એરચને બોમ દુબાશના શબ્દો યાદ આવ્યા "એ નની મુસલમાની કાકી આજે નહી હને તો ઘરડા કાકા સાથ સુલેહ થઇ શકતેજ નહી મારી પર ભરોસો રાખ, એરચ, એજ નવા ચાઇ ચાઇના રમકડાથી હુ તુને તારા ડોકરાની દોલતનો એખયો આખો વારસ બનાવશ-- નહીં તો હુ બહમનશાહ દુબાશ નહી!"

તે આખી રાત એરચે ઘણાજ અસુખી, અસ્થીર, બેતાબ બેચેન જીવે પોતાના બીછાણાપર અછાડપછાડ કર્યા કરીને પસાર કીધી

## પ્રકરણ ૪૫ મુ.

### "ડે—ડ ન્યુસન્સ!"

ચોમાસાની મોસમમા બાઝે વખત કેટલાક આસામીઓનો મીઝાજ

લગાર બરખેલાફ બની જાય છે તે તો તમો ખબર હશે ડાકટર સાહેબ બહમનશાહ દુબારાની બાવડી આજે——એટલે તા૦ ૨૯ મી જુલાઈ ૧૯૦૬ ને દીવસે——સવારથીજ ચશકેલી હતી બડી ફજરે બીછાણુ છોડતાજ તેવણ ફફડતા ચટકતા, પોતાની બહેન પીલા સાથ "વધેરતા" છીટા છમરા કહાડતા ઉઠયા હતા—કેમજે નખોદ ગયા વરસાદે તેણાણની દાળ દઝાડી મેલી હતી

સહવારના આઠેક વાગતાનો વખત હતો પોતાના આગલા કનમલ ટીંગ રૂમમા જઈ બોમ દુબાશ વસીડે મહોડે પોતાની પાઇપ સળગાવી કાચની બારીમાથી બોર બોર જેવા છાટાઓ સાથ તુટી પડતા વરસાદ ભણી તેનો પાટલુનના ગજવાઓમા બેઉ હાથો ખોસીને ઉભેલો હતો

ખરી વાત એ હતી કે જેહાગીર મહેરહોમજીએ તેને મુબઇમા દાપ આપી, અને કોણ જાણે કેવી ઉનગબરડીમા તે બીલ્લુ છટકી ગયુ,—નફામા બોમ દુબારાનુ પેના ડીટેકટીવ મીયા આગળ ફુલસુગનુ ગયુ—તે દીવસથીજ ડાકટર બહમનશાહનો સ્વભાવ લગરીક છીકે—તો—નાક—કાપુ જેવો બની ગયલો હતો

ફેખટતા ફફડેલા ચટકેલા જીવે બારી આગળ ઉભો રહી વેરાયલા ગમઘોર આસમાન ગમ તેણે ધુરકયા કીધુ પણ થોડીક મીનીટમા તેના કાળા મીઢા તુરગોમા ખલલ થઈ કનસલટીંગ રૂમનુ 'સ્વીગીંગ ડોર' આસ્તેથી ઉઘાડી એક પાતળો જેવા ઉચા કદનો વાણીઓ અદર ચાલી આવ્યો

સલામ અકરામની કાંઈ પણ ક્રીયા વગર તે મળવા આવનાર શખ્સે પોતાની પાણી ઝરકતી ભીની છતરી મજેહથી ઓરડાની વચમા મેલેલી ટેબલ ઉપર પટકી અને પછી ફસકાવેલા ડાચા સાથ પલાઠો ચહડાવીને ખુરસી ઉપર ગોઠવાઈ બેસી પોતાનુ પાઘોડુ કહાડી એક મેલા અખતર રૂમાલ વડે પોતાનુ છોલેનુ ગળગોટા જેવુ તાલક લુછવા માડયુ

"શીવ, શીવ !" તે કાઇક ઉડો શ્વાસ ખેચીને બોલ્યો "હું.જો

જાણત કે મુબાઇમા આમ હવા પાણી બગડી ગયા છે, તો થોડાક દીવસ પાછીજ આવત એનો બાપ મર એનો—આ રેડનો વગ્માદ નુ કહેવા માગે છે—એહ, બમનશા ?'

જવાબ દેવા માટે બહમનશાહ ગેર કાઇ ચટને પટ પોતાની પાઇપ મ્હોડામાથી કહાડે એવા મળતાવડા મીઝાસની હાલતમા તે ઘડીએ હતાજ નહી દીવાલને અડીગીને બે હાથે અદબ વાળી નેવણે હોઠ વચ્ચે પોતાની પાઇપ પકડીજ રાખી—અને બેહદ નાખુશી, બેહદ તીરસ્કારથી આ સામે બેસીને પોતાનુ કલ્લઇ કરાવેલુ બોડકુ માથુ ખજવાળતા વડોરા જેવા આકાર ગમ ચુચી આખોએ થોડો વાર જોયા કર્યું

બચીત ! ઓરડા માહે ભેગા મળેલા આ બે જણા વચ્ચે કેટલો ફરક ! એક જણ જ્યારે ભરજવાન, ઉંચો કદાવર, હેંડસમ, ગોરો, ઘટ મારો જરથોસ્તી હતો—ત્યારે બીજો લગભગ ૬૦ ની ભરતીમા આવેલો ફુક મારે તો ઉડી જાય એવા, ચુસ્યા જેવો, બે દહાડાની બોડાબ્યા વગ રની દહાડીના ખુપરાવાળો, એક બેડોળ, બદસુરત, ઘરડો વાણીયો હતો !

બોમ તરફથી કાંઈ પણ વાતચીતની શરૂઆતનો એશારો નીકળવાની નીશાણીઓ નહી જોતા તે વાણીયાએ આસ્તેથી ડગલાના ગજવામાથી એક કપડાનુ નાનુ બડક્ષ જેવુ કાઇ પોતુ બેચી કહાડયુ પાનસોપારી, એલાયચી, કાથો ચુનો વગેરે મેલવાની તે એક વાસ મારતી ફુવડ કોથળી હતી અદરથી એકાદ બે પાન કહાડી આ વીઝીટરે કરારના જીવથી પોતાના મેલા અખતર ધોતીયા વડે લુછ્યા અને પછી એક બીડુ બનાવી ડાક્ટરને તે આપવા હાથ લાબો કર્યો

'લ્યો, બમનશાહ" તેણે કહ્યુ 'કેમ ખુશીમા તો છોને ? પીરોજ બાઇ કયા છે ?"

બોમે તે વાણ્યાના હાથમાથી પાનનુ બીડુ લીધુ, અને ધીમેથી કાચની બારી જરા ઉઘાડી બાહેર રસ્તા ઉપર તે ફેકી દીધુ ! બારી ઝડપમા પાછી બધ કરીને અસલનીજ ઢબે પાછી અદબ વાળીને દીવાલો

અટેલી તે ધુમાડો ક્હાડવા પડયો તેના હેડમમ મુખડા ઉપર ચટેલો વીકગળ ચી'તોજ કહી આપતો હતો કે પોતાના નવા નીઝીટરને જોઇ તેના પેટમા આડા ને ઉભા આવતા હતા !

તે વાણીયો ધીમેથી હવે હસ્યો, અને પોતાનુ કાકાટઉવા જેવુ લબાચુ નાક ઘનડયુ

'શુ છે, ભાઇ ? આજે કાંઈ બહુ ગરમીમા છો ? મારૂ બીડુ બહાર ફેકી દેવાનો કાઇ સબબ ?"

ઓમે પાઇપ પોતાના મ્હોડામાથી બહાર ક્હાડી—

"જો, એઇ એચર, મને આજે છેડતો ના આજે હુ તારી સાથ ઠઠ્ઠામાજી કરવાના "મુડ"મા નથી આય તારા ભીણેલા ડગ્ટી જોડા બહાર ચાલમા કહાડી આવ, નહી તો પાનના બીડાની પછવાડે તેબી રસ્તા ઉપર બહાર જતા રહેશે ચાલ ઉઠ, મહોનુ ના જોયા કર"

બુધ્ધો એચરશામ વળી મજેહથી હસ્યો, અને ચુપચુપ કનસલટીગ રુમની બહાર જઇ જોડા ત્યા મેલી ઉઘાડે પગે અદર આવ્યો

"હુ આજેજ સવારના આની પુગ્યો, ડાક્ટર" ને ખુરસી ઉપર ગોઠવાતા પાછુ બોલ્યો 'પાચજ દહાડા રહીશ મકુ લાવ જરા મારા બમનશાહને મળતો જાઉ"

'યુ આર એ ડેન્ડ ન્યુસન્સ !" બોમ તે વાણીયા ગમ ડોળા કકડાવતા બબાડ્યો, "કદાચ તુ એમ ધારતો હોશે, એચર, કે તારૂ આય ચીમપાનજી કોડુ જોયા વગર હુ ઝુરીને મરી જતો હોવશ !"

'ના, ના, તેમ નહી, બમનશા પણ વાત એમ છે કે મારા છગનની છોકરીના લગ્ન કરવા અમદાવાદ જાઉ છુ, ને મકુ શેઠ બમનશાહને જરા સલામ કરતો જાઉ"

"ઉ, સલામ પુગી ચાલો—હવે અહીથી રસ્તો પકડો—મને આજે કામ છે"

"આજે બહુ સરદ રૂતુ છે ભઈ, જગ બ્રાડી ઘરમા હોય તો મગાવોને"

'તુ હવે અહીંથી જાયછ કે નહીં ' હુ તુને ફરીથી કહુ છ કે આજે મારો મીજાજ બગડેલો છે"

કમબખ્ત બેચરદાસ વળી પાછો કોરા કાહડવા લાગ્યો

"અરે તે મઝાજ બઝાજ હમણા આપણે મમાગી નાખીશુ જગ બેસો તો ખરા આમ આકળા શાને પડો છો? ઘણા દહાડે મળ્યા, તો જુના મીત્રને આવુ અભીનન્દન આપો છો! વાહ! એ શી વાત છે?"

"પણ તુ કહેના શુ માગેછ?"

"એક મને પાનસો રૂપીયા ઉછીના આલો મારી છોકરીના વીવાહ માટે——"

"પાનસો વાલકેશ્વરના મોટા પથરા છે! નાઉ ગેટ આઉટ, યુ બ્રુટ હજુ૨ગી હુ કહુ છ કે શરમ આમરૂમા મુગો મુગો મહાર પડ"

"ના પાચસો રૂપીયા લેવા વીના હુ આજે જાઉ તો હુ વાણીયો નહીં! બમનશાહ, હુ સીકદ્રાબાદ વેરથી ખાસ ચાલી ચલાવીને માગવા આવ્યો, તો આમ શુ કરો છો? હમણા બહુ કડકાકડકીનો વખત થઇ ગયો છે ડાક્ટર! જોઇએ તો તમારા દર મહીનાના ૫૦ રૂપીયામાથી દશ દશ કાપતા જજો પણ મને હમણા પચસોની જરૂર છે—તમારા સમ"

"એક દમડી બી નહી મળશે! ચાલ ઉઠ"

આમ બોલી બોમે અચબુચ એક ઝટાક સમેત તે ઘરડા વાણીયાને બાજુમાથી પકડ્યો, અને ધકકો મારીને ખુરસી ઉપરથી ઉભો કરી બારણા ગમ હડસેલ્યો પણ બેચરદાસ ભાઈ એવાજ કાઇક પ્રયોગની ગણત્રીમા હોવા જોઇએ, કેમજે પોતાના દીવાસળી જેવા ચીમોર્યા આગને એક ઝોક આપી બોમના હાથમાથી તે છુટો થઈ ગયો અને બારણાની દુર પાછો જઈને ઉભો

"એ બધી બઝાજી હવે છોડી દયો—સમજ્યા? હુ ભલમનસાઇથી

તમારી સાથ વાત કરવા આવ્યો છુ, ડાકટર જુનો, સાભળો હુ તમને એમ કહેવા આવ્યો છુ કે આપણો પુરાણો શીકાર હાલમા પાછો હઇદ્રાબાદમા પધાર્યો છે એ બધી લાહેરી હવે પડતો મેલો, અને સાધી સીધી મારી સાથે વાત કરો"

એોમ દુબાશના ભવાની કમાન ચઢી

"આપણો પુરાણો શીકાર?" તેણે દાત પીસીને એચર ગમ ડાળા કકડાવતા પુછ્યુ

"હા—એોલો જાગીર મહેરહોમજી હુ અહી તમને ખબર આપવા જીવ નાખતો કે નીકળી પડયો છુ સાભળો શેઠ! એ આપણા બીલ્લુને મે સીકદરાબાદમા ત્રણ દહાડાની વાત પર નજરે નજર જોયો—તમારા સમ! હવે બીજુ સાભળો મને ખબર મળી છે કે એોલી દીનબાઇ તેની જાહેર તપાસ કરાવવા માગે છે હઇદરાબાદના ચાર મોટા બાલીસ્ટરો રોકયા છે"

ડા૰ એોમ દુબાશના ચહેરા ઉપરનો દમમમ બધો એક ઝપાટે સુકાઇ ગયો તેના કપાળ ઉપરની ગુસ્સાની, મીજાજની કરચલી હવે કાઇ ગુચવણના ચીતરામા બદલાઈ ગઈ

"જેહાગીર મહેરહોમજીને તે સીકદરાબાદમા જોયો' એ તુ શુ બકી મરેછ, એચર?" તેણે અધીરાઇથી ઉભરાયલા અવાજે કહ્યુ 'તે એને કાહ જોયો' કેમ જોયો? ને કોણુની સાથ ઉનો? જલદી બોલી મરની'"

"હે, જુવો હવે કેવા ડાહયા લાગ્યા! બમનગા આપણે તો સાથે સપીને ચાલવુ જોઇએ તમારે ખાતર મે એકની મારી હી। જેની નોકરી બોડી રૂસ્તમજગ બહાદુરના સઉથી જુના નોકર તરીકેનો મારો પેનશનનો હક તમારે ખાતર મે ડુબાડયો નવાબ સાહેબના નામની તમે ફારજરી કરી, તે કામમા મારી મહાયતા જો તમને ન હોત—"

"ચુપ, ચુપ, ગધ્ધા! આસ્તે બોલી મર એ બધુ પીજણ શાનુ માડી બેઠોછ?"

"આપની યાદદાસ્ત શકની માફ વેળા લગરીક મદ પડી જાય છે, તેથી તમને મ્હેજ આગલી પાછલી યાદ આપુ છુ—બમનના—બીજુ કાંઈ નહી તમારો ખોટી સહીવાલો ચેક જાણી જોઇને મે એકના કેસ્યર તરીકે પસાર કરયો માગ વગર તમો શુ કરી શકત?—તમાગ બાપનુ કપાળ?"

"પણ હવે તુ——"

"સાભળી લ્યો—વચમા નહી બોલો તમે મને આ કામ માટે ધમ દઇને હજાર રૂપ્યા આલ્યા તેમા મારો શો દી ઉઘડયો? પાછળથી કાગજ ી તો પકડાઇ-પણ મારીજ મદદ સાથ તમે તોપલો બાપડા જેહાગીર ભાઇપર ઘોળવયો તમે છટકયા અને તે બોચયુ સપડાણો હુ ન હોત તો—"

"અરે પણ ઉલ્લુ એ બધુ ટાહેલુ શાનુ કરવા બેરોછ? પેશો જહાગીર મહેરહોમજી હમણા સીકદરાબાદમા છે."

"મારી વાત પુરી થઈ નથી મે કોરટમા જેહાગીર સામે જુઠ્ઠી જુબાની આપી, એટલે તમો સાત વરસ ધકેલાઇ જતા બચ્યા અને એક નીરદોશ આદમી જીદગીથી ઉખડી ગયો આ બધુ દીવાની જોત માફક દેખાડી આપે એવા તમાગ પોતાના હાથ દસ્ખતના દસ્તાવેજો મારી પાસે છે તમે આજ ત્રણ વરસો થયા મને પચાશ રૂપરડીનુ માસીક લવાજમ આપોછો, પણ તે કગાળ ભીખારી મુસારાએ હાલના મોઘવારીના વખતમા મારૂ શુ દલદર ફીટયુ?

ડા૦ બમનશાહે ખુબ કચવાઇને બેઉ ખભા હલાવ્યા—

"ઉહુહુહુહુ!—ડનફાઉન્ડ ધીસ રેચ્ચેડ ફેલો! તુ હવે કહેવા શુ માગેછ? ભસી મરની."

"ફકત ત્રણ ચીજ પહેલા તો મારે સારૂ બરાનડીન મગાવો હમણા જરા ટાઢ વાય છે—ખાલી પાણીમા ચાલશે બીજુ પાનસો રૂપ્યાની રકમ મને હમણાજ આપો—"

"હ—ને ત્રીજુ ?"

"મને પચાસનો મુસારો વધારીને પચોતેરનો કરી આપો બસ પછી તમોને વધારે નહીં છેડુ"

"પણ પહેલા મને આય બાબદનો ખુલાસો કર, બેચર તુને જેહાગીર સીકદરાબાદમા કાહ મળ્યો? ક્યારે મળ્યો ?"

"પહેલા પાનસો રૂપ્યા હાથમા મેલશો, તોજ હુ આગળ ચાલીશ—તમારા સમ! પ્રથમ મને દર મહીને ૭૫ નો પગાર મોકલવાની ચીઠ્ઠી લખી આળો'

બોમે અત્યત ગુસ્સાથી પોતાનુ જડબુ પીસ્યુ અને થોડીક પળ પોતાની સામે બેઠેલા આ ચડાળ હમશગીકના બેબીયલ ડાચા ગમ ટીકયા કરયુ

"તુ ધારેછ તેમ મારે ત્યા કાઈ સુનાની ખાણુ દાટેલી નથી, બેચર" તેણે ભયાનક ઘોઘારી અવાજે કહ્યુ

"તો ભલે એમજ જો હોય તો મારે સોનાની ખાણુ ધુડી કહાડવા માટે બીજા ખેતરો ખણુવા પડશે તમે ના કહો, અને કાળી માતાના સોગદ ખાઇને કહુ છુ કે હુ સીધો દીનબાઈ વકીલની આગળ જહશ—"

"ચડાળ! બ્લેકગરડ! તુ શુ મને દગો દેશે?"

"મને મારૂ દામ જો ન મળે, તો મારા સગા બાપને બી દગો દઉ તમે પારસી છો તો આણીમેર હુ વાણીયો છુ તમારા કરતા પચીશ ત્રીશ દીવાળી મે વધારે જોઇ છે, બમનશા હવે ઉઠો મુગા મુગા, અને જરા ભરાનડીન અને ઓલા રૂપ્યા લઈ આવો મારી સાથે ખાલી દાટી કરશો નહીં આમ વઢવારૂ કરયામા તમોને ફાયદો નથી હુ જે કાઈ માગુ છુ' તે પેટને ખાતર વાજબીજ માગુ છુ—તમારા સમ!"

જોરમા પોતાનો હોઠ કરડી બોમ એક આચકા સમેત 'સવીંગ ડોર' ઉઘાડી પાસેના ઓરડામા ધસારાબધ ચાલી ગયો પાચેક મીનીટમા તે થોડીક નોટો સાથ પાછો આવ્યો, અને બેચરના ખોળામા તેણે તુચ્છકાર-

તે બડલ ફેકયુ—

"લે, આય ચારમો રૂ'યા છે હમણા ખરેખર બીજા વધારે મારી પાસ તઈયાર નથી એટલા હમણા રાખ, એચર" તે વાડા ધીમા અવાજે બોલ્યો "આવતે મહીને બાકીના સો હુ પુરા કરી આપશ મે એક મોટુ કામ માથે ઉઠાવેલુ છે, અને તેમા મને સારો નડાકો પડવાની વકી છે"

તે ઘડીએ ઘરનો મસાલ એક ટ્રેમા બ્રાન્ડીની બાટલી, એક તમલર, પીવાનુ પાણી વગેરે લઇ આવ્યા એચર ભાઇએ નોટાનો ડુચો આ-સ્તેથી પોતાના ખીસામા ખોસયો, અને પછી ખખાર મારી ટમલરમા બારમો પાચેક ઇચ જેટલો પ્રવાહ રેડી તેમા અરધુ એક વાઇન ગ્લાસ જેટલુ પાણી નાખી ખુશાલ મહોડે એકકી ટાસે તે ઓટી ગયો

*　　　　*　　　　x

લગભગ કલાકેક સુધીની કોણ જાણે શુ બી ગુમગુમ પછી એચર ભાઇ જ્યારે એમ દુઆશને ત્યાથી બહાર પડયા, ત્યારે બારસી પોણી એક બાટલી જલ્નદ બ્રાનડી તેવણુના પેટમા જઈ પડવાને સમએ તેવણુના ડોળા તરતા હતા, જબા લડકતી હતી, અને ગુડઘો ઘેરયા રમતા હતા

---

## પ્રકરણ ૪૬ મુ.

### વળી એક બીજો નવો પ્રાઇવેટ સેક્રેટરી

એક ચાલણીના બાકોરાઓ વાટેથી જેમ ચોખાનો આટો સરી પડે છે, તેમ એરચશાહ બહમનબેરામના હાથના આગળાઓના કાપા વચેથી દીવસો લપસી પડતા ચાલ્યા

બોલ બોલતામા ત્રણ દહાડા વચમા ઉડી ગયા! અને આ ત્રણ દીવસની મુદ્દત દરમ્યાન એક વારબી એરચે મોતી મીનાર'મા પાછો પોતાનો પગ મેલ્યો હતો નહી કાકા કાકીજી તરફથી કાંઈ તેડુ આવવાનુ તો બાજુએ રહ્યુ, પણ તે દીશાએથી કશો આમત્રણનો સસારો વડીક

એરચને આટલા દીવસ સુધી પહોચ્યો હતો નહી અલબતા જો કે કાકા કાકીએ તેને ખુલ્લા દીલથી ગમે ત્યારેબી વગર ઇજને 'મોતી મીનાર"મા ચહડી આવવાની હેતવતી મહેરબાનીભરી પાસપોર્ટ આપી રાખી હતી, છતા કાકા મુવાએ પોતાના હકદાર ભત્રીજાના ભવીશ્યનુ જે દોહરૂ વાળી મેલ્યુ હતુ, તે પછી એક હલકા હજામડાની કાની ત્યા ઘડી વડી દોડી જયા કરવાને એરચના પગ ઉપડતા હતા નહી બોમ દુબાગે બી તેને એવીજ સલાહ આપી હતી

'મારૂ કહ્યુ તુ જો કોઇ દહાડબી માનતો હોય," બોમે કહ્યુ હતુ, "તો પેલા વરડા હુવડની અને પેલી બસરઇ બીલાડીની નજરમા તુ એક દમ 'ચીપ' બનતો ના જા, હવે બોતાને ખાતર અહીથી પત' મે તુને પ્રોમીસ આપ્યુછ, તેમ તારો કેસ હવે હુ મારા હાથમા લેઉછ પણ તુ એમ અહી ધકેલા ખાયા કરીને વલા ડાચા માથ કાન્યા કરેછ તેથી ઉલટુ મને કાંઈ સુઝતુ નહી '

બોમ સાથની આ વાતચીત ૩૦ મી જુલાઇએ સાજના થઇ હતી

આ છેલ્લી વ મતની મુલાકાત વેળા છુટા પડતા બોમે કાઇક થોબરો ચટાવી એરચને નવુ એમબી કહ્યુ હતુ કે "મારી તરફથી તુ પાછુ સાભલે નહી ત્યા સુધી અહી આવતાજ ના ઘણુ કરીને હુ ને પીનુ અહીથી ખાલી કરી કોઈ બીજે ઠેકાણે આજકાલમા જઇશુ એક ચીજ સાભળી લે જો તુ કાંઈ દહાડેમી તારા બુધા બુસબના 'મોતી મીનાર"મા મને જોય તો એક બેવકુફ ગપેરાની કાની વરી એકદમ હરખમા ના આવી જનો યા અજતયબીથી ફાટી ના જતો—સમજ્યો!"

'મોતી મીનાર'મા તુને જોવુ? એટલે—?"

"બસ, વધારે ના પુછ બનવાજોગ છે ક કાંઈ દહાડ હુ ધનજીશાહ કાકાને મળવા જાવુ, અને તે વખતે જો તુ તાહ આની લાગે, તો જાણે મને ઓળખતોજ નહી હોય તેમ નવેસરથી તુ મારી સાથ ઇનત્રોડયુસ થજે રહોડુ ડાવકુ રાખજે ને કાંઈ ભાગરા વાટતો ના જા હવે—વધારે

કાઇબી ખુલાસો હુ કરવા માગતો નથી"

*　　　　*　　　　*

વચમા વળી પાછા ૫ દરેક દહાડા બીલીયરડના દડાઓની માફક ગબડી ગયા ૧૪ મી ઓગસ્ટની સવારે પોતાના હોટેલના મઝુકના બેડ રૂમમા એરચ બહમનબહેરામ વમીટ મ્હોડે જ્યારે પોચ્યા ઉપર અરડાઈ પડીને કોફીના સરકાઓ મારતો હતો તથા તે દીવસનુ 'ટાઇમ્સ" વાચતો હતો ત્યારે તેના મગઝને કેટલુ અસુખ હતુ તે તો તેનો જીગર જાણે તેની પુરે છેલ્લા છ મહીના થયા વળગેનુ પેલુ નહેરત કમબખ્ત દરદ—"રીનલ કોલીક"—હમણા હમણા વળી પાછુ તેને અવારનવાર વધારે પજવતુ હતુ યુરીક એસીડથી થતો કમરનો દુખારો! તોબાહ! દુશમનને ખુદા એવુ દુખ નહી દેખાડે!

બાહ! ઘણુાજ કડવાસથી પોતાના ભેજામા ઉભરી આવતા ચોકકસ બુરા વીચારો એરચે ખખેરી નાખ્યા હાથમાનુ પેપર બાજુએ પટકી તે લડડતો પડડતો ઉઠયો, અને બાહેર જવાના કપડા દીલપર ઓળવ્યા ડાકટર બોમને ત્યા જઈ કાઇ વળી ધીચારો 'પ્રીસક્રાઇબ્ડ' કરાવી લાવવાને તેનો મનસુબો હતો ડા૦ બોમ દુબાશજ છેલ્લુ વરસ ડ્હોડ વરસ થયુ તેનો તબીબી સલાહકાર હતો, અને એરચને આ ડાકટરની દવા ઉપર સોળે સોળ આનાનો વીશવાસ હતો

હોટેલમા નીચ ઉતરતા મોટા 'એનત્રનસ હોલ'મા મેનેજરે તેના હાથમા તે દહાડે સવારના આવેલુ એક ટપાલનુ કાગજ મેલ્યુ એરચે અચરતીથી ભવા ચહડાવ્યા તે કાગળ તેના કાકા તરફથી આવેલુ હતુ, એનવેલપની ઉપર એક બાજુ કાકાજીનાજ અક્ષરે સરનામુ લખાયલુ હતુ, અને બીજી બાજુ ધનજીશાહ બહમનબહેરામનો અચુક સોનેરી મોનોગ્રામ બીરાજતો હતો

ડપ કરતો કે પાસેના સોફા ઉપર ડપકાઇ બેસી એરચે તે કવર ખોલ્યુ, અને કાઇક ડડકતી છાતીએ કાગળ વાચવા માડયુ

'મોતી મીનાર"
તા૦ ૧૩ મી ઓગસ્ટ ૧૯૦૬

**મારા વાહલા એરચ,**

ઘણા દહાડા થયા તુ આયો નથી, તેથી તારી કાકી બોલબોલ કરયા કરેછ આવતી તા૦ ૧૫ મી બુધવારે આપણી કદમી પતેતી છે તે દહાડે રાત્રે દશ બારે અમારા લેડીઝ અને જેનટલમેન ફ્રેનડોને ડીનર-પર બોલાવયા છે અલબત તુતે ઘેરના દીકરાને તેડુ શાનુ જોઇયે ? પણ તોબી મોતી મને બહેરામ કરીને તુને લખવા કહેછ કે પતેતીને દહાડે બપોરથી તુ મીનારમા આવજે રાત્ર જમીને જજે ચુકતો ના

તુ જાણીને કદાચ ખુશી થશે કે મોતી સાથે આવતે મહીને હુ યુરોપ જવા માગુછ ઇગલંડ, સ્કોટલેન્ડ ફ્રાનસ ઇટલી વગેરે ઠેકાણે ત્રણ ચાર મહીના રખડપતી કરવાનો મારો વીચાર છે અમારી સાથે મારો નવો પ્રાઇવેટ સેક્રેટરીબી આવશે તારી કાકી દુવા લખાવછ

વહાલ સાથે

લી૦ **ધનજીશાહ બહમનબહેરામ.**

કાગજ વાંચતાંમા ઠેસની દઇ એરચ ઉઠયો હવે ખુશી થવુ કે દીલગીર થવુ, કાકાનુ તેડુ સ્વીકારવુ કે રદ કરવુ, તે તેને આ ઘડીએ સમજ પડતુ હતુ નહી સીધો તે હોટેલમાથી નીકળીને હોરનબી રોડ ઉપર ઓમના કનસલટીગ રૂમપર ગયો આજે ઓમ સાથે ધનજીશાહ કાકાને લગતી કાઇબી વાત નહી કરતા ફકત પોતાના દુખાવા માટેની દવા લખાવી આવવાનોજ એરચનો વીચાર હતો

પણ મોટી અચરતી વચ્ચ એરચે ત્યા શુ જોયુ ? ઓમનો માલ તો ખાલી હતો ! પહેલે માળના ભાડુતોથી ખબર કહાડતા માલમ પડયુ કે ડા૦ દુબાશ તો પોતાના બહેન સાથે તા૦ ૧ લીના ખાલી કરી કોઇ બીજે ઠેકાણે ચાલી ગયલા હતા ! કયા ગયા હતા, તે કોઇને માલમ હતુ નહી

આબ્બી વળી નીચીત ! બોમ ખાલી કરી ગયો ! અને કયા ગયો, તે એરચને જરા જણાવ્યુબી નહી ! ! ફ્ફડી ચટકાને એરચ બીજા કાઈ ઓળખીતા ડાક્ટરને ત્યા જઈ દવાનુ પ્રીસક્રીપશન લાવ્યો, અને બોમ દુબાશની પોતા તરફની છેલ્લે છેલ્લેની કાઇ નહીં સમજ પડે એવી કઢગી વરતણુક માટે મનમા ખુબ અદેગો કરતો હોટેલ પાછો ફરયો તેને લાગ્યુ કે બોમ હવે તેને દેખઇતો ઉડાવવા માડતો હતો

આહ ! આજે એરચ પાસ જો કાઇ દહોડયા હતે તો બોમ દુબાસ તેની સાથ છેક આની ગેરસનુકાઇ ભરી ચાલ ચલાવતે નહી પણ કાયદોજ છે કે ઉગતા સુરજને બધાજ નમવા તઇયાર થશે—આથમતા સુરજની કોઈ પરવા કરતુ નથી !

તે દહાડે ઘણાજ કડવાસ ભરયા તુરગો હઇયે ધરી એરચે પોતાના કાકા ઉપર એક ચાર લીટીનો જવાબ લખી વાળયો કે કાકા કાકીજીના ઇજન માટે ઘણો મોટો ઉપકાર તે માને છે અને જરૂર ૧૫ મી તારીખે પોતે સાજે ત્રણ વાગતે 'મોતી મીનાર''મા હાજર થશે

× × ×

એક દહાડો નીકળી જતા શુ વાર લાગે ? પતેતીને દીવસે ૧૫ મી તારીખ 'મોતી મીનાર''મા ત્રણ વાગતાને ટકોરે એરચ પાજના નવા કોરા કકડતા પારસી ડગલા પાટલુન અને ફેટામા સજ થઇને હાજર થયો આ વળા વીઝીટીગ કારડના કાઇ પણ પ્રસ્તાવના વીના જીવણે પોતાના નાના છેટને લઈ જઇને ડરોઇગ રૂમમા બેસાડયો——અને બે ત્રણ મીનીટમા તો કાકાજી તથા તેવણના રૂપાળા જુવાન ધણીઆણી હસ્તા હસ્તા બાજુના ઓરડામાથી ત્યા આવી પુગ્યા !

મોતીબાઇ કાકીએ ક્રીમ કલરની કસબી કોરની સાડી સાથ એક ઘણુજ ઠઠેરાબધ ટુકી બોહેનુ અપ ટુ ડેટ જમ્પર લટકાવ્યુ હતુ માથા-બાના વગર ઉઘાડુ તેવણનુ માથુ છેલ્લામા છેલ્લી ફેશનથી હોરેલા બાલ સાથ શોભી રહેલુ હતુ

તેવણુના ગોરા ગળામા ખચખચ થતો એક જબરદસ્ત હીરાનો નેકલેસ ટીંગાઈ રહેલો હતો ઉઘાડા હાથો પર પપરડા જેવા ખીલીયાનોની બ્રેસલેટો આખ ઝળકાવી મેળતી હતી કાનમા એક મસ મોટો હીરાનો બુટ્ટો બપોરની રોશની માંબી ચમકારા મારી રહેલો હતો! ઘણાજ મીઠાસથી અને એખલાસથી કાકા તેમજ કાકીએ બનેએ પોતાના ભત્રીજાને હેત અને હરખથી શેકહેન્ડ કરી આવકાર આપ્યો

"કેમ એરચ, આટલા દહાડા કાહ સુકઈ ગીયો'તો ? હુ તો જાણુ કે તુ હવે અવારનવાર અહી ઉતરી પડયા કરશે" ધનજીશાહ બોલ્યા

મોતીબાઇ કાકીએ હમીને તાપસી પુરી—"એરચશાહને હજુર આપરી તરફથી તેડુ જોઇતુ હાશે!"

"નહી, કાકીજી, તેમ નહી" એરચ કાંઇક ગુચવાઇને બોલ્યો, "પણ ખરી વાત એ છે કે આજ કેટલાક વખત થયો મને રેતીનો સખત દુખારો થયા કરેછ હુ કેટલાક દહાડા હોટેલમાથી બહાર નીકળી બી નહી શકયો"

"અરે તાહરે પણ ગધેગ, અમોને કાઇ જણાવ્યે કેની ? તુ મને લખ નો ખરો અમે શુ જાણુયે કે તુ બીક છે ?"

એરચ મુછમા સહેજ હસ્યો 'તમે લોકોને લખીને મકુ હુ કાહ નકામી તકલીફ આપુ ડાકટરની દવા તો હુ લેઉછજ"

"છટ, છટ, એરચ,' ધનજીશાહ ડાકુ ધુણાવીને બોલ્યા, "મને જણાવતે તો હુ તુને થોડાક દહાડા અહી આપરે તાહજ રાખતે કોઇ મારા ડાકટરને કનસલ્ટ કરીને બરાબર દવા લેવી જોઇએ હા, ખરા, એરચ, તુ જાણેછ કેની કે આય પહેલી તારીખથી મે એક પારસી મેડીકલ જેનટલમેનને મારા પ્રાઇવેટ સક્રેટરી તરીક રોકયાછ તે ?"

"મેડીકલ જેનટલમેનને ?"

"હા, અમે લોકો હવે યુરોપ જવાનો વીચાર રાખ્યેછ કેની, તે મકુજે એક ડાકટરજ હોય તો વધારે સારૂ મોતીનો બી એવોજ વીચાર છે બણો 'કુલેવર

(જુવો સફા ૪૪૩)

ઓ લેવ, હીઅર હી ઇઝ! ડાકટર, અલાવ મી ટુ ઇનટ્રોડયુસ યુ ટુ માઇ યુ! આય મારો ભત્રીજો એરચ મહમનમહેરામ એરચ, આય માગ નવા ઇવેટ સેક્રેટરી ડા૦ બમનશાહ બાપુજી દુબાશ!"

ડા૦ બમનશાહ બાપુજી દુબાશ, એમ આર, સી એમ, લંડન, મહુંજ છમા હસતા હમના સા આવી ઉભા હતા!

ફેયો' છે—ઇગ્લીશ ક્વાલીફીકેશનો ધરાવછ ૩૦૦ રૂપયાના પગારે રોકયોછ, અને અમારી સાથે કોન્ટીનેન્ટ ઉપર બધે ફરસે"

'એમ કે?"

'હા ઘણો ડીસન્ટ ઈન્ટેલીજન્ટ યંગમેન છે મારી ખાનગી છે, એરચ, કે તુને એ ઘણો ગમસે હમણા તો રોજ સવારના આવછ ને સાંજે ૬ વાગતે પોતાને ઘેર જાયછ——"

ત્યારે તેવણ હમણા અહી મોતી મીનાર મા કે એમ?"

હા ઉભો રહે—હુ હમણા તુને ઇનત્રાડયુસ કરાઉ હી ઇઝ એ કેપીટલ ચેપ—આઇ એશયુર યુ! આય તારો દુખારો ભુખારો જુ છે તેનો બી એ બરાબર નીકાલ કરી નાખસે! જીવણ! જીવણ!!"

શેઠની હાકની જવાબમા જીવણ તુરત આવી ઉભો

"જા, ડાકટરને જઇને સલામ આપ–ને કહે કે શેઠ તમુને હોલમા બોલાવછ હમણાજ આવો

જીવણ આ ફરમાન બજા લાવવા દોડયો ધનજીશાહે પોતાના ભત્રીજા ભણી ફરી પાછું ચલાવ્યુ—

'એ લંડનનો એમ આર સી એસ છે જો' એટલી વારમા મારી અને મોતીની સાથે એટલો તો પળોટઇ ગયો છ કે જાણે ઘેરનોજ છોકરો હોય તેમ! ઘણોજ વેલ—રેડ અને કુશળ માણુસ દેખાયછ ઓ લેવ, હીઅર હી ઇઝ! ડાકટર, અલવ મી ટુ ઇનત્રાડયુસ યુ ટુ માઇ નેવ્યુ' આય મારો ભત્રીજો એરચ બહમનબહેરામ એરચ, આય મારા નવા પ્રાઇવેટ સેક્રેટરી ડા૦ બમનશાહ બાપુજી દુબાશ''

ડા૦ બમનશાહ બાપુજી દુબાશ, એમ આર, સી એસ લંડન, સહેજ મુછમા હસ્તા હસ્તા ત્યા આવી ઉભા હતા! તેવણે એરચ ભણી 'બાઉ' કરી શેકહેન્ડ માટે પોતાનો હાથ લાંબો કરયો

"તમારી સાથ ઓળખાણ પાડવા માટે હુ ઘણો ખુશી છુ, મી૦ એરચશાહ," તેવણે ખુશમીજાજે કહ્યુ—અને પછી પસીનાથી ભીજાયલા

કપાળ સાથ એક મેસમેરાઇઝડ થયલા આદમીની માફક ઉભા રહીને સુના બાવરા થયલા એરચનો અરધો ઉચકાયલો હાથ પોતાના રાથોડી પન્જામા ઘણાજ મીત્રભાવથી પકડી તેવણે જોરમા શેકહેંડ કરી !!

*　　　*　　　*

—— o ——

## પ્રકરણ ૪૭ મુ

### "સબર રે, સબુરી તુ પકડ ગુલનાર !"

મરહુમ નવાબ રૂસ્તમજંગ બહાદુરના 'મની મનઝીલ" બંગલાએ નવાબ જન્નતનુશીન થયા, તે દહાડેથીજ--ગોયા શોક અને માહેતમનો કાળો "ગવન' ઓઢી ગયો હતો જવાન બાઇ માહેબા દીનબાઇજીના અમલ તળે 'મની મનઝીલ' ની બધી આગલી ધમચકડી દફે થઇ ગઇ હતી જવાન શેઠાણીજીના દીલપર સદા શોકની કાળી સાડી રહેતી—અરે, તેવણના ફીકકા મહોડા ઉપર બી રોડનોજ ઉદામીત ઓળો ફરી વળેલો હતો

૩ જી આગસ્ટ થઇ ! દીનુ મુબઇ જઇને પાછી ફરી તેને બી ત્રણ આખા મહીના પુરા થઇ ગયા ! શુ વખત બી નીકળી ગયો હતો ! પહેલે માળે પોતાના સીટીંગ રૂમમા પાતીકા અતી વીશ્વાસુ બે મળતા વીશેશકો સાથ ગભીર ગોષ્ઠતેગુમા ગુટાયલી આ "મની મનઝીલ" ની માલેતુજાર માલેકણ આજે કાઇ વીષેશ ચીતાતુર અને બેચેન મોહેડે પોતાના કમાન દાર ભવા કાઇ ઉડી મસલહતમા ચહડાવી રહી હતી

તેણી પોતે એક મખમલના સોફા ઉપર અઢેલાઇને માથે હાથના ટેકો દઇ બેઠેલી હતી સામે લખવાની ટેબલ આગળ ખુરસી ઉપર તેણીનો મામીનો દીકરો ગોદરેજ જસાવાલા તેવાજ વીચારવત ચહેરે ગોઠવાયલો હતો, જ્યારે ભીતને અઢીગીને આ કાઉનસીલના ખાનગી વાદવીવાદમા ભાગ લેતો મોહસુદીન—નવાબના ખટલાનો પુરાણો બુઢ્ઢો વીશ્વાસુ કાર

બારી—અદબ વાળીને ઉભેલો હતો

"પણ મોહસીન, એ ગણપતરાવ પીંગલેમા તમે કહોછ તેમ ખરેખર પાણી છે કે ? એ એટલો બધો હુસ્યાર ડીટેક્ટીવ છે ? તમારી ખાત્રી છે ?" કેટલીક વારની ચુપકીદી પછી દીનુએ સવાલ નાખ્યો

"જરા બી શક વગર, દીનબઇ એ અથગ શોધારી કુતરો છે કોકણ દખણમા ડીટેકટીવ તરીકે એની બીજી જોડ નથી ભલા ગળાકાપુઓ, એનારકીસ્ટો અને વાડપાડુ બદમાશોની ટોળીઓને એ પીગલેએ પોતાના માથી ધુડી કાહડી એડલે હાથે જેર કરેલી છે જોકે ખાનગી ડીટેકટીવ છે–તોપણ ઇગ્રેજ પોલીસમા એનુ નામ મશહુર છે"

દીનુના ગોરા મહોડા ઉપર સહેજ ગમખાર ઘેરો ફરી વળ્યો

"બાવાને મુબઇથી અહીં આપણે લઈ આયા તેને બી ત્રણ મહીના થઈ ગીયા એ બીચારો મુસા રહેમુની ટેકડી ઉપર એખલો અટુલો રહેતા, અને ઘરડા માલીનો અવતાર લેતા બી હને તો કટાળી ગીયોછ"

"આપણા સોલીસીટરોએ તો બધો કેસ તઇયાર કરીને કાઉનસલોને પુરેપરા 'ઇનસ્ટ્રક્ટ' કરી રાખ્યાછ, પણ પીંગલે તો બસ હજુ આપણને થોભવાજ કહેછ," ગોદરેજે કહ્યુ

"મરે—પણ કાહ સુધી થોભ્યે ? બીજા બે મહીના ચાર મહીના પછી બી કઇ દાગ લાગશે એવી આપુને આશા આપતો હોય તો જરા મુઈ ધીરજ આવે !"

"બાબો પોતાની જગ્યાએ સલામત છે," ગોદરેજ જસાવાલા ચુગી આપ્યોએ બારીની બાહેર જોતા બહુજ ધીમા સાદે બોલ્યો "દીનુ, જ્યારે તે ખાસ મોટો ખરચ કરીને આય કાબેલ પ્રાઇવેટ ડીટેકટીવને રોકગોછ, ત્યારે તો હવે એની સલાહ ઉપરાત તુને કઈ બી દોડાદોડી કરવી નહીંજ જોઇએ"

"તુ ધારેછ ગોદરેજ, કે એ પીગલે જે ચીજનો પત્તો મેળવવાની આશા રાખેછ તેમા એ ફાવશે ?"

"હુ તો ધારુછ મને ગઈ ડાલેજ એની સાથ પાછી લાબી વાત થઈ. બહુજ ડાવકો, ઉડો અને ગણત્રીબાજ માણુસ દેખાયછ એની હમણા મોટામા મોટી કાળજી તો "લીલી કોટેજ" ફાડીને નવાબનુ ચાદી કામ ચોરનાર જે બદમાશો ભેદભરી રીતે અલોપ થઈ ગીયાછ તેમને શોધી કાઢવાની છે હવે રાત દહાડો ગણપતરાવ એજ કામ પાછળ મડેલો છે દીનુ, જરા ધીરજ ધર"

"બેશક દીનબાઈ," મોહસીને ગભીર અવાજે ગોદરેજને ટેકો આપ્યો "પીગલેને પોતાની રીત પ્રમાણે કરવા દેવો ઉતાવલ કરવામા હાસલ શુ છે? નાહક આકળા ના પડો બાઇ મને એ મરાઠા ડીટેક્ટીવ ઉપર ઘણો વીશ્વાસ છે"

"અરે પણ પેલો—બાબો તાહ ડાયર થઈ ગયોછની! એ હવે મમ-જતો નહીં તેનુ કેમ?"

"એક કોહલાની માફક અહીંથી તહી નાશીને ભરાતો સતાતો હતો, તેના કરતા તો મુમા ગ્હેમુમા એ આજે વધારે નચીત અને સુખમા છે એટલો સલામત મજાનો ગોઠવાયલો છે કે બીજા પાચ વરસ કોઇને સસારેબી મળે એવો ચાન્સ નથી આપણે આપણુ કામ પાકુ કર્યે ને એના નીરદોશપણાની કાઈ ગવાહી મેળવ્યે તો અદાલતમા જઇને ઉભા રહેવુ પ્રમાણુ છે પીગલે કહેછ કે તે ગવાહી આપણુને મળશે—પણ જરા વાર લાગશે"

"એ ડીટેક્ટીવ એટલુ સફાઇથી પોતાનુ કામ કર્યો જશે કે હૈદ્રા-બાદમા કોઇના બાલનેબી ખબર પડવાની નથી બાઈ અહીં એની હાજરી આપણા ચાર પાચ જણા મીવાય બીજુ કોઈ જાણતુ નથી એ પોતે બી અહી ભલતા જુદાજ નામે રહેલો છે," મોહસીનુદીને ઉમેર્યુ

દીનુએ કશો ઉત્તર વાળ્યો નહીં જમીન પર પોતાની કાળી ભમ્મર આખો ઠેરવી રાખીને તેણી બહુજ ઉદાસીત વીચારના રૂપે બેસીજ રહી તેજ પળે કોઇએ બાહેરથી બારણુ ઠોકયુ

મોહસીને બારણું ખોલ્યુ એક નોકર રૂપેરી ટ્રેમા કોઇનો વીઝીટીંગ કાર્ડ લઇ આવ્યો હતો તે ટ્રે એમની એમ મોહસીનુદીને દીનુની આગળ પકડી દીનુએ એ કાર્ડ ઉચકીને વાચ્યો, અને પછી "ઓ!"ની એક નાની દબાયલી બુમ સાથ તેણી ઉછળી ઉભી થઇ બીજીજ પળે તેણીએ તે વીઝીટીંગ કાર્ડ ગોદરેજના હાથમા આપ્યો ગોદરેજે તે વાચ્યો, અને તેનેબી જાણે કાઇ વીછુએ ચટકો માર્યો હોય તેમ તે તરો થઇ બેઠા અને કપાળ ઉપર કરચલી ચહડાવી

તે કાર્ડ નીચે મુજબ હતો —

| |
|---|
| **યાકુબ સાહેબ યુસુફખાન** |
| **ડીટેકટીવ** |
| હદ્રાબાદ પોલીસ |

*   *   *

પાચેક મીનીટનો ગાળો વચમા વીટી ગયો હશે, પહેલે માળના તે સીટીંગ રૂમમા હવે ચાર જણાની કોનફરસ મળી હતી

જેહાપનાહ નીઝામ-ઉલ-મુલકની રીસાયતના મશહુર પોલીસ અમલદાર—હીદુસ્તાનના "શેરલોક હોમસ" લેખાતા નામચીન ડીટેકટીવ સાહેબ—મીર યાકુબ સાહેબ યુસુફખાન નોકરના કહેવાથી બહુજ ધીમી ચાલે અને ગભીર ગ્હોડે માળપર આવ્યા હતા અને ઓરડામા દાખલ થવા અગાઉ ઉબરની બાહેર ઉભા રહીને બાઇ સાહેબ દીનબાઇ વકીલને અને ત્યાર પછી શેઠ ગોદરેજ જસાવાલાને અતીશય આદાબ ઇજતથી "બાઉ' કર્યુ' હતુ દીનુના ચહેરા ઉપરથી લોહીનો છાટેછાટો ઉડી ગયો હતો સગેમરમરના સફેદ પુતળા મીસાલ સ્થીર બેસી રહી યાકુબની સલામનો ઉતર વાળવા વગર તેણી ડધાઇને આ વીચીત્ર વીઝીટરના કોડા ગમ ટીકવા

પડી મોહસીનુદીનખી એક બાજુ અદબ વાળીને ઉભો રહી તાજુબીથી બને ડોળા ઉઘાડી આ નહી ધારેલી મુલાકાત આપનાર વડા પોલીસ અમલદાર ગમ જોવા પડયો આખરે ગોદરેજનેજ શરૂઆત કરવી પડી

"મહેરબાની કરી અહી બેસશો" તેણે એક ખાલી ખુરસી ગમ એશારો કરી કહ્યુ

ડીટેકટીવ યાકુબ સાહેબે પાછુ ડોકુ નમાવ્યુ અને પોતાની બેઠક લીધી

"તમો બાઇ સાહેબની મસલહતમા ખલલ કરવા માટે હુ માફી ચાહુ છુ મગર અલબતા કહેવાની જરૂર નથી કે એક ઘણીજ અગત્યની ખાનગી બાબદસર તમો સાઈ સાથ બે ચાર મીનીટ વાત કરવા આવ્યો છુ આ બે શેઠજીઓ મારી વાત વખતે હાજર હોય તો મને પોતાને કશો વાધો નથી—સીવાય કે આપ બાઇ સાહેબ એખલાજ મને સાભળવા માગતા હોવો'

એક પળ દીનુએ ગોદરેજ તરફ નજર ફાધી આ હૈદ્રાબાદી ડીટેકટીવને નામે દીનુને પહેલ્લેથીજ એટલો તો જખુન અભાવ બેઠેલો હતો, કે આજે તને આમ ઠડા માટલાની કાની તેણીના પોતાના ઓરડામા ચાલી આવીને બેઠેલો જોઇને તેણીના જીગરમા એક નહી સમજ પડે એવી ફાળ પડી આવી હતી ડીટેકટીવ યાકુબ સાહેબ અહી ! તેણીને ત્યા !! અરેરે જે સખ્શને સઉથી છેલ્લો દીનુ પોતાના "મની મઝીલ" બગલામા જોવા ઇચ્છતી હતી તેજ આજે ત્યા શા સારૂ આવ્યો હશે ' તેણીના બેહસ્તી પીતાની પેરા નાપેકાર ઓરત રોશનઆરાનો આ હૈદ્રાબાદી પોલીસ ઓફીસર ઘણોજ મોટો દોસ્ત થનો હતો,—એટલુજ નહીં, પણ બીચારા નીરદોશ જેહાગીરને માથે ખુનનો બધો ટોપલો ઓળવવામા એજ મરી ગયા દેવે પોતાથી બની શકે એટલી નેકનામી કરી દેખાડી હતી, તેમજ હબ્બી એજ જાલમ ડીટેકટીવ જેહાગીરની પુઠે જુની કાની વળગેલો હતો—આ બધુ જેટલુ હૈદ્રાબાદની ખાસો આમને, રોશન

હતુ, તેટલુજ દીનુને પણ આગમન માલમ હતુ તેણીએ ખુબ થોભરામા યાકુબ સાહેબ તરફ મોહડુ ફેરવ્યુ

'મહેરબાની કરીને પહેલ્લે કહેશો, મી૦ ડીટેકટીવ કે તમે આજે શુ બાબતસર મારી સાથ વાત કરવા માગો છો?"

તમારા માનવંત મરહુમ વાલીદ રુસ્તમજંગ બહાદુર, તે મારા ગેન્વારના ઘરખાઉ મુરબ્બી દોસ્તના ખુન વીષે ઘણીજ અગતની ઘણીજ નાજુકની ઘણીજ ખાનગી વાત કરવા હુ ચાહુ છુ, દીનબાઇજી"

'તો ટીક છે આપ એ જણાવ્યા વગરજ તમારી વાત કરશો તો મહેરબાની થશે

'બેન—મને હરકત નથી આપ બાઇજી સાહેબે તમારા પીતાજીના ખુનીનો પત્તો લાવનારને રૂપયા દશ હજારનુ ઇનામ આપવાનુ જાહેર કર્યુ છે'

યાકુબ કાઇ જવાબ માટે થોભ્યો વળી પાછી ગોદરેજ, મોહસીન અને દીનુ વચ્ચે કાઇ ચાયરનમ મીગનનો પસાર થઇ ગઇ આ વડીએ બુઝોર્ગ સનાબાત કુઇએ ચુપચાપ ઓરડામા દાખલ થઇ દીનુની પાસે સોફા ઉપર પોતાની બેઠક લીધી

'મી૦ યાકુબ મહેરબાની કરી જલદી બોલો તમે શુ કહેવા માગો છો? હા—મે એ ઇનામ જાહેર કરેલુ છે' દીનુ દમામથી બોલી

'તો એટલી રકમ હવે મને ફરમુ આપવાની અરજ આપ સાહેબને કરવા આજે હુ અહી આવ્યો છુ'

કમનમા કોઇએ પાછળથી એક અણીદાર કાટો ભોકયો હોય તેમ દીનુ જરા ચોક ખાઇને ખડી બેઠી

'હુ હજુ તમારૂ બોલવુ સમજતી નથી મારી સાથે પ્લીઝ ગોલ ગોલ વાત ના કરો—સીધ્ધી સીધ્ધી વાત કરો,' તેણીએ સહેજ તરડાઇને ગુસ્સામા કહ્યુ

'અગર બાઇ સાહેબને હુ મુઝવાવતો લાગુ તો માફી ચાહુ છુ હુ એટલુજ કહેવા માગુ છુ કે મરહુમ નવાબ રુસ્તમજંગ બહાદુરના ખુનીનો પત્તો હાલ કયા છે તે હમણા હુ મારા ખીસામા લાવ્યો છુ'

"પત્તો—તમારા ખીસામા લાયાછ !"

"જી, હા આપ બાઈની મરજી હોય તો આ બને શેઠજી સાહેબો સાથ આપણે હમણા એ ખુનીની છુપાનાની જગ્યાએ મોટરમા જઇને ઉભા રહીયે"

"છુપાવાની જગ્યાએ મોટરમા જઈએ ! એ તમે આજે બકો'છ શુ ? તમે આજે સીધ્ધે સીધી વાત કરતા નથી !"

અત્યત અકળાઇને દીનુ આ પ્રમાણે બોલી ખરી પણ તેણીના હાડ આ ઘડીએ અદરખાનેથી પાદડા મીસાલ ધ્રુજતા હતા

"હવે વધારે સીધ્ધી રીતે તે કેમ બોલુ ! આપના પીતાજીના ખુની આગળ આ ઘડીએ તમોને લઇ જઇને ઉભા રાખવા હુ તૈયાર છુ—— પછી આપ બાઇજીના ઇનામની સરત પ્રમાણે તમારો ચેક લેવા હાજર છુ—વધારે કેમ ખુલાસો કરૂ ?"

"અરે પણ તમે કોણને વાસ્તે—કોણને મારૂ એમ વાત કરોછ ?" ગોદરેજે હવે અકળાઇને સવાલ નાખ્યો

"બીજા કોણને વાસ્તે ! જેહાગીર મહેરહોમજીને વાસ્તે ! આ દીન બાઇજીના કુઇના દીકરાને વાસ્તે !"

બેહદ ઉશકેરણી અને ગભરાટને મારે દીનુથી ઉઠીને ઉભી થઇ જવાયુ તેણીના હોઠ ફડફડ ઉડતા હતા આ અદભુત ડીટેકટીવે ગોયા તેણીને હીપનોટાઇઝડ કરી હોય, તેમ એક બોકરાની મીસાલ તેની ગમ જોયા કરી ઠર ઠર ધ્રુજવા સીવાય તેણી કાઇજ બોલી શકી નહીં યાકુબ સાહેબ તો પોતાના રેશમી રૂમાલ વડે આસ્તેથી પોતાનુ આખુ મહોડુ લુછ્યા કરતો જઇ સીલીંગની પ્રદક્ષીણા કરતો હતો અતે મોહશીનુદીને એ ભયાનક ચુપકીદી તોડી—

"ડીટેકટીવ સાહેબ, જરા કહેશો કે જેહાગીર મહેરહોમજી હમણા કયા છે ?"

"મુસા રહેમુની ટેકડીપર ! નદી કીનારે એક બેઠી ઝુપડીમા ! મુસલમાન ખુદા માલીના અવતારમા આ તમારા બાઇ સાહેબ દીનબાઇ રૂસ્તમજી

વકીલના માયાળુ આશરા તળે એ જેહાંગીર હમણા સુખી અને સલામત છે, મોહશીન મીયા''

આમ બોલવા સાથે આસ્તે રહીને યાકુબ ડીટેકટીવે પોતાના ડગલાના ખીસામાંથી તપખીરની ચાલી દાબડી કાહડી અને ઉઘાડીને ભભગાયના મોહમીનુદીનની સામે ધરી--

'જરા તપખીર લેશો ?'' તેણે ઇકાઝતથી પુછ્યુ

તપકીરની દાબડી મળકાયવે મ્હોડ મોહમીન ઉદ્દીનના ભખરા યલા ડાચા સામે ડીટેકટીવ યાકુબ સાહેબે ઉચે ધરી ખરી, પણ એવી જાતનો આદરસ્વગાત સ્વીકારવાના સ્વભાવમા તે બુઢો હારમારી આ ઘડીએ હતો નહી તેણે પપરડા જેવા પોતાના ે મોટા ડોળાઓ એક જાતની ભયકર કઠોરતાથી યાકુબના ચહેરા ઉપર ટાકી રાખ્યા

"મીયા," તે હવ ઘણાજ ધીમા પણ ભયકર અવાજે બોલ્યો, "હુઝુર ખુદાવદના આપ એક ઘણા મશહુર અમલદાર છો તે અમને ખબર છે, પણ તેટલા માટે આ દુખી બાઈ સાહેબના સતાપ ઉપર હસી કરવા મુનાસીબ નથી !"

તે ડીટેકટીવે દાબડી બધ કરીને આસ્તેથી પોતાના ગજવામા પાછી મેલી

'મોહસીન મીયા," ઘણાજ નરમ સાદે તેણે કહયુ, 'મહેરબાન બાઇજી સાહેબ દીનબાઈજીના સતાપ ઉપર જો હુ હસ્વા ચાહતો હતે, તો તેમ જુદીજ જગ્યાએ કરી શકતે ખુદ એ બાઇને ત્યા આજે અહીં હુ કામ ચાલી આવતે ? અલ્લાહને હાઝર નાઝર જાણીને કહુ છુ કે એમના ગમમા મારી તમામ દીલસોઝી છે હુ અહી એક દોસ્ત તરીકે આવેલો છુ—દુશમન તરીકે નહી !"

ઓરડામા વળી પાછી એકાદ બે મીનીટની અગવડભરી ચુપચાપ ફેલાઈ આ ભરમભર્યા જાલમ ડીટેકટીવના મગજમા સતાયલી વાત ઉકેળવા જાણે દીનુ, ગોદરેજ, સુનાબુઇ, મોહસીન તે ઘડીએ પોતાના મન સાથ એક જીવતોડ કોશેશ કરતા હતાં પણ ફગળાઇને વકાસેલા ગાફેલ ચહેરાઓ

માથ યાકુબ સાહેબ ગમ ભોપયા કરવા સીવાય તેઓ તુર્તવેળા કાઇમી વધારે ખુલાસો મેળવી શક્યા નહી

વાત આગલ કેમ ચલાવવી એબી ચારોમાથી કોઇનેમી સુઝતુ હતુ નહી અને યાકુબેજ તે ચુપકીદી તોડી—

"જોદરેઝજી ગેઠ, હુ આજે ઘણુજ ગભીર નરણુમર અહી આવ્યો છુ મને ધીરજથી સાભળો, તે બોલ્યો "મરહુમ નવાબ ઇન્તમજગ બહાદુરની છેરને છેલ્વ કમનમીબે મારી તરફ કાઈ ઇતરાઝી ઉનરવા પામી હતી, તે છતા કાઇ વરસો સુધીની એમની મુજ ગરીબ તરફની મહેરબાની ને એક મુરબ્બી તરીકેની એઓની માર માટેની કાળજી—'

"બસ, બસ મી૦ ડીટેકટીવ!" દીનુ અચણુચ અકળાઇને વચમા બોલી ઉઠી, "એ બધુ મને ખબર છે!"

"ખેર, પણ બાઇ, હુ જે કહેવા ચાહુ છુ તે તો તમારે સાભળવુજ પડશે, આ કમભાગ્ય જેહાગીર મહેરહોમજીના કેસમા હુ કટનો 'ઇનટરેસ્ટ' લેઉછ, તે તમો કોઇ જાણુતા નથી—"

'એક્ષક્યુઝ મી—તમે તે બીચારાની પાછળ ભુખા વરુની માફક લાગેલા છેવો, તે અમે બરાબર જાણુયેછ'

"નાઇઝામ હઝુરના એક નોકર તરીકે હુ મારી ફરજ બજાવુ છ, બાઇ–'

"હા નાઈઝામ સરકારના નોકર તરીકે તમે તમારા પેટની પુજા કરોછ!"

દીનુ તો તરયાપાવ અને બે રેજાપરજ આવી ગઇ હતા તેણીની ધીરજ, સમજદારી, કુનેહ—બધુ આ ઘડીએ હવામા ઉડી ગયુ હતુ આ દલદર ડીટેક્ટીવ ચાલી ચલાવીને તેણીને ઘરે તેણીની ઉમદોની બાજીનુ છેલ્લુ જીતનુ પાનુબી ઝુટવી લેવા આવ્યો હતો, તો તે "ત્રમ્પ કાડ" એક છેલ્લી ટક્કર ઝીળવા વગર જતો મેળવા દીનુ તયાર હતી નહી સોફા ઉપરથી ઉભી થઇને ટસ ટસ થતે ડોળે યાકુબ ગમ એક છેડાયલી વીછણુની માફક તેણીએ ઘુરકવા માડયુ તેણી આ વખત એટલી ઉશ્કેરાયલી હતી કે તેણીનો કઠણુ શ્વાસોશ્વાસ સ્પષ્ટ સભળાતો હતો, અને છાતી દેખાતી

રીતે ઉછળાતી હતી

પણ સદાનો ઠંડો ગોદરેજ આ મુબારેક પળે હવે વચમા પડયો

"તકરાર અને તાનાજનીમા આપણે નાહક ઉશ્કેરાયા કરયેછ! દીનુ, જરા બેસી જા શાંત થા જરા મનેજ એવણ સાથ વાત કરવા દે હવે વચ્ચ પલીઝ બોલતી ના યાકુબ સાહેબ, શાંત મનથી જરા હવે મારી સાથે ખુલાસાથી બોલો" તેને કાઇક નરમાસથી અને કાઇક પતાવટથી કહયુ "ખુદાને ખાતર અમારી લાગણીનો દરયાફત કરો"

'પુછો, ગોદરેજજી શેઠ તમારી સેવામા હુ હાજર છુ"

'યાકુબ મીયા, તમે દીનબાઇ પાસથી ઇનામના રૂપ્યા લેવા હમણા આવ્યા છો, તો તે અગાઉ તમારે નામદાર સરકાર તરફના રૂપ્યા પાચ હજારના ઇનામ માટે પહેલો દાવો કરવો જોઇએ જેહાગીર મહેરહોમજી ખમણા કાદ છે, તે તમને રોશન છે, તો પછી તેને હાથે બેડી નાખીને પોલીસ સ્ટેશન પર પાવરો લઇ જવાને બદલે પહેલે અહી શા માટે આવ્યા છો?"

યાકુબ સાહેબે પોતાનો રેશમી રૂમાલ કહાડીને વળી પાછુ જોરમા મ્હોડુ લુછયુ અને એક નાનો ખુખાર મારી ગળુ સાફ કર્યુ—

'આખરે તમે મને સીધો સવાલ પુછયો, ગોદરેજ શેઠ—તો હુ સીધો જવાબ આપીશ પણ અવ્વલ મને કોલ આપો કે આપણા પાચ જણ વચ્ચની વાતચીત ઘણીજ ખાનગી અને કોનફીડેનશીયલ રહેશે"

"બેશક તે ખાનગીજ રહેશે—હુ તેનો જોખમદાર છુ!"

"તો સાભળો!" યાકુબ બહેર ધીમા સાદે અને ગભીર મહોડે બોલ્યો, 'જેહાગીર મહેરહોમજીના હાથે હુ બેડી નાખવાનો હતે, તો હુ આજે અહી આવતેજ નહી—તેને બદલે ગ્રાટરોડના સ્ટેશન ઉપર તારીખ ૨૭ મી એપ્રીલે રાત્રે ૧૦ વાગતેજ તમારા દેખતા તેની કાડીઓ ઉપર હુ બેડી ઠોકી દેતે!"

ગોદરેજ અડધી એક મીનીટ તદન ગભરાઇ ગયો—

"પણ તમે જાણોછ, યાકુબ મીયા કે તે રાત્રે મારી સાથે દમણ

ઉપડી જનારો શખ્સ તો મારો ભાઈ ફીરોઝ હતો—જેહાંગીર હતોજ નહી "

યાકુબના ચહેરા ઉપર સહેજ બેમાલુમ હસવું ફરી વળ્યુ ગોદરેજ ભણી વાંકો વળી તેણે અતીશય દબાયલા ધીમા અવાજે કહ્યુ----

"હા, પણ તે તો તમને તમારી પહેડી ઉપર વખતસર મારો ટેલીફોન મળયો, ગોદરેઝજી ભાઈ, તેમા એમ થયુ નહીં તો---"

ધરરરરર કરતુ ગોદરેઝથી ઉઠીને ઉભા થઈ જવાયુ

"વખતસર તમારો ટેલીફોન મળયો !"

"જી, હા તમારી પહેડી ઉપર સાજે સાતેક વાગતે ટેલીફોન કરનાર તમારો સેવક હુ પોતે હતો ! અલ્લાહના સમ—શુઓ ઇમાનના કસમ ! હુ સાચ્ચુજ બોલુછ !"

'મને ચેતાવવા તમે ટેલીફોન કીધો ?—તમે ?"

"મે પોતે !"

"અરે પણ એ શુ બધી તમારી વાત છે ? મારૂ માથુ ભમેછ ! મને કઈ સમજ પડતી નથી, મી૰ ડીટેકટીવ તમે નાઈઝામ સરકારની પોલીસના તમારી ફરજ બજાવોછ કે મશકેરી કરોછ ?"

'હુઝુર જેહાપના તરફની મારી ફરજ મારી કમીની શકતી મુવાફેક બજાવુછ તા બગે—પણ શુ કરૂ ?—તે કીરતાર તરફની ફરજ મારે પહલે બજાવવાની છે ! ગોદરેઝજીભાઈ, એક નીરદોશ માણસનો કીમતી જીવ મારે હાથે નાહક કરમાઇ જશે, તો હુ નચીંત અતકરણે તે ખુદા તાલાની દરગાહમા કેમ જઈ શકીશ ?"

"નીરદોશ માણસ ? એ આજે બધુ તમો બકોછ શુ ?

"નીરદોશ માણસ ! તમે અને હુ જેટલા નવાબ સાહેબના ખુન માટે નીરદોશ છીએ તેટલોજ આય બીચારો જેહાંગીર મહેરહોમજી બી પોતીકા મામાજી—નવાબ રૂસ્તમજંગ બહાદુર—ના ખુન માટે નીર્દોશ છે !"

ચકભમ જેવા દીનુ મોહસીન, સુનાકુઈ, અને ગોદરઝ એકમેકના મ્હોડા ટીકવા પડયા યાકુબનો શાંત ધીરો અવાજ પાછો નીકળ્યો —

'પહેલેથી હુ ચોકક્સ હતો, દીનબાઈજી, કે તમારા જીન્નતગુજીન

વાલીદ મહેરબાન નવાબ સાહેબે પોતાના હાથે પોતાનો જીવ લીધો છે એમા તો હુ હવે જરા બી શક ધરાવતો નથી છેલ્લે છેલ્લે નવાબ સાહેબની તબીયત, નવાબ સાહેબનો મીજાજ બહુ નાશાજ રહેતો હતો, અને ઉશકેરણીના આવેશમા એક રોજે તેઓએ આપઘાત કરયો તમો બાઇ સાહેબ દીનબાઇજીને એક લગાર અણગમતી બાબદ કહેવાની મારી ફરજ છે આપની રજા હોય તો બોલુ—"

જવાબ માટે યાકુબ થોભ્યો, પણ દીનુની જીભ તો તેણીના ટાળવા સાથ વળગી ગયલી હતી સુનાબુઇએ તેણી તરફથી ઉત્તર વાળ્યો—

'બોલો, મીયા બોલો, આજે બધુ ખરૂ નરૂ કરી દેવાનુજ છે"

'તો સાભળો નવાબ સાહેબે પોતાના જીવનો ઘાત કર્યો, તેની આગલે દીવસે પોતાના બેગમ રોશનઆરા બાનુને તેવણુ મળ્યા હતા, અને તેઓએ બેગમ સાહેબને ખુલ્લે ખુલ્લુ કહ્યુ હતુ કે જીવથી, જીદગીથી તેઓ એટલા કાયર થઈ ગયા છે કે બસ—"

"બધુ જુઠ્ઠુ ! બધુ ફીતુર છે!" દીનુ હવે વળી પાછી વચમા બોલી ઉઠી "પપા કોઇ દહાડે બી મારી આગળ તો એવુ કાઈ બોલ્યા'તાજ નહીં"

'દીનુ, પ્લીઝ, જરા શાંત થા" ગોદરેઝ વચ્ચે પડયો 'મી૦ યાકુબને પોતાનુ બોલવુ પુરૂ કરવા દે"

"નવાબ સાહેબે પોતાની બેટીને એ બાબદ નહીં કહી, તે તદન સમજી શકાય તેવુજ છે—લેકીન રોશનઆરા બેગમ ઉપર લખેલા છેલ્લા એક કાગળમા મરહુમે એ બાબેનો કાઇ એશારો બી કરેલો છે—"

વળી દીનુ ચીચવાઇ પડી—

"હુ તમુને સાફ કેહુ'છ કે એ નાપેકાર ઓરતનુ નામ મારા ઘેરમા બોલતાજ ના ! એ કરપીણ દદાએજ મારા હીરા જેવા બાવાજીનો જીવ લીધોછ ! એ કાગળ ફાગળની બધી વાત તદન તરકટ છે—"

ગોદરેજે હવે અતીશય નારાજીથી જમીન પર પગ ઠોકયો અને જોરમા પોતીકી કઝીન પર તરારો કર્યો—

"શુ વચમા વચમા બોલ્યા કરેછ, દીનુ! વાસ્તે ખોદાયને જરા મુગી બેસ!—એક વખત કેહ્યુ તે સમજેછ કેની?"

"વખત આવશે ત્યારે કદાચ એજ તમારા બાવાજીના હાથ દસ્કતનુ કાગજ હુ રજુ કરી શકીશ દીનબાઇજી,—" યાકુબે જરા ઉશ્કેરાયા વગર ઠડે જીવે ઉત્તર વાળ્યો

"અરે, પણ ત્યારે મીયા, એમજ જો હોય તો બીચારા જેહાગીરને નાહક આમ સતાવ્યા કરવામા હાસલ શુ છે?" સુનાકુઇએ પુછ્યુ

યાકુબ સાહેબે થોડોકવાર જમીન તરફ જોયા કર્યુ

'ફકત એટલા પુરાવા ઉપરથી મીજનસે આલીયા જેહાગીરને નીર્દોશ ઠરાવ એ નકમ્મ વાત છે, બાઇજી કમનપીએ જહાગીર સામેનો સરકમ સ્ટેનશીયલ' મુકદમો અતીસ્ય જોરાવર થઈ ગયલા છે થોડા વખત જો આપણને મળે તો બહાપી નવાબના આપઘાત બાબેના બીજા પુરાવાઓ હાથ લાગે મારી પકકી ખાતરી છે સુનાબાઇજી—ગોદરેજજી તેઓ મારા બાહોશ મીત્ર પ્રાઇવેટ ડીટેક્ટીવ મી ગણપતરાવ પાસેથી જે વખત જાયછ તેમા ઘણા સાબુત મુદ્દાઓ શોધી કહાડશે"

વળી પાછો દીનુ, ગોદરેજ, સુનાકુઇ અને મોહસીનની ચોગડીને એકા એક ચમકવા થઇ આવ્યો યા ખુદા! આ યાકુબ ડીટેકટીવ કોણ ઇનશાન હતો કે શયતાન હતો!—ડીટેકટીવ હતો કે દેવ હતો? મરાકા ડીટેકટીવ બાબે બી બોલતી વખત જાણે કશામા હોય નહી તેમ તે મજેહથી મહોડુ ઠાવકુ રાખીને યાકુબ વાત કર્યો જતો હતો! અને તેઓ ચાર જણા તો મનમા અત્યાર સુધી એમજ રોજ બોલતા રહેવા હતા કે ગણપતરાવ પીગલે પ્રાઇવેટ ડીકેકટીવને છુપી રીતે રોકવાની ખબર એ ચાર જણા સીવાય કોઇ બીજા ચસ્યાને બી માલમ નહી હતી!

"બેશક, બેશક,' યાકુબે તેટલાજ શાત અને ઠડે કલેજેના અવાજે પાછુ ચલાવ્યુ, 'ગણપતરાવ પીંગલેના હાથમા તમારો કેમ સલામત છે મારાથી બની શકતો મદદ હુ એ મારા મીત્રને છુપી રીતે આપીશ હુ એને હજી મળ્યો નથી—મળવા માગતો બી નથી દીનબાઇજી, બાઈ

સાહેબ, મારે તમને એક ઓજરખવાહીભરી અરજ કરવાની છે—અને તે એજ કે પીંગલે પોતાનુ કામ બરાબર બજાવે તેટલા સારૂ જેહાગીરને અહી હૈદરાબાદમાથી જરૂરજ ખસેડવો જોઇએ હુ આજે હવે તમારો વધારે વખત રોકીશ નહી બીજા બે દહાડામા એ તમારા પીત્રાઈ ભાઇને મુસા રહેમુની ટકડી ઉપરથી બીજે ઠેકાણે પાછો લઇ જાઓ। તમોએ મોટા બારીસ્ટરો રોકયા છે, એ ઠીક કીધુ છે-પણ મારી ગરીબની સલાહ માનતા હોવ તો કાચે પાગેની એની જાહેર તપાસ ચલાવવાનો વીચાર તુરત વેળા મોકુફ રાખજો। બીચારા પીગલેને અને મને ટાઇમ આપો કે અમે કાંઈ વધારે ખોળી કહાડીશુ પણ જેહાગીરને અહી હૈદરાબાદની સરહદમાથી કાંઈ બી કરીને દુર સલામત જગ્યાએ પાછો લઇ જાવો અહીની પોલીસના બીજા મોટા અમલદારોને સવારો થયા વગર રહેશે નહી તમારા કમતરીન ગુલામ તરીકે આય સાચ્ચી સલાહ હુ આપુ છુ—પછી તો જેવી તમો બાઈ સાહેબની મરજી—સલામ!’

આમ કહીને ચારો જણાને બહુ આનાબથી સલામ કરી યાકુબ મીયા હળવેથી સાબુત કદમે તે ઓરડો છાડી ગયા।

રસ્તે પડતા તે ડીટેકટીવ એક મીનીટ ચાલતા અટકી ઉભો અને ‘મની મઝીલ’ બગલા ભણી એક નજર ફેકી તેની ભરાવદાર ભુરી મુછ ઉપર તીરસ્કારનુ એક ઝીણુ હસ્વુ પથરાયલુ હતુ। ડગલાના બને ખીસામા હાથો ખોસી તેણે પાછુ ચાલવા અને બડબડવા માડયુ—

‘મને લાગેછ કે આજ। જુવાબ કાઇ અમર કરશે। એ લોક સમજેછ કે યાકુબ ડીટેકટીવ બીચારો હવે ડફોળગાર થઈ ગીયોછ। યાકુબ મીયા ધુળમા લોટતા નથી—ગતમા લોટેછ। માસાલ્લાહ। પેલા જહાગીરની જાહેર તપાસ થતા કઇ બી કરીને અટકાવવીજ જોઇશે। એમાથી વળી કાઇ કોણ જાણે શુ બી નવુ લફ્રર ફુટી નીકળે તો પીડા। એ જહાગીર અહીથી દુર અને સલામત નાહસ્તો રહે તેમાજ મારી અને રોશનની સલામતી છે!”



# પ્રકરણ ૪૮ મુ.

## ઘીમાં ઝેરની સીસીનો બુચ ઉખેડાયો છે–સભાળો !

ઓરત જાત ! ઓરત જાત !! દુનીયાના મહાન બળવાન ભેજાઓ મોૈથી મુસ્કેલમા મુસ્કેલ ખુદરતના ભેદો ઉકેલાવી શકયા છે–પણ એ સ્ત્રી ! આ જગતની હસ્તીમા તુ જે ભયાનક અપાર ભેદ તરીકે રોઝે અવ્વલથી ઉતરી આવેલી છે, તેને બરાબર ઉકેલી શકનારો માનો પુત હજી કોઇ પેદા પડયોજ નથી ! ઓરત ! બાઝે વખત તુ પવીત્ર ભલાઇનો એક અખુટ ભડાર છે——બાઝે વખત તુ નહેસ્ત નેજખી બુરાઇનો અણુહદ ઉડો ગાર છે !

એરચશાહ બહમનબહેરામના મગજમાબી છેલ્ના કેટલાક દહાડા થયા એવાજ કાઇ વીચારો ભમ્યા કરતા હતા તેને આ દુનીયાની દરેક ચીજ સમજ પડતી હતી ઘરડે ઘડપણ ધનજીશાહ કાકા ચરી કેમ ગયા, તે તેને સમજ પડતુ હતુ——કમબખ્ત બોમ દુબાશ શુ સફાઇથી પોતાની બાજી ખેલ્યો જતો હતો, તે તેને હવે સેહજમાજ સમજ પડતુ હતુ—— તકદીર ખુદ તેની પોતાની સાથે હમણા છેલ્લે છેલ્લે શુ ઉલગબરડીઓ રમ્યા કરતી હતી, તેબી તેને સમજ પડતુ હતુ ! બસ ફકત એકજ ચીજ તેને બીલકુલ સમજ પડતી હતી નહીં ! અને તે——

તેની નવી કાકી મોતીબાઇ !

અરે ! આ ગોરી દહીતરા જેવી, સુદર સીદ્ધા કદની, ગુલાબની કળી જેવા દાત સાથની આ મીલનસાર, હસમુખી, રૂપવતી જુદદીન ઓરત ગધાતી ગારમાનુ એક દલદર કરડી ડોખુ હતુ, કે એકાદ મોટા રાજતખ્ત ઉપર શાહોના શાહોની પાસે બીરાજવાને બરતુ ઉચી તોખમવાનુ અમીરી ફરજદ હતુ ? કદમી પતેતીના રોજે "મોતી મીનાર"મા થયલા ડીનર પ્રસગે જે ઉચી તરબયતથી એકવારની આ ગલી ગુચળીઓમા મુજરા કરતી બેબદામની ગાનારીએ ભલા ભલા પરોણાઓની મહેમાનદારી કરી, ડીનર

ટેબલપર જે ટેક અને વીવેક સાથ તેણીએ છરી કાટા માથે ખાણુ લીધુ, સોસાયટીની એક કુશળ લેડીના અદાજા અને ઠસ્સા માથ જે આમાનીથી તેણી સઘળા પરોણાઓ વચ્ચે હસ્તે મ્હોડે ભેલાઇને વાતચીત કરી શકી— તે બધુ જોઇને એરચ તો ફાટીજ ગયો હતો !

એમજ છે કેટલીક ઓરતોમા ખુદરતીજ કાઇ એવી પ્રેરણાબુદ્ધી હોય છે કે તેઓ પોતે ગમે તેવાબી નીચા તબકકા ઉપર મેલાયલી હોવા છતા જરૂર પડવે ચાહો તેવી ઉચી પદ્ગીને અનુસરતી રીતભાત અખ્ત-યાર કરી શકે છે તેઓને એક લેડીને છાજતો અદાજો, સોસાયટીને બરની "પોલીશ્ડ મેનર્ઝ" શીખવવી પડતીજ નથી

મીસીસ ધનજીશાહ બહમનબહેરામ એવીજ કીસમની એક ઓરત હતી જે નચીંતાઇથી અને જે આસાનીથી "મોતી મીનાર"ની આ નની શેઠાણી પોતાનુ નવુ "પોઝીશન" સ્વીકારીને પોતાનુ ફેરવાયલુ પાત્ર હવે ભજવતી હતી, તે ઉપરથી તેણી કોઈ ઉચા ખાનદાનમા જનમી નહી હોય એમ કલપી શકવુ બી મહાલ હતુ

અને એવી ધણીયાણી માટે ધરડા ધનજીશાહ બહમનબહેરામની છાતી મગરૂરીથી ગજ ગજ ખીલે એમા શુ નવાઇ? સૌ કોઈ તેનણુનો હાથ પકડી પકડીને તેવણુની સદગુણી, બ્યુટીફુલ નમાની લાયકીવાલી મહોરદાર માટે મુબારકબાદી આપતા—અને બુઢાજીનો જીવ બસ સીધો બહેસ્તમા જતો હતો !

કદમી પતેતી વીત્યા બાદ એરચ બહમનબહેરામ પોતાના કાકાજીને મકાને હવે લગભગ રોજ઼ીદો વીઝીટર થઈ પડયો હતો નવા પ્રાઇવેટ સેકરેટરીએ ફ્કત થોડાજ દહાડામા મી૦ અને મીસીસ ધનજીશાહને "ઓકશન બ્રીડજ" ની રમત શીખવી હતી, અને એક ચોથા પાર્ટનર તરીકે જવાન કાકીજી પોતાના ભત્રીજાને હવે રોજ સાજે 'મોતી મીનાર" મા બ્રીડજ રમવા આવવા બજીદ થઇને કહ્યા કરતા હતા એરચ એ તેડાને માન આપી છેલ્લા કેટલાક દહાડા થયા નેર બાબ્યો સાજે પાચેક વાગતે પાના રમવા જતો હતો, અને મોટે ભાગે રાત્રે ત્યાજ જમીને મોડેથી નવ દશ વાગે

ઓમની મગાતે રૂખમત લેતો હતો

મોતીસાહ ડાકીને બ્રીડજનો જબરા ચસ્કો લાગ્યો હતો એરચ કાઈક અજાયબી વચ્ચે જોઈ લીધુ હતુ કે તેવણ બરેબર એટલીવારમા ઘણી મરમ રમત કરી શકતા હતા બીચારા ધનજીશાહ તો વસ્બુમ જેવા પાના રમતા હજી તરેહવાર માર્યા જતા હતા—પણ મોતીસાહ જેવણ હમેશ ઓમ દુબાશનાજ પાર્ટનર થઈ બેસ્તા, તેવણ બ્રીડજના રમતની મધળી મુસ્કેલ બારીકીઓ બરાબર સમજીને બહુજ ઉનટથી ઈન્ટરેસ્ટ' લઈને રમતા હતા ઓમ પોતે એક અફલાતુન બ્રીડજ રમનાર હતો, અને હમેશ પુનાકળ ખત રાખી તે મોતીસાહને પગલે અને ડગલે તેવણની રમત સુધારી નુવો રેખાડી શીખવણ આપ્યા જતો હતા તે ધનજીશાહને માટે ઝાઝુ પોતાનુ ભેજુ રગડતો હતા નહી——અને બીચારા ધનજી શાહ જોઈએ તે ટલ્ત વધાર પોતાનુ ભેજુ દબાવવા માગતા હતાજી નહી બ્રીડજની ગેમમા રાકુ ટ્રી ચાડુ રમનાર—અરચતો પાર્ટનર—મીસ પીરોજા દુબાશ હતી કેટલા બધા ઉંડા ઉમાહથી ઓમ દબાશ અને મોતીસાહ બ્રીડ જના "દાસનમો" માટે તકરાર કરતા, ગુસ ગુસ કરતા તે દેખી બીચારા નાના ભજ ધનજીશાહ મુઝમા હસ્યા કરતા હતા।

નવા જવાન બ્રાઈટ મકરટરીએ થોડાજ દીવસમા પોતાના ઘરડા બેનના મગજપર પોતાને માટે ઘણીજ ઉંચા છાપ બેસાડી દીધા હતા

એક દહાડ બગાર અગત ખાનગી વાતચીત કરવાની ધુણમા બુરજી ડા૦ ઓમને એક બાજુ લઈ જઈ પોતાના ભત્રીજા માટ વખાણો કરવા પડી ગયા હતા

"મારા એરચ બધી રીતે મજાનો છે, ડાક્ટર તેવણ બોલ્યા 'પણ જોજો એ ગીબાપ જરા હુસ્લડ છે તમારા જેવા ઝીનઝ ડાહ્યો ને ફરક નથી'

ઓમ દુબાશે માથુ ધુણાવ્યુ—

"નહી, મી૦ ધનજીશાહ તમે ભુલ કરો છો એ તમારા એરચ તમે ધારોછ તેના કરતા ઘણી વધારે ઉંચી ખાસીયત ધરાવે છ"

(જુઓ સફે ૪૬૦)

મોતીબાઇ કાકીને બ્રીડજનો જબરો ચસ્ટો લાગ્યો હતો ઔરચે કાક અજાયબી વચ્ચે જોઈ લીધુ હતુ કે તેવણ ખરેખર એટલીવારમા ઘણી સરસ રમત કરી શકતાં હતાં બીચારા ધનજીશાહ તો ધમ્ભુસ જેવા પાના રમતા ઘ્ણું તરેહવાર બાહ્યા જતા હતા—પણ મોતીબાઇ, જેવણ હમેશ બોમ દુબાશનાજ પાર્ટનર થઇ બેસતા, તેવણ બ્રીડજના રમતની સઘળી મુશ્કેલ બારીકીઓ બરાબર સમજીને બહુજ ઉલટથી "ઇનટરેસ્ટ" લઇને રમતા હતા. બોમ પોતે એક અફલાતુન બ્રીડજ રમનાર હતો, અને હમેશ પુશકળ ખત રાખી તે મોતીબાઇને પગલે અને ડગને તેવણની રમત સુધારી જુવો દેખાડી શીક્ષણ આપ્યો જતો હતો તે ધનજીશાહને માટે ઝાઝુ પોતાનું ભેજુ ચેરવતો હતો નહીં—અને બીચારા ધનજીશાહ જોઇએ તે કરતા વધારે પોતાનુ ભેજુ દુખવવા માગતા હતાબી નહીં બ્રીડજની ગેમમા ઘણુ કરી ચોક્કુ રમનારૂ—એરચની પાર્ટનર—મીસ પીરોજા દુબાશ હતી કેટલા અઠાગ ઉંડા ઉત્સાહથી બોમ દુબાશ અને મોતીબાઇ બ્રીડજના "પ્રોબલમો" માટે તકરાર કરતા, ઘુસ ઘુસ કરતા, તે દેખી બીચારા ભોળા રાજા ધનજીશાહ મુછમા હસ્યા કરતા હતા '

"હુ તે સાભળીને ખુશી છેઉ પણ એટલા વખતમા તમે એના ગુણો કેમ પીછાણી નહ્યા ?"

'સાહેબ, સામા આદમીની કેરેક્ટર પીછાણી લેતા મને કઇ વણો વાર લાગતો નથી દાખલા તરીકે મે એ કે ત્રણ દહાડામાજ અહીં આવ્યા પછી જોઇ લીધુ કે તમારા ધણીયાણી એવો તો ફરેસ્નાઈ ને ઉત્તમ 'નેચર' ધરાવેછ કે તેવા બીજા કોઇબી બેડીને ધગાવતા મે જોયા નથી જેટલા તેવણ દેખાવમા સ્વીટ અને બ્યુટીફુલ છે, તેટલાજ તેવણ દીલના નરમ મગજના મોટા અને ખવાસે સ્વીટ અને બ્યુટીફુલ છે '

ધનજીશાહ બહમનબહેરામે ડોકુ ઉચકીને જરા તાજુબીથી ડા૦ બોમ દુબારાના હેડસમ ચહેરા તરફ જોયુ તેવણની વહાલી "મોતી"ને માટે તેનણનો આ પ્રાઇવેટ સેક્રેટરી આ પહેલીજવાર આમ આટલો બધો હરખમા આવી જઇને વાત કરતો હતો ! વાચનાર, માન્યુ કહુ ? આ પહેલીજવાર ધનજીશાહને 'મોતી" માટેની આટલી બધી વખાણ સાભળવા અગાઉની માફક કાંઈ વણીજ ગમી નહી ! તેવણના ચેહરા ઉપરથી જે એક ઝડપી પડછાયો પસાર થઇ ગયો તે જોવા માટે બોમ દુબારાની તેજસ્વી આખ્યો પુરતી ચોપમા હતી !

આ ઘડીએ કાંઈ કામનુ બહાનુ કહાડી ધનજીશાહ પોતાના પ્રાઇવેટ સેકરેટરી આગળથી ખસી ગયા ! બોમ દુબારા સ્હેજ મુછમા હસ્યો હજી તો તે કાતીલ ધીમા ઝેરની શીશીનો બુચજ ફકત ઉખેડાયો હતો હાઇપોડે રમીક પીચુકરી મારફને તે ભયાનક ઝેર ધરડા ધનજીશાહના જીગરમા આમેજ કરવાનો પ્રયોગ તો હજી બાકી રહેલો હતો !

× × ×

ધનજીશાહના જીવેજાનના અતલગના દોસ્તદારોમા પુના શહેરના એક રીટાયરડ ગવરનમેટ પેનશનર કાવસજી દલાલ મુખ્ય હતા કાવસજીના હાલ બોતેર ઉનાળા પસાર કરી ચુકેલા, દરેક વાતે દુન્યાની લીલી સુકકી જોઇને ધરાઈ ગયલા, મધ્યમ પુજવાળા પણ આબરૂદાર ગ્રહસ્થ હતા—

• શહેનશાહી નવા વર્ષ ટાકણે મી૦ અને મીસીસ બહમનબહેરામ પુને

હતા ત્યા નવરોઝને દીવસે તેઓએ પોતાના ઠઠેરાબધ બગલા "કોહીનુર કેસ્ટલ"મા પુનાવામી પોતાના કેટલાક ઓળખીતાઓને ઇવનીંગ પાર્ટી આપી હતી

નોતરેલા પરોણાઓ મધે મી૦ કાવસજી અને તેવણની બેટી પેરીન પણ હતા, અને ધનજીશાહ બીજાઓના કરતા પોતીકા આ અસલી દોસ્તનુ મત જાણવા વધારે ઇતેજાર હતા મોતીબાઇ સાથે તેવણને ઇનટ્રોડયુસ કરાવ્યા બાદ ધનજીશાહે લાગ જોઇને કાવસજીને એક બાજુ પકડયા

"બોલ, ડાલી, હવે ખરેખરૂ બોલ, મારી બૈરી વીષે તે શુ ધાર્યું ?"

કાવસજીએ એક કડવી બદામ ચાવ્યા જેવુ કોહુ કર્યું અને પોતાના આઇગ્લાસની કીનારી ઉપરથી ધનજીશાહ ગમ જોયુ

"ત એટલા વખતમા હુ કહી શકતો નથી અસ્તો આજે મે તેને જોઇ દેખાવમા તો ઠીક છે તારા ને મારા જેવા ઘરડા બુઢ્ઢાનુ ભેજુ ચકામાની મુકે તે જાતની છે"

"નહીં, નહીં ડાલી ! સ્વભાવમા અને ખાસીયતમાબી ત્રણી મજાની છે જો '

કાવસજી દ્લાલે જવાબમા માત્ર ડોકયુ ધુણાવ્યુ

"એ ઘણા શોભઇતા તેટલા ઘણા ખોટ્ટા ! હજુર તુ એક બીચારૂ સાદુ માદુ મકરદલ્લા જેવુ ડોબુ ઉચકી લાયો હોતે, તો હુ તુને જરાબી 'એક્ષકયુઝ' કરતે મને લાગેછ, ધન, કે આએ પોરીની પછવારે તો તુને આગળ ચાલતા બબ્બે ચોકીઆત ભૈયાઓ રાખવા પડશે !'

"નોનસન્સ ! મારી મોતી એવી છેજ નહીં !"

"એ નથી નહીં હોશે—પણ દીકરા, આય દુન્યામા તુ ધારેછ તેમ બધાજ માટીડાઓ કઇ ફરેસ્તાઓ હોતા નથી આય કલાસનુ એક સધ્ધર જુદદીન બરૂ પોતાની જીદગીના છેડા સુધી તારા જેવા એ બુઢ્ઢા ખખની ઉપરજ મરી ફીટયા કરશે, એ કઇ મારા ધ્યાનમા તો ઉતરતુ નથી"

પોતાની માનીતી મોતી માટે કોઇ સામો ધણી આટલી બધી હદ

સુધી દડે। ગાર બનીને ઉંચી ઉંચી વાત કરે એવો અનુભવ આ પહેલ્લી-જવાર ધનજીશાહને મળતો હતો તેવણે પોતીકા જુના દોસ્તને બાજુ-માથી પકડયો

"નહીં, કાલી, તુ મને ઉડાવેછ! તારા દીલમા જે હોય તે બોલ શુ આવી એક છોકરીને પરણુવા માટે તુ મને મુબારકબાદી નથી આપતો ?"

"નહીં—રતી ભારબી નથી આપતો! તુ મને છેકજ દાબીને પુછેછ તાહરે હુ કેહુછ કે તારા એ લગન મને મુદ્દલ પસદ નથી હુ ખાલી તુને રાજી રાખવા બીજાઓની કાની ખોટુ તો બોલવાનોજ નથી એ તુ જાણેછ કહારના આય બધા ખુશામદના ખોરયાઓએ હસ્તા ડાચાઓ સાથ તુને શેકહેન્ડપર શેકહેન્ડ કીધી તે મે જેયુ—પણુ ધનજા, એ લોકોજ તારી પીઠ પછવાડે તારી ગલીચ ગીબત કરેછ અને તુને હસેછ ચાલ એ વાત માડી વાર નકામો આપણી વરસોની દોસ્તીમા ખતરો પડશે"

ધનજીશાહ બહમનબહેરામ ખરે મને બહુજ રજીદા થયલા હતા કાવસજી દલાલ તરફથી આવા સરપાવની તેવણે વકી રાખી હતી નહીં

તે રાત્રે ખચીત તેવણુ લગન પછી પહેલ્લીજ વાર મગજપર કાઇ નાખુશ બોજા સાથે બીછાણે ગયા હતા

× × ×

કાકા અને કાકીજીની ઓજરજવાહીભરી બહોસને આધીન થઇ જવાન એરચ માત્ર એક "વીક-એન્ડ" પુને 'કોહીનુર કેસ્ટલ"મા શહેન શાહી પતેતી ગુજારવા ઉતરી પડયો હતો—અને નૌરોઝને દીવસે મી૰ અને મીસીસ બહમનબહેરામે પુનાવાસી પોતીકા મીત્ર મડળને 'એટ-હોમ" આપ્યુ ત્યારે એરચ ત્યા હતો જયારે ખાનબહાદુર ધનજીશાહ કાવસજીમા દલાલ સાથ પોતીકા જુદદીન લગનના ગુણુ અવગુણો વીશે ખાનગી મુઝાહેમત કરતા હતા, ત્યારે "કોહીનુર કેસ્ટલ"ના એક નાના પ્રાઇવેટ રૂમમા બે જવાન મીત્રો કાઈ જુદીજ પ્રકારની ઘુસઘુસમા મશગુલ બેઠેલા હતા

કાઈ ઘણીજ ખાનગી અને જેખમની વાત હોવી જેઇએ—કેમજે

બનેના ચહેરા ઉપર અ દેશાનો ચીલ્યો હતો

'તુ એક અજબ હુમ્યાર માણસ છે, બોમ—હુ તે જાણુછ, પણ તારો જ્ઞાન મને તો મુદ્દલ સમજ પડતો નથી"

"તે સમજ પડવાની જરૂરખી નથી! બસ મુગો મરી રેહ! અને મારી ઉપર વીશ્વાસ રાખ"

'વીશ્વાસ મને તારી ઉપર પુરતો છે, બોમ દીકરા પણ તુ શુ કરવા માગેછ તે બસ મને કેહ તે જો તુ કહેશે તો બીજા ૫૦ વરસ ધીરજ રાખવા હુ તયાર છુ"

"રાજના તુ ચચ્ચાર પેગ પીયેછ તે જોતા બીજા ૫૦ વરસ તુ કાઢ્યા મ્હારે એમ હુ ધારતો નથી બીજા ૫૦ વરસ થોભવાની જરૂરખી નથી ઘણ ઘણુ તો એકાદ બે વરસમા આપરે લટકા ફટકા કરી નાખીશ '

"અરે પણ ખાતો લટકો ફટકો? કાણનો લટકો ફટકો?"

'પેલી ગોરીગચ્ચ તારી મુસલમાની કાકીનો!"

"એટલે?

"મીસીસ મોતીબાઈ બહમનબહેરામને તેણીનો ખાવીંદ ઘેરમાથી હડધુત કરીને હાંકી કહાડ—તારો કાકો પોતાના મુરખાઈભર્યા લગન માટે પસ્તાઈને તોબાહ કરે અને તુને પાછો તારા હકની જગ્યાએ બોલાવે—એ બધુ છ મહીના વરસ દહાડામા ઘણુ ઘણ તો——'

'કનફાઉન્ડ યુ! એ બધુ શુ ફાટુ ફાટુ બકેછ બોમ?"

બોમે પોતાના મહોડામાની સીગાર લગાર ચચળાઈને બાજુએ ફેકી દીધી

"મને બી અભાગ લાગેછ, એરચ કે તારા જેવા ગદ્ધાની સાથ જાહરે તાબર તકરાર કર્યા કરૂછ તુક હીયર! હુ ફાટુ ફાટુ બોલુછ કે આખુ આખુ બોલુછ તે વીશે મને તારૂ મન જોઈતુ નથી મને તો મારી મહેનતના બદલાને મારૂ તારી પાસથી આજે કઇ પક્કી જામીનગીરી જોઇએછ"

આટલુ બોલતા બોમ ઉઠ્યો અને ટેબલના ખાનામાથી પોતાના

દસ્કતે લખેલુ એક ફુલ્સકેપ કાગળ કહાડયુ, અને એરચના હાથમા મેલ્યુ

"જરા પ્લીઝ, આય મોટેથી વાચ," તે ખુરસી ઉપર પાછો ગોઠવાઇ બેસતા બો'યો

ભવાનો ચીલ્યો ચઢાવી એરચે તે ટુકુ અને ટચ લખાણ નીચે મુજબ વાચ્યુ —

"હુ નીચે મહી કરનાર એરચશાહ મચેરજી બહમનબહેરામ આ લખ્યાથી કબુલ થાવુ છુ કે જે દહાડે હુ મારા કાકા ખાન-બહાદુર ધનજીશાહ બહમનબહેરામની આખી દોલતનો વારેસ બનુ, તે દહાડે મારા મીત્ર ડા૦ બમનશાહ બાપુજી દુબાશને મારી ઉપર તેવણે કરેલા અનેક ઉપકારોની પીછાણમા અને તેવણે મારી બજાવેલી અનેક સેવાઓના બદલા તરીકે મારે એક લાખ રૂપીઆ રોકડા ચુકવી આપવા વળી આ લખ્યાથી હુ બધાઉ છુ કે મારા કાકાની દોલત મારા હાથમા આવવા પછી વરસ દહાડાની મુદતમા એજ ડા૦ બમ-નશા દુબાશના બ્હેન મીસ પીરોજા બાપુજી દુબાશ સાથ હુ શાદીના ગાઠથી જોડાઇશ

લા૦

એરચની સહીને માટે જગ્યા ખાલી રાખવામા આવી હતી! અને વધારે શુ ' સહી કરવાની જગ્યાએ પાચ પાચ રૂપીઆવાળા બે કોરા ગવરનમેટ સ્ટેમ્પો ચોટાડવામા આવ્યા હતા!

એરચે આ તદ્દન સાદુ અને સુતરૂ કાગળજુ બે વાર પાછુ વાચ્યુ, અને પછી સાવજની પેઠે બોમ ગમ ટીકવા માડયુ

'મારા બાપ!" તે ધાડા અવાજે બોલી પડગો, "તારા જેવો બીઝનેસ લાઇક બ્લેકગાર્ડ મે નહી જોયલો, બોમ!"

"ગાળગલોચ કરવાની કાઇ જરૂર નથી મહેરબાની કરીને અહીં સહી કરશો?"

"હુ એની ઉપર સહી કરૂ?"

"હા, પ્લીઝ! લેવ આય ફાઉન્ટન પેન"

બોમે આગળ ધરેલી "સ્વાન" પેન તરફ એરચે નજર નાખી નહીં તેના ડોળા તો સામે બેસીને કરારથી રોકીંગ ચેરમા હીંચ ખાતા તબીબના હેન્ડસમ મુખડા ઉપર ચીટકેલા હતા

"બમનશાહ," તે હવે અંદરખાનેથી સહેજ કમકમીને બોલ્યો, "તુ' કોણ શયતાન છે કે કોણ છે?"

"જયા સુધી તારૂ કામ સરતુ હોય ત્યા સુધી હુ કોણ છેઉ અને કોણ નથી, તે બાબે ભાજગડ કરવાની તુને જરૂર નથી એરચશાહ બહ-મનબહેરામ, તુ કોણ છે તે હુ બરાબર જાણુછ—અને તે મારા માટે પુરતુ છે! તાગ જેવા એક સડકણુા બુબીને ખાતર હુ મારો હાથ એક ભયકર જોખમમા નાખુછ, એટલે હુ જરાબી કાચ્ચે પાયે આગલ વધવા માગતો નથી તુને અહી સહી નહી કરવી હોય તો હજુરબી ના કહે"

"પણુ બોમ, જરા મને—"

"મારૂ ભેજુ દુખી આયુ અહી તારે સહી કરવીછ કે નહીં?"

"ને નહી કરૂ તો?"

"તો———યુ બી ડેમ્ડ! કાલે હુ આય 'કોહીનુર કેસ્ટલ'માથી સીધ્ધો પાછો મુબાઇ ચાલ્યો જવશ"

"પણુ જો સહી કરૂ તો તુ——"

'તો છ મહીનામા તારી કાકીનુ કાટલુ નીકળી જશે! બીજા બે મહીનામા ઢાખરો પોહતો થઇ જશે, અને પછીના મહીના દહાડામા હુ તારો બ્રધર-ઈન-લો થવશ નાઉ ડોન્ટ બી એ ફુલ, એરચ! તુ એની ઉપર મુગો મુગો સહી કર!"

અને એરચ બહમનબહેરામે ગલામા ખુટતા એક પથરના ટુકડા સાથે મુગે મ્હોડે ત્યા સહી કરી! આ હેન્ડસમ બ્લેકગાર્ડ તેની ઉપર દેખાઇતો કાઇ 'હીપનોટીક ઇનફ્લુઅન્સ' હમેશ ફતેહમદી સાથ અમલમા મેલતો હતો!



( સફા ૪૯૭ )

મીસ પીરોજા બાપુજી દુબાશ.

# પ્રકરણ ૪૯ મું.

## "પીલાં દુબાશ !"

આપણા હેન્ડસમ બ્લેકગાર્ડની ક્હાણીમા તમે અને હું આટલા બધા આગળ વધી આવ્યા છીયે, છતા એક અગત્યની "કેરેક્ટર"—જેનું નામ આપણે અગાઉ અવારનવાર અછડતુ સાભલ્યુ છે——— તેની સાથ થાડા સબધમા હજી આપણે આવ્યા નથી વાચનાર, આપણી બાજીમા પેચાવું એ નવુ પ્યાદુ વીશેશ અગત્યનુ છે

બીલાડી જેવી કાળી બે ભમ્મર આખ્યો, એક લબાચો ઘટમદાર ગોરા મુખડા, અણીયાલુ શેપદાર નાક અને કરચલીદાર બાલનો જબર-દસ્ત ભારો ધરાવનારી આ સમકલા જેવી જુવાન છોકરીને તે અગાઉ એકાદ બે વાર જોઇ હશે—પણ હાલમા તુ તેણીને ભુલી ગયલો લાગે છે. તેણી મીસ દુબાશ—ડા૦ બોમ દુબાશની એકપુરી બહેન—પીરોજા છે

અહમ !—'ગલાસ વીથ કેર !' ઉમરમા ભાયગે "પીલુ દુબાશ" સતાવીશેક વરસની હશે—પણ આપણા મોટામાયો ક્હે તેમ બધી વાતે મુવા છપ્પણ ગાઠ પુરા હતા ! ખુદરતે બખશેલુ રગ રૂપ "લેટેસ્ટ સ્ટાઇલ" ની હેર દ્રેસીંગથી અને છેલ્લામા છેલ્લી ફેશનની ટાપ-ટીપથી વધારે કેમ દીપાવવુ, તે પીરોજા બગબર સમજતી હતી. તેણીના બ્લાઉઝો માટે આકડાઓ ચુકવતા બોમ હમેશ બખાળતો હતો

પીરોજામાયની જીદગીની હવે મોટામા મોટી ઉમેદ—બલકે એખલો એકજ અભખરો—એજ રહેલો હતો કે ગડબડ સડબડમા કોઇ સારે ઠેકાણે 'સટલ" થઇ જવુ

માથે પડીને ખીચડો ખાતી આ બહેનનુ માથુ પોવાઇ જાય તેમા બોમને પોતાનેખી સઉથી મોટો લાભ હતો મુગો મુગો તે બીલો ચુકવતો હતો—પણ હજી સુધી કોઈ સાકુ બીલ્લુ જાળમા સપડાયુ હતુ નહીં.

• તમને કાનમા હરૂસે એક વાત કહેવાની જરૂર જોઉ છુ અવ્વલથીજ

પીલામાયની ખાટી મીઠી મઝા એરચ બહમનબેરામ ઉપર વીશેર હતી પોતાના ભાઇને ત્યા તેનો આ સોહવામણો ગભરુ દોસ્તદાર મળવા આવતો, ત્યારે પીલુ હમેશ બની ઠણી, બાલના ઉકરા જરા વધારે તાણીને તેને ચાહે, વીસ્કી, સોડા વગેરે પુછતી તથા ટાહેલાઓ ચલાવતી, પણ દેડાના ખાધા એરચે બી દુરથી ને દુરથીજ હસ્યા કરીને–ઓમનો વ્હીસ્કી ટાસ્યા કરીને–વચમા બે વરસ ગાળી નાખ્યા હતા પછી જ્યારે પાસો ફેરવાઇ ગયો, ઘરડા કાકાએ જુવાન ભત્રીજાને ઓવારનીદાર કરી નાખ્યો, ત્યારે પીરોજબાઇમાય પોતેજ સફાઇથી એરચથી પાછા જરા અલગા ને અલગા રહેવા લાગ્યા હતા દોસાને તો કોઇ ચીકામદાર, મસાલેદારજ, શીકાર જોઇતો હતો રૂડોરૂડો, ખાખાવરખો એરચ બહમનમહેરામ-પોતીકા કાકાજી તરફના વારસામાથી રદબાતલ થવા પછી—મીસ પીરોજા દુબાશની નજરમાથી લગરીક "સીકીન કીલાસ" થઈ ગયો હતો!

મે અગાઉ જણાવ્યુ તેમ ખાનબહાદુર અને મીસીસ ધનજીશાહ બહમનબેરામ પુને પનેતીનો હીગામ ગુજારવા ગયા ત્યારે પાતાની સાથે "કોહીનુર કેસ્ટલ" મા એક નાની હાઉસ–પાર્ટી લેતા ગયલા હતા આ હાઉસ–પાર્ટીમા ઘરનો છોકરો એરચ, પ્રાઇવેટ સેક્રેટરી ડા૦ ઓમ દુબાશ અને તેની બહેન પીરોજા એ ત્રણ જણા હતા એકલી પીરોજાને મુબઇ-મા મેલી આવવાની ઓમે જરાક આનાકાની દેખાડી, એટલે ઘરડા ધનજી-શાહે ઘણી બજીદાઇથી તેણીને બી ઓમની સાથે આવવા અને થોડાક દહાડા "કોહીનુર કેસ્ટલ" મા મોતીબાઇના કમપેનીયન તરીકે સાથે રહે-વાનુ આમત્રણ કરયુ હતુ, અને કાઇક નાખે જીભ લગાડી લગાડીને ઓમે તથા પીરોજાએ તે ભલી ભલાઈનુ ઇજન લબ્બે કરી દીધુ હતુ

ધનજીશાહ શેઠની હાઉસ પાર્ટી "કોહીનુર કેસ્ટલ"મા એક અઠવાડયુ –ખોરદાદ સાલ સુધીજ–રહેવાની હતી મોતીબાઇને તો પુનાનો આ ચેન્જ ઘણોજ માફક આવ્યો હતો

પુનાની સીઝન પુર બહારમાં હતી, અને મીસીસ બહમનબહેરામના બને ગાલો ઉપરનો ગોલાબી રગ બી એટલોજ પુર બહારમા ખીલી

રહેલો હતો પણ આનીમેર તેવણના ધણી થતા અપ્પખઇ ગ્લા ધનજીશાહ ના જીવને કોણ જાણે કઈ નહીં સમજ પડે એવી અકડવકડ થયાજ કરતી હતી તેવણની વહાલી "મોતી" તેવણ તરફ હમેશના જેવીજ તાબેદાર, લાગણીવાલી, પ્યારભરી હતી—નણી પોતાના મુરબ્બી ખાવદનો પડયો બોલ ઉચકી લેવા અગાઉના જેટલીજ તલપાપડ દીસ્તી—તો પછી ધનજીશાહને કાઇ આછુ આછુ શુ હમણા લાગ્યા કરતુ હતુ? તેવણે અનેકવાર પોતાના ભેજામા ઉભરાતા નાખુશ ખ્યાલો મકકમ હૈયે ડોકુ ધુણાવીને ખખેરી નાખ્યા હતા તેવણ દુન્યાદારીના ડાવકા, વડાયલા, લીલી સુકકી જોઇ ચુકેલા આમામી હતા—પોતીકા દીલમાના વાહીયાત વસવસાનો જરા બી મસારો તેવણે બહાર પડવા દીધો હતો નહીં

"કોહીનુર કેસ્ટલ' ના કમપાઉડમા એક બાજુએ પથ્થરોથી ચણીને બનાવેલી એક ઉચી સપાટીવાલી છાયાદાર જગ્યામા મેલેલા એક બાજટ ઉપર જઇને બેગી રોજ સવારના કલાક ડેઢ કલાક ભણવાનો ધનજીશાહ બહમનબહેરામનો સરસ્તો હતો

આગલી રાત્રે "કોહીનુર કેસ્ટલ" મા અપાયલા ડીનરના મેલાવડા પ્રસગે પરોણાઓની ખાહેશથી તેવણની ધણીયાણી મોતીમાઇએ પોતાના બીનહરીફ ઉતમ હલકે કેટલાક ઉમદા ઉસ્તાદી ચીઝો ગાઈ સભળાવી હતી—પ્રાઇવેટ સેક્રેટરી ડા૦ દુબાશે તેવણના દરેક ગાના સાથ દીલરૂબાનુ "એકમપનીમેટ" આપ્યુ હતુ—અને આ અનુપમ "મ્યુઝીકલ ત્રીટ" થી પરોણાઓએ છક થઇ જઇને તાલીઓની ગરજના કરી મોતીબાઇને તેમજ ડાકટર બમનશાહને મુબારકબાદીઓથી વધાવી લીધા હતા! હા, એક અસુખી રાત ગુજારના પછી ધનજીશાહ હવે ખોરદાદ સાલની સહવારના પોતાનુ ગુચવાઇ ગયલુ મન સમાધાન કરવા પોતાની માનીતી જગ્યાએ બસીને ખોરશેદની નીઆએશ કરવા રોકાયલા હતા

ભાયગે અરધો પોણો કલાક ત્યા તેવણ ભણ્યા હશે, કે તેવણ બેઠ હતા તે જગ્યાથી માત્ર દશેક વારને છેટે આવેલી એક ફરનરીમાથી કોઇ બે જણાની વાતચીત કરવાનો સાદ તેવણને કાને પડયો. પહેલા તો ધન

જીશાહે તે તરફ ઝાઝુ લક્ષ આપ્યુ નહીં—પણ બસ કાંઈ કુદરતી રીતે તેવણનુ ધ્યાન રફતે રફતે આ વાતચીતના શબ્દો ઉપર લાગવા માડયુ તે બે અવાજો ઓળખીતા હતા એક તો એરચનો સાદ હતો, અને તેની સાથ પરગરી રીતે મોટેથી પટપટારો કરતી ડા૦ દુબાશની બહેન પીરોજા હતી"

ધનજીશાહનુ મ્હોડુ એક ચાવી આપેલા યત્રકળાની પેઠે ખોરશેદ નીઆએશના કલામો ભણભણ કર્યું જતુ હતુ, પણ તેવણનુ મગજ અને તેવણના કસારી જેવા બે કાનો પેલી ફરનરી તરફજ ચીટકી રહેલા હતા

"કાલે મોતીબાઇએ ઘણુ સરસ ગાયુ, પણ તેમ બોમના આગળાબી દીલરૂબાપર કેમ ચાલતા'તા ?—બાઇ જોવ !—મને ખબર નહી, પીરોજા, કે તારો ભઇ એવુ સરસ વગાડેછ," એરચ બોલ્યો

"એ કઈ આજકાલનો મ્યુઝીક વજાડેછ કે, એરચ ! ચઉદ પદર વરસનો હતો ત્યારથી તો એને એ મ્યુઝીકનુ અસ્તક લાગુ છ"

'એ બોમ સત્યાનાસ ગીયો કોઈ બાબદમાં અધુરો નથી. હી ઇઝ એ વનડરફુલ ફેલો–ખરૂ કેહુછ કાકીએ કાલે જે બે ચાર ચીજો ગાઇ તે એટલી ઉચી ઉસ્તાદી હતી કે ઘણા થોડાઓ તેની ખુબી સમજી શકયા હોશે એકદમ એમ પહેલી વખત એવી એક અઠગ ગાનારી સાથ 'ઇન-સ્ત્રુમેન્ટ' ઉપર 'ફાલો' થવુ એ કાંઈ મશકેરીની વાત નથી !"

'પહેલ્લી વખત 'ફાલો' થવુ ?—એટલે ?" પીરોજાનો અચરતીભર્યો સવાલ નીકળ્યો

"બોમે ગઈ કાલે પહેલ્લીજ વખત મોતીબાઇના ગાયન સાથે મ્યુ-ઝીક વજાડયુ, પણ કેટલી 'ઇઝ'થી અને કેવા 'એક્ષપ્રેશન'થી બરાબર રામબાણ તેવણ સાથે 'ફાલો' થયો !"

પીરોજા ઝીણુ સારે હસી પડી

"અજાણ્યા લોકને એમજ લાગે મરેરે ! પહેલી વખત શાનુ મોતી-બાઇ સાથે વજાડતો'તો ! આય સુધ્ધા કઇ પાચસોમી એક વખત તો એવણ સાથે બોમે વજાડયુ હોશે "

"પાનસોમી એક વખત વજાડયુ હોશે ? વોટ ડુ યુ મીન ?"

"બે, તેરે તુને ખબર નહીં કે? હુ તો જાણુ કે તુ જાણુતો હોશે! એ મોતીબાઈ પરણેલા નહી ઉતા કેની, ત્યારે એક સાધારણ મુસલમાની ગાનારા ઉતા, ને ગ્રાંટરોડ પરના કોઈ હલકા કાવાખાનામા રોજ ગાવા જતાતા"

"હા!—જરા આસ્તે વાત કરની, પીરોજ!—હુ તે બધુ જાણુ છ! પણુ તેથી શુ? બોમ એવણુ સાથ કાહ—"

'ઓવાય! તે બોમને કઇ એવણુ સાથ આજકાલની ઓળખાણુ છે કે? એ માહાતાબનો બાપ કોઇ મુવો પોસાગીગ ઉસ્તાદ મેહમદુ કરીને મુસલમાન ગવૈયો ઉતો તેને ઘેર રોજ બોમ કઇ લેસન લેવા જતો'તો હરવાયાને કઇ એજ બરયા પઝારા લાગેલા હુ તો એની સાથ હમેશ મરાઉ કે મુવા હલકા નસીબદાઓના ઘેરોમા જઇને—"

"ચુપ, ચુપ, જરા ધીમે સાદે વાત કરની તો' એમ બુમ શાની પાડેછ?"

પીરોજાનો સાદ સહેજ જરા ડપટ પડયો, પણુ તોબી તે ખુલ્લો સભળાતો હતો —

'અરે ભઇ, બોમને એ હલકત ગાનારીનુ મુવુ અસ્તક લાગેલુ, ને હુ રોજ એની સાથ કુહુરૂ પણુ એ મારૂ કઈ માને? જ્યારે હોય ત્યારે એ ઘેર આવીને ઉસ્તાદની છોકરી માહતાબ—આય મોતીમાઇ—ની એટલી તારીફ કરે કે મને તો ઘણોજ કાર લાગ્યા કરતો'તો! પણુ તેટલા તો સારૂજ થયુ કે એ પાપ બાચારા બુઢ્ઢા ધનજીશાહને ગરે ઓરવાઇ ગીયુ!"

'ઓ આઇ સી! એમ તહારે છે કે? બોમને તહારે મોતીબાઈ સાથ અગાઉની ઓળખાણુ દેખુ!"

"ઓળખાણુ? હાસ્તો વરી! ઓળખાણુ તેબી વળી કેવી ઓળખાણુ કે મુવા મારા બધા સીના સરી સરી જતા'તા!!"

ધનજીશાહ બહમનબહેરામના હાથમાની ખોરદેહ અવસ્તા તેવણુના ધુજતા આગળાઓમાથી લપસી પડી જમીનની ઉપર પડી ગઇ તેવણુના ગળામા કઇ નહીં સમજ પડે એવા દરદનો ખુક પકડી આવ્યો હતો

બદગી કરતુ તેવણનુ મ્હોડુ પોતાની મેળે થભ થઇ ગયુ ઘાહેલ થયલા એક સીપાહ બચ્ચાની માફક તેવણ લદડતા પદડતા તમ્મર ખાતા ઝટ ત્યાથી ઉઠી ગયા, અને બગલામા જઇ બીછાણા ઉપર માથે ટકયા દાબીને સુઈ ગયા મોતીબાઇએ તેવણ આગળ આવી બહુજ પ્યારથી, ઘણીજ ઓજરપ્વાહીથી તરેહવાર સવાલો પુછ્યા,—પણ ઘનજીશાહે બસ કાઇબી ઉત્તર વાળ્યો નહી

"તુ જા ! મારી આગળથી હમણા જા ' મને બસ થોડોવાર એખલો પડી રહેવા દે મારા જીવને હમણા સારૂ નથી " તેવણે ગળગળતા અવાજે ફક્ત એટલુજ કહ્યુ

અને મોતીબાઇ અત્યત વીસ્મય પામી તેવણના હુકમ મુજબ તેવ-ણને એખલા મેલી નીચે ગયા !

* * *

આણી મેર પોતાના પ્રાઇવેટ રૂમનુ બારણુ ખોલી ડા૦ દુબાશ ત્યા દાખલ થયો તેની પછવાડે તવણના મપરપુરા બહેન મ્હોડા ઉપર એક જાતના ધાન્તીભર્યા હસવા સાથ અદર પેઠા બોમ બારણાને અદરથી કળી લગાડી અન પછી કમ્મરે બે હાથ દઈ પીરોજા ગમ હસીને જેયુ

"વ્વેલ, યુ લીટલ હમબગ !! ફ્રરનરીની પેલી મેરથી મે બધુ સાભળ્યુ ! આઈ કોનગ્રેચ્યુલેટ યુ !'

"બુધ્ધાએ બધુ સાભળ્યુ હોશે કે, બોમ ?'

"બોલે બોલ ! એરચ સાથની બધી તારી વાતચીતનો એકકે એક સખુન બદુકની ગોળી માફક તે નખ્ખોદ ગીયાની છાતીમા આબાદ જઇને બેઠોછ !"

"પણ મજાનુ બોલી કેની ? તે શીખવ્યુ તેમજ બોલી કેની, બોમ ?"

"મજેનુ ? બ્લેસ માઈ સોલ ! જો ઉજબખ પારસી અલાહીબાગ્યાઓ પારસણોને સ્ટેજની ઉપર લાવવાની સામે વાધો નહીં ઉઠાવતા હોતે, તો પીરોજ, હુ તુને એક એકટ્રેસ બનાવતે !"

'ચાલ, ચીબો ના થા !"

'નહીં, તારા સમ યુ આર એ થનડરીંગ ફાઇન પુસી, પીલા ! તેં' તારો પાર્ટ ફરસ્ટ કલાસ ભજવગો !! પણ તેના કરતા વધારે ચપલઇ તો તે પેલા ગધેરા એરચને બાગમા લઈ જઇને ટકોરાબધ એ વાતમા ઉતારવામા દેખારીછ! વેલ ડન !! લે આય મારો પ્રોમીસ્ડ ચેક"

આમ કહી ભાઇએ બહેનના કપાળની ઉપર કીસ લીધી અને તેણીના હાથમા એકસો રૂપ્યાનો એક ચેક દેસવ્યો

---

## પ્રકરણ ૫૦ મુ

---

### "કચેરીમા કચરો !"

કસરેવેજ કામઠામાથી છુટેલો ઝેરી તીર આબાદ તેની નીરમાણ કરેલી જગ્યાએ છેક મુઠ સુધી ખુચી જઈ બેઠો હતો

અલબતા પહેલો ઝટકો તો બાપડા ધનજીશાહની ઉમર માટે ઘણો સજ્જડ અને સખત હતો, પણ બપોર પડતા સુધીમા તેવણ એક હીંમતભરી જીવતોડ કોશેશ સાથ પાછા સહેજસાજ સાવધ થવા પામ્યા મોતીબાઇને પોતાની છાતીમા ગુગળાતા વીચારનો એક સસારોબી તેવણે કહયો નહી—બલકે આ પ્યારની પુતળી આગળ પોતાના મગજનો નજીસ વસવસો ઓચરવા માટે એવણુની જીભજ ઉપડી હતી નહીં

સાજ પડી—અને વળી પાછી કોહીનુર કેસ્ટલ" મા રાબેતાની ઇવનીગ પાર્ટીનો મહેમાર શરૂ થયો જાણે કશુ કાઇ બન્યુજ નહી હોય તેમ શાત અને સમાધાન ચ્હેરુ રાખી ધનજીશાહ સરવે પરોણાઓ સાથ ભેળાતા તથા વાતચીત કરતા હતા પણ તે છતા મોતીબાઇની ચચળ આખ્યો ખુલ્લુ જોઈ શકતી હતી કે તેણીના મહેરબાન ભરથારના ચહેરા ઉપર અચુક શોકાતુર અદેશાનો પડછાયો હજી જેવો ને તેવો જારી રહેલો હતો. મનમા તે બીચારી અતીસ્ય વીસ્મય પામતી હતી—પણ ગમે

એટલુ ખતી ખતીને પુછવા છતાબી ધનજીશાહ કાઇ ખુલાસો કરવાને નાજ પાડતા હતા, ત્યારે તેણી લાઇલાજ હતી

સાતેક વાગ્યા હશે ઘણાક પરોણાઓની ફરમાશથી મોતીબાઇએ વળી પાછુ કાઇક ગાયન ગાવાની તૈયારી કરી પોતાનો સીતાર મોટા બોક્ષમાથી બાઇ સાહેબે કહાડયો અને ડ્રોઇગ રૂમની વચ્ચોવચ એક નીચી ખુરસી પર બીરાજ્યા ડા૦ બમનશાહ દુબાશેબી પોતાનો દીલરૂબા હાથમા લઈને મોતીબાઈની પાસે જગયા લીધી અને પછી તેને ટયુન કરવા માડયો મીસીસ બમનબહેરામ જેવા પ્રખ્યાત ગાનારાને સાભળવા સર્વે કોઇ ચુપ ચાપ બની ગયા પણ સર્વે કોઇની મોટી અજાયબી વચ્ચે આ ઘડીએ ધનજીશાહ શેઠ પોતાની જગયાએથી ઉઠીને મોતીબાઈ તથા ડાકટર બોમ બેઠા હતા ત્યા આવી ઉભા !

"આજે તુ ઘણી ઠાકી ગએછ, મોતી આજે ગાવાનુ માડી વારે તો સારૂ," તેવણે બધા સાભળે તેમ મ્હોડુ કુમળાવીને કહયુ

મોતીબાઇએ ચકીત થઇને પોતાના ધણી ગમ જોયુ તે ચહેરા ઉપર હમણા કાઈ વીચીત્ર કરડો છાપ ફુટી નીકળેલો હતો મોતીબાઇ સાથ વાત કરતા હમેશ જે નરમાશ અને મીઠાસ તેવણના અવાજમા આમેજ રહેતો, તે આ વાર બીલકુલ ગેરહાજર હતો તેવણના મ્હો ઉપરથી તેવણની સદાની વહાલભરી મમતાનો છાટ છાંટો ઉડી ગયો હતો તોબી મોતીબાઇ અત્યત મીઠાસથી હસી

"હુ જરાબી આજે ઠાકી ગેઇ નથી, ધનજીશાહ આય બધા આપણા ફ્રેડો એટલી બહોસ કરેછ ત્યારે તો હુ એકુ બે ચીજ ગાવશ—અલબત જો બમનશાહ ઠાકી નહી ગીયા હોય તો"

ધનજીશાહના ખુબસુરત જુવાન ધણીયાણીએ આમ કહેતા ડા૦ બોમ તરફ હસીને જોયુ

"હુ થાકી જાઉ ?' બોમે ખડખડ હસીને ઉત્તર વાળ્યો 'મોતીબાઈ, તમારા જેવા એક કાબેલ ગાનાર સાથ મહીનાઓ અને મહીનાઓ સુધીબી એકમપનીમેટ આપતા હુ ઠાકી જાઉ નહીં લે ચલાવો પેલો માલકોશ".

"ડા૦ બમનશાહ સાથ મને કામ નથી" ખાનબહાદુરે કાઇક રૂડાઇથી ડોકુ ધુણાવી કહ્યુ "પણ મારી મરજી છે, મોતી, કે આજે સાજે તારે વધારે કાઇબી વેહેજ વહેજ કરવી નહી ચાલો ઉઠી જાવ, પ્લીઝ—બહમનશાહ, તમેબી ઉઠી જાવ"

આટલુ બોલી સર્વે પરોણાઓની ભારે અજાયબી વચ્ચે ધનજીશાહ કાઇક ઠસ્સામાજ પીઠ મરડીને ડ્રોઇગ રૂમ છોડી ગયા !

એકાદ બે પળ ઓરડામા સૌ કોઇ મુગુ મતર થઇ ગયુ ધનજીશાહની આ છેલ્લી વર્તણુકમા દેખઇતો બીજાઝ અને તોછડાઇ હતા ગુપચુપ મોતીબાઇએ પોતાના હાથમાનુ ઇનસ્ત્રુમેટ મુકી દીધુ અને ગાવાનુ મોકુફ કર્યુ

બસ તે ઘડીથી તેણીના કોમળ જીગરમા નાસીપાસીનો કાઇ એક જબુન ઝટકો લાગ્યો હતો તેણીના વહાલા મહેરબાન ખાવીંદે આજે તેણીની સાથે જેવી કરડી અને નહી સમજ પડે તેવી સખ્ત રીતે બધાના દેખતા વાત કરી, તેમ અગાઉ તેવણે કદીબી—જાહેરમા કે ખાનગીમા—કરી હતી નહીં

પોતાથી બનતી ભલમણુસાઇ અને લાગણીથી તેણીએ તે સાજે તો પરોણાઓ સાથ વાતચીતમા ભેળાવાની કોશેશ કરી, પણ એક આધળોબી જોઇ શકે કે તેણીના હમેશના હસ્સુખા મુખડા ઉપરથી ખુશાલી, ઉમગનો છાટછાટોબી દફે થઇ ગયો હતો

રાતે આંઠકને સુમારે સર્વે પરોણાઓ વીદાય થયા બોમ અને પીરોજાબી પોતપોતાના ઓરડામા ચાલી ગયા મોતીબાઇ ડ્રોઇગ રૂમના એક ખુણામા સોફા ઉપર નીચી મુડીએ કાઇ પીકચરની આલબમ જોયા કરવાને મસે બેસી રહી ધનજીશાહે જોયુ કે તેણીના મનમા ઘણુજ ઓછુ આવ્યુ હતુ તેણીનો ઉદાસ ચહેરો અને સહેજ ભીણી આખ્યો તેણીના બાતેનની લાગણી ખુલ્લી કહી આપતા હતા. છતા આ એકવારના હેતવતા કાલજીભરયા ધણીજીએ બસ તે દહાડે જરા જુદ્રાઇએ તેણીને આમ એકાત દલગીર બેસવાનુ કારણ વટીક પુછ્યુ નહી—એટલુજ નહી, પણ તેણીની

આગલબી આવ્યા નહી

ખાવાની ટેબલ ઉપરબી કોઇ દહાડે નહી અનુભવેલી ચુપકીદી આખો વખત પથરાયલી રહી અણમણુયા જીવે મુગા મતર રહીને પાચો જણાએ તે રાતનુ ખાણુ જેમ તેમ ખલાસ કર્યુ

હમેશ કરતા જલદી ડીનર પુરૂ થયુ અને ધનજીશાહ એખલા બગીચામા ચાદની વચ્ચે લટાર મારવા નીકળી પડયા

ધનજીશાહ બાહેર ખુલ્લી હવામા પોતાનુ તપી આવેલુ મગજ શાત પાડવા માગતા હતા જે બધો ગડઘાટ તેવણુ ઉઘાડી આખ્યોએ જોયો હતો તે ઉપરથી તેવણની ગમે તેવીબી નાખતી, ધીરજ હમણા ખુટી ગયલી હતી પુને આવ્યા પછીથી તેવણે બહુજ બારીક નજર બોમ દુબાશ અને મોતીબાઇની એકેએક હીલચાલ ઉપર રાખી મુકી હતી—અને જેટલુ તેવણે વધારે ઇતેજારીથી જોયુ તેટલુ તેવણને વધારે બધુ ઉલટીજ રીતનુ દેખાયુ હતુ વહેમનો પીયો કાચ આખ આગળ ફરી વળ્યો, એટલે પછી બધુજ પીલુ દેખાય તેમા શી નવાઇ?

તેવણે જોયુ હતુ કે બીજા કોઇ કરતા તેવણનો હેન્ડસમ સેક્રેટરી મોતીબાઇ તરફ વણોજ——જોઇએ તે કરતા વણોજ——વધારે કાળજીમદ રહેતો હતો મોતીબાઈ જયાબી બેઠેલી હોય, જયાબી ચાલી જતી હોય, જયાબી ઉભેલી હોય, ત્યા ડા૦ બોમના ડોળા તેણીની પુઠે પુઠે જતા ધનજીશાહે જોયા હતા જો મોતીબાઈ કાઇ ખુલ્લી હવામા ફરવા નીકળતા, તો ડા૦ બમનશાહ લાગલો તેણીને માટે એકાદ શ્યાલ સાથે તેણીની બાજુએ રજુ થવાને ચુકતો હતો નહી જો તેણી કાઇ ચોપડી લઇને વાચવા બેસ્તી, તો જવાન પ્રાઇવેટ સેક્રેટરી તુરત એકાદ પેપર-નાઈફ તેણીને આપવાને વીલબ લગાડતો નહીં!

વળી ધનજીશાહને જે દુખ લાગતુ હતુ તે એજ કે બોમ દુબાશને ઘટતા અદાજાથી દુરનો દુર રાખવાને બદલે મોતી આ પ્રાઇવેટ સેક્રેટરી સાથ હમેશ કાઈ નહી ઇચ્છવાજોગ ઘેરવટ અને ઘાડી મીત્રાચારીથી ભેળાતી હતી!

પોતાના સુખના પ્યાલામા એક ચોક્કસ અચુક હાથ કેવા ભયાનક મક્કમપણાથી કાતીલમા કાતીલ ઝેર ટપકાવ્યો જતો હતો, તેનો બાપડા ધનજીશાહને સ્વપનેબી શુ ખ્યાલ હોય ?

બગીચામા ચાદરણીની અદર ગાફેલ ડોળે ટીક્યા કરતા ખાનબહાદુર શેઠ ઉચટ મન અને દર્દમદ છાતી સાથ લગભગ વીશેક મીનીટ એક પુતલાની મીસાલ ચીટકીને બેસી રહ્યા હશે। અને જ્યારે કોઇએ પાછળથી તેવણના ખભા ઉપર હાથ મેલ્યો, ત્યારેજ તેવણે કાઇક ચમકીને પછવાડે જોયુ તે તેવણનો ભત્રીજો એરચ હતો

"કાકાજી, બહાર ઠારમા રાતની વખતે બેસીને શુ કરોછ ? હવે અદર આવો તો સારૂ !"

કાઈ ઉત્તર વાળવાની ધનજીશાહે તજવીજ કીધી, પણ અવાજ તેવણના ગળામાજ ખુટી બેઠો એક દેખઇતા ગમના નીસાસા સાથ તેવણે એરચને પાસે બાજટ ઉપર બેસવાની ઇશારત કરી

"શુ છે, ધનજીશાહ કાકા ? આજે બે દહાડા થયા તમે ઘણા અણમણ્યા દેખાવોછ તબ્યત બરાબર નથી ? તમે હમણા ઘણા 'ડીપ્રેસ્ડ' થયલા લાગોછ !"

"તારી કાકીની ચાલથી હુ ઘણો 'ડીપ્રેસ્ડ' થઈ ગીયોછ। એરચ, દીકરા, એક ગ્રહસ્થ તરીકે મને સાચ્ચુ કહે આટલા દહારાની અદર તુ મોતીને હવે બરાબર ઓળખી શક્યોજ હોશે। હવે તુ એને વાસ્તે શુ ધારેછ ?"

જવાબ દેવાને બદલે એરચે ડોકુ નીચુ રાખી જમીન ગમ જોયાજ કીધુ

"તુ કાઇજ બોલતો નહીં, એરચ ? મને મારા સવાલનો જવાબ જોઇશેજ !" ધનજીશાહે અરધી મીનીટની એક કફોડી ચુપકીદી પછી લગાર નાખુશીથી પાછુ પુછ્યુ

"મને માફ કરો, કાકાજી, એ બાબદમા હુ મારૂ મત તમુને આપી શકતો નથી !"

. "તુને મત આપવુજ પડશે ! હુ તુને હોકમ કરૂછ, એરચ !"

"હુ દલગીર છેઉ કે તમારા હોકમને તાબે નહીં થવાની મને નાખુશીભરી ફરજ પડેછ! ધનજીશાહ કાકા, મારૂ મત અને સલાહ ચોકકસ કારણોને લીધે બહાર પાડવામા હુ ફાયદો જોતો નથી લે ચાલો, હવે અદર જઇએ"

એરચ ઉઠવા જતો હતો, પણ ધનજીશાહ કાકાએ તેને બાજુમાથી પકડી પાછો બાજટની ઉપર બેસાડી દીધો

"બેસ અહીં! તારેથી હમણા જવાશે નહીં!" તેવણુ લગાર ઉશકેરાઇને કરડા ઉચ્ચારે બોલ્યા "એરચ, મારૂ મન હમણા ઘણુ દુખી છે મને કાંઈ સમજ પડતુ નથી બે ત્રણ રાત થઇ હુ મુદદલ સુતો નથી! મારા દીલમા હમણા જે વસવસો ઉભાયછ, તેનો નીકાળ થવોજ જોઇએ કદાચ હુ આડે રસ્તે દોરવાઇ જતો હોઉ એ બનવાજોગ છે એટલાજ સારૂ મને તારા જેવા એક 'ડીસઇનટરેસ્ટેડ' અપક્ષપાત માણુસનુ મત જોઇએછ! સાચ્ચુ, ખરેખર બોલ-- -શુ તારી મોતીબઈ કાકી આય ડાકટર બમનશાહ સાથ જોઇએ તે કરતા વધારે ઘરાપરા અને ઘરોબો નથી રાખતી?"

વળી પાછુ એરચે ડોકુ ફેરવેલુ રાખીને પોતાની ખામોશીથી થોડીક પળ કાકાજીને તવળાવ્યા કીધા

"તુ મારી સાથ મ્હોનુ ઉઘારીને હમણા વાત નહીં કરશે તો હુ બચીત ઘણોજ ખફા થવશ, એરચ!"

"કાકાજી તમે પોતે જયારે આટલુ દાબીને પુછોછ ત્યારે હુ કહુછ તમે દુખી થશો, પણ હુ જો નથી બોલતો, તો તમે વધારે નારાજ થાઓછ! તેથી હવે ફરજનો માર્યો હુ બોલુછ! કાકીજીની છેલ્લે છેલ્લેની બધી વળણુ જોઇને હુ પોતેબી ખરેખર વણોજ અજબ તેમજ નાસીપાસ થયોછ?"

"એટલે? બોલ, બોલ, એરચ, બધુ ખરી ખખારીને કહે મારે આજે તે સામળવુછ!"

"ઘણીજ અફસોસની વાત છે, કાકા, કે મોતીબઇ કાકી અને

પોતાની અસલ જાત, પોતાની હલકી બુન્યાદ બતાવ્યા વગર રહ્યા નથી! આખુ પુના આજે તે જોઇને મુછમા હસેછ——હુ જોઇને રોજ મન માથ કચવાઉછ——શુ તમોનેજ તે દેખાતુ નથી? સાભલો, કાકાજી, ગામમા તો છડેચોક વાત ચાલે છ કે તમારા ધણીયાણી આય પ્રાઇવેટ સેક્રેટરી ડાકટર દુબાશ ઉપર મોહી પડયાછ"

ગરીબ બીચારા ધનજીશાહ! એક છુપી હાય તેવણુના મહોડામાથી નીકળી ગઇ, અને એક હાથે તેવણે જોરમા પોતાનુ ધોકકા મારતુ મસ્તક દાબ્યુ

"હુ તે જાણુછ——બધુ જાણુ છ!" તેવણુ નખાઇ ગયલા અવાજે બોલ્યા "ખોદાએ મનેબી જોવાને આખ્યો આપેલી છે!"

"એકવાર તમે આય વાત છેડીછ, તો હવે હુ તમારા ભત્રીજા તરીકે-તમારા ફરજદ તરીકે-હુ જે જાણુછ તે બધુ કહી દેવાની મારી ફરજ સમજુછ જાણીને તમોને કદાચ "શોક" લાગશે, કાકાજી, પણ સાભલો! આય ડાકટર દુબાશ અને મોતીબાઇ કાકી વચ્ચેનો એખલાસભર્યો સબધ તમે એવણુને પરણી આયા તેની ઘણુા લાબા વખત અગાઉનો ઉતો"

"તેં કેમ જાણ્યુ?" ખોખરા ભાગેલા અવાજે ધનજીશાહે પુછ્યુ

"હુ તે જાણુછ લગભગ અરધુ મુબઇ તે જાણેછ!"

"અરે ખોદા!" બીચારા ધનજીશાહ હવે કગળી પડયા "ત્યારે મારા દીલમાનો બધો ખતરો અતે ખરોજ પડયો! લોકનીંદાથી હુ બીહુછ, એરચ, નહીં તો આટલા દહાડાબી હુ ઢીંગલાગુરયાનો ફારસ ચાલવા દેતે નહીં!——"

"તમે હવે શુ કરવા માગોછ, કાકાજી?"

"કાલનો કાલ સહવારના પોહરમા પેલો બેશરમ ચડાળ દુબાશ ને તેની બહેન મારા ઘેરનુ છાપરૂ છોડી જશે! એ ઝહેરી સાપને મારી બોહેમા મે પાળ્યો એ જીદગીની મોટામા મોટી ભુલ થઇ!"

એરચ ચોકીને હવે તતણુખાર ખડો બેઠો મોતીબાઇ કાકીનુ કાટલુ કહાડવાની હેબતનાક બાજીમા બોમ દુબાશ સાથ હમશરીક બની

બુધા કાકાના કાનમા પોતા તરફનુ વધારાનુ વીખ રેડતા તેણે અનેક ગણત્રીઓ રાખી હતી, પણ આમ બોમ દુબાશને પોતાનેજ ચટ ને પટ પાણીચુ મળી જશે એવો તો તેને ઝાખામા ઝાખો ખ્યાલબી કદી આવ્યો હતો નહી જો એકવાર બોમનો પગદડો આ બુધાજીને મકાનેથી દુર થયો તો પછી ખેલ ખતમ !

"એક્ષકયુઝ મી કાકાજી !" કેટલેકવારે એરચે વાત આગળ ચલાવી, "પણ હુ ધારૂછ કે તમે એમ ઉતાવલે કઇ કરવા જશો તો ઉનટી જગમા બધી વગર કારણની 'સ્કેનડલ' વધી જશે "

"પણ ત્યારે શુ હુ અદબવાળીને એ બધુ જોયા કરૂ ?"

"નહી ! તમારે ગમે તે કરો, પણ જરાક કુનેહથી અને આજુ-બાજુનો વીચાર રાખીને કરો, તો સારૂ ! તમારા જેવા મુરબ્બી દાનાવને હુ જેવો નાદાન શુ સલાહ આપુ ? આની મેર વળી ડૉકટર બમનશાહ દુબાશ છે ! સમજો કે તમે એને કહાડી મુકયો, તો તેનુ કારણ શુ બતાવશો ? એ તો પોતાની આબરૂને મોટો ધોકો પુગ્યો ને પોતાનુ આખુ 'ફ્યુચર' બરબાદ થયુ એમ કહીને ડપ કરતી કે તમારી સામે લાખ રૂપ્યાની ડા મીજીની ફરયાદીજ ઠોકશે ! તો પછી—"

'બસ વધારે ના બોલ !" ધનજીશાહ કચવાઇને વચ્ચે બોલી ઉઠયા "આઇ સી વોટ યુ મીન, એરચ !"

હા, કાકાજી, મને જે લાગેછ તે હુ કેહુછ પછી તો તમે છેવો અને તમારૂ ઘેરબાર છે તમે મોતીબાઈ કાકીને એમ અચણુચ એકદમજ એક ખુણામા હડારશો, તો કદાચ તેવણ બી બીલકુલ બેખત થઇ જઇને છેલ્લે પાટલે બેસશે ! તેને બદલે જરા આસ્તેથી, સફાઇથી, મુબઇ જવા પછી બીજે ત્રીજે બહાને આય ડાકટર દુબાશને ખરતો કરો—ને જરાક સમજાવટથી અને શાનીથી મોતીબાઇને તેવણની હાલની વતણુકનો ગેર-લાભ દેખાડશો, તો કદાચ બધો મામલો પાછો રાહપર આવી જશે "

"તુ એમ ધારેછ?"

"હા, કાકા, મજબુતીથી એમ ધારૂછ ! સારી દુન્યામા ખાલીપીલી

નાલેશી ફેલાવવામા કાઇ ફાયદો નથી એ ચાર પાચ દાહરામા કાઇ ખાટુ મોરૂ થઇ જવાતુ નથી હમણા કઇ તમે બોલતા ના! બે ત્રણુ દહારા ખેચી કહાડો, કાકાજી, પછી આપણે મુબઇ જઇશુ અને આય દુબાશને કાઈ કેવી તદબીરથી 'પોલીશ ઓફ' કરવો, તે બાબે વીચાર કરશુ ચાલો, હવે અદર ચાલો, કાકા–તમે બીહો ના-હુ તમારી બાજુએ છેઉ!"

આટલુ કહી હેતવતા (!) જવાન ભત્રીજાએ પોતાના કાકાનો હાથ પકડી તેવણુને ઉભા કર્યા, અને જેમ એક નાના બાળકને પટાવીને લઇ જાય તેમ તેવણુને પાખડી વલગીને બગલામા ખેચી ગયો

*  *  *

અડધા કલાક પછી બોમ દુબાશના પ્રાઇવેટ બેડરૂમમા બે જાની મીત્રો સામસામી ઘુસઘુસ કરતા રહી એકમેકના કાન કરડતા હતા

"મને લાગેછ કે ડોકરો હવે અહીં થોભાવેલો થોભવાનો નહીં, બોમ!" એરચ કપાલે હાથનો ઠેબો દઇને અત્યત ધીમા સાદે બોલ્યો, "એ તો મુબઇ જઇને તુને રૂખસદે પાનદાન આપવા ધોડેજ ચહડયોછ"

"અચ્છુ-દેખા જાયગા! એ હવે ધોરે ચહરેછ કે દખમે ચહરેછ તે આપોઆપ જણાઇ આવશે! તે આજે તો એની આગળ બેસીને મને ને પેલા બગલાને ખુબ તરેહથી ગાળો દીધી કની?"

"હા—તારા કેહવા પ્રમાણે મે ઈરિકોરૂ તો ખુબ ફેરવ્યોછ ચાલ હવે હુ જાઉછ—બીજુ કઇ કેહછ?"

"નહીં—કઇજ નહીં! એટનુજ કે મને બી હવે ઉઘ આવેછ!—જા પત!"

"હવે ભાયગે બે ત્રણ દાહરા તુને એવણુના છાપરા તળે મળશે!—મને લાગેછ, બોમ, કે આય મોતીબાઇના સબધમા બધી તારી ગજાવર ગણત્રીઓ જરા કાચ્ચે પાયે અધુરી——'

"બાપુ! કાય તારૂ માથુ ઝીકેછ!" બોમે કટાલાની એક અવાચી ખાતા કહયુ, "તુ તારે બધો તમાશો બેસીને જોયા કરતી! હુ મારૂ

કામ સમજુ છ ! એ તન દાહરા આ તના હાથમા છે એમ તુ કહેછ કેની ? બસ તાહરે !—એ તન દાહરામા તો મોટા શહેનશાહતો ઉધા ચતા થઇ ગીયા છ !—સમજ્યો ? જા હવે, જઇને માથે ટકીયો દાબી આજે તો મુગો મુગો ઘોટઇ જા—'

એરચ મુછમા હસ્યો આ જાલમ માણસની ભયાનક પરસનાલીટીથી તે હમેના આજેજ થઇ જતો હતો ! ઉઠીને તે બારણાના ઉબરપર ઉભો

"વેન ગુડ નાઇટ ! કોઇ દાહરે તારી હીમતભરી બદમાશીથી જો તુ પાધરો બટએ નહી જરો તો હુ અજબ થવશ, ઓમ"

"ને તારા ધીક્કારભરયા બાયલાપણાથી તુ કોઈ દહારો સુકકો તાટ સોનાપોર નહી પહોચી જરો તો હુબી ઘણો અજબ થવશ—નાઉ ડલીયર ઓફ !!"

આમ બોલી ઓમ દુબાગે પોતીકા દોસ્તને ઉબરની બાહેર એક હડસેલો મારી તેના મ્હોડા સામે ડડાક દેતુ કે પોતાના બેડ રૂમનુ બારણુ બધ કરી દીધુ !

## પ્રકરણ ૫૧ મુ.

### "હીમત રાખ !—નસીબાનુ ચકકર હવે ઉલ્ટી દીશાએ ઓંક લેવા માંડે છે !"

આપણે ઘણો લાબો વખત સુધી ખાનબહાદુર શેઠ ધનજીશાહ બમનબહેરામ અને એવણના ખુબસુરત ધણીયાણી મોતીબાઇની પુઠ પકડી રાખી છે પણ હવે જરા પુના ખાતેના "કોહીનુર"નુ બધુ ચકકર—મડળ થોડો વાર પડતુ મેલીને આપણને આપણી કથાના બીજા અગત્યના વીભાગમા પાછુ ડોકયુ કરવુ પડશે ૧૪ મુદ્દત થઇ તમે જેહાગીર મહેરહોમજીને સુરનગ થી થોડેક છેટે આવલી મુસા રહેમુની ટેકડી ઉપર એક ઘરડા માલીના છુપા અવતારમા એકલો અટુલો દફરયા કરતો છોડી આવ્યાં છો

જહેનશાહી નવુ વર્ષ બી આવી લાગ્યુ, અને હવે તો દેરાનીકાળ કરતા નપેતર કેદી હાલતમા સબડતો આ અભાગ્યો જવાન શખ્શ બીનકસુર જીવપર આવી ગયો હતો જો કે તેની વ્હાલી માહરૂખાન માનુક દીનુ અઠવાડયામા બે ત્રણ વાર ચુપચુપ તેને મળી જયા કરતી હતી અને પોતે રોકેલા ખાનગી મરાઠા ડીટેકટીવ ગણપતરાવ પીગળેની મદદ સાથ કાઇબી પત્તો મેળવવાની તરેહવાર આશાઓ દેખાડી જતી હતી—તેમજ જો કાઇજ નવો મુદ્દો હાથ નહી લાગે તો જે વખત જાય છે તેમા જહાગીરની જાહેર તપાસ મઇફ્રાબાદ ખાતે મજલીસે અદાલતે ખાસમા ડગાવવાની કબુલાત ઉપર કબુલાત આપતી હતી—પણ મવડુ જતાનુ ? !

પણ વચમા આખરે એક અગત્યનો બનાવ બની ગયો એક તરુન દીનુ, ગોદરેજ જમાનાળા, વરડા મોહસીનુદ્દીન તેમજ ડીટેકટીવ ગણપતરાવ પીગળે મોડી રાત્રે જેહાગીરને મુસા રહેમુની ટેકડી ઉપર નહી ધારેલા મળવા અચબુચ આવી ચડયા તે તેજ દીવસ હતો કે જયારે નીઝામ હુઝુરના મશહુર વડા ડીટેકટીવ અમલદાર યાકુબ સાહેબ સાથ સાહેબ દીનસાઇ વકીલને મળી જવાની તશરીફ ફરમાવી ઘણી વાયદા અને ઓજરખ્વાહી સાથ રૂસ્તમજગ બહાદુરના ખુન માટે ગુનેહગાર ઠરેલા જેહાગીર મહેરહો-મજીને મુસા રહેમુની ટેકડી ઉપરથી બીજે કોઇ સલામત જગયાએ લઈ જવાને માયાકુળ સુચના કરી ગયા હતા !

તે રાત્રે લગભગ ૪ કલાક સુધી એક લાંબી છુપી મસલહત એ પાચે જણા વચ્ચે ચાલી જેહાગીરનો પોતાનો મકકમ વીચાર હવે વધારેવાર આ કગાળ નાસોગોસો ચાલુ નહી રાખતા બીજી સવારે સીધો જઇને નીઝામી સતાવાળાઓને શરણ થવાનો હતો દીનુ મોહસીનુદીન તેમજ ગોદરેજ વટીક હવે કાઇક હીંમત હારી ખાઈ આ છેવટે પાટલેના પગલા ભરવાની તરફેણમા કાઇક ધચુપચુ હતા——કેમજે દહાડે દહાડે જેહાગીરને છેકજ બેચેની અને ઉદાસીમા ગળાઇ જતો જોઇ તેઓ ખરેખર હવે તેના મગજના સમતોલપણા માટે વટીક કાઈ ચીતાતુર બન્યા હતા

• 'દીનુ ! મોહસીનમીયા !" જેહાગીર ઉશકેરાઇને તે રાત્રીએ બેહદ

રજીદા જીવે બોલ્યો હતો, "તમે લોક હવે વધારે મારી પાસ પાછુ શુ કરાવવા માગોછ ? એમ કુતરા ઘડક નાસભાગ કર્યા કરીને જીવ્યા કરવામા તે શુ હુ મોટી નામદારી મેળવુછ ? દીનુ, મને લાગેછ કે હુ કોઇ દહાડે તદન મેડ થઇ જવશ ! આજે મહીનાઓના મહીનાઓ થયા મને રાતના ઉંઘ આવતી નથી એના કરતા બહેતર છે, ગોદરેજ, કે હુ જાહેર તપાસમાજ મારો છેલ્લો ચાન્સ લેઉ ! ને પછી જો મને મોતની સજા મળશે, તો ખરૂ કહુછ કે તે મોત હમણાના જીવતર કરતા મને વધારે પ્યારૂ લાગશે !"

જેહાગીર આ કીસમે બહુજ કગળીને બસ હવે પોતાની તકદીરનો લટકો ફટકો કરી નાખવાને તલપી રહેલો હતો પણ ડીટેકટીવ ગણપતરાવ બહુજ બજીદ થઇને આડો પડયો તેણે અતમત મજબુતાઇથી પોતાનુ મત આપ્યુ કે ગમે તેવી ભોગે કોઇબી સુરતે હજી બીજા બે ત્રણ મહીના એમજ તોડી પાડવામા મોટો ફાયદો હતો

"મને નેવુ ટકા ભરોસો છે કે આપણે એક ઘણાજ અગત્યના કાંઈ નવા મુદ્દાની લગોલગમા આવી ચુકયા છીએ," તેણે પોતાની તકરારની સેવટે કહયુ, 'હુ તમારી પાસ બે મહીના—ફકત બીજા બે મહીના—માગી લેઉ છુ દીનબાઇજી, ચોકકસ માનજો કે આજે યાકુબ મીયાએ આવીને તમને જેહાગીરજી ભાઇને બચાવી લેવા માટે પુશકળ વીનતી કરી, એ બનાવ મારે મનથી વીશેશ અગત્યનો અને અર્થસુચક છે એમા કાઇ ઘણોજ ગભીર મોટો ભેદ સમાયલો હુ મમજુ છુ કાઇ ખાસ જીવ સટોસટનુ કારણ હોય નહી ત્યા સુધી નીઝામ સલતનતનો ખુદ વડો ડીટેકટીવ પોતે આવીને એક નાસ્તા ભમતા બધવાને છટકાવી દેવાની આટલી બધી તલબ કરે, એ વાત મારા ધ્યાનમા ઉતરતી નથી વળી એ યાકુબ સાહેબ તેમજ નવાબના બીજા બેગમ વચ્ચેનો સબધ લક્ષમા લેતા મને લાગે છે કે કાઇ ઘણોજ અગત્યનો નવો મુદો આપણુને હાથે લાગવાની ઇશ્વર કૃપાથી આજે શરૂઆત થઇ છે જરાક મને હજી થોડોક વખત આપો હું ફકત બે માસ માગી લેઉ છુ"

"ત્યારે શુ તમે જેહાગીરને તેટલા અહીંજ રાખવા માગોછ ?"

દીનુએ પુછ્યુ

"ના લ્યાથી એવણુને હવે નીકળી જવુ પડશે-મકે હૃફગાબા" રાજ્યની બાહેર એમને કોઇ સલામત જગયાએ લઇ જાવો તો સારૂ જેહાગીરજીને કાયદાની ચુગાલ માહે આપસી મેળે ચાલયા જતા અટકાવવામા યાકુબની શુ મતલબ છે—તેમા તેને શુ લાભ છે-તેજ હવે આપણુને શોધી કાઢવાનુ છે? એ કામ તમે મારી ઉપર છોડો, ગોદરેજજી શેઠ તમે બસ એ ભાઇને લ્યાથી તમારી સાથ લઇ જાવ એઓ અકળાઈ ગયા છે, પણુ હવે જ્યારે આટલો દરયો ઓળગી આવ્યા, તો કીનારે આવીને દુબવામા હુ ફાયદો જોતો નથી"

× * ×

મુબઈ નગરીનુ પનોતુ "બ્રાઇટન" વરસોવાનો ખુશનુમા ગેતાલ કીનારો આજે કયા મુબઇગરાને બલકે દેશાવરનાબી કયા ગ્રહીશને અજાણ્યો છે? દર્યા કીનારાની લગોલગ આવેલા નાના મોટા બગલાઓની હરોલમા જુઈ ગામડાની દીશાએ લગભગ છેલ્લુ આવેલુ એક નાનુ રમકડા જેવુ કોટેજ આજ વરસો થયા ખાલી બધ પડી રહેતુ વરસોવાના જાથુકના રહેવાસીઓ તેમજ અવારનવાર ઉતરી પડતાં સહેલાણીઓને પુરતુ જાણીતુ હતુ સઉ કોઇને ખબર હતુ કે આ "રૌનક કોટેજ" કદીબી ભાડે આપવામા આવતુ હતુ નહી, અને તેના માલેક સીકદરાબાદના માલેતોજાર જરથોસ્તી વેપારી નવાબ બહાદુર રૂસ્તમજગ વકીલ ભાયગે પાચ વરસે એક વાર બી પોતાની એ "સીસાઇડ રીટ્રીટ"મા આવીને ઉતરતા હતા કાઇક ત્રણેક વરસની વાત ઉપર નવાબ સાહેબ પોતીકી નવી મેહોમેદન બેગમ સાથે હનીમુન ગુજારવા વેસાવે પધાર્યા, ત્યાર પછી તે બગલો બધનો બધ રહેતો હતો, અને ત્યા ગુરૂતા માલી સીવાય બીજુ કાળુ કુતરૂ બી વસ્તુ હતુ નહીં

નવાબ સાહેબના ગુજર્યા પછી તેવણુની વારેસ દીકરી દીનબાઇએબી પોતાના મરહુમ પીતાને પગલે ચાલી "રૌનક કાટેજ" માટેની ભાડાની બે ત્રણુ સારી ઓફરો સ્વીકારવા ના પાડી હતી. પણુ સપટેમ્બર ૧૯૦૬ ની

વાઇને પોતપોતાના વીચારોમા મશગુલ હતા

સુમારે સાજના સાતેક વાગવાનો અમલ હરો ઝઝકણુ ખલાસ થવા આવી રાત્રીની ચાહની પુર પ્રકાશી રહી હતી લગભગ ૧૫ મીનીટની ચુપચાપ પછી અતે દીનુએજ વાત છેડી—

"અરે, ભરતી હોયછ ત્યારે કેવુ મજાનુ લાગેછ! ઉછળતા મોજાઓને જોઇએછ ત્યારે બે ઘડી આપણા મનનુ બધુ દુખભી વીસરી જઇએછ કાય જાણુ, તુને અહીં મજાનુ લાગેછ કની?"

જેહાગીર ગમગીન ચહેરા ઉપર એક જાતનુ ભયકર હસ્વુ પથરાયુ

"હા, ગમેછ" તે ધીરેથી બરબડયો 'ચચલગુગ જેલની બીહામણી કોટડીમા પથ્થરના ખાટલા ઉપર પડયા પડયા માકડાઓ માર્યા કર્યા કરતા, અને બહાર સેનત્રીના પગલાનો અવાજ ગણ્યા કરવા કરતા, અલબત અહીં વરડા ઉપર જરાક વધારે ઠીક લાગેછ!"

દીનુ હવે પોતાની કેન ઇઝીચેરમા ખડી થઈ બેરી

"તુ તો છેકજ રડનો ચણુવાનો થઈ ગયોછ, જેહાગીર મે તુને ના કહ્યુ, તોબી વળી પાછી તે એ વાત કહાડો? સુવુ દુન્યામા કઈ બીજુ વીચારવાનુ અને બોલવાનુ તારી પાસે છે કે નહી?"

જેહાગીર દલગીરીથી પાછો સહેજ હસ્યો, અને પછી દીનુની આગળ જઇ તેણીનો હાથ પોતાના હાથમા લીધ.

'મારી દીનુ, મે તુને પચીસ્સો વખત કહ્યુછ કે મારી જીદગી હવે મારી મતા છેજ નહીં તે હવે તારી માલેકી છે! હુ જો મારા જીવનો ધણી હોતે તો, ખરૂ કહુછ, કે આય ઘડીએ તે ઉચકીન હુ તે આય સામેના મોજાઓમાં ફેકી દેતે પણ મે તુને વચન આપ્યુછ, ડીયર— મારે હાથે મારા જીવનો ઘાત નહી કરવા મે તુને પવીત્ર વચન આપ્યુછ—"

"તાહરે, દીકરા, એવુ હેનઅકચ જેવુ ધરી ધરી બોલ્યા શુ કામ કરેછ?" સુનાકુઇ હવે સહેજ કુહરીયા, "જરા મન મોકળુ રાખ, જીવ ખુશાલ રાખ! મરયો એ શુ મુવો રોજ ઉઠીને પીજનપાટલો!"

વરડાના કટેરા આગળ જઇ જેહાગીર અદબવાળીને અડીગી ઉભો,

અને ચુચી આખ્યોએ ભરતીના ખુશાલ મોજાઓ તરફ એકકી ટગરે નીહાળવા પડયો થોડીક મીનીટ તે આમ એકચીતે જોતો ઉભો રહ્યો હશે કે એકાએક તેના મહોડામાથી એક બુમ નીકળી પડી——

"અરે—એ આય કોણ વળી અકકલતુ બારદાન રાત પડી દર્યામા નાહવા ઉતરયુછ! જોની—ગોદરેજ—મને લાગેછ કે એને તરતા બી આવડતુ નથી!—"

ગોદરેજ ઉઠીને જેહાગીરની પાસે આવ્યો ખચીત, કોઇ પાતલ્યો જેવો છોકરુ તેઓના 'રૌનક કોટેજ" થી સહેજ થોડેક છેટે દરયામા સ્નાન કરવા ઉતરેલો હતો! પુર ચદની અને જોરાભર ભરતીનો લાભ લઇને તે શખ્શ કદાપી આયે કઢંગે વખતે ઉતર્યો હશે—પણ જે રીતે તે ઉછળતા જોરાવર મોજાઓમા અફળાયા કરતો હતો, તે ઉપરથી સાફ માલમ પડતુ હતુ કે તેને મુદ્દલ તરતા આવડતુ હતુ નહી

'એ નખ્ખોદ ગીયાને નાહવાનો બીજો ટાઇમજ નહી મલનો!" ગોદરેજ સહેજ ફફડીને બોલ્યો "વરસોવાનો કીનારો કેટલો કોઇ વખતે દગાબાજ થઇ પડેછ, તે કમનસીબે ઘણાઓને ખબર નથી અરરરર! જોયુ કે 'એ તો પાણીમા ઘસડાવા માડેછ!"

બીજી અરધી મીનીટ બન્ને જણા કાળા તાણના ત્યા પેલા ઝાખા આકારને જોતા ઉભા બીજી પલે દુર હવામાથી એક તીક્ષણ બુમ પવનના સુસવાટા સાથે આબાદ તેઓના કાનપર પડી———

"મદદ! મદદ!! કોઈ આવો!"

હજી તો ગોદરેજ આખના પાપણ ઉચકીને પોતાની પડોશમા ઉભેલા સોબતી ગમ જોય, તે અગાઉ જેહાગીર એક છલાગ સમેત બગલાની સીડી ઉપરથી ધમારાબધ ઉતરી જઇ તીરની માફક કીનારા ભણી ધસ્યો તેને એકાએક શુ વાહરૂ આવ્યુ હતુ, તે ગોદરેજ દીનુ યા સુનાબુઇ કોઈ સમજી વટીક શકયાં નહી વરડાની પાળ આગળ આવી દીનુએ મોટેથી બુમ પાડી——

"જેહાગીર! જેહાગીર!! તુ કહા જાયછ? જેહાગીર-પાછો આવ!"

તેજ ઘડીએ ગોદરેજ પણ જેહાગીરની પુઠે દોડયો, પણ જેહાગીરને સ્ટાર્ટ મળી ચુકયો હતો પોતાના બદ્દન સાથેજ તેણે યાહોમ દર્યામા ઝીપલાવ્યુ, અને એક મીનીટના જોશબધ વામના હાથ મારી તે પેલા ગુમાબુમ કરતા શખ્શની લગોલગ જઇ પહોચ્યો કીનારે ઉભો રહી ગોદરેઝ કલાબકાર કરી મેળનો હતો, તેની ઉપર જરાબી તેણે લક્ષ આપ્યુ' નહી દીનુ અને સુનામાઇબી હવ કીનારે દોડી આવ્યા જો કે ત્રણે જણાના હોસકોસ ઉડી ગયા હતા, તોએ દીનુને એટલો તો સાંચારો હતો કે જેહાગીર બચપણથીજ એક અથગ તરનાર હતો

આ બધુ લખતા જેટલો વીલબ લાગ્યો છે તે કરતા ઓછા વખતમા સઘળો બનાવ બની ગયો બહુજ કુશળતાથી જેહાગીરે તે ડુબતા અને લગભગ અરધ બેહોશ થઈ ગયલા શખ્સની પછાડે જઇ તેને આબાદ કમ્મરમાથી પકડયો, અને એક બચ્ચાને ઉચકી લાવે તેમ તે પાતળયા સોટી સરખા હીદુને એક હાથે બગલમા પકડી સલામત કીનારે લઇ આવ્યો અલબત જેહાગીર થાકીને નોઠપોઠ થઇ ગયો હતો, અને પેલો હીંદુ તો ગભરાટને મારે, તેમજ ધાસ્તીને મારે લગભગ બેફામ જેવો બની ગયો હતો—જો કે તે શુધ્ધીમા હતો જેહાગીરે તેને કીનારા ઉપર સુવાડયો—પણ તેજ ઘડીએ દીનુના મહોડામાથી અજાયબીની એક મોટી બુમ નીકલી પડી !—

"કોણ—બેચરદાસ ! અરે આય તો મારા પપ્પાના જુના કેશીઅર બેચરદાસ છે ! !"

જેહાગીર ચમકીને એક ગજ જેટલો કુદયો !

"બેચર !" તેના ગળામાથી ઘોઘારી પડઘા નીકલ્યો

હા—મરહુમ નવાબ રૂસ્તમજગ બહાદુરની પહેડીનો પુરાણો હીદુ કેશીઅર બેચરદાસ—ડા૦ બોમ દુબાશ સાથે મલી જઇને જેહાગીર મહેર હોમજી ઉપર ફારજરીનુ આળ ઘાળાવી દેનારો કગાળ દગલબાજ પેલો વાણયો—હજીબી બોમ દુબાશની પાસથી દર માસે એક રકમ નીચાવતો તેજ લુચ્ચો તેનો મળતયો બેચરદાસ હતો !

તે વાણ્યાએ હવે પહેલ્લીવાર પોતાની આખ્યો ઉઘાડી, અને પોતાના જીવના ઉગારનાર ગમ જેયુ

"તમે મને નવે જન્મેજ બચાબ્યો હે પરમેશ્વર ! તમે ન હોત તો હુ નકકી—"

બેચરદાસ બોલતા અટકી ગયો જેહાગીરના મ્હોડા ગમ ચીટકેલા તેના પપરડા જેવા ડોળા તેની આખ્યોના ખાડામાથી ગોયા ખરી પડતા હોય તેમ લાગ્યુ તેણે એકદમ મોટા ઘોઘારી સાદે બુમ મારી—

"કોણ ? જેહાગીરભાઇ !!! મને ડુબી મરતા બચાવનાર તમે ? જેહાગીરભાઇ, **તમે** ? હો ભગવાન, આ શુ હુ સ્વપનુ જેઉ છુ ?—ઓહ !"

આટલી ચીચ્યારી ઠાકેલા જીવે મારી બેચરદાસ ત્યાજ રેતી ઉપરજ બેસુદ્ધ થઇ ગયો

*　　　　*　　　　*

કોઇક વેળા ખુદરતનીબી કાંઈ વીચીત્ર કારવાઇ હોય છે ! જે બદમખ્ત વાણીયો થોડા નજીસ પૈસાને ખાતર એક આશાવત જુવાન જીદગીનુ કાટલુ કહાડી નાખવા માટે બોમ દુબારા માથે એક ભયકર કાવત્રામા સામેલ થયો હતો, તેજ વાણીયા બેચરદાસને—પોતાનુ નખ્ખોદ વાળનાર એજ નાપેકાર કાતીલ મુઇને–મોતના નકકી ડાચામાથી જીવને જેખમે ખેચી લાવવાની જેહાગીર મહેરહોમજીની સરજત થઈ હતી !

જ્યારે તે અથાતથા થઈ રહેલા, મસાન કાઠે પોણા જઇ ચુકેલા વાણીયાના શરીરને લાવીને જેહાગીર કીનારા ઉપર મેલ્યુ ત્યારેજ પહેલીવાર તેણે જાણ્યુ કે કીસમતે તેને હાથે એક લયાનતીભરયા અપકારનો બદલો એક મોતેબર ઉપકારથી વળાવયો હતો !

એ બનાવને ૪૮ કલાક થઇ ગયા બેચરદાસને "રૌનક કોટેજ"મા દીનુ લઈ ગઇ હતી, અને ગોદરેજે તેમજ જેહાગીરે તે ખખડી ગયલા બુઢ્ઢાને તુરત નવાં સુકકા કપડા પહેડાવી, તેમજ તેને સરદી નહી લાગે તે માટે ચાપતા ઉપાયો કરી તટાર કરવાને બનતુ કરયુ હતુ પણ વ્યર્થ !

પહેલી રાતથીજ બેચરદાસને સખ્ત બોખાર ચટી આવી, અને તે તાવની ઝુમમા લવારો બકારો કરવા પડયો તેનુ નાતવાન શરીર આ છેલ્લી હોનારતનો આચકો ઝીલવાને અશકત થઇ પડયુ હતુ જ્યારે તાવ ઘણી વધી ગયલી જોઇ, ત્યારે દીનુએ વખારે ખાતે રહેતા એક ફીરંગી ડાકટરને બોલાવી મગાવ્યો તેણે ખબર આપી કે દરદીને 'ડબલ ન્યુમોનીયા' થવાના સબબે તેનો કેસ ઘણોજ ચીંતાતુર હતો !

જેટલી બરદાસ્ત આ બલા ચોઢાવા થઇ શકી તેટલી દીનુએ, જેહાગીરે, સુનાબુહરા, ગોદરેજે ખડે પગે અને માથ્યા દીને કરી તેમા ખસુસ કરી બેચરદાસની આગતનો આગલ આખો વખત રહી તેને 'નર્સ'' કરવામા જેહાગીર કાઇ ઓર છુપી ઉલટ દેખાડતો હતો કોણ જાણે શુ હતુ—તેનુ તકદીર ખુન માનમ કેવી રીતે જોર કરતી હતી—કે જેહાગીરે એટલી તો કાળજીથી એક આખા દીવસ અને આખી રાત બેચરના બીછાણા આગળ મહેનત કરી કે તે અભાગયો વાણીયોબી પોતાની તાપની ઝુમ છતા દંગ થઇ રહયો

છેલ્લી કેટના વરસોની તેની હેબતનાક હાડમારીએ જેહાગીર મહેર-હોમજીને હવે માણસાઇ દયાનો એક મહાન પાઠ શીખાડયો હતો

બેચરદાસ ૧૦૪ ડીગ્રી તાપ છતા પુરે શુધ્ધીમા હતો જ્યારે તેના ગળામા દવા રેડવા પછી તથા છાતી ઉપર પોલ્ટીસ મેળવા પછી બેચરે પોતાની પાસે જેહાગીરને અરધી રાત્ર ખુરસી ઉપર અતરંગ બેઠેલો જોયો, ત્યારે તે બદબખ્તથી ગડગડ રડી પડાયુ તે શેહારા વાણીયો તુરત ચેતી ગયો હતો કે તેના દહાડા હવે ભરાઇ ચુકયા હતા આ બદમાશને હવે અંતકરણનો કાતીલ ચમટો જબરદસ્ત છાતીમા એવો તો તુટતો હતો કે તેની આગળ તેની ન્યુમોનીયાની વેદના કુચ્છ હતી નહી

બીજી સવારે-એટલે બેચર દુબનો બચ્યો તેને ત્રીજે દહાડે—ડાકટર પાછો આવી ગયો અને કુમળાયલે ડાચે આસપાસનાંઓને કહી ગયો કે દરદી બચે એવી જરાબી આશા હતીજ નહી

• ગોદરેજે તે અભાગયાને તેની આખરી પુગતી અંતની ઘડી માટે બને

એટલી ધીરજથી એશારો કર્યો

બેચરે સ્હેજ ડોકુ ધુણાવ્યુ તે હવે શાંતીથી મરવા માટે તઇયાર હતો

"મારી એક છોકરી સીવાય બીજુ કોઇ નથી તે હમણાજ પરણીને દેશ ગઈ છે" બેચરે ઝુમાઇ જતા સાદે કહયુ "તેને તાર કરશો મા કાલ પરમ બમનજી દુબાશ અત્રે આવી પુગશે——"

"કોણ ?—બમનજી દુબાશ ? અત્રે આવી પુગશે ?" દીનુથી અચરતી ને મારે બુમ પડાઇ ગઇ!

બેચરના હોઠપર ઝીણુ હસ્વુ પથરાયુ

"જી, હા! ડાક્ટર બમનજી દુબાશ પુનેથી આજ કાલમા અત્રે આવી પુગનાર છે મને એઓએ ત્રણ દહાડાપર લખ્યુ કે મારે વેસાવે જઇને આ તમારી બગલીના માલીને તેઓના આવવા બાબે ચેતાવી રાખવુ, કોઇ બાઇઓ સાથ એઓ અત્રે આવવા ચાહેછે——માટે બધો બધોબસ્ત રાખવો—ઓહ!"

બેચરનો સાદ દબાઇ ગયો હાકને મારે તે થોડોકવાર નસોસ થઇને પડી રહયો ગુચવાઇને ગોદરેજ, જેહાગીર, એકમેકના કોઠા જોવા પડયા

દશેક મીનીટમા બેચર પાછો સાવધ થયો ગોદરેજ તેના બીછાણા આગળ ગુટણયે બેસી ઘણાજ આગ્રહથી હવે સવાલો પુછવા લાગયો

"બેચર, બેચર, જરા ધીરજથી ધ્યાન ઠેકાણે રાખીને અમોને કહે શુ ડા૦ બોમ દુબાશ અહી આવવાના છે ?–અહી આય "રૌનક કોટેજ"મા ?"

બેચરે ડોકુ હલાવી હા પાડી

"તેમનો કાગળ આવ્યો કે બસ હુ કોઇ બાઇઓને લઇને આવુ છુ, અને અમે બે ચાર દહાડા રહીશુ મને લખ્યુ કે માલીને દશ રૂપ્યા આપજે માલી મને ઓળખે છે'—આજ કાલમા તેઓ આવી લાગશે, તમે લોક હયા છેઓ એટલે—"

બેચરદાસ બેશુધ્ધ થઈ ગયો

કરારને જીવે નફ્ટ નાકે દીનુના કોટેજમા આ કોચીનો સાહુકાર ઉતરનાર હતો! એનો અર્થ શુ ? અરે—હવે કરવુ શુ ? સૌથી વધારે

(જુવો સફે ૮૯૩)

ત્રણેક વાગતાના શુમારે બેહરામે આંખ ઉઘાડી અને દીનુને પોતાની પાસે બોલાવી દીનુની ખાહેશથી સઘળા જણા—સુનામુઇ, જેહાંગીર, ગોદરેજ, મોહસીન સર્વે—બેહરામના બીછાના આગળ ઉભા

'બાનુ સાહેબ દીનબાઇ, મરવા આગે હવે હું બીહતો નથી પણ મરતી વેળા મારે છેલ્લો એકરાર કરી લેવો છે તે જો ન કરૂં તો મારો આતમા આ શરીરથી છુટો પડશે નહી કોઇ વકીલ યા માજીસ્ટ્રેટ અહીં હોય તેને બોલાવી મંગાવો મરતી વખતના એક ગરીબ માણસની ઇચ્છા પાર પાડો પરમાત્મા તમારૂં ભલું કરશે

બેહરામને કોઇ અસાધારણ જુસ્સાથી ડકવાટ કરતો જોઇ સઘળાઓની ખાત્રી થઇ કે આ પુરૂષ મરતી વખત કોઇ ઘણાજ ગંભીર પ્રકારનું "કનફેશન" કરવા માટે તાકીદ કરતો હોવો જોઇએ

દીનુ ગભરાયા કીધી શુ બોમ દુબાશને જેહાગીરના વેસાવે આવી પુગવાનો સસારો મળ્યો હશે? એ બધો શુ ગોળો પીડાળો હતો? માલીને પુછતા તે તો ડાકટર બમનશાહ દુબાશ આવી પુગવાની વાત કશી જાણુતોજ નહીં હતો બેચરદાસને માલી સાથે વાત કરવાની તકજ મળી હતી નહીં

તેઓ બહુજ ગુચવાયા આપસઆપસમા તકરાર કરતા તથા મસલહત કરતા સાઝ પડવા આવી ત્રણેક વાગતાના શુમારે બેચરદાસે આખ ઉઘાડી અને દીનુને પોતાની પાસે બોલાવી દીનુની ખાહેશથી સઘળા જણા—સુનાકુઈ, જેહાગીર, ગોદરેજ, મોહસીન, સર્વે—બેચરના બીછાણા આગળ ઉભા

"બાઈજી સાહેબ દીનબઇ, મરવા લાગે હવે હુ બીહતો નથી પણ મરતી વેળા મારે છેલ્લો એકરાર કરી લેવો છે તે જો ન કરૂ તો મારો આત્મા આ શરીરથી છુટો પડશે નહી કોઇ વકીલ યા માજીસ્ત્રેટ અહીં હોય તેને બોલાવી મગાવો મરતી વખતના એક ગરીબ માણુસની ઇચ્છા પાર પાડો પરમાત્મા તમારૂ ભલુ કરશે"

બેચરદાસને કાંઈ અસાધારણુ જુસ્સાથી કકલાટ કરતો જોઇ સઘળાઓની ખાત્રી થઇ કે આ પુરૂષ મરતી વખત કાંઈ ઘણાજ ગભીર પ્રકારનુ "કનફેશન" કરવા માટે તાસવીસ કરતો હોવો જોઇએ. ખચ્ચીત! બેચર બીછાણામા હવે એટલી અછાડપછાડ કરતો હતો કે તેની જીદગીની છેલ્લી ખાહેશ પાર નહીં પાડવી એ એક જાતના ઘાતકીપણા સમાન હતુ અને કેટલીક આનાકાની પછી સુનાપુઇ અને ગોદરેજની બહોસને આધીન થઈ દીનુએ એક ચીઠ્ઠી વાદરા ખાતેના રેસીડટ મેજીસ્ત્રેટ ઉપર લખી કહાડી, અને તેને તુરત એક મરતા શખ્શનુ છેલ્લુ "કનફેશન" સાભળી લેવા માટે નીકળી પડવાની અરજ કરી

આ ચીઠ્ઠી લઇ ગોદરેજ પોતે મોટરમા વાદરે ગયો, અને પોણા કલાકમા તો રેસીડટ મેજીસ્ત્રેટ મી० કત્વાલહો સાથે પાછો આવી પુગયો

• બેચરદાસ પુર સુધ્ધીમા હતો તેણે ધીમા સાબુત અવાજે મેજીસ્ત્રેટ

અને બીજા સઘળાઓની રૂબરૂ પોતાનુ મરતી વેળાનુ "કનફેશન" નીચે મુજબ લખાવ્યુ —

"હુ, બેચરદાસ ભાઇદાસ મરતી વેળા પુરે સુધીમા મારો છેલ્લો એકરાર કરી જાવુ છુ કે આજથી બાર મહીનાની વાત ઉપર હુ સીકંદરાબાદના નવાબ રૂસ્તમજગ બહાદુરની પહેડી ઉપર કેશીયર તરીકે નોકરીએ હતો, ત્યારે મે ડાકટર બમનશાહ બાપુજી દુબાશ સાથ મળી જઇ એક ખોટી સહી કરેલો ચેક વટાવ્યો, અને તે ફોરજરીનુ આળ તદન ખોટી રીતે એક નીરદોશ આસામી જેહાગીર- ભાઈ મહેરહોમજીને માથે ઓળવવાના પાપી કામમા હુ થોડાક પૈસાની લાલચે સામેલ થયો અત્રેથી હુ એકરાર કરૂ છુ કે આ ફોરજરી જેહાગીરભાઇએ નહી પણ ડાકટર બમનશાહ દુબાશે કરી હતી

આ મારા એકરારનામાના પુરાવા તરીકે સઘળા દસ્તાવેજો અને ઓાચરયા મારા અમદાવાદના રહેવાના મકાનમાથી મળશે મારૂ ઘર અમદાવાદ લાલ બજારમા આવેલુ છે વરનુ નબર ૧૮૩ છે, અને તેના માળ્યા ઉપરની રસ્તા બાજુની ઓરડીની બારી આગળની ભીંત—જેની ઉપર મે ચોકડીની લાલ શાહીએ નીશાની કરી છે, તેની ચણી લીપેલી ઇટ કહાડશો, તો તેમાથી મળશે. ત્યા મેલેના પાકીટમા બમનશાહ દુબાશે પોતાને હાથે લખેલા ૭ સાત કાગળો જડશે, જે સઘળો મામલો ખુલ્લે ખુલ્લો ઉઘાડા આકારમા રજુ કરશે જેહાગીર ભાઈની સાથ આટલો વખત નીચ દાગો રમી મે તેમને સતાવ્યા, તેઓની હુ મરતી વેળા કરગરીને માફી ચાહુ છુ ઇશ્વર મને ક્ષમા કરો!"

ઓરડામા બે મીનીટ સાહેબાહે ચુપકીદી પથરાઇ દીનુ તો અકડીને લાકડા જેવી નાટજ થઇ ગઈ હતી! ભીનને અટેલીતે પથ્થરના પુતળાની માફક મરતા આદમી ગમ જોયા કરતો જેહાગીર મહેરહોમજી એક બોલ ઓાચરવા વગર ડસ થઇ ઉભો હતો

•

મેજીસ્ત્રેટે તે 'કનફેશન' ખુલ્લા અવાજે પાછુ વાચ્યુ, અને મહાસુ-સીબતે પછી બેચરદાસના હાથમા ફાઉનટન પેન આપી તેની પાસે ધ્રુજતા દસ્કતે તે કાગળ્યાની ઉપર સહી કરાવી ત્યારબાદ ત્યા પોતાની સહી મેલી,—તથા સાક્ષી તરીકે ઉપર ગોદરેજ, દીનુ, સુનાકુઇ અને છેવટે મોહસીનઉદીનની સહીઓ લઈ મુગે મહોડે તે દસ્તાવેજ સાથ ત્યાથી વીદાય થયો

તે સાજે ૫–૩૦ વાગતે બુગા બેચરગામે પોતાનો પ્રાણ છોડયો, અને દીનુએ તથા ગોદરેજે તેના શરીરને અગ સસ્કાર કરવાની સઘળી ગોઠવણો કરાવી

* * *

બેચરદાસ સ્વધામ પુગી ગયો, તેની બીજે દહાડે તો "રૌનક કોટેજ" પાછો ખાલી થઇ ગયો હતો આગલી રાત્રે મોડે સુધી લબાણ ઉડી મસલહત ચલાવી દીનુ, સુનાકુઇ, ગોદરેજ, જેહાગીર અને માહસીનુદીન એક ચોકકસ ઠરાવની ઉપર આવ્યા હતા ગોદરેજ અને સુનાકુઈ તેજ દહાડે સવારની ત્રેનમા અમદાવાદ ઉપડી ગયા હતા મોહસીનુદીન અને જેહાગીર મહેરહોમજી બડી ફજરે વેસાવે આવેલા એક બીજા ખાલી બગલામા પોતાની ત્રકો લઈ જઇને ઠર પડયા હતા આ બગલો "રૌનક કોટેજ" થી ચાર પાચ મકાનો છોડીને માત્ર બે ત્રણ મીનીટના છેટા ઉપર આવેલો હતો તેના માલેકને દીનુ ઓળખતી હોવાથી રાતોરાત ટેલીગ્રામ કરી તે બગલો તેણીએ એક મહીના સારૂ પોતે ભાડે રાખી દીધો હતો

અને દીનુ?—તેણી પોતાની માનીતી મુસલમાની બુઘી દાયા ઝઈના સાથ તેમજ પોતાના બહેસ્તી પીતાના વખતના પુરાણા પારસી બાવરચી સોલા માથે "રૌનક કોટેજ" માજ રહી હતી! આ બધી ગોઠવણ ઉપર જણાવ્યુ તેમ પુશ્કળ સભાલભરી મસલહત પછીજ કરવામા આવી હતી કોઇ બી રવેશે નામના ઉઠાવનાર નામાકીત ડાકટર સાહેબ બમનશાહ બાપુજી દુબાશ, એમ આર સી એસ (લડન) ને યોગ્ય આવકાર 'રૌનક કોટેજ" મા આપવા ઘણીજ બજીદાઇથી પોતે એકલી ત્યા રહેવા દીનુએ હઠ લીધી હતી!

# પ્રકરણ પર મુ.

---

## નસીબાની નીરદય ઠઠાબાજી

જેમ તેમ કરતા ખોરદાદ સાલ બી ખલાસ થયો આટલા દહાડા પુના ખાતે "કોહીનુર કેસ્ટલ"મા ગબડાવી નાખતા ખાનબહાદુર ધનજીશાહ બહમનમહેરામને ગળે ગોયા છરીજ ફરી ગઇ હતી પણ લોકલાજને ખાતર અને પોતીકા ભત્રીજા એરચની શીખામણને લીધે એવણ મ્હોડે ડુચો મારીને આટલો વખત મુગામતર રહયા હતા

પણ મામલો બીલકુલજ હવે બહેકી ગયો હતો સાજની ઇવનીગ પારટીઓ અને ડીનરો ખુદરતી રીતે માડી વાળ્યા હતા, અને એકવારનો ધનજીશાહનો ગાજતો વાજતો "કેસ્ટલ" હવે ખાઉ કરડુ જેવી ચુપકીદીમા બદલાઈ ગયો હતો આખો વખત ખાનબહાદુર પોતાના રીડીગ રૂમમા ગોંધઈ રહેતા—અને બનતા સુધી પોતીકી ધણીયાણીથી અલગના અલગ રહેતા હતા ત્રણ ત્રણ વાર મોતીબાઇએ તેવણ આગળ જઇને આખમા આસુ સાથ નરમાશથી, આજીજીથી તેવણનામા થઈ ગયલા ફેરફાર બાબે ખુલાસો પુછયો હતો—પણ ત્રણે વખત કાઇ ધણીજ કરડી, તોછડી ઢબે ધનજીશાહે તેણીને કાઇબી ખુલાસો આપવાની સાફ ના પાડી ઓરડામાથી ચાલી જવા ફરમાવ્યુ હતુ બસ, એકવારની પોતાની મીઠ્ઠી મોતી પાસે આવે તેજ ધનજીશાહને હવે અકારૂ ઝેર લાગતુ હતુ તેણીના પ્યારભર્યા શબ્દોથી તેવણને ઝાઝ ચહડતી હતી અને તેણીના મીઠાસભર્યા, નરમાસભર્યા સવાલો બધા "આ કસકુનમ કાભા' ના ઠાલી ચરીત્રો છે, એમ તેવણ માનતા હતા

ગરીબ બીચારી મોતીબાઇ! પોતીકા મહેરબાન ખાવીદમા થઇ ગયલો આ અદભુત અચાનક ફેરફાર જોઇ તેણી ડઘાઈ ગઈ હતી એ ફેરફાર થવાનુ કારણ શુ? તેજ મોતીબાઇને મુ'લ સુજ પડતુ હતુ નહી ત્રણચાર વાર તેણીએ કાઇ ભેદ ઉકલાવવાનો પોતાથી બનતો પ્રયત્ન કરી

જોયો-પણ પછી જ્યારે ધનજીશાહે છેકજ તેણીને ગેરવાજબી અને ન છાજતી તકોબરીથી હડધુતજ કર્યા કરી, ત્યારે મોતીબાઇનુ ખાનદાની લોહી ઉકળવા માડયુ તેણી પોતે કાઇ થોડી મગરૂર નહી હતી જે માનવત ભરથારે તેણીને ખાકમાથી ઉંચકી ફુલના ઢગ ઉપર લઇ જઇ બેસાડી, તે ભરથાર તરફ જીવ આપવા તેણી તઇયાર હતી—પણ જો તે તેણીનો પતી બસ કાઇબી કારણ જણાવ્યા વગર એકદમ તેણીને હીણુવાજ માડે, અને તેણીની આગલી હલકી પંકતીની જાણે યાદ પળેપળ દેવાડતો હોય તેમ તેણીને એક પાહરયા કુતરાની માફક હાડમાર કરે, તો પછી બીજુ કરવાનુ બી શુ રહ્યુ ? ખુદરતી રીતે તેણી પોતેબી ઘણીજ એકમાર્ગી, મુગી અને એકાત થઇ ગઈ—અને એ રીતે ધણી ધણીયાણી વચ્ચેનો ધાટકી અતર દહાડે દહાડે બસ વધતોજ ગયો

એક અડવાડયુ બોલ બોલતામા પસાર થઇ ગયુ મોતીબાઇના મ્હોડાપરના ખીલેલા ગોલાબો પાછા એટલીવારમા કરમાઇ ગયા હતા આ બધો ફેરફાર જોવાને ધનજીશાહ કને બે સાબુત આખ્ખો મોજુદ હતી, પણ—અફસોસ !—મોતીબઇની ગમખ્વારીનોબી અર્થ અદેખાઇના આવેશમા આધળો બનેલો આ વહેમાયલો ધરડો ભરથાર બીલકુલ મોતીબાઇની વીરૂધમા ઉઠાડતો હતો આહ ! 'સાઠી ને બુધ્ધી નાઠી !'-તેમા કાઈ ફેર છે ?

છેલ્લા બે દીવસ થયા ધનજીશાહે ખાવાની ટેબલપરબી આવવાનુ છોડી દીધુ હતુ અસલથી અવારનવાર કોઈ વેળા એવણુને અચણુચ છાતીમા આકરા આવવાની ટેવ હતી, એ સઉ કોઇને સારી રીતે માલમ હતુ પણ તે દરદે હજી સુધી કાઈ ગભીર પ્રકારે તેવણુને હેરાન કીધા હતા નહી છેલ્લા બે દીવસ થયા ધનજીશાહ બહમનબહેરામે એજ છાતીમા ચુક પકડી આવવાનુ બહાનુ કહાડી પોતાના ઓરડામા સતાઈ રહેવાનુ વધારે પસદ કર્યુ હતુ એકાદ બે વાર એરચ તેવણુને કાઈ સમજાવવા ગયો, તો તેને કાકાજીએ હવારી ખાધો પણ ડા૦ બોમ તેવણુના તબીબ તરીકે જ્યારે એક વેળા તેવણુ આગળ જરા ખબર પુછવા ગયો ત્યારે

એકદમ છીકી પડીને અતીષ્ય મીજાજથી તેવણે પોતાના પેટમાનુ ડફ્ફલ ખાલી કરી નાખ્યુ—અને સઘળી ભાજગડનો લટકો ફટકો કરી નાખ્યો—

"તમે જાણોછ, ડાકટર, કે હમણા આય ઘડીએ હુ કોઇ બી આસા મીનો સીપલાસ કે ચીબાટ તામોશ કરી શકવાની હાલતમા નથી હવરા મારા મગજનુ ઠેકાણુ નથી જાવ—પાછા નીચ જાવ ને મોતીબાઇ સાથે દીલરૂબા વજાડો ! હુ જાહ સુધી બોલાઉ નહી ત્યા સુધી મારી આગળ આવતા ના"

ધનજીશાહ લેટેલા હતા તે સોફાના પગ આગળ પાટલુનના ખીસામા બે હાથ ખોસી ઉભો રહી ડા૦ બોમ દુબાશે તે બુઢાના ચહેરાગમ થોડો-વાર જોયા કર્યું

"બેઅદબી માફ્ક છે, સાહેબ !" તે ધીમેથી મકકમ અવાજે મહેજ ડોકુ ધુણાવીને બોલ્યો "તમે મને જે રીતે ઉઘાડુ અપમાન કરીને આખા ગામમા ખરાબ લગાડોછ, જે દેખઇતી ઇડીયોટીક અને નહી સમજ પડે એવી વર્તણુક ચલાવોછ, તે સામે એક ગ્રહસ્થ તરીકે મારો 'પ્રોટેસ્ટ' ઉઠાવવાની હુ ફરજ સમજુછ !—"

ધનજીશાહ છલાગ મારીને સોફા ઉપરથી ઉઠીને ઉભા થયા તેવણુનો ચહેરો એકદમ વીકાળ બની ગયો તેવણુની આખોમાથી આતશ ખરતો હતો અને નાકના ફીફડા ક્રોધને મારે ઉડતા હતા

"એક ગ્રહસ્થ તરીકે !" તેવણે ધુજતે અવાજે બુમ પાડી "નીચ, હરામખોર, ચડાળ ! શુ તુ મારૂ ઘેર ભાગીને હવે સતો થવા નીકળ્યોછ ? નીકળ અત્તર ઘડી મારા ઓરડામાથી બાહર ! તારી શુ મકદુર જે કે આય પ્રમાણે તુ મને સતો થઇને કહેવા નીકળ્યો ?"

બોમ દુબાશની મુછોપર એક જાતનુ ભયાનક હસ્વુ ફરી વળ્યુ

'ઉશકેરઈ જવામા કઈ માલ નથી, ખાનબહાદુર" તે આસ્તેથી બોલ્યો "તમારે પોતાને હાથે તમે સારા પુનામા તમારી સુરીયાની મુસલમાની બઈરીની નેકીખુબી વાસ્તે ડાઉ ડાઉ કરી ચુકાછ હવે એમ માથે ફોક મુકીને રડવાથી કાઇ મામલો સુધરવાનો નથી

સાભળો ! હુ અને મારી બહેન આજેજ તમારૂ ઘેર છોડી જઇશુ પણ મારી સલાહ માનો તો હવે વધારે દેડ ફજેતા જાહેરમા કરશો નહીં કાદો ખાઇને મહોડુ સુધાડવામા કશી ફીલસુફી નથી જાણો-જાણો, ધનજીશાહ બમનબહેરામ, તમે પરણ્યા તે અગાઉ આય માહાતાબ મારી "રાખેલી" ઉતી, અને આજે જો તમે તેને છોડી દેતાજ હોવ તો આય મીનીટે તે મારી સાથે પાછી ચાલી જવા તૈયાર છે ! પણ કઇબી કરો તેની અગાઉ ઘણો લાબો વીચાર કરજો !—સાહેબજી !"

ખુબ ઠસ્સામા આટલુ બોલી, પાટલુનના ખીસામા બે હાથો ખોસે-નાજ રાખી, મરડાટથી ડોકુ તડુ ને બડુ રાખી બોમ દુબાશ ધીરેધીરેથી ચાલતો તે ઓરડામાથી બાહેર પડયો જાણે પોતે "હીપનોટાઈઝડ" થઇ ગયલા હોય તેમ લાકડાની કાની જડ બની ફાટે ફાટે ડોળે ધનજીશાહે નાઈલાજ તેની ગમ જોયા કરયુ તેવણુ કાઇ બોલવા ગયા, પણ એક ગુગળાટની બુમ સીવાય તેવણુના ગળામાથી બીજો કાઇબી અવાજ નીકળ્યો નહી તેવણુને તમ્મર આવી ગયા, અને બીજી પળે લપેરો ખાઈ તેવણુ સોફા ઉપર પાછા ઢળી પડયા

ધનજીશાહને હારટ-ક્રેમ્પ" આવી ગયુ હતુ બુમ સાભળીને ઘરનો મસાલ અદર દોડી આવ્યો, અને બે મીનીટમા તો એરચ તેમજ મોતીબાઇ ત્યા દોડી આવી તેવણુને હુસ્યાર કરવા પુશકળ મહેનત કરતા હતા

પુનાના કોઇ બીજાજ ડાકટરને તુરત બોલાવી મગાવવામા આવ્યો હતો, કાય જે ડાo બમનશાહ દુબાશ અને તેવણુના બહેન તો કયારના એક ભાડેની ગાડી મગાવી પોતાના સરસામાન સાથ સ્ટેશન તરફ હકારી ગયા હતા !

કલાકેક પછી મોતીબાઇએ બહુજ અકળાઇને ઓજરખ્વાહીથી એરચને બાજુએ લઇ જઈ આસુભરી આખ્યોએ આ બધા એક પછી એક થતા રપુચકકર ઘોટાળાઓનો કાઈ ખુલાસો પુછ્યો

"ઓહ એરચ ! ઓહ એરચ !! મને કહે !—ખુદાને ખાતર મને કહે કે આય બધુ શુ થઈ જાયછ ? તુ તો કઇબી જાણતોજ હોશે ?—"

'હુ બીલકુલ કઇજ જાણુતો નથી હુ પોતેબી આજે કટલાક દહાડા થયા એટલો તદન ગુચવઇ ગયેલો છુ કે કાકાજીને શુ આય નહી સમજ પડે એવુ ઘેલાપણુ લાગુછ !"

"અરે પણુ બમનશાહ અને પીરોજા કાય જતા રહયા ? કહા જતા રહયા ' મને જગાબી જહયા કાહયા વગર કાય જતા રહયા ?"

"પણ તે હુ શુ જાણુ ' તમે મને શુ પુછયા કરોછ ?"

ડાકટર જતી વખત તુને મળતા ગીયા હોશેની, એરચ ?"

"હા ફકત એટલુ બસ બોલ્યો કે એને વધારે વાર નોકરીએ રાખવાને કાકાજી ખુશી નથી તેથી એ મુબઇ જાયછ"

પહેલીવાર મોતીબાઇએ પોતાના બે પાપણો પોરપરાક ઉચાડયા અચાનક જાણે એક જોગવર વીજળીનો ઝટકો તેણીના દેમાગપર લાગ્યો હોય તેમ તેણી સહેજ ચોકી—

"નોકરીમા રાખવા ધનજીશાહ ખુશી નથી ?—ડાકટર બમનશાહ દુબાશને ?—કાય ' તેનુ કઇ કારણ ?"

"કારણ આપણે શુ જાણુયે કાકી ' ધનજીશાહ કાકાનો ભેજાનો ધખારો—વળી બીજુ શુ ? પણ તમે હવે તો વાસ્તે ઘણી ચાવાચીકી ના કરયા કરો, મોતીબાઇ હમણા ડાકાજીને ઘણા છેરવા નહી જોઇએ હમણા હમણા એવણનુ આય ખરાબ દરદ પાછુ ઉપરાસાપરી એવણને સતાવેછ, તે કોઇ દહાડે જોવા જેવુ થઈ જશે જો !"

"ઓ માય, તેહરે હવ હુ શુ કર ? ઓહ એરચ—મને કઇ સલાહ આપની ? હુ શુ કરૂ ?"

"બસ મારી સલાહ માનો તો તમે મુગાજ બેસી રહેવો એવણની આગલ બી બનતા સુધી જતા ના એવણને બસ એકલાજ પડી રહેવા દેવા હુ કાકાજીની આગલનો આગલજ છેઉ"

મોતીબાઇની આખ્યોમાથી તડતડ આસુ ટપકતા હના તેણીએ તે પોતાના રૂમાલ વડે લુછી નાખ્યા, અને પછી અતીશય કગળીને એક હાથ એરચના ખભા ઉપર મેલ્યો

'એરચ!" તેણી રડમેસ અવાજે બોલી, "મને લાગેછ કે હુ મેડ થઈ જવશ મારેથી શુ ગુનાહ થયોછ કે ધનજીશાહ મારી ગમ હવે જોતાબી નથી હુ પુછી પુછીને અરધી થઇ ગઈ તોબી મને જવાબ દેતા નથી ઓ ખોદાય એ શુ બધો ભેદ છે? એવણુ મને શુ સમજેછ? એ આય ડાકટર દબાશને રજા આપી તેનો શુ અરથ? મને ખર કહે—તહારે પગે લાગુ"

અને મોતીબાઇ ખરે મને ડચકા ખાઈ ડુસ્કે ડુસ્કે રડવા પડી ગઈ એરચની છાતીમા બી હવે દયાનો ચમટો અમળાયો યા ખુદા! આપમ તલબને ખાતર એક દગ્પીણુ બ્લેકગાર્ડ સાથ મલી જઈ તે એક કેવા કોમળ સ્વચ્છ નીરદોશ જીગરને છુદી નાખતો હતો!

"જરા ઠડા પડો હુ ધારૂછ કે ડાકોજીના મગજનુ હમણા ઠેકાણુ નથી બાકી બીજુ કઈ નથી નહી—રડો ના! જાવ, જરા મહોડુ છાટો ને સબુરી રાખો સઉ સારૂ થશે'

આમ બોલી અચણુચ પીઠ ફેરવી એરચ ત્યાથી ચાલી ગયો મોતીબાઇનો જીવતોડ કકલાટ તેનાથી વધુવાર જોવાઈ શકાતો હતો નહી પાપી હૈયાનો ડખ તેનાથી ખમી શકાતો હતો નહી તે ચાલ્યો ગયો અને મોતીબાઇ ત્યા ખુરસી ઉપર ઢપકાઇ પડી

× × ×

ખાન બહાદુર ધનજીશાહ બહમનબહેરામની તબીયત છેલ્લા ચાર પાચ દહાડામા એકદમ એટલી બધી તો લડ્ડી ગઇ હતી કે જાણે ઉમરમા તેવણ એકકી સપાટે દશ પદર વર્ષ વધી ગયા હોય એમ લાગતુ હતુ

ડાકટરે તેવણુને સખત તાકીદ કરી હતી કે ઓછામા ઓછા બે ત્રણ દીવસ સુધી બીછાણા ઉપરથી બીલકુલ ઉઠવુ નહીં, નહી તો 'હારટ" મા જરૂર પાછુ આકરૂ આવ્યા વગર રહેશે નહી એક આખો દહાડો—૨૪ કલાક—ખાનબહાદુરે આ સલાહ જીવપર જોરાવરી કરી માન્ય રાખી પણ એમ ઉચટ દીલે, હજારો કીસમના અણગમતા તુરગોથી ભખાઈ જતા ભેજા સાથ આખો વખત ધોલ્યા પર ચટાપાટ સુઈજ રહેવાનુ તેમને કેમ ગમે?

હમેશા બને છે તેમ એકવાર ધનજીશાહના જીગર ઉપરથી ડાકટર બોમ દુબાશની હાજરીનો નાપસદ બોજો ઉચકાઇ ગયો કે એવણની લાગણીઓએ ઉલટી દીશાએ પાછી ગતી લેવા માડી તેવણને લાગ્યુ કે કદાચ અદેખાઇની ઝુમમા તેવણે બીચારી મુગે મ્હોડેની મોતી સાથ જોઇએ તે કરતા વધારે કરડી અને ગેરઇનસાફી વરતણુક ચલાવી હતી બોમ દુબાશના જવા પછી તેવણ બહુજ બેચેન જીવે અછાડપછાડ કરતા બીછાણે ગગડી રહ્યા વણની ધણીયાણી એકબી વાર તેવણ આગળ આવી હતી નહી કેમ આવે? ધનજીશાહને પોતાને લાગ્યુ કે તેવણની છેલ્લી તરછોડ પછી મોતી તેવણની આગળ નહી આવે એ ખુદરતીજ હતુ

બીજી સહવારે અતીશય ભારી માથા સાથ ધનજીશાહ મોડેથી સાત વાગને ઉઠયા છેક પાછલી ગતના અસુરેથી તેવણની જરા આખ લાગી હતી આખી રાત હજારા જાતના નીચારામા ભેજુ ડાકની નાખવા પછી તેવણ સેવટના એવા ઠરાવની ઉપર આવ્યા હતા કે સવારના બસ મોતીને બોલાવી મગાવી જરા બંગ્રા ધીરજથી ખુલાસો પુછી હમણાના નાપસદ અતરનો છેડા લાવી નાખવો

સાડા સાત વાગતાના શુમારે બીછાણા ઉપરજ દાતણ પાણી કરીને કાફી લઇ રહેવા બાદ તેવણે પહેલા એ દીવસનો ટપાલ જોયો ન્યુસપેપરો વાચવાના ધીરજવત મીજાજમા ધનજીશાહ હમણા હતા નહી મુબઇથી પોસ્ટમા આવલા બે ત્રણ કામના કાગજો તેવણે ઉપર ટપકેથી જોઈ લીધા, પણ એક બીજુ પરબીડુ હાથમા લેતાજ તેવણે નવાઇનો કાઇક ચીટયો કપાળે ચહડાવ્યો અજાણ્યા દમકતે તે ઉપર કોઇએ તેવણનુ પુનાનુ સરનામુ લખેલુ હતુ એનવેલપ ઉપરના સ્ટેમ્પ ઉપર ખડકીનો પોસ્ટ માર્ક હતો ઝડપમા ધનજીશાહે તે કાગળ ખોલ્યુ ગુજરાતીમા લખાયલુ તે એક નનામુ કાગળ હતુ ફેરવી ફેરવીને કહાડેલા દમકતો સાથ કોઇએ નીચે મુજબ લખ્યુ હતુ —

'જો ખા૦ સા૦ ધનજીશાહ બહમનબહેરામ હજીબી પોતાની રંગીલાબી મોતીબાઇ ઉર્ફે માહતાબના નીરદોશપણા યા તકસીર

માટે ખાત્રી પુરવક અને સત્તવાર હકીકતો માગતાજ હોય, તો નીચે સહી કરનાર તેવણુનો ખરેખરો મીત્ર તે રજુ કરવાની હાલતમા છે ખા૦ બા૦ જો આ કાગળ મળતાને વાર તુરત આજેજ ખડકીના હોટેલ મેત્રોપોલમા આવશે, અને ત્યા ઉસ્તાદ મહેમદુ નામના શખ્સને મળશે, તો તમામ ખુલાસો તદન ખાનગી રીતે ધનજીશાહને મળી શકશે આજે રાતના આઠ વાગતા સુધીમા ખડકીના હોટેલ મેત્રોપોલમા તેવણે ખોટી થવુ આજે રાતના આઠ વાગતા પછી મહેમદુ ઉસ્તાદનો મેલાપ થઈ શકશે નહી પૈસા કાઇ જોઇતા નથી—પણ ધનજીશાહ શેઠે મહેરબાની કરી એકલાએજ ત્યા જવુ

આ કાગળ વીશે મોતીબાઇને સહેજબી સસારો પડશે તો બાજી બીગડી જશે એવી ખાસ સલાહ ધનજીશાહને આપવામા આવે છે

લા૦ ભલુ ઇચ્છનાર"

ખાનબહાદુરના માથામાથી આ નનામા કાગળે શુ વીજળીના ઝટકા પસાર કરયા હશે તે કલપી શકવુ સહેલ છે દશ પદર દહાડાની વાત ઉપર તેવણુને જો આવુ કાઈ નનામુ ચીઠઠુ મળ્યુ હતે, તો તીરસ્કારથી તેવણે તે કચરાની ટોપલીમા ફેકી દીધુ હતે પણ હવે? વહેમ, શકા, અદેખાઇથી તેવણુનુ મગજ બસ ઘુમરી ખાઈ ગયુ હતુ એક હાથે કપાળ દાબીને તેવણે આ વીચીત્ર નનામો રૂકકો પાછો અને પાછો કાઈ પદરેક વખત વાચ્યા કીધો—જ્યારે ઘણીવાર સુધી ગુચવાયા કરવા છતા કાઇ સુઝ નહી પડયુ ત્યારે તેવણે ચગ વજાડી જીવણુને પાછો બોલાવ્યો

"જા, અબઘડી જઇને એરચને કહે કે અહી આવે"

દશેક મીનીટ ડોળા તણાવી તણાવીને એરચ ત્યા કાકા આગળ આવ્યો

"બેસ જરા અહી, અને આય વાચ" ધનજીશાહ બહુજ ધીમા અવાજે બોલ્યો, અને પેલુ કાગળ પોતીકા ભત્રીજાના હાથમા મુકયુ

એરચે તે કાગળ ભવા ચઢાવી ઉપરથી નીચે સુધી ત્રણેકવાર ચીપી ચાપીને વાચ્યુ

"મને તો કઇ વાહીયાત નોનસન્સ લાગેછ, કાકાજી એવા નનામા ચીઠ્ઠાઓની તમારે નોટીસ બી લેવી નહી જોઇએ"

ધનજીશાહ જરા નાખુશીથી કાસયા એરચનો આ જવાબ કાંઈ તેવણુને ઘણો ભાવ્યો નહી હતો

"પણ એ—એ–માહાતાબના બાપનુ–મકુ એના કેહેવાતા બાપનું'–નામ મહેમદુ ઉસ્તાદજ ઉતુ કેની ?"

"હા—હુ ધારૂછ કે મહેમદુજ નામ છે"

"અરે પણ ત્યારે કાય નહી આય કાગળમા કંઈ વજુદ હોય ?"

એરચ હવે ઉઠીને ઉભો થયો, અને સહેજ હસીને પોતાના ડગલાના ગજવામા બે હાથો ખોસી ડોકયુ હલાવવા લાગ્યો

'કોઇની દેખઇતી 'ટોમફુલરી' છે, કાકાજી એવા 'સીલ્લી એનોનીમસ લેટઝ' તમારે 'માઇન્ડ' કરવા નહી જોઇએ"

ધનજીશાહે હાથ લાબો કરી એરચનો હાથ પોતાના પજાઓમા પકડયો

"એરચ," તેવણુ બહુજ આસ્તેથી બોલ્યા, "અગર એ કાગજ તદન ખોટુ બી હોય, તોબી જરા ખડકી જઈ આવવામા ગીયુ શુ ? મનમા ડગડગો તો નહી રહી જાય ! હુ તો જરા બપોર પછી મોટરમા જઈ આવવા માગુછ ખડકી અહીંથી કેટલુ દુર છે !"

'તમે ખડકી જવા માગોછ ? આય તમારી આવી હાલતમા ? ઇત્સ પ્રીપોસટરસ !"

"કઇ નહીં, હવે મને જરા ઠીક લાગેછ કાગજમા મને એખલોજ આવવા કહ્યુછ, પણ જીવણુને હુ સાથે લેવશ—"

"ઝબીશ ! ડાકટરે તમોને ઉઠવા બી સાફ ના કહ્યુછ ઘેલા ના કહારા, કાકા, કાઇ કામ કહાડશો લાવો, તમે કહેતા હોવો તો તમારે બદલે હુ જઈ આઉ '

'નહી, નહી, એ લખનાર તો મનેજ બોલાવછ વખતે તુને પુર કાને ધો ભદ એ લોક નહીં કહેશે. જો મારા દીકરા, આય વખત તુ

મારો એટલા બોલ કબુલ કર હુ આજે તદ્દન સારી હાની છેઉ મારા જીવને જરા આજે ઠીક લાગેછ ચાલ એક કામ કર જોઈએ તો તુબી મારી સાથે આવ"

એરચ થોડોકવાર વીચારમા મુગો ઉભો

"તમે જ્યારે આટલી બોહોસ કરોછ, ત્યારે હુ નાચાર છુ, કાકાજી તમારૂ કીધેલુ તમે જાણો હુ તમારી સાથ આઉછ, પણ ડાકટરને—"

"ડાક્ટર તો છેક બપોર પછી આવશે આપણે હમણા અગ્યાર વાગે ગુપચુપ સટકી જઇએ બસ જો કાઇબી થાય, તો તેનો જોખમદાર હુ છુ એરચ ઘેરમા તારી કાકીને કે કોઈ માણસને જરાબી કાઇ કહેતો ના આપુને પાછા ફરતા કદાચ રાતના નવ દશ વાગશે જા, એટલુ આજે મારૂ કહ્યુ કર—ધેત્સ એ ગુડ બોય!"

ગુપચુપ કાઇ બી બોલના વગર નીચી મુડીએ એરચ ત્યાથી ચાલ્યો ગયો



## પ્રકરણ ૫૩ મુ.



### છટકુ—નાં૦ ૧

આ બીલ્સભરની જીંદગીમા માનવી જાત ઉપર પડતુ દુ ખ બે પ્રકારનુ હોય છે એક તો કીસમતની કઠોરતાથી આકુરા નહી રાખી શકાય એવા બાહેરના સજોગોને લીધે સહેવાતુ દુ ખ, અને બીજુ ખુદ તે માનવીની પોતાની બનાવટનુ—કશાપણ બાહેરના મુસ્તકીમ સજોગોની અસરોથી નીરાળુ—બીનજરૂરી ફીકરનુ ભેજામાથી ઉપજાવેલુ કલપીત દુ ખ ખાનબહાદુર ધનજીશાહ બહમનબહેરામની માનસીક વેદના આ છેલ્લા પ્રકારની હતી ત્યારે તેવણુના ધણીઆણીની મુઝવણ આગલી જાતની હતી

મોતીબાઇ—નીર્દોશ, રાક, મુગે મહોડેની જવાન અબળા—પોતાના બેડરૂમમા પોતાના જીગરનો તમામ બળવા સમાવી દેવાને એક બહાદુરી ભરી કોશેશ કરતી હતી

તેણીનુ નાનકડુ મગજ લગભગ આખી રાત પટકાઇ ગયુ હતુ જવુબી કયા? પુછવુબી કોણુને? હવે કરવુબી શુ? એરચ એક એકલ ડોકલ તેણીના મીત્ર તરીકે મોજુદ હતો ખરો, પણુ તે તો ઉખરા જેવો જ્યારે હોય ત્યારે તરેહવાર ડાચાઓ કરતો રહીને કાઇબી સખ્યારો કે ખોલાસો આપવાને બદલે પોતાની કાકીનુ ઉલટુ પાકીને પલેકાર કરી નાખતો હતો

છેક અગ્યારેક વાગતે મોતીબાઈ પોતીકા ઓરડામાથી જરાક બાહેર નીકલ્યા, અને વરડા ઉપર એક નીચી ખુરસી ઉપર અઢેલાઇ બેસી નસોસ જીવે એક કાફીનુ કપ મગાવ્યુ

જીવણુ જ્યારે નાની ત્રેમા કાફી લઇ આવ્યો, ત્યારે શાબેતા કરતા તેનો ચહેરો વધારે ગભીર અને વધારે ફિદાસીત હતો મોતીબાઇએ તે જોયો અને પછી બહુજ આસતેથી પુછ્યુ

"કેમ જીવણુ, શેઠ કેમ છે?"

"આજે બહુજ છારી કાની છે, બાઇજી ભ્વારના ઉચકા તેરેજ હુછ-યારને છાજા દીછતાતા"

"એરચ કહા છે? મકુ—એવણુનીજ આગળ છે ક?"

જીવણે અચરતીથી મહેજ ડોળા ફધાડી એકાદ બે મીનીટ મોતીબાઇ ગમ જોયુ

'એરચ છેટ! કય—એવણુ તમુને કહી નહી ગીયેલા?"

"મને કહી ગયેલા? એટલે?'

"એરચ છેટ ને મોટા છેટ હમણુા અરધો કલાક થીઓ મોટર મગાવીને કેકે બહાર ગીયેલા હુ જાણુ તમોને કેહી ગીઆ હોછે"

મોતીબાઇ હવે આસ્નેથી ઉઠીને ઉભી થઇ

"એરચ અને મોટા શેઠ બાહેર ગીયા?" તેણીએ કાઇ ધ્રુજતે અવાજે કહ્યુ "ધનજીશાહ બાહેર ગીયા' એ શુ બકેછ?"

"હમણાજ અરધો કલાક થીઓ ગીયેલા, બાઇ"

'અરે પણુ કહા ગીયાછ? તુને કઈ કહી નથી ગીયા?"

"નીહ બાઇજી, મને કઇ કીધેલુ નીહ ! એરચછાને મે પુયછુ કે પાછા કેવારે આવછો, તીનોબી જવાબ દીધો નીહ—ને ચાયલા ગીઆ છાટે એક નાનો કોકરો લીધેઓ—બીજો કઈ છામાન લીધેનો નીહ ! તે હું મકુ પાછા આવવાનાજ હોછે એરચ છેટે છોક્રરને રેલવેલના ઇછ્ટેછનપર હાકવા કીધેલુ તે મે છાભલેલુ "

"રેલવેના સ્ટેશનપર ?—પણ એરચ મને કહેતોબી નહી ગીયો ' મને એ લોક અહી મુકી કાય ગયા હોગે ' એ બધો શુ ઘોટાલો પીંડારો છે જીવણ ?"

અરેરે ! ગરીબ બીચારી મોતીબાઇ ! ! તેણીનો દેખાવ હમણા બચીતજ દયા ઉપજાવવા જોગ હતો ખુરસીને એક હાથે જોરમા પકડી રાખીને ઉજળાસપ ડચાયલા મ્હોડા સાથ તુટેલા અવાજે જ્યારે તેણી આમ કગળતી હતી, ત્યારે તે ગમખારીનુ ચીત્ર ગમે તેવાબી સગદીલના આસામીનુ પથ્થરનુ હયુ પીગળાવી નાખે એવુ હતુ

\+ + +

અતીશય દદમદ જીગર સાથ અને દુખને માર ફાટી જતા માથા સહીત મોતીબાઇ પોતાના ખાનગી ઓરડામા બીછાણા ઉપર છેલ્લા બે કલાક થયા તફ્ડ–તફ્ડ કરતી હતી

દોઢ વાગતાના સુમારે મોતી બાઇની સહેજ પાછી આખ લાગવા માડી આખી રાતનો ઉજાગરો અને હઝારો જાતના છાતી બેસાડી નાખ નારા વીચારોની ઠાકથી આ નાજુક સુન્દરી લગભગ લોડપોઠ બની ગઈ હતી માથાપર કોલનવોટર લગાડી તેણી પોતાનુ ભમતુ મગજ શાત પાડવાની કોશેશ કરતી મોતીબાઈ આખ ખેચીને ભાયગે દશેક મીનીટ સુતી હશે કે તેણીની આયા એક અરજંટ ટેલીગ્રામનુ પીલુ એનવલપ લઇને અદર આવી

'બાઇ, એક તાર આયોસ !"

એક તીક્ષણ સુઇયો ભોકાતો હોય તેમ ઉછળીને મોતીબાઈ બીછાણા ઉપર ખડી બેઠી અને આયાના હાથમાથી તે તાર ઝુટવી લીધો

યાદ ખુદા ! તે ટેલીગ્રામ તેણીના પોતાના સરનામાનો હતો !

| |
|---|
| MRS BAHMAN BEHRAM, |
| Kohinoor Castle |
| POONA |

બે સેકંડમા મોતીબાઇના મગજમાથી બે હજાર જાતના ભયાનક વીચારો વીજલીને ઝટકે પસાર થઇ ગયા શું હશે ? કોણુ તરફનો હશે ? ધનજીશાહનો નકી તો એરચનો હોવા જોઇએ-બીજા કોણુનો હોય ?

તેણીના ગોરા બે હાથો ટરકર ધુજતા હતા જેમ તેમ તારની રસીટ ઉપર તેણીએ સહી કરી આપી અને આયાને વીદાય કીધી પછી ધુજતા આંગળાઓએ કવર ઝડપમા ખાની તેણીએ ફાટેફાટે ડોળે તે વાચયો --

**"મીસીસ બહમનબેહરામ જોગ —**

એરચ તરફથી (મુબઇ)

સવારના હુ અને કાકા મુબઇ આવવા ઉપડયા ડાકટર દરીયાની હવાના ચેન્જ માટે તાકીદ કીધેલી હોવાથી વસાવ તુર્ત પોતેજ જવા માગ્યુ નાહ બગલો એવણે લઇ ગખેલો છે પણુ આજે મુબઇ પુગવા પછી એવણુની તબીયત પાછી ઘણી બગડી વસાવે બેશુધ હાલતમા એવણુને લઈ જવામા આવયા છ ડાકટર બોમ દુબાશને મે પાછો તેડાવી મગાવયો છે તાર મલતાજ તુરત ત્રણુ વાગતાની ટ્રેનમા નીકળી પડજો ડાકટરો કાકા માટે ચોતા આપે છે ભાયખ લાના સ્ટેશનપર હુ નહી તો ડાકટર દુબાશ એક મોટર સાથે તમોને લેવા આવશુ કાકા તમોને મળવા માગે છે"

કોઇબી જાતનો મોટો "શોક" સહન કરવાની સ્થિતીમા જો કે મોતી-બાઈ હતી નહી, છતા એક અજબ જાતની હીમત અને બહાદુરીથી તેણી આ નવો ટટકો ઝીલવા દાત પીસીને તૈયાર થઇ અને ત્યારે આખરે

ધનજીશાહે નાહાની અને હુલ્લડાઈ કરી પોતાનાજ જીવપર જાસ્તી ગુજારી હતી !

મોતીબાઇને પોતીકા ચોમેરના દુખ અને ગભરાટ વચ્ચેથી એરચની આવી "સ્ટુપીડીટી", માટે અતીસય ચીડ ચઢી પહેલા થોડાકવાર તો તેણીને સમજજ નહી પડે કે હવે કરવુબી શુ ? અરેરે ! રખેને આ બીજી વખત એનણુના 'હાર્ટ' ક્રેમપનો ગલબો એવણુના દુશમનને પ્રાણઘાતક નીવડે ! પોતાની ગમે તેવીબી અકળામણ વચ્ચે એક નાની ચીજ મોતીબાઇને કાઇક મગરૂરી સાથ મોટો સતોરા અને સધ્યારો આપતો હતો અને તે ટેલીગ્રામ માહેલો એક તદન નાનકડો વાકય હતો --

"કાકા તમોને મળવા માગે છે !"

બસ ! તુરત મોતીબાઈએ આયાને અને જીવણુને ઘટતા હુકમો આપી પોતાનો કોકો તૈયાર કરવા માડયો તુરત વેળા સાથે કાઈ ઝાઝા પેટી-પેટારા લઇ જવાની જરૂર હતી નહી અને તેમ કરવા માટે વખતબી હાથમા હતો નહી મુબઇ જતી ત્રેન ૩-૧૫ વાગતે ઉપડતી હતી, અને લગભગ ઘડીયાલમા ૨-૩૦ વાગી ગયા હતા ચાહેનુ એક કપ પી લઇ પાઊના ટોસ્ટની બે કાતરી જમા લઇ તેણી જીવણુ અને આયા સાથે ૩-૧૫ વાગતાની ત્રેનમા મુબઈ જવા માટે ઉપડી ગઇ

× × +

જી આઇ પી રેલ્વેના એક ફરસ્ટ કલાસ કમપારટમેટમા બારી આગલ ખુણામા ચપાઇ બેઠેલુ તે ગમખ્વારી ઉદાસી અને ચીતાનુ નાજુક પુતળુ ખરેજ એક સુદર શોકાતુર પીકચર હતુ પુનાથી ભાયખાલા સ્ટેશન સુધીની લાબી મજલ કાપતા મોતીબાઇએ પોતાના જીવ ઉપર શુ કષ્ટી વેઠી હશે, તે તો મોતીબાઈનુ મનજ જાણુતુ હતુ તે પહેલા વરગનો ડબ્બો તદન ખાલી હતો એ બી એક રીતે કમનસીબીનીજ બીના હતી, કેમ જે તેણીના બેતાબ મારી ગયલા મગજને કોઈ પારકાની સગતથી યા હાજરીથી જરૂરજ કાઇ સધયારો અને રાહાત મની હોત બાઇ સાહેબની આયા તેમજ જીવણુ તો થર્ડ કલાસમા હતા મોતીબાઇની આગળ તેણીના

જીગર કચડી નાખનાર ભેજુ ભખાની નાખનાર ડગાળ નીચારો મીવાય બીજુ કોઇજ હતુ નહીં પણ તે જાલમ જફાકાર મુસાફરીનો બી અત આવ્યો

બરાબર ૭ ને ૩૦ મીનીટે પુનાની એક્ષપ્રેસ ભાયખલા સ્ટેશનના પલેટફોરમ ઉપર આવી ઉભી બેહદ આતુરતાથી મોતીબાઇએ બારીની બાહેર ડોકયુ તાણી તાણીને ત્યા પલેટ ફોરમ ઉપર એરચને જોવાની આશામા ટીંગાયા કરયુ એરચની તો કાંઈ ધનનસન દીઠી નહી ત્રેન લગભગ પાચ મીનીટ ત્યા થોભી હશે આયા ને જીવણબી ઉતરીને ત્યા તેણીના ડબ્બા આગળ આવી ઉભા—

"કાય—જીવણ—એરચશાહ અહી આયાછ કે ' તુને કેડે પ્લોટફોરમ પર દીઠ્યા '"

"નીહ બાઇજી—એરછ છેટ દીછતા તો નથી!" જીવણે પાછુ આમ તેમ ડોકયા તાણી જવાબ વાળ્યો

અરે! એમ કેમ? એરચ ક્યા હતો? શુ ટેલીગ્રામમા ત્રેનનો ટાઇમ લખતા તેણે કાઇ ગફલતી કરી હશે? હવે શુ કરવુ? સીધ્ધુ 'મોતી મીનાર'મા જવુ કે ભાડેની ટેક્ષી લઇ વેસાવે એકદમ ઉપડી જવુ? પલેટ ફોરમ ઉપર ઉતરીને બેહદ અકળામણ અને ગુચવણ વચ્ચે આ બાપડી એકલવાઇ અબળા પોતાનુ નાનકડુ મગજ હવે શુ કરવુ તેના નીચારમા ગુગલાની નાખતી હતી પણ બીજી પળે તેણીનો ઉતરી ગયલો નુખડો અચબુચ ખુલી ગયો એક ભાડેની ટેક્ષી જોશમા ત્યા પલેટફોરમની બાહેર ધસી આવીને ઉભી રહી આહ! એરચ અને આવ્યો ખરો! ડોળા ફાડીને ઇતેજારીથી માતીબાઇએ તે ટેક્ષીમાથી કાણ ઉતરે છ તે જોયુ—અને—અને——

બીજી મીનીટે એરચ બહમન બહેરામને બદલે ડાકટર બમનશાહ દુબાશ તેમાથી બાહેર કુદી પડીને તેણીની સામે આવી ઉભો!

'ડા૰ દુબાશ! કાય, એરચ નહીં આયો કે ' એવણુ—ધનજીશાહ કેમ છે?" તેણીએ ધ્રુજતા ઉશકેરાયલા સાદે પુછ્યુ, અને ચીંતાતુર

ડોળાઓ ઉઘાડી ઓમના મ્હોડા સામે ટગર ટગર જોયા કરયુ પણ બમનશાહ ડાકટરનો ચહેરો રાબેતા કરતા વધારે શોકાતુર હતો મોતીબાઇના બદનમાથી ધાસ્તીનુ એક નાનુ લખલખુ પસાર થઇ ગયુ

અ ડાકટર, કહોની ?—એવણ હમણા કેમ છે ?" તેણીએ પાછુ રડમસ અવાજે પુછ્યુ

"એવણુ હમણા જરાક વધારે નબળી હાલતમા છે, મોતીબાઈ" ઓમ ધીમા અવાજે બોલ્યો કાંઈ ઘણીજ ધાસ્તી રાખવાનુ કારણ નથી, પણ એવા કેસોમા કઇ કહેવાય નહી તમોને મળવા ઘણુાજ 'એન્કશીઅસ' છે મને અહી આવતા જરાક 'લેટ' થયુ—માફ કરજો। હવે ચાલશો ?"

"પણ કહા ?—મકુ આપુને હમણા કહા વેસાવ઼જવુ પડશે કે ?"

"હાસ્તો ઓફ કોર્સ । મી૦ ધનજીશાહ હમણા ત્હાજ છે આખો વખત તમારે સારૂ બોલબોલ કરયા કરેછ ચાવો નહીં તો પછી જતા અધારૂ થઈ જશે જો !"

મોતીબાઈ એક પળ જરા ડગડગીને અચકી ઉભી આ પહેલીવાર તેણીને જીદગીમા જાણે કાઇ નહી સમજ પડે એવો વસવસો મનમા લાગ્યા કરયો ડાકટર બમનશાહ દુબાશના બોલવાની રીતભાતમા તેણીને કાઇ અજબ રીતે વીચીત્ર અને અણુજાણ્યુ જેવુ દીસ્યુ

"આપણી સાથ આય જીવણુને આયાબી આવશે કેની ?"

"આયાને જોઇએ તો સાથે લેવો, પણ જીવણુને તો પાધરો "મોતી મીનાર"મા જઇને બધુ સાફસુફ તઇયાર રાખવા એરચે હોકમ આપ્યોછ કોઇબી પળે ધનજીશાહને પાછા ત્હા લઇ જવા પડે એમ છે"

મોતીબાઇના હાથ ડડા આઇસ જેવા થઈ ગયા હતા છેલ્લા કેટલોક દીવસોની ચાલુ જીગર કચડી નાખનારી મનની મુઝવણુથી એક તો તેણી અથાતથા થઈ રહેલી હતી, તેમા પોતાના ખાવીંદની ભયભરી બીમારીની વાત સાભળતા તેણી પુરી ધ્રુજી પડી હોઠ કરડીને ચીંતાતુર

બવા માથ તેણીએ થોડીક પળ ડાક્ટર ઓમ દુબાશના ચહેરા ગમ જોયા કીધુ—જાણે તે તબીબના માથામા ઘુમતા ભીતરના વીચારો તેણી પાર બવા માગતી હોય!

ડાક્ટર ઓમ દુમારો ચુપચુપ મોતીબાઇના હાથમાથી પોર્ટમેંટો લીધો અને ટેક્ષીકારમા તે ગોઠવ્યો ત્યારબાદ તેણીને અદર ગોઠવી આયાને શોફરની આગળ બેસાડી પોતે મોતીમાઈની પાસે ગોઠવાઇ બેઠો

'જા, જીવણુ, તેણે જરા ઠસ્સામાજ જીવણુને હોકમ કરયો, 'તુ પાધરો શેઠને બગને જા, અને બધા બારી બારણા ઉઘડાવી નાખી બગલો સાફસુક કરાવી નાખ શેઠનુ બીછાણુ પથોડીને તઇયાર રાખજે કદાચ અમે લોક બધા અરધી ગતેબી આવી પુગ્યે——ચાલો હાકો!"

આ છેલ્લો હુકમ શોફર માટે હતો, અને બીજીજ પળે કડકડાટ ટેક્ષીકેબ ત્યાથી વેસાવે જવા નીકળી ચાલી!

\+ + +

રાતના આઠેક વાગતાનો એકાત અમલ હતો શાત ઠડી સ્વચ્છ લહેકી વેસાવાના આખા કીનારા ઉપર રૂપેરી ચદ્રની સાથે મળી જઇને એક જાતની મીઠી ઠડી વાતાવરણ ફેલાતી રહેલી હતી ઘણા બગલાઓની અદરની બતીઓબી કયારની એક પછી એક બુજાવવાની શરૂ થઈ ચુકી હતી "રૌનક કોટેજ"ના પોરચીકોમા તેમજ અદરના ઓરડાઓમા બળતી રોશની હજી બુજાઇ હતી નહી આવો—આપણે બે મીનીટ જરા અદર ડોકયુ કરયે!

"રૌનક કોટેજ"ના ડ્રોઇગ રૂમની બને બાજુ બે બેડરૂમ હતા આ માહેલા એક બેડરૂમમા પાચ જણા ક્યારના કાઇક ઇતેઝાર જીવે આપસ-આપસમા વાત કરતા બેઠેલા હતા આ પાચ જણામા એક તો કોટેજની જવાન માલેકન દીનુ વકીલ, બીજો તેણીનો પીત્રાઈ જેહાગીર મહેરહોમજી, ત્રીજો ઘરડો મોહસીઉદ્દીન, ચોથો વકીલ કુટુબનો વીશવાસુ પુરાણો પારસી બાવરચી સોહલો અને પાચમો 'રૌનક કોટેજ"નો રખેવાલ માલી ગોપાળ હતો

"ઓય આવતાજ હોશે, બાઈ!" સોહલો ધીમા અવાજે બોલ્યો "સવારના એેવણુ ચાલી ગીયા તહેરે મને બરાબર કહી ગીયા કે ઘણુ કરી સવા આઠ સાડાઆઠને સુમારે બાઈ સાથ હુ આની પુગશ મારા હાથમા વીસ રૂપીઆ આપીઆ, અને કહયુ કે એમાથી પાચ આચ માલીને આપજે હુ તો બમનશાના મ્હોનાપર એ છુટા પાછા મારને—પણુ તમારો મજબુત હોકમ કે બસ એ લોકને અહીયા આવવાજ દેવા એટલે હુ ચુપ રહયો મને આય બેઉ સુવાના એાેરડા તૈયાર રાખવા એેવણે કહયુ કહેજે સવારના તો અમે પાછા ચાલ્યા જઇશુ ને પછી—"

"મોટર આવી—ખબરદાર!" મોહસીનુદીને બારી આગલથી અચણુચ અદર આવીને ખબર આપી સોહલો અને ગોપાલ માલી બાહેર ગયા પોતાના બેડરૂમને અદરથી અડગરો મારી દીનુ, જેહાગીર તથા મોહસીનુદીન અદરજ છુપાઇ રહયા

ક્રોધ, ગુસ્સા, ધીક્કાર, ફીટકારને મારે જોરમા હોઠ કરડી રાખી દીનુ ધકધક થતી છાતી સાથે ચશમચોર ચડાળ બમનશાહ દુબાશની વળી આ નવી શુ ગોળા લડાઇ છે, તે જાણુવા બધ બારણુાની ફાટને કાન લગાડી એક જાતના ઝનુની ચહેરે ખોટી થતી પુતળાની માફક ઉભી હતી

બીજી મીનીટે એાેટલાની સીડીપરથી ચઢી ડ્રોઇગ રૂમમા ડાકટર બમનશાહ દુબાશ હસ્તે ચેહરે દાખલ થયા, તેવણુની પછવાડે મોતીબાઇ તથા આયા પણુ અદર આવી!

નાટકના તખતાપર જાણે એક ત્રાજીડી ભજવાતી હોય એમ મુગામતર ત્રણુ જણુા તે ડ્રોઇગ રૂમમા ગોઠવાયલા હતા ખચીત જાણે તે બંગલાની અદર કોઇ માણુસ મોતની કીનારીએ છેલ્લો હાફો તાણુતુ હોય એવોજ કાંઇ દેખાવ પહેલી નજરે પડતો હતો

દીવાનખાનામા દાખલ થતાને વાર મોતીબાઇ બીધેલે મહોડે હપ કરતી એક સોફાની ઉપર બેસી ગઇ હતી વચમાની એક મારબલની ટીપાઇને અઢેલીને અદબવાલી ડાકટર બમનશાહ દુબાશ પોતાના વારનીશના શુઝ ગમ

નજર ઠેરવી રાખી મુગો ઉભો હતો

ખાસ્સી એકુ મીનીટની ખામોશી પછી આસ્તેથી તેણે પોતાના ડગલાના ખીસામાથી ચામડાનો સીગાર કેસ કહાડયો

ડોળા ઉઘાડીને બેહદ ઇતેજારીથી મોતીબાઇએ ફગળાયલે ચહેરે ઓરડાની ચારો દીવાલો ગમ નજર ફેરી—અને બીજી સેકડે અચાનક જાણે એક જોરાવર વીજળીનો ઝટકો કોઇએ પાછળથી બરડામા લગાડયો હોય એમ જબરદસ્ત આચકો ખાઇ તેણી એક છલાગ સમેત ઉઠીને ઉભી થઇ

"મારા ધનજીશાહ કાહ છે?" તેણી ડઘાયલા અવાજે બુમ મારીને બોલી

પણ બમનશાહ દુબાશ કાઇ જવાબ આપવાની ધુણમા હતા નહી. મહોડામાની સીગાર સળગાવવામા તેવણ ઘણાજ મશગુલ થઇ રહેલા હતા બીજી અડધી મીનીટ ખરેજ બહુ બીહામણી ચુપકીદીમા પસાર થઇ ગઇ એકમેર પોતાની સીગારના સળગેલા છેડાને જોયા કરતો આ હેન્ડસમ બ્લેકગાર્ડ, બીજી મેર દહેસ્ત અને ભયકર શકાને મારે જડ થઇ ઉભેલી બ્યુટીફુલ લેડી, ત્રીજી મેર ઓરડાના ખુણામા પુટલાની માફક સ્થીર ઉભેલી આયા—આ ત્રણ જણાનો ગૃપ ખરેજ એક રસીક "ટાબ્લો વીવા" રજુ કરતો હતો

"ડા૦ દુબાશ!" અતે મોતીબાઇએ પાછુ અકળાઇને મોટેથી પુછયુ "ધનજીશાહ કાહ છે! શુ આય બગલામા-હમણા-તેવણ નથી!"

"નહી"

'અહી નથી?" મોતીબાઇએ ગળગળતા દબાયલા અવાજે પ્રતી ઉત્તર અપ્યો "તાહરે તેવણ હમણા કાહ છે?"

ડા૦ બોમે મહોડામાથી ધુમાડાનો એક ગોટો કહાડયો-તેની ગમ ચુચી આખ્યો કરી જરાવાર જોયુ-અને પછી સેહજ મુછમા હસ્યો

'હુ જો ભુલતો નહી હોવુ તો તમારા ધણી હમણા ખડકીના હોટેલ મેત્રોપોલમા હોવા જોઇએ," તેવણે ઘણાજ ઠડે કલેજે જવાબ વાળ્યો.

મીસીસ બમન બહેરામના મુખડાપર ધાસ્તીની, ધીક્કારની, ગુસ્સાની અને લાઇલાજીની નીશાણીઓ જોર પકડતી જતી હતી

"શુ તમે મેડ થયાછ કે હુ મેડ થઈછ, બમનશાહ! દુખ ખમતા ખમતા હવે મારૂ માથુ ફાટી જાયછ તમારામા ગ્રહસ્થાઇપણાનો છાટોબી હોય તો મને ખરૂ કેહો અહી મને આવા શરમભરયા તરકટથી એચી લાવવાની તમારી શુ મતલબ છે?"

"પૈસા, મોતીબઇ, પૈસા!"

"પૈસા?" એટલે?—શાના પૈંસા? એ આય શુ કહેવાય!"

"મોતીબઈ બમન બહેરામ, ઉરફે માહાતાબ જાન મહેમદુ ઉસ્તાદ! તમે નકામા ઉશ્કેરાયા કરશો તો કાલનો દુકાળ આજે પડશે ધીરજથી મને પુછતા હોવો તો બધી ખુલાશાથી હુ વાત કરૂ જરા બેસશો? મને શાતીથી સભળશો?—"

"બોલો, બોલો! મારો જીવ ઉકલેછ—જલદીથી બોલો!"

"જીવ ઉકળતો હોય તો ઠડુ પાણી પીવો એમ અકળાઇને હાથ પગ અફારશો તેથી તમે કાઇ આય મકાન આજે રાતે છોડી જઇ શકવાના નથી અહીનો માલી અને અહીનો પારસી રખેવાલ કાલે સવારના તમોને પાછુ મ્હોડુ દેખાડશે આય એકાત બગલામા તમે ગમે તેટલીબી ચીસ પાડીને વાજ વળશો તો કોઇ મુવુ જીવતુબી તે સાભળી શકવાનુ નથી મોતીબઈ. સવારના ૮ વાગતા સુધી તમે અહી મારા કેદી છેવો!"

"તમારા કેદી!!"

"હા! મારા કેદી! ચોકકસ ખાત્રીથી માનજો કે હુ તમારા બાલનેબી ઈજા કરવાનો નથી કાલે સવાર પછી તમે છુટ થશો! પછી તમુને ગમે તાહ જવાની છુટ છે જાઓ—આય પાસેના ઓરડામા જઇ અદરથી બારણુ બધ કરીને નીરાતે હવે સુઈ જાઓ! આય આયાને સાથે લેતા જાઓ અહી કોઇ તમોને વાકી આગલીબી લગાડશે નહી તેનો હુ જોખમદાર છેઉ'"

ગુસ્સાની એક દેવી મીસાલ આ હેડસમ બ્લેકગાર્ડ તરફ ઘુરકતી જઇ મોતીબાઇએ તેનુ આ છેલ્લુ બેઅદબ બોલવુ હોઠ કરડેલા રાખીને સાભળયા કીધુ હતુ પણ અંતે તેણીનો તીક્ષણ પોકાર આખા ઓરડામા

ત્રમધમી રહયો—

'એ શુ તમારા બધો વાહીયાત મઢબકારો છે ! હુ અહી એક મીનીટથી થોમવા સાફ ના પાડુ છ અન્તર ઘડી ગાડી બોલાવો અને મને પાછી મુબઇ મારે ઘેર જવા દેવો,—નહી તો અહી કોઇ પાસેના બગલામા જઈને હુ તે લોકની મદદ માગુ છ!—ચાલ આનમારી !——"

પણ "માનીતી" આયા આનમારીને જાણે લમ્વો થઇ આવ્યો હોય તેમ તે ઝમબખત તો અદબ વાળી ભીતને અઢેલી ઠસજ થઇ ઉભી ! ઓમની ભરાવદાર મુછ ઉપર વળી પાછુ આગળુજ ત્રાસદાયક હસ્‍ુ પઠરાયુ—

"એ તમારી બધી 'હીસટેરીક્સ' ની મે અગાઉથી ગણત્રી કરીજ રાખેલી ઉતી હુ દલગીર છેઉ, પણ આજે રાતના તમે આવ ઓરડામાથી બાહેર જઇ શકો એ બીલકુલ બનવાજોગ છેજ નહી ! દરેક બારી બારણુા બધ છે, અને આય ડાચતુ બારણુ તમે બધ જોવછ તેને બાહેરથી અડગરો મારેલો છે તમે જરા મારી આખ્ખી વાત સાભળો તો કદાચ ઠડા પડશો સાભળો, મોતીબઈ, તમારા ધણી હરડતા કરડતા, ફરતા હરતા હમણુા સારી પખે તદરોરત છે"

હાકથી કહો, એકદમ ઉશ્કેરણીના સબબે કહો, ચા નહી ધારેલી ધાસ્તીને મારે કહો—મોતીબઇને આખે તમ્મર આવી ગયા અને ફરજ્યાત તેણી સોફાપર પાછી ફસડાઇ બેઠી આ નહેરુ' ઘડીએ તેણીના દેમાગમા નહી સમજ પડે તેવા ક્રોધ ઝમકમાટના સોળા ઉઠતા હતા પણ આખરે તેણી વળી ઝોક ખાઇને તતણુખાર ખડી બેઠી અને હાફવા પડી—

"તમે એક બેશરમ હીચકારા, મુજી છેઓ ! મારા ધનજીશાહ તમુને કોરટે ઘસડીને પુરે પુરી સજા કરાવશે, પોતાની આબરૂનો જવાબ માગશે—"

"આસ્તે, આસ્તે ! ખાલી પીલી કલ્લા ના પાડો ! ધનજીશાહ બમ-નબહેરામ પોલીસ કોરટનો કેસ માડવા સારૂ બીજા ત્રણેક મહીના જીવતા રહે એવો મને તો ભરોસો નથી"

"શરમ છે—ધીકકાર છે તમારી ઉપર એવુ બોલતા તમારી જીભબી

ખરી જતી નથી !"

"નહી ! જીભ એ કઇ ઝાડ પર વળગેલુ પાત્રુ નથી કે જરા જરામા ખરી પડે ! મોતીબાઇ—તમે મારૂ બોલવુ સમજેલા લાગતા નથી હુ એમ કહેવા માગુછ કે પોતાની ધણીયાણી એક બેગાના મરદ સાથ નાસી ગેઇછે એ વાત જ્યારે ધરડાજી જાણશે ત્યારે તેવણનુ ખરખર દરદર થયનુ હારટ પુરૂ ધોસમોરકુ થઇ જશે—શુ સમજ્યા ?"

"અરે એ તમે શુ બોલોછ શુ ? તમે કોણ ઇનસાન છેઓ કે હેવાન છેઓ !"

"હુ ધારૂછ કે આ બેમુરવત બેવકુફ દુન્યાની બેપરવાઇએ મને ઇનશાન કરતા હવે હેવાન વધારે બનાવી દીધોછ મોતીબઇ, ફકત એકજ જણને ખાતર મે તમારૂ અને તમારા ધણીનુ કાટલુ કહાડી નાખવાનો મનસુબો કરયો છે, અને તે એકજ જણ-હુ ડાકટર બમનશાહ બાપુજી દુબાશ ખુદ પોતેજ છેઉ !"

આમ કહી બોમ દુબાશ ઉડયો અને મહોડામા સીગાર સાથ ઓરડાની અદર લહેરે લહેરે આટા ખાવા પડયો સુકકા લાકડા મીસાલ તાટ થઇ જઇને એક નહી તામોશ થઇ શકે એવી ભયાનક લાગણી સાથ મોતીબઇ આ જાલમ તબીબ ગમ ટીકી ટીકીને જોયા કરતી હતી

અત્યત ઠડે જીવે બોમે પાછુ ચલાવ્યુ, "આજની રાત તમોને અહી આય મકાનમા લાવીને પુરવાની મારી ફકત એકલી નેમ એજ છે કે તમારા ખાવીંદ ધનજીશાહ બમનબહેરામના દર્દી મગજનો તમારે માટેનો કગાળ ધખારો બમણા જોરથી વધારે મુસ્તકીમ કરી આપવો—કે તમે ખરેખરજ એક બેવફા, રદબાતલ, બદકાર બેબુનયાદ ઓરત છેઓ ! એથી બે ચીજ થવા પામશે એક તો એ કે ભેજુ ખસી જવાથી બુઢો પોતાનુ વીલ નવેસરથી કરીને પોતાના હકદાર ભત્રીજાને બધી દોલતનો વારેસ પાછો બનાવશે—કે યાતો નામોશીના ગમમા અથા તથા થઇ રહેલો એ ધરડો થોડા દહાડામા ખાપરી જશે !—"

મોતીબઇના જીગર ઉપર જાણે તાવેલુ સીસું હમાણુ રેડાતુ હતુ

તેણીનુ આખુ બદન હદ બાહેરની જબુન ધીકકારની લાગણીથી થરથર ધુજતુ હતુ

"ડા૦ દુબાશ ! તમે એ ફાદુફાદુ શુ બોલોછ ? મને લાગેછ કે તમે મારી કાઇ ઘણી ઘાટકી મશકેરી કરોછ !" તેણી હવે ગળગળતા અવાજે ખરે મને કરગરી પડી

'હુ ફરી કેહુછ કે એવી બાબદમા મશકેરી કરવાનો મારો સરેસ્તો નથી મોતીબઇ, તમે એક ઉચી "સ્ટેક" ને ખાતર તમારી બાજી ખેલ્યા–તેવીજ ઉચી "સ્ટેક"ને ખાતર હવે હુ મારી રમત રમુછ—બીજુ કશુ વધારે નથી"

કેટલી વીચીત્ર નહી કલ્પી શકાય એવી એક સ્થીતીમાં તે જવાન બાઇ પોતાને હમણા જોતી હતી ! આ ઘડીએ મોતીબાઈનો ગુસ્સો વધારે જોરાવર હતો, તેણીના દીલમાનો ધીકકાર વધારે મજબુત હતો, યા તેણીના જીગરમા પેઠેલુ ધાસતીનુ લખલખુ વધારે સખત હતુ તેબી તેણી નકકી કહી શકતી હતી નહીં આ તો વળી હદ થઇ અત્યાર સુધી ધરી રાખેલી હીમ્મત તેણીએ હવે છોડી દીધી અને બે હાથે મહોડુ ઢાકી તેણી ધસાધસ રડી પડી

"એક બીલકુલ દીવાના આદમીના સપાટામા હમણા હુ છેઉ !" તેણી ડચકા ખાતા મોટેથી બોલી 'નીચ કુતરા ! મારા જેવી એક એક લવાઇ છોકરીનુ સત્યનાશ વાળવાથી તારા હાથમા શુ આવવાનુ છે ? મે તારૂ શુ બગાડયુછ ?—"

"મારૂ નહી,—મારા દોસ્ત એરચ બહમનબેરામનુ ભવીષ્ય તમે બગાડયુ !"

"એરચ બમનબહેરામ !"

"હા—તમારો જો રસ્તો એક વખત બરાબર થઇ જાય તો ભવીષ્યમા 'મોતીમીનાર'નો, 'કોહીનુર કેસ્ટલ' નો અને તમારા ઢાખરાની લગભગ ૨૦ લાખની દોલતનો એરચ એકલો વારેસ થાય ! યાને ચદરોજમા તમારા સેવકને તેમાથી પચાશ ટકાનો લુમકો ભાગમા મલે"

મોતીબાઈની છાતી હવે ખચીત ગુગલાતી હતી એટલા તો કરારના જીવે આ ભયાનક તેણીનો હમનબર્દ પોતાની બુરી બાજી સમજાવતો ત્યા બેઠેલો હતો કે તેણીના હાડકે હાડકા ધ્રુજી રહયા હતા

ડા૦ બોમ દુબાશે મહોડામાથી ચીરૂટ પાછી બાહેર ન્હાડી—થોડોક ધુમાડો ફુકયો—અને પછી ધીમા કાતીલ અવાજે પાછુ ચલાવ્યુ—

"જીદગી એક જબરદસ્ત લડાઇ મીસાલ છે મહોબત અને લડાઇમા દરેકે દરેક ચીજ વાજબી કહેવાયછ એક મકકમ ખતપત્રથી આય સાટુ એરચ બહમનબેરામે મારી સાથ કીધેલુ છે"

"ઓ ખોદાય! આય માણસથી હુ કેટલી આજવેર ઠગઈ!! હુ હવેજ જોઉછ, હીચકારા બદમાશ, કે તુ એક આદમી નથી—તુ એક ઢોર છે!—"

"આ તુચ્છ દુન્યામા જો દરેક માણસ જાતની જીવતી ચામડી ઉખેડી તળેટીએ બારીકીથી જોશો તો—મોતીબાઇ-તે કેહેવાતુ 'આદમી' મોટે ભાગે ઢોરજ તમુને માલમ પડશે!"

એક ઝીણુ—બહુજ ઝીર્ણુ—હસ્યુ બમનશા દુબાશની મુછ ઉપર વળી પાછુ આ અડધી ડજનમી વખત પથરાયુ તેવણે સીલીગ ગમ જોયુ અને પછી સીગારના સળગેલા છેડાપર વળગેલી રાખ આસ્તેથી ખખેરી

ઓરડામા મોતીબઇના કદણુ શ્વાસો શ્વાસ તથા ઘડીયાલની સીહા ટીક—ટીક સીવાય બીજુ કશુ સભળાતુ હતુ તે ડાકટરે પાછુ શરૂ કરયુ—

"આજે સવાર સુધી તમે 'કોહીનુર કેસ્ટલ'ના રાજ કરતા રાણી ઉતા—હવેથી તમે એક રદબાતલ નજીસ કગાળ કસકુનમ દદા તરીકે તમારા ધણીની નજરમા મુકરર થયાછ! કાલે સવારે તમે હજાર જાતના ખુલાસા આપશો પણ કોઈબી સાધારણ ભેજુ ધરાવતો માણસ તમોને માનવાને તૈયાર થવાનો નથી—સીયાય કે તે સાવ દીવાનો હોય!—"

"બસ—બસ! મુગા રેહો! તમુને સાભળતા બી મને કપારી છુટેછ—"

"કાલે સવારના તમો ને હુ અહીથી ચાલી જઇશુ—પણ જરૂર પડશે તો પાછળથી આય તમારી આયા કે જેણીને આય કામમા મદદ કરવા માટે

મે એકસો રૂપ્યાની લાચ આપીછ તેણી અને આય બગલાનો માલી અને અહીંનો પારસી કારભારી, જે લોકોનેબી મે બરાબર કુચી આપી રાખેલા છે, તે લોકો તમારા ધનજીશાહને ગવાહી આપી શકશે કે આપરે બે જણા અહી આજની આખી રાત આય મકાનમા સાથેજ રહેલા હતા ! દુન્યાને સમજવા દેઓ કે તમે મારી સાથ નાશી આવીને તમારી અસમત શર મીંદગીની ખાકમા ફેકી દીધીછ બસ તેજ મારી મતલબ છે અને તે ખોટી પાડવા સાૃ, મોતીબાઇ, તમારી પાસ એકબી સાક્ષી હાજર નથી——હે ?"

ઓમ દુબાશે જબરદસ્ત ચમકીને પોતાના જમણા હાથના બધ બારણા ગમ જોયુ પેલી મેગ બેડરૂમની અદરથી કોઇ બારણાની કડી ઉઘાડતુ હતુ એકજ પળ બીજી—અને ઓમ છલાગ મારીને ઉઠી ઉભો થયો !

દીનુ વકીલ આસ્તેથી ત્યા હોલમા ચાલી આવી તેની સામે એક ઇનિ સાફની દેવી મીસાલ નાકના ફીફડા ફફડાવતી કમરે બે હાથ ટેકવીને ઉભી રહી હતી !

"મોતીબાઇની તરફથી સાક્ષી તરીકે હુ હાજર છઉ, ડા૦ દુબાશ !" તેણીનો કરડો ગુસ્સાભેર અવાજ ઓરડાની ચુપચાપ વચ્ચે ઓર ભયાનક રીતે ધમધમી રહયો

અરધી મીનીટ ડાયબાય બનીને ઓમે આ ડોળા કકડાવતી છોકરીના મહોડા ગમ એક ચીતે જોયા કર્યુ સીલીગ ફાટીને ઓચીંતો તેના પગ આગળ એક સળગેલો બબગોળો તુટી પડયો હતે તો તેથી ઓમ દુબાશ એટલો ચોકતે નહી ! સ્વપનેબી વકી નહી રાખેલી દીનુ વકીલની હાજરી આવે રાતને વખત વેસાવાના તે બગલામા દેખી તે બ્લેકગાર્ડ બસ તાટજ બની રહયા !

"દીનુ !!—યુ !—યુ હીયર ?" તેણે ફગળાઇને પુછયુ

"હા—હુ અહીંજ છેઉ ! કદાચ તમોને ભાન નહી હોશ કે એક પરણેલી આબરૂદાર જુવાન બાનુને જબરદસ્તીથી નસાડી લઇ જવાનો ફોજદારી ગુનાહ કરવા ઉપરાત તમે "ત્રેસપાસ"ના ચાર્જ માટેબી જોખમ-

દાર છેઓ ! મારા બે માણુસોને કુચી આપવાના હમણાજ તમે ફડાકા માર્યાં, પણ દેખાઇતી રીતે તે કુચી તમે અવળી રીતે આપેલી લાગેછ !"

સેત્રજની એક જીતની બાજીમા નહીં ધારેલુ મુશકેલ પ્યાદુ એકાએક પેચાઈ જવા પામ્યુ હતુ ! ડા૦ બોમ દુબાશ જેવો એક રજેરજનો હડ-હડતો સ્કાઉનડરલબી આ ન ધારેલા ઉલટાઇ ગયલા મામલાથી બેબાકળો જુનો સાવજ બની ગયો ! દીનુ વકીલને હવે જવાબ બી શુ દેવો તે પણ તેને હવે આવડયુ નહીં

'જીદગી એક લડત છે, ડા૦ દુબાશ" દીનુ દાત પીસીને બેહદ તીરસકારથી બોલી, 'અને તમારી લડતનો લટકો ફટકો આપણે હવે સવાર પડવાની અગાઉજ કરી નાખશુ હમણા અહીના પોલીસ ફોજદારને બોલાવવા મોહસીનુદીન ગેયલાજ છે—તેટલા તમે આય ઇઝીચેરપરજ બેસેલા રહેશો તો મહેરબાની થશે !"

આ બધો વખત મોતીબાઈ ત્યા સોફા ઉપર ઉધે મસતક ફસડાઇ પડલી હતી દેખાઇતી રીતે તેણી બેહોશ થઇ ગયલી હોવી જોઇએ, કેમજે દીનુ ત્યા ઓરડામા દાખલ થઇ, અને બોમ દુબાશ સાથે તેણીને આટલી તડાતડી ચાલી, તોય તેણીએ ડોકુ ઉચકી તેઓ તરફ જોયુ હતુ નહીં દીનુએબી પોતાની અથાગ ઉશકેરણીને મારે આ લાઇલાજ પડેલી છોકરી આગળ જવાનુ ભાન રાખ્યુ હતુ નહી થોડીક પળ બોમે દીનુ ગમ એકકી ટગરે ટીકયા કીધુ, પણ પછી તે બારે ગાઠ ગઠાયલો તબીબ પોતાનો રાબેતાનો મન પરનો કાબુ પાછો મેળવી શકયો ઇઝીચેરના હાથાપર તે ગોઠવાઇ બેઠો

"અલબત, મીસ વકીલ, તમારી હાજરી મારે મે આજે ગણત્રી રાખેલી નહીં ઉતી તમે પુને જઇનિ મોતીબઇ તરફથી જબાની ગમે તે આપો તે સામે મને કઇ બી વાધો નથી હુ મારો ગેમ રમી ચુકોછ ! જીતુછ ક હારૂછ તે તો હવ જોવાનુ છે !—ઇટસ એ ટોસઅપ ! હુ તો ધારૂછ કે મારૂ કામ પાકુ થયુછ, અને તમારી હઝારો ગવાહી છતા તેની જોઇતી અસર કાલ સુધીમા થઇ જશે—"

"ચુપ રેહો , તમારી ઝેરી જબા બધ કરો એકદમ !—"

"તમે અને મોહસીનુદદીન અહી વેસાવે પધાર્યાછ તો કદાચ તમારા પનોતા આશરામા હમણા અહીં કેઠે પેલા તમારા માનીતા કઝીન જેહાગીર મહેરહોમજીબી ભરાતા સતાતા રહેલા હોશે !—ઓહ! ધેર યુ આર ! બાઈ જોવ !"

આ છેલ્લો ઉદગાર બોમ દુબાશના મુખમાથી અચણુચ મોટી બુમ સમેત નીકલી પડયો, અને એક ભુસ્કો મારી તે કુદી ઉભો થયો ! પાસેનાજ ઓરડામાથી જેહાગીર મહેરહોમજી ખુદ પોતે નીકલી આવી એક જાતના ધાસ્તીભર્યા મહોડા સાથ પીઠ પાછલ બે હાથો કરીને પોતાની સામે ઘુરકતો ઉભેલો બોમે જોયો બે કાતીલ હમનબરદો એકમેક ગમ છેડાયલા ભુડોની માફક ડોળા કકડાવતા હતા

અતે તે ભયભીત ખામોશી બોમ દુબાશેજ તોડી —

"ઓહ—આઇ સી !" તે જડબુ પીસીને બોલ્યો "બધો પવન ત્યારે આય દીશાએ ફુક્તો દેખુ ! આય જેનટલમેનબી હુ ધારૂછ કે પોલીસ ફોજદારને સારૂ અહી ખોટી થતા હોશે, મીસ વકીલ !"

જહાગીર બે કદમ આગળ વધ્યો તેના ડોળાઓમાથી બસ જાણે ગુસ્સા અને ધીકકારનો અગાર ખરી પડતો હતો

"નહી !" તેનો ધ્રુજતો ધાડો અવાજ ઓરડામા રાતને વખતે કાઇ ઓર બીહામણી રીતે ગણુગણી રહયો, "હુ તારે વાસ્તે અહી ખોટી થાઉછ તારી સાથનો મારો છેલ્લો હીસાબ ચુકતે કરૂ તેની અગાઉ અરનેસ્ટ-મની તરીકે—ચડાલ—!"

અચણુચ જહાગીર એક સાવ દીવાના સખશની પેઠે બોમ દુબાશના આગ ઉપર ધસ્યો !

પણ તેજ પળે વીજળીની ઝડપે દીનુ એકમેકના લોહીના તરસ્યા બે દુશ્મન હરીફોની વચ્ચે બે હાથ પોહળા કરીને આડી ઉભી—

"જહાગીર ! મારા બગલામા આય પ્રમાણે મારામારી હુ તુને કરવા દેવાની નથી નહી, તુને મારા સમ છે ! આય મુજી માણસ સાથે

(જુવો સફો પ૨૨)

પાસેનાજ ઓરડામાથી જેહાગીર મહેરહોમજી ખુદ પોતે નીકલી આવી એક જાતના ધાસ્તીભર્યા મહોડા સાથ પીઠ પાછલ હાથ કરીને પોતાની સામે ધુરકતો ઉભેલો ઓમે જોયો એ કાતીલ હમનમરદો એકમેક ગમ છેડાયલા જુડોની માફક ડોળા કકડાવતા હતા

અને તે ભયભીત ખામોશી ઓમ દુઆશેજ તોડી —

"આહ–આઇ સી ? તે જડબુ પીસીને બોલ્યો "બધો પવન ત્યારે આથ દીશાએ ફુકતો દેખુ ? આ જેનટલમેનબી હુ ધારૂ છ કે પોલીસ ફોજદારને સારૂ અહીં ખોટી થતા હોશે, મીસ વકીલ ?"

હમણા વધારે પચાતી કરતો ના"

"'એસોલ્ટ'નો વળી નવો ચાર્જ માથે હોરવા માગતોજ હોય તો હુ તદ્દન તૈયાર છેઉ, જહાગીર મેહેરહોમજી! પણ એક ફોરજરી અને એક ખુનનો આરોપ તારે સારૂ આય તારી 'સ્ત્રીટી' તદ્દન પુરતા ધારેછ—"

"યુ સ્કાઉનડ્રલ! યુ બીસ્ટ!—"

જહાગીર વળી પાછો ઓમના દીલ ઉપર ધસ્વા જતો હતો, પણ એકાએક કોઇએ તેનો હાથ પછ્વાડેથી ઝાલી લીધો અને નહીં ધારેલો એક કોમલ નસોસ અવાજ પછવાડેથી તેના કાને પડયો—

"ખામોશ!"

જહાગીરે અચકીને પછ્વાડે જોયુ તેનો હાથ પકડી લેનાર બીજુ કોઇજ નહીં પણ પેલી અત્યાર સુધી બેશુધ્ધ પડેલી બાઇ હતી!

"ખામોશ!—મારે ખાતર હવે એ બધ કરો! હુ માગી લેઉછ!" મોતીબાઇએ હવે અતીશય કરગરીને દબાયલા જીવે કહ્યુ પણ તેણીનો જીવ દેખઇતો ફરતો હતો ભટ કરતી તેણી ત્યા જહાગીરના પગ આગળ ભોય ઉપર ઢગલો થઇને ફસડાઇ બેઠી

દીનુ તુર્ત તેણીની આગળ દોડી ગઇ અને બહુજ માયાથી તેણીને ઉઠાડીને પાછી સોફા ઉપર સુવાડી—

"તમે બીહો ના, બહેન!" તેણી વાહાલથી મોતીબઇનો બરડો પસવારી બોલી—"હવે હુ તમારી આગલજ છેઉ આય કગાલ પારસી હવે તમુને કઇ કરી શકવાનો નથી તમારા લોક વચ્ચેની બધી વાત મે ને આય જહાગીરે ને મારા મોહસીને સાભલીછ!—"

મોતીબઇના જીગરમાથી એક ગમગોસાર નીસાસો નીકળી પડયો—

"ઓ ખુદા! આય તારો કેવો બચાવ! ઓ તમે કોણ છેઓ? મુબારક! તમે–તમે અહીં?—તમે પારસી છેઓ?–અરે તમે!–તમે?—"

બસ! હદબાહર તણાઇ રહેલી મોતીબઇની નર્વઝ વધારે વખત ટકી શકી નહી દીનુને ગળે બે હાથો વીંટાળી તેણીની છાતીમા પોતાનુ મ્હોડુ છુપાવીં તે બીચારી અભાગણી અબળા એકવાર પાછી ડુસ્કે ડુસ્કે કળવા-

હને ગડવા પડી—

પણ બોમ દુબાશને તેટલા અરસામા પોતાનુ હવ પછીનુ પ્રોગ્રામ મનમા નક્કી કરી લેવાને પુરતો અવકાશ મળ્યો હતો તેણે પોતાની ઈગ્રેજી પીક કેપ માથે ઓસી અને સીધ્ધો દીનુ મોતીબાઇ બેઠેલા હતા ત્યા આવી ઉભા—

"મીસીસ બહમનબેહરામ ! મીસ વકીલ ! તમે મારૂ નામ કામ જાણોછો. આજે જેબી પગલા મે ભર્યાછ તેનો જવાબ ઘટતે વખતે અને ઘટતી જગ્યાએ આપવા હુ તૈયાર છેઉ હુ અહીં વધારે વાર ખોટી થવા ચાહતો નથી–પણ હુ મારી 'રીસપોનસીબીલીટી' સમજુછ તેમજ મારી ખાત્રી છે કે એક ખુની ફારજરગને અહી છુપાવી રાખવાની તમારી જવાબદારીબી તમે બરાબર પીછાણુતા હોવાજ જોઇએ તમે તમારૂ સુજ્યુ કરી લેજો—હુ મારૂ સુજ્યુ કરી લેવશ"

આમ બોલતા સાથ ધડાકાબધ બોમ આરડાના બધ કાચના દરવા જાની અડોઅડ ગયો, અને આખના પળકારામા એક જોરથી કડડાવીને લાત તે બારણુ ઉપર લગાવી કડાકા સાથ તે બારણાને બાહેરથી દીધેલી કડી તુટી ગઇ–બારણુ ઉઘડી ગયુ–અને હજી દીનુ, જહાગીર, મોતીબાઇ આપ્યો બોલી જુવ તેટલા તો ડા૦ બહમનશાહ દુબાશ તે મગનો છોડીને બાહેર કોણુ જાણે કયા નદારદ થઇબી ગયો !

---

## પ્રકરણ ૫૪ મુ.

### "અરે ! અરે !! અતે તારી નીચ ખુનીયાહ ને પુરવાર કરી આપી !!"

આપણા ખલનો પરદો પાછો બદલવોજ પડશે જે વખતે–આવીસ મી સપટમબર ૧૯૦૬ની બાક્ષમ રાત્રીએ—વેસાવા ખાતે દીનુ વકીલના બગ સામા બધુ રપુચકકર રમખાણુ ચાલી રહેલુ હતુ ત્યારે બરાબર તેજ દહાડે એક બીજી જગ્યાએ વળી જુદુજ નાટકનુ પાત્ર ભજવાતુ હતું !

પુનાની નજદીકમા આવેલા ખડકી મધે કેનટોનમેટ સરહદમા એકલ ડોકલ એકજ હોટલ છેલ્લા કેટલાક વર્ષો થયા પોતાનુ ગાડુ ધીકે પાપે ગબડાવ્યુ જતુ હતુ "ડુઠાની રાડને ડમકો ભારી !" ઇન મીન અને સાડે તીન ઓરડાઓવાળુ આ થર્ડ કલાસ હોટલ ખરી રીતે પુછો તો એક બેઠ્ઠુ મુરડાળ મુસાફરખાનુ હતુ-પણ નામ જુવો તો "હોટલ મેત્રોપોલ !"

આજે—તા૦ ૨૨ મી સપટેમબરે—બપોરથી "હોટલ મેત્રોપોલ"ના મારા નસીબે નહી ધારેલા બે માનવતા પારસી વીઝીટરો આવી ચઢયા હતા બુત્રોર્ગ તવગર ખાનબહાદુર ધનજીશાહ બહમનબહેરામ અને તેવ ણના જવાન ભત્રીજા શેઠ એરચશાહની પનોતી પધરામણી પોતાના ગરી-બડા હોટલમા થયલી દેખી હોટલ મેત્રોપોલના ઘરડા પારસી માલેક બેજ-નજી કાપડયાનો હરખ આજે માતો સમાતો હતો નહીં

તેવણ આ ચીકામદાર બીલ્લુની ઉલટભેર આગતા સ્વાગતા કરતા બપોરના બાર વાગતેથી પચોતેરેક ડોકડ ખાઇ ચુકયા હતા

પણ આ સાણુસુકાળ્યા હોટલ—પ્રોપ્રાયટરની બધી હાફ્‌હુફ અને દોડધામની ધનજીશાહ શેઠ કાઇ ઝાઝી નોટીસ લેતા હોય એમ દીસ્તુ હતુ નહીં તેવણ પોતાના ભત્રીજાની સાથે હોટલમા બપોરે બારેક વાગ-તાને સુમારે આવ્યા ત્યારથી પોતાના ઓરડામા માદા મરઘાની માફક ગોધઇ બેઠા હતા

"જાઓ-મને જરા સુવા દેઓ ! મારા જીવને ઠીક નથી !" ધનજી-શાહે સાજે ચારેક વાગતે તો અતે બેજનજીને રોકડુ પરખાવી પોતાના ઓરડામાથી ત્રીજીવાર ખખેરયા હતા, "જો કોઇ મને મળવા હમણા હોટલમા આવી લાગે તો મને તુરત જણાવજો હુ ગમે તેટલો બી ઉઘા-યલો હોઉ તોબી મને ઉઠારજો-સમજ્યા કે ?"

"વારૂ સાહેબ !"

"હજુ કોઈ-કોઇજ-મને અહી મળવા નથી આવી ગીયુ ? તમાસી ખાત્રી છે ?"

"અરે હારે, સાહેબ-હજી સુધી તો કોઇજ મુવુ જીવતુ નથી ફરકયુ

આવશે કે તુરત તમુને ચેતાવશ, મુરબ્બી !"

પણ "મુરબ્બી"ને આવો જવાબ કયાથી ગમે ? એરચના સીરીઆ ઉસ ઠોબરા ગમ એક ઉડતી નજર ફેકી ધનજીશાહ ખસીયાણા જેવા ખોલ્યાપર લેટીને જુઠઠુ જુઠઠુ કાસવા પડયા પેલા નનામા લખનારે તેવ- ણને પાહડ જેવો ખડકી વેર ધક્કેલો ખવાડયો—અને બાર વાગતાના હવે લગભગ સાજના સાડા ચાર થવા આવ્યા તોબી મેહમદુ ઉસ્તાદનો બાપ બપાવો હજી કોઈ ગોઠવણ મુજબ હોટલમા આવી પુગ્ગો નહી–એટલે પોતાની હમણાની લડડતી હાલતમા આવી જાતની ફોકટ હલામણથી ધનજીશાહની દાળ બમણી બળી જતી હતી

"એરચ !–નખોદ ગીયો કોઇ પેલો હજુ આવી તો નથી મુવો ! મને તો લાગેછ કે તાહરે આખરે કોઇની બનાવટજ હોવી જોઇયે !"

"મે તો તમુને ખતી ખતીને સમજાબ્યા, કાકાજી—પણ તમે મારૂ માનોજ નહીં તો પછી હુ શુ કરૂ !"

"પણ ઇડીયટ ! ચાન્સ લેવામા ગીયુ શુ ? કાય નહી વખતે કોઇ ખરૂબી લખતો હોય ? વળી આપણે નહીં અહીં આગ્યે તો મારા દીલમા દગદગો રહી જાય આય તો હવે મન મોકલુ થયુ કે વાતમા કઇ દમ નથી ! જરા અહીં ધકકો ખાવો પડયો–એજ કેની ?"

'હા–પણ એ ધકકો તમે શુ જોખમે ખાધોછ તેનો બી વીચાર આપુને કરવો જોઇયે, અકલ !"

"તુ તો ગાડો છે ! જરા મને સેહજ ઠાક લાગીછ–બાકી બીજી રીતે કઇ મારૂ હાટ આજે મને હેરાન નથી કરતું ! છે તે—કેમ જાણ્યુ ? હજુબી–હવે પછીબી–એ કાય નહી કુટી નીકળે ? એણે તો આપુને રાતના આઠ વાગતા સુધીનો ટાઇમ આપ્યોછ—"

"તમે રાતના આઠ વાગતા સુધી અહીં થોભવા માગોછ ! કાકા, એ આજે તમે કરવા શુ માગોછ !"

"મને ભેજા દુખણુ નથી જોઇતુ ! જા–તુને જોઇયે તો જરા બાહેર કલાક બે કલાક કેઠે આટો મારી આવ ! હુ અહીજ છેઉ આઠ 'વાગતા

અગઉ હુ હવે અહીંથી ખીસવાનો નથી. નવ્વાણું તોહ ભયો સો !"

\+ + +

સાજના પાચ વાગ્યા—છબી કાસીકુસીને ખાનબહાદુરે વજાડયા— સાતના ટકોરાબી ધડયાલે ડોળા તણુાની તણુાવીને થોકયા ! અરે એનુ સત્યાનાશ જાય એ મહેમદુ ફહેમદુનુ ! કાઈ ડજનેક વખત ધનજીશાહે બેજનજી કાપડયાને તેડાવી મગાવ્યા કરી કોઈ મલવા આવ્યુ છે કે નહીં તે બાબે પુછ્યા કર્યું હશે પણ અભાગ્યા બેજનજીએ તો વલ્લુ કોહુ કરી હમેશા બસ એકનો એકજ જવાબ આપ્યા કર્યો—

"નહીં મુરબ્બીજી સાહેબ, હજી કોઇ આયું નથી"

બરાબર આઠ વાગતે એરચ બાહેરથી રખડી રઝલીને હોટેલમા પાછો આવ્યો તે કાકાજીને એકદ્દ્ય મીઝાઝે બરખેલાફ જોવાની વકીમા તેવણુના બેડરૂમમા ગયો પણ ઓ નવાઇ ! એરચની મોટી અજાયબી વચ્ચે કાઈ નધારેલી રીતે કાકાજી સુવા તો ઉલટા ખુબ રગમા હતા !

"કેમ એરચ, આયો કે દીકરી ? પેલો કોઇ હજુર ફટકયો નથી જો!"

"અરે કોણુ આવતુતુ ને કોણુ જતુતુ કાકા ! હવે તમારી ખાત્રી થઇ ? કોઇએ સાવ આપુને બનાવ્યા લે ચાલો મારા તો તાસા સેકાયછ ખાનુ કહારવા કેહુ કે ?"

"હા, કહારવા કેહ—મને બી ભુખ લાગીછ ને પછી ચાલ જતે"

ખાણાની ટેબલપર એરચે જોયુ કે કાઈ વીચીત્ર રીતે ધનજીશાહ દેખઇતા ખુશાલ હતા તેવણુથી મલક મલક હમણુા બસ હસાઇ જવાતુ હતુ એરચથી તે વીશે એશારો કરવા વીના રહેવાયુ નહીં"

'શુ છે, અંકલ, કઇ ઘણા ગેલમા છેઓ ?"

"એરચ, મારા પેટમાનો મોટામા મોટો ધસકો દુર થયોછ ! જો એ મહેમદુ કે કોઇ બીજો આવી ચહડતે તો મારી છેલ્લી આશાબી જતી રહેતે પણ તુ સાજે ગીયા પછી મે ઘોલ્યાપર પડયો પડયો એકલે જીવે પાછો ઘણો વીચાર કીધો મે બસ મારૂ મગજ હવે ફેરવ્યુછ ! મને લાગેછ, માઈ બોય, કે મારી મોતી સાથ મારેથી જોઇએ તે કરતા

વધારે કઠણુ થઈ જવાયુ છ ”

બે આપ્યો પોરપરાક બોલીને એરચ તો બેહદ અચરતીથી કાકાને એકકી ટગરે ટીકવા પડયો ! આ વળી એકદમ ધાખરાના ભેજાનુ ચકરડુ ફરી કેમ ગયુ હશે ?

“ યે ! શુ મારા મહોનાપર હીરા જડયાછ ? એમ ધુવડની કાની માફ ડાચુ શાનુ ભોપયા કરેછ ? બોલની !”

“ હુ શુ બોલુ ? તમેબી કાકા કોઇ વખતે એવા એક છેડાપરથી બીજા છેડાપર ભુસ્કા મારોછ કે હુ તો ગભરઇજ જાઉછ ”

“ નહી, એરચ ! બસ, આય નનામા કાગજથી મારી ખાત્રી થઇછ કે મોતીની અને મારી વચ્ચે ખતરો પાડવા કોઇ નીચ માણુસો તાગડો રચેછ બસ ચાલ, હવે મારો જીવ તલપાપડ થાયછ પુતે જતાને વાર હુ એને મારી પાસ બોલાઉ, અને જરા ધમકાવી ખખરાવીને બધુ સમાધાન કરી નાખુ એમ કહા સુધી ચાલે ?”

× × ×

જ્યારે ‘ કોહીનુર કેસ્ટલ ’ ના પોરટીકોમા મોટર ધનજીશાહને અને એરચને લઇને આવી ઉભી ત્યારે બરાબર કમપાઉડના વડયાલમા નવના ડોકા વાગતા હતા હૉલમા પેસતાજ ઝડપમા ધનજીશાહ એક સોફા કોચપર બેસી ગયા સ્પષ્ટ રીતે તેવણુ આ ધડીએ બહુજ મનની ઉશકેરાયલી હાલતમા હતા સોફાપર અઢેલીને તેવણે આસ્તેથી પોતાની છાતી દાબના માડી

“ શુ છે, કાકા ? સારીકાની તો છેઓ કેની ? વરી દુખારો થાયછ કે ?”

‘ હા—પણુ બીહતો ના એરચ —એ તો જરા અમથુજ ‘એકસાઇટમેટ’ ને લીધે થઈ આયુ છ ! જા જરા મારા ઓરડામાથી પેલી લાલ દવા લઈ આવ એ તો હમણા નીકળી જશે, ને——હા ખરા, જરા તારી કાકીનેબી અહી જલદી બોલાવ ”

એરચ સપાટામા માળપર દોડયો, પણ તેને દવા સાથ પાછો આવતા લગભગ પાચેક મીનીટનો વીલબ લાગ્યો ધનજીશાહનો દુખારો એટલી વારમા અલબત બહુ વધ્યો હતો તેવણુ દવા સપાટામા ઓટી ગયા

"શુ થયુ—કેટલો વાર લાગો ?" ધનજીશાહ કાઇક ઇતેજારીથી દવાના કડવા મહોડા સાથજ નસોસ અવાજે ફફડયા "મોતીને તે કહયુ કે ?"

એરચ જરા ગગેટાયો

"કાકી મારપરનો કેઠે નથી ! એવણુની આયાબી દેખાતી નથી ઉભા રહેવો, કાકા હુ જરા જીવણુને પુછી આઉ રામદીન, રામદીન !"

તેજ પળે રામદીન હાજર થયો

"રામદીન, જીવણુ કહા હય ? જાવ ભેજ દેવ ઉનકુ ઇદર જલદી"

"શેઠજી, બડે બાઇ ઔર જીવણુ ઔર આયા તો આજ સબેરકુ હયાસે ચલ ગયે"

ચમકીને એરચે ભભરાયલે મ્હોડે રામદીન ગમ જોયુ—

"ચલ ગયે ? સબેરકુ ? એ કયા દીવાનાકી માફક બકતે હો !"

"હા, હુઝુર તીનો અગયારા બજે મોટરમે ટેસનપે ચલા રહા—ઓર જીવણુ મેરેકુ બોલ ગયા કે બાઇજી મુંમબઇ જાત હૈ"

"મુમબઇ ?" પોતાની છાતીમાની વેદના છતા ધનજીશાહ ધરરર કરતા ઉભા થયા "મોતી મુબઇ ચાલી ગેઇ ! એ આય ઇડીયટ શુ ફાટુફાટુ બોલેછ, એરચ ? બરાબર પુછની !" તેવણે હરણફાડ થઇને બોખરા અવાજે બુમ પાડી

"જરા તમે શાત થાવ, કાકા હુ બરાબર ખબર કહાડુછ જીવણુ અને આયા સાથે ગેઇછ એટલે એટલા ગભરાઓછ શુ કામ ? તમે જરા લેટેલાજ રહો"

'અરે બયુ' તારૂ લેટવાનુ ! મને કઇ તરેહવાર વીચાર આવેછની મારો જીવ ગભરાયછ, એરચ એને જરા દાબીને પુછની પણુ ! મોતીબઇ કઈ કહી ગઇછ ? કઇ કાગળ બાગળ મુકી ગેઇછ ? એ આપુને———મને જરાબી ચેતવ્યા વગર મુમ્બઇ ચાલી ગેઇ ?—એટલે શુ ?'

"રામદીન," એરચ હવે પરદેશી ભૈયા તરફ ફર્યો "તુમ બરાબર બોલતા કયુ નહી ? બાઇ તેરેકુ કુચબી બોલકે ગઈ ?"

' કુચબી નહી, શેઠજી એક પાકીટ લેકર જીવન ઓર આયા સાથ મોટરમે બયઠ ગઇ શોફરકુ મય પુછા તો ઇને કહા કે તીનો આગગાડીમા બયઠ કે પુનેકા ઠેસન પેસે મુમબઇ ચયે ગયે "

ઢગલો પુંજો થઈને ધનજીશાહ સોફા ઉપર પાછા ટપકાઇ પડયા દશ મીનીટની વાતપર તેમના ચહેરાપર ખુશાલી અને મલકાટનો જે છાપ હતો તે હવે એક જાતની અચુક ફાળ અને નાસીપાસીના પડછાયામા બદલાઇ ગયો એરચે જોયુ કે બુઢાજીનો ચહેરો ધાસ્તી ઉપજાવવા જોગ હદે ઉજળો સપ માગી ગયો હતો, અને તેવણુના બેઉ હાથ પાદડાની માફક ઠરઠર ધુજતા હતા પણ તેજ પળે બાહેર પોરટીકો ઉપરથી કોઇએ કોલ બેલ વજાડયો તે ટેલીગ્રાફનો એક સીપાઇ હતો

અરજંટ ટેલીગ્રામનુ એક પીલુ પરબીડુ ઝડપમા એરચે ઝુટવી લઇ રીસીટપર સહી કરી આપી

"તમારે નામનો અરજંટ તાર છે, કાકા" તે કાઇક બીધેલે અવાજે બોલ્યો, 'ઉખેડીને વાચુ ?"

ધનજીશાહનો દેખાવ હમણા એક જીવતા આદમીના કરતા એક મુડદાને વધારે મળતો આવતો હતો અરજંટ ટેલીગ્રમ !! તેવણુની છાતીમા જાણે કોઈ ધગધગતો સલીયો ભોકી દેતુ હોય તેમ તેવણુ આ કગાળ ઘડીએ દબાઈ જતા હતા પણ કાકાના જવાબ માટે એરચ થોભ્યો નહી સપાટામા ટેલીગ્રામ ઉખેડી તેણે તે મન સાથ વાચ્યો અને પછી ૮પ કરતો કે પાસેની ખુરસીપર બેસી જઇ બે હાથે પોતાનુ મહોડુ ઢાકયુ

"કેમ, શુ છે ? બોલની ?" ધનજીશાહ ગડમેસ ખોખરા સાદે કગળી પડયા

એક ઉંડો નીસાસો નાખી એરચે તે બદબખતીનો સદેશો ધનજીશાહના ઠઠડતા હાથોમા મેલ્યો તે જબરો લાબો ઇગ્રેજી ટેલીગ્રામ નીચે મુજબ હતો —

"ખા૦ બા૦ બમનબેહરામ
કોહીનુર કેસ્ટલ, પુના

માહતાબ તરફથી

મારી તરફની તમારી વરતણુકથી બીલકુલ નીરાશ થઈ

હુ તમારો આશરો સદાને માટે છોડી ગઈ છુ, અને જે શખ્શ મને અથાગ પ્યારથી મને ચાહેછ તેની પનાહમા ગઇ છુ તમારા પૈસાને ખાતર હુ તમને પરણી, પણ જોઉ છુ કે મારૂ દીલ હુ તમોને આપી શકતી નથી અલબત મારા જેવી એકવારની રદબાતલ જુદ્દીન ઓરતની ટોક તમારે ગળેથી પોતાની મેલે નીકલી ગઇ, તેથી તમે ખુશીજ થશો અમુને શોધી કહાડવાની તસદી લેતા ના—અમે તમારેથી ઘણે દુર હવે નીકલી જઇશુ મરતાં સુધી હવે હુ મારા આગલા ચાહનેવાળા યારને છોડીશ નહી તે સત માનજે તમારી ખડકીની ગેરહાજરી મેજ રચી અને તેનો લાભ લઈ હુ તમારૂ દલદર છાપરૂ હમેશાને માટે છોડી ગઇ છુ જીરાણને મે મુબઈ મોકલી દીધો છે

**માહતાબ."**

ઓરડામા એક મીનીટની ભયભીત ચુપકીદી પથરાઇ. અતે જ્યારે એરચે ડોકુ ઉચકી કાકાગમ જોયુ ત્યારે તેવણ ત્યા સોફા ઉપર બીલકુલ બેભાન થઇને પડેલા હતા તેવણનો શ્વાસ ચાલતો હતો—પણ તેવણના ફીક્કા ચહરા ઉપર સ્પષ્ટ મોતનો છાપ હતો !

---

## પ્રકરણ ૫૫ મુ.

### ધાઓ, ધાઓ—ને કરમમા હોય તેટલુ ખાઓ !!

પુનાનો "કોહીનુર કેસ્ટલ" બીજે દહાડે સહવારના ૨૩ મી સપટેમબરે ગમીમા ગીરફતાર હતો તે દીવસે ખાન બહાદુર ધનજીશાહ બમનબહેરામ બીલકુલ કાહેલી હાલતમા બીછાણે પછડાઇ પડેલા હતા

સારી રાત ડાકટરોની દોડ અને બબ્બે નરસોની ચાપતી સારવાર છતા બીમાર શેઠયાનુ લેપકુ ગળેપકુ હાર્ટ પાછુ અખ્તયારમા આવી શકયુ નહીં હતુ. એરચે ટેલીગ્રામ કરી મુબઇથી મોટા ઇગ્રેજ હાર્ટ-સ્પેશીઆલીસ્ટ કરનલ હચીનસનને બોલાવી મગાવ્યો હતો; અને તેણે ધનજીશાહને તપાસીને મત

આપ્યુ કે કેસ ઘણો દેખાઇતો ગભીર અને નાસીપાસી ઉપજાવનારો હતો

ધનજીશાહ કાકાની સહવારે જેવી દસ વાગતે જરા આખ લાગી કે એરચ પોતાના ખાનગી ઓરડામા જઈને ભરાયો તે અભાગ્યાનો જીવ કાકાની આવી ઘડીપળ સ્થીતીને સબબે સીકે ટીંગાઇ રહેલો હતો ! કાકાનુ મુરદુ બેહસ્ત જાય કે દોજખ—તેની એરચને ભલ કનવાર હતી ! તેને તો ફકત કાકાજી સાથ પાચજ મીનીટ—હા, ફકત પાચજ મીનીટ–ઘણુજ અગત્યનુ, ઘણુજ તાકીદનુ જીવ સટોસટનુ કામ કહડાવી લેવાનું હતુ ! તે શુ ?

વાચનાર–તે તુને કહેવાની જરૂર નથી ! આ હીનઅકકલનો ભત્રીજો પોતાની કાકીના હક ઉપર લાત મેલી કાકાજી કનેથી એક નવા વીલ ઉપર છેલ્લી ઘડીએ કાઇ તેવણુ સહીનુ ખીલાડુ ચીતરાવી લેવા માટે બસ તાતો વીરખો પડી ગયલો હતો

પણ કાકા મરેરે મુવા ! તેવણુ દગો દેતા હતા ! જરા ઘડી ચપકો સુધ્ધીમા આવે તો એરચને ચાન્સબી મળે કેની ? તેવણુ લોઠપોઠ થઇને એવા જબરદસ્ત પછડાઈ પડેલા હતા કે કોઇબી પળે ચપ કરતા કે જીઓ કરી જાય ને કોરવાળી દીયે એવો મામલો" તુરત વેળા તો નજરે દીસ્તો હતો

એરચે એકવાર પાછો પોતાના ડગલાના ખીસામાથી આગળી રાતે આવેલો એક નનામો અરજટ તાર બાહેર કાહડયો અને કપાલના એક ચીસ્લા સાથ તે પદરેકમી વખત ફરીથી વાચ્યો

"બધુ બરાબર અહીં રધાયલુ છે કાલ સહવાર સુધીમા ડોસા પાસથી જરૂરજ પેલા ડોકયુમેન્ટ પર સહી કરાવી લેજે ઘણોજ ચોપમા રેહજે સહી લેવા માટે એક પળનીબી તક ગુમાવતો ના ! "

ફફડી ચટકીને એરચે લાઇલાજ ગુસ્સાને મારે તે તારનું કાગજ્યુ ડુચો કુચો કરીને પાટલુનના ખીસામા ખોસ્યુ અને પછી જડબુ પીસીને કાકાના બેડ રૂમમા પાછો ગયો તેની છાતી હદબાહરની ઉસ્કેરણી અને ઇતેજારીને મારે ધક–ધક–ધક ઠોકાતી હતી !

આહ ! જો ઘરડો ફક્ત બેજ મીનીટ જરા સહી કરવા સાવધ થાય–

ફકત બેજ મીનીટ ! !—

ધનજીશાહ અગ્યારેક વાગતે પાછા જાગ્રત થયા કરનલ હચીનસન ખડેપગે તેવણુના માથા આગળજ ઉભેલો હતો શેઠે ઉઠતાને વાર તામનીસ કરવા માંડી ડાકટરની ગમે એવી બી સમજાવટ, ચેતવણી છતા તેવણે બસ ઝુમાયલા અવાજે પટપટારો કરવાજ માડયો

"એરચ, મારા દીકરા, તમે શોકો અમથા ફાફા મારોછ ! હુ હવે જીવવાનો નથી ! હુ મુવો ! પેલીએ અતે મારો જીવ લીધો !"

આટલુ બોલતા સમેત દીબો તાણીને ધનજીશાહ રડવા તેમજ ડચકા ખાવા પડયા કરનલ હચીનસન તો મ્હોડુ કુમલાવીને એરચ ગમ ડોળા કહાડવા પડયો પણ એરચ શુ કરે—મરે કે માંદો પડે ? તેની ગમે તેવીબી કાકલુદી કાકાજી સાભળતાજ કયા હતા ?

"જા—દોડ—એરચ, તરત કોઇ વકીલને બોલાવ નહીં, નહીં, કોઇ સોલીસીટરને બોલાવ મારૂ વીલ—મારૂ છેલ્લુ વીલ—હુ બદલી નાખવા માગુછ—"

કરનલ હચીનસન હવે પહેલીવાર દેખઇતો ગુસ્સે થયો

"મારા હોકમને ના તાબે થઇને મારો કેસ જો તમે બગાડવા માગતાજ હોવો તો પછી અહીં મારૂ કામ નથી" તેણે ખરે મને છેડાઇને તરારો કરયો "ને જો તમો મને ઉભોજ રહેલો જોવા ઇચ્છતા હોય તો હુ વકીલ કે સોલીસીટરનુ નોનસન્સ હમણા ચાલવા દેવાનો નથી તમોને હમણા ગુપચુપ શાત પડી રહેલુજ પડશે"

એરચ અદબવાળીને નીચી મુડીએ ઉભોજ રહયો કરનલ હચીનસન મોટે મ્હોડે બોલતો હતો ખરો—પણ તેથી આ જવાન ભત્રીજાજીના પેટમા કેમ કુતરા બીલાડા દોડતા હતા તે તે કયાથી જાણે ? આની મેર ધનજીશાહ કાકા ઉલટા વધારે ઉશકેરાઇને બીછાના ઉપર તખલ તખલ કરવાજ લાગ્યા દરેક મીનીટ આમ બીલકુલ નહી ઇચ્છવાજોગ અશાતીમા તેવણે કાઢી. ઘડીકમા તેઓ રડતા, ઘડીકમા કાસતા, એક પળે ડાકટરને અપીલ કરતા, તો બીજી પળે એરચને કરગરીને વીલ બદલવા સ્રારૂ કહેતા

"તમે મારા મનની બેચેની શુ સમજોછ? ઓહ, ડાકટર, હુ તમોને શુ કહુ? બીજા પાચેક મહીના પછી એ રદબાતલ મુસનમાનીને પેટે એક છોકરૂબી અવતરવાની વકી છે!—"

બે હાથે મહોડુ ઢાકી ધનજીશાહ ખરેખર કમકમવા લાગ્યા એરચ ભડકીને એકદમ તેવણુની નજદીક આવ્યો

"શુ બોલ્યા? કાકા, તમે હમણા શુ બોલ્યા? ચાર પાચ મહીનામા–"

"હા, તે નજીસ ઓરતને હમણા મહીના છે! ઓહ, એરચ, મારો જીવ ધુજેછ! ઓહ, હુ શુ બોલવા માગુછ—મારથી બોલાતુ નથી! શુ મારી દોલત–શુ બહમન ખાનદાનનો પૈસો એક ગુનેહગાર સ્ત્રીના હરામ ઇલ્લતના–ઓહ!—"

ધનજીશાહ પાછા બેશુધ્ધ થઇ ગયા હતા એવણુની નાડી પોતાના હાથમા આખો વખત પકડી ઉભેલા કરનલ હચીનસને ડોકુ ધુણાવ્યુ બીમારની "પલ્સ" પાછી બહેકતી જતી હતી કરનલ હચીનસને તુરત તેવણુના હાર્ટની ઉપર કાઇ સ્ત્રીકનાઇન "ઇનજેકટ" કીધુ

એરચના જીગરપર હમણા ખચીત એક પહાડી પથરો હતો

અરે અફસોસ! અફસોસ! અતે કાકા તેને દગો દેતા હતા! બધી તેની મહેનત અને ગુનાહ લાઝમ થઇ જતી હતી! અતે પેલા નાપેકાર બોમ દુબાશનો બધો નીચ તાગડા અકારત જતો હતો નફામા એક સુખી ઘર ભાગીને કાકાનો જીવ લેવા સીવાય એરચ બમન બહેરામથી બીજુ કશુ વધારે મેળવી શકાયુ હતુ નહી

પણ ધનજીશાહ બમનબહેરામની જીદગાની કાઇ ઓર ચીવ્વટ હતી અરધો એક કલાક પછી સ્ત્રીકનાઇન "ઇનજેકશન" ની અસરથી હોય કે યાતો કરનલે તેવણુના ગળામા રેડેલી દવાના પ્રતાપે હોય, તેવણુની પલ્સ પાછી જરા જરા રાહપર આવવા માડી સવા બારેકને સુમારે તેઓએ ફરીથી આખ ઉઘાડી, અને ટસટસ થતા ડોળાએ આમતેમ જોવા માડયુ. છતા આ વાર તેઓ કાઇ અજબ મુગાજ પડી રહયા તેઓને આમ જાગ્રત તેમજ જરા સાવધ જોઇ એરચ કરનલને બાજુએ બારી આગળ

લઇ ગયો

"કરનલ, નવા વીલ ઉપર મારી પોતાની આખી જીદગીનો આધાર છે એક પરકોમની ઔરત એવણુને પરણીને બેવફા નીકળી, તેનુ ગેરકાયદાનુ બચ્ચુ એવણુની લાખ્ખો રૂપીયાની દોલતનો વારેસ થાય—'

"ગેરકાયદાનુ બચ્ચુ ? તમે શુ બોલોછો તે મને બરાબર સમજાવો"

"વેલ છેલ્લે છેલ્લે જે કમનસીબ સજોગો જાહેર થયા, અમારા ખાનદાનની નામોશીની જે બાબતો પુરવાર થઇછે, તે પછી હુ કહેવાને ઘણોજ શરમીદગો છુ, ડાકટર, કે મારા કાકાને માનવાને ઘણા મજબુત સબબો છે કે—"

એરચ આગળ બોલ્યો નહી શુ આગળ બોલે ? એક નેકઝાદ, પતીવ્રતા, પાકઝાદ ઔરતને માટે કપારી છુટે એવુ એક ગલીચ ગુલબાન વધુ ઓચરવાને માટે તેની જીભલી વટીક સાફ ના પાડતી હતી

'ઓહ, આઇ અનડરસ્ટેન્ડ યુ જો એમજ હોય તો પછી હુ તમારા લોકના ખાનગી મામલામા વધારે આડે આવવા માગતો નથી તમે હમણા ઝડપમા એટલુજ લખી કહાડો કે હુ મારૂ છેલ્લુ વીલ રદ કરી મારી સઘળી પુજી મારા ભત્રીજાને આપી જાઉ છુ ને તેની ઉપર આપણે ઓલ્ડ મી૦ ધનજીશાહની સહી લેવાની 'ત્રાઇ' કરશુ, જો કે એવણ સહી કરી શકશે તે બાબે મને શક છે તેવણ જો સહી કરશે તો સાક્ષી તરીકે હુ મારી સહી આપશ"

"ઓહ, થેકયુ, હુ તમારો ઉપકાર કદીબી ભુલી જવશ નહી એ બાબદ મારે માટે 'લાઇફ એન્ડ ડેથ' મીસાલ છે"

"ઉતાવળ કરો, મી૦ બહમનબહેરામ—તમારા કાકા કોઇબી પળે "સીન્ક' થઈ જાય એવી હાલતમા છે—જલદી લખી કાહડો"

ઝડપમા એરચે પોતાના ખીસામાથી એક ટાઇપરીટન તાવ ખેચી કાહડયો એક કોરા સફેદ તાવ ઉપર નીચે પ્રમાણે લખાણ અગ્રેજીમા તૈયારજ ટાઇપડ કરેલુ હતુ !

"મારી પુર શુધ્ધી બુધ્ધીમા હુ નીચે સહી કરનાર ધનજી-

શાહ એદલજી બહમનબહેરામ મારૂ છેલ્લુ વસીયત તદન રદ કરી મારી તમામ માયાપુજીના એકલા વારસ તરીકે મારા ભત્રીજા એરચ મચેરજી બહમનબહેરામને નેમી જાવુ છુ, અને જે ઓરત સાથે મે લગન કર્યા છે તેણીને, અથવા તેણીને જો કાઈ પણ છોકરૂ અવતરે તો તેનેબી મારી દોલતમાથી એક પઈ પણ નહી આપી જવાને ફરમાવુ છુ

લા૦

આ કાગળ એરચે કરનલ હચીનસન આગળ મોટેથી વાચીને સભળાવ્યુ, અને તેઓ પછી ધનજીશાહના બીછાણા આગળ ગયા કરનલે ધનજીશાહની નાડી પાછી પોતાના હાથમા પકડી અને પછી આસ્તેથી ચલાવ્યુ

"મી૦ બહમનબહેરામ, તમારૂ મન સમાધાન થતુ હોય તો લેવો, તમારી ખાહેશ પ્રમાણે તમારૂ છેલ્લુ વીલ રદ કરવાને લગતો ખરડો તમારા ભત્રીજાએ લખી કહાડયો છે મી૦ એરચશાહ, તે જરા વાચી સભળાવો"

એરચે ધીમા સ્પષ્ટ અવાજે એ લખાણુ વાચ્યુ ધનજીશાહનો ચહેરો એકદમ ખુલી ગયો, પણ આગળામા સ્વાન ફાઉન્ટન પેન પકડવા જેટલુ તેવણનામા જોર કયા હતુ ? અને કલમ પકડવાની તાકાત નહી હતી તો સહી કયાથી કરે ?

એરચે તેવણનો હાથ ઉચકીને કાઈ બીલાડુ તેવણ પાસ ચીતરાવવા માટે ઘણાબી ફાફા માર્યા, પણ વ્યર્થ ! કરનલ હચીનસન બી વીચારમા પડયો

"મને લાગેછ કે હમણા એવણ પાસ સહી કરાવવી ફોકટ છે. જોઇએ કદાચ થોડાક વખત પછી આપણે ફરીથી 'ત્રાઇ' કરશુ"

આમ બોલી કરનલ હચીનસને પોતાની સ્વાન પેન પોતાના ખીસામા પાછી ખોસી

નાસીપાસીને મારે ધપ કરતો કે એરચ પાસેની ખુરસીપર ફસડાઈ

પડયો તેજ પળે કડાક દેતુ કે તે ઓરડાનુ બધ બારણુ એકદમ બાહેરથી કોઇએ ઉઘાડયુ !

ઓ !—

એક દુ ખની ચીચીયારી સાથ અદર એક જવાન અબળા ધસી આવી પોઢેલા ધનજીશાહ બહમનબહેરામના પગપર માથુ મુકી બેઅખ-ત્યાર તેણી ધસાધસ રડી પડી !

"ઓહ, ધનજીશાહ, મારા ધનજીશાહ !" એટલોજ બસ તેણીનો દયાજનક કકલાટ નીકળ્યો

તેણી મોતીબાઈ–ધનજીશાહ બહમનબહેરામની નેકજાદ ધણીઆણી મોતીબાઇ–હતી ! બીજી મીનીટે બીજા બે જણા શોકાતુર ગભીર મહોડે દાખલ થયા કાળી સાડીમા સજ થયલી એક બાનુ અને એક શોકાતુર ચહેરાનો જવાન મર્દ હતો વાચનાર તેઓને તુ ઓળખે છે તેઓ દીના વકીલ અને જેહાગીર મ્હેરહોમજી હતા

એક નાનો આચકો ખાઇને પહેલવહેલીવાર ધનજીશાહે જરા હાથનો થેભો દઇ અતરગ બેસવાની તજવીજ કરી મોતીબાઈ ગમથી જેહાગીર ગમ અને જેહાગીરગમથી દીના ગમ તેવણે એક જાતના બીહામણા ફાટા ફાટા ડોળાએ જોયા કીધુ

"મુબારક !" જેહાગીરપર નજર ફેરવીને ધનજીશાહે બહુજ દબાયલા અવાજે માત્ર આટલોજ સાદ કહાડ્યો જેહાગીર હવે આગળ આવ્યો અને ધનજીશાહના બે હાથો પોતાના હાથમા લઇ પોતાની આખોમા ચાપ્યા.

"આય તમારા ધણીયાણી નીરદોશ છે, પવીત્ર છે !" તે ઘણોજ ધીમા પણ સાબુત અવાજે બોલ્યો, "એક નીચ ભયકર તરકટના એવણુ ભોગ થઈ પડતા કુદરતની મહેરથી બચી ગીયાંછ આય બાઇ મારી 'કઝીન' દીનુ સીકદ્રાબાદવાળા નવાબ રૂસ્તમજગની છોકરી છે ધનજીશાહ શેઠ, અમે તમોને અગત ખાત્રી આપ્યેછ કે મોતીબાઇ આજની ઘડી અને કાલના દહાડા સુધી નીરદોશ અને પાકજાદ પવીત્ર છે—"

પણ કરનલ હચીનસને હવે પોતાના હાથમા પકડેલો દરદી હાથ

ધીમેથી બાજુએ મુકયો તે ઇગ્રેજ તબીબના મ્હોડપરનો ચહેરો ચીલ્લો જોઇ એરચબી ધડાક દેતો કે કુદીને ઉભો થયો

"વેલ ! ડોકટર ?" તેણે હેબતાયલા અવાજે પુછ્યુ

'હુ ઘણોજ દલગીર છુ, પણ 'પેશટ' ગુજરી ગયા છે !'

# પ્રકરણ ૫૬ મુ.

## "વર્ષ વેહ્યાં !!"

ખાનબહાદુર ધનજીશાહના મોતથી પુનાના "કોહીનુર કેસ્ટલે" માહેતમનુ કાળુ કફન અખ્ત્યાર કર્યું હતુ ચાહરમ પછી દશમુબી બોલ બોલતા વીતી ગયુ અને એકવારનો આ રગીલો ગાજતો વાજતો બગલો હવે ઉજડ વેરાન બનીને ભખી ખાય તેવો બીહામણો દેખાવ રજુ કરતો હતો

સૌ કોઈ વગેસગે થઈ ગયલુ હતુ એરચ તો ચાહરમને દીવસેજ મુબઇ ઉપડી ગયો હતો અને દસમાને દહાડે દીનુ વકીલ, જેહાગીર મહેરહોમજી તથા મોતીબાઇ પુના છોડીને કોણ જાણે કયા સાથે ચાલ્યા ગયા હતા

અલબતા સોસાયટીના મડળોની અદર બધે બધ ધનજીશાહની જીદગીના છેલ્લા સસારી ત્રાજીક સફા બાબે ચાવાચીવી અને કાનસોરીનો શુમારજ નહીં હતો ખરી વીગતો સમજવા વગર-યા સમજવાની દરકાર રાખવા વગર-એવકુફ પરવારતાઓ મહોડામા જે આવે તે બકયા જતા હતા

સારે નસીબે પોતાની પીઠ પાછળ થતી આવતી કમકમાટભરી બદગોઇનો એક સુખનબી સાભળવા બીચારી મોતીબાઇ ત્યા મોજુદ હતી નહી ગમમા ગીરફતાર બનેલી આ રાક અમલા હાલને કાજ તો સારે નસીબે ખરા દીલસોઝ દોસ્તોની હેતવતી પનાહ તળે પુના અને મુબઇના દલદર નીદાખાનામાથી ઘણે લાબે છેટે પોતાના એકાત દીવસો ગુજારતી હતી

દીનુ–સાચ્ચી લાગણીવાલી, ખરા ખાનદાની જુસ્સાવાલી દીનુ વકીલ–આ છોકરી તરફ કાંઈ અજબ પ્રેમથી હવે ખેચાતી હતી બનતા સુધી તેણી મોતીબાઇને એકલી વીહલી પડવા દેતીજ નહી વાચનાર જાણે છે તેમ મોતીબાઇની હાલત નાજુક હતી બીજા ચારેક મહીનામા તેણીની જીદગીમા પડેલો ભયકર ખાડો પુરવા એક બીજો નાનો જીવ આ ખાકી દુન્યાની અદર આવી પુગવાની તેયારીમાજ હતો

પણ પુના તેમજ મુબઇથી મોતીબાઇની ગેરહાજરીનો અર્થ મરહુમ ધનજીશાહ બહમનબહેરામનુ મીત્રમડળ કાંઈ જુદોજ અને ભલતો ઉઠાવે તેમા નવાઈ શુ ? લોકો તો છડેચોક બોલતુ હતુ કે, "એ તો એની રડ ગઇ અને રમત આવી બુઢા ધનજીશાહના પઇસા હવે એના હાથમા આયા એટલે પછી તમેજ જોજોની એ કેમ લાલ વાવટો મુકી દેશે તે! કોણ જાણે હમણા કહા વટેણા ચાની ગેઇ? એને જરા જુકુઇએબી ભલ ફડર હોશે કે બીચારા ધનજીશાહનુ વરસ દહાડાનુ ક્રીયાકામબી બરાબર થાય છે કે નહીં" ઇત્યાદી

\+ \+ \+

ધનશાહા કાકા ગુજર્યા તેને એક પખવાડ્યુ વીતી ગયુ પેડરરોડ ઉપરના તેવણના "મોતી મીનાર"ના બગલાની વરડા ઉપર આજે તા૦ ૭ મી અક્ટોબર ૧૯૦૬ ને દીને ઇઝીચેરની અદર અરડાઈ પડેલો એક આકાર ગમી અને ઉદાસી, નાસીપાસી અને હાય અફસોસીનુ એક જીવતુ સ્વરૂપ હતુ ઉતરી ગયલા મહોડા સાથ ત્યા ખુરસી ઉપર પડ્યો ફાટેલે ડોળે હાથમા પકડેલુ એક કાગજ્યુ જોયા કરતા એરચ બહમન બેહરામના આ થોડાક દીવસની અદર કેટલો ફેરફાર? હમણા તેના હાથમા ધરેલુ કાગજ્યુ તુરતજ રેજીસ્ટરડ ટપાલમા આવેલુ હતુ તે સોલી સીટરો તરફથી એક નોટીસ હતી એરચ બહમનબહેરામની ખાનાખરાબીનો પહેલો ઘટો હતો!

પુને ધનજીશાહના મરણ પછી ઉથયાણાને દહાડે એરચ મુબાઇ આવતો રહયો મોતીબાઈ કાકીએ તો તેની સાથે એક બોલબી બોલવા

સાફ ના પાડી હતી પણ એટલા ચાર દીવસ દરમ્યાન દીનુ તેમજ જેહાગીર કનેથી એરચે મોતીબાઈ ઉપર ડાકટર બોમ દુબાશે ગુજારેલી જફાની હકીકત પુરતી વીગતવાર રીતે જાણી લીધી હતી

પોતે બદમાશ બોમ દુબાશનાજ એક કેવા મળતાવીશેક મળત્યા સાથ વાત કરતી હતી તેનો સહેજબી ખ્યાલ રાખવા વગર દીનુએ બેહદ કડવાસથી અને ધીકકારથી બોમની છેલ્લી નીચ શરમભરી જાસ્તીનુ વર્ણન એરચની આગળ કર્યું હતુ અને નીચી મુડીએ હોઠ પીસેલા રાખીને એરચે એક બોલબી જવાબમા ઓચરવા વગર સાંભળ્યા કીધુ હતુ

પાછલી રાતના ઉઠમણાની ક્રીયા પુરી થતા એરચે પોતાનો પોર્ટમેટો લઇને પુનેથી ઉઠાગરી કરી હતી તેણે જતી વેળા ફકત એટલોજ સદેશો પોતાની કાકી ઉપર મહોડેથી મોકલ્યો હતો કે તે પોતે મુબાઈ "મોતી મીનાર"મા જઇને થોડા દહાડા રહેનાર છે

આજે સવારે જે રેજીસ્ટરડ કાગળ મીસીસ મોતીબાઈ બહમનબહેરામના મુબઇના સોલીસીટરો તરફથી એરચને મળ્યુ હતુ, તેની તો તેને સ્વપનેબી વકી નહી હતી તે કાગજ એરચે કપાળની કરચળી ચઢાવી કાંઈ દશમી વખત પાછુ અને પાછુ વાચ્યુ હશે તે કાંઈ ઝાઝુ લાબુ નહી હતું, પણ તેના ટુકાપણામાજ સઘળો નખ્ખોદનો, મોહકાણનો મસાલો સમાયલો હતો

"મુબઇ, તા૦ ૬ ઠી અકટોબર ૧૯૦૬.

એરચશાહ મચેરજી બહમનબહેરામ, એસકુવાયર

સાહેબ,

અમારા કુળ મીસીસ મોતીબાઇ ધનજીશાહ બહમનબહેરામ તરફથી અમે તમુને આ લખ્યાથી લેખીત નોટીસ આપ્યે છીએ કે તમારે એવણનુ મકાન "મોતી મીનાર" ૨૪ કલાકમા છોડી જવુ ચોકકસ કારણોને લીધે અમારા કુળ મીસીસ બહમનબહેરામ તમોને પોતાના છાપડા તળે વધુવાર રહેવા દેવા ખુશી નથી અમારા કુળ મીસીસ બહમનબહેરામ તરફથી ઉમેરવાની અમોને ફરમાશ મળી છે કે ભવીષ્યમા મહેરબાની કરી તમારે તેવણની માલેકીના કાંઈ પણ

મકાનમા પગ મુકવો નહી

અમો છીએ, સાહેબ,
તમારા વીશ્વાસુ,
**બ્લેકી, ડાસન એન્ડ કું"**
એટરનીઝ, હાઇ કોર્ટ

\+ \+ \+

૯ મી અકટોબરે સાંજે સાડા સાત વાગતે જ્યારે એરચ બહમન-બહેરામ મુબઈના ન્યુ ચરનીરોડ ઉપર આવેલા "રેલવે હોટેલ"ના પોતાના બેડરૂમની અંદર એક કેનવાસની ફોલડીંગ ચેરમા લેટી પડીને ખાઉ કરવુ જેવે ચહેરે સીલીંગના ભારવટયા ગણ્યા કરતો હતો ત્યારે તેનો અવતાર એક સારા કુટુબના કેળવાયલા જવાન્યા કરતા તુરગમાંથી તુરતનાજ છુટી આવેલા એક ડામીજ બધવાને વધારે મળતો આવતો હતો બાહ ! એ બધુ ચડાળ બોમનુ કારસ્તાન ! તેની સુજે વગર કારણનો એરચ તણાઈ તુટો ! નફામા નખ્ખોદ સીવાય તેને બીજુ શુ મળ્યુ ? હમણા— આ ઘડીએ—એરચના દીલમા બોમની બદમાશીના વીચારે એટલો તો કહેર અને ખીજવાટ ઉપજતો હતો કે ઝનુની ક્રોધને મારે તેના ગળાંમા જાણે કાંઈ ખુટતું હતું

અરે ! એ બોમ દુબાશે આ બધો ડાટ વાળ્યો તે પછી તેની ધનનસલબી કયા હતી ? ડાકટર બમનશાહ દુબાશના મુવાજીવતાનો કાંઈ પત્તોજ નહીં હતો. બમનશાહ શેઠ અને તેવણુના નમુનેદાર નેકખસલત બ્હેન પીરોજબાઇજી મુબાઇથી જાણે સુકાઇજ ગયલા હતા !

ધનજીશાહ કાકા સાથ ઠગાઇ રમી તેવણને ખડકીના મેત્રોપોલ હોટેલમા ખેચી લઇ જવાના બદમાશી ભરયા તાગડામા પોતે બોમ સાથ શરીક થયો—ત્યાર પછી પુને મોતીબાઈ ઉપર બોમે જુઠઠો તરકટી તાર એરચને નામે મોકલયો. તેબી નીચ કાવતરાને પોતે બહાલી આપી—બીચારા ખરખર દરદર થઇ રહેલા કાકાજીને એક હેબતનાક " શોક " આપી તેવણનો' ગુણુરોટલો કરી નાખવાની ખુની પલીદી બાજીમાં પોતે ભાગ લીધો !

રહી સહી છેલ્લી ઘડીએ બેહસ્તી કાકા પાસે એક નવા જુલમી વીલ ઉપર સહી ચીતરાવી મેળવાની બેમની નજીમ તાકીદ એરચે અજમાવી જોઇ ! તે બધુ શી ગણુત્રીએ ? એટલીજ કે બુઢાજી આ મોતીબાઇથી છુટાછેડા લઈ તેણીને એરચના રસ્તામાથી દુર કરે કે યાતો પોતાનુ નવુ વીલ કરી જઇ એરચને બધુ આપી જઈ જી–ઓ કરી જાય

પણુ બેમાથી કશુબી બનયુ નહી ! કાકાજીને "શોક" તો લાગ્યો, જી–ઓબી કરી ગયા, પણુ વીલ કીધા વગરજ ! વળી મોતીબાઇની પાક દામાન ઉપર લાછન લગાડવાની બધી બેમની ઉંચે ઉપારેની ગણુત્રી અકારત ગઇ દેખાઇની રીતે તેનો નીચ તાગડો વેસાવે સદરબદર નીશફળ ગયો હતો દીનુ વકીલ અને જેહાગીર મહેરહોમજી કોણુ જાણે આઇન વખતે ત્યા કેમ ફુટી નીકળયા અને બગરડાનો છગરડો થઇ ગયો ઉલટો બેમ પોતાના ખરા આકારમા ઉઘાડો પડયો મોતીબાઇની આબરૂ સચવાઇ રહી—બેમ દુબાશને દુમ દબાવી વટેણુા વાવી જવુ પડયુ પણુ ઓહ કગાળ કીસમત ! નફામા એરચ બમનબહેરામનો આટોલસન થઈ ગયો

પોતાના આવા જીગર જલાવનારા તુરગોમા લીન બની એરચ પોતાનુ લોહી સુકી બાળી નાખતો હોટલના પોતીકા રૂમમા પડેલો હતો તેટલા તેના ઓરડાના બારણુા ઉપર બાહેર કોઇએ ટકોરા ઠોકયા જીવ સાથ કાઇ કચવાટભર્યા અપશબ્દો ઓચરી એરચ ઉઠયો અને બારણુ ખોલયુ ઉમગની બાહેર ઉભેલા ઇગ્રેજી પોશાકમા સજ થયલા શખ્શનો ચહેરો પહેલા તો તે બરાબર જોઈ નહી શકયો તે આદમીએ પોતાની "બ્રોડ–બ્રીમ" ફેલ્ટ હેટ કપાળપર દાબીને છેક હેઠે વેરથી પહેડી હતી ચુચી આખ્યો કરી એરચ હજી તો જુવે તેટલા તે આસામીએ એરચને પાછો ઓરડામા હડસેલી દીધો અને પોતે અદર દાખલ થઇ બારણુાને કડી મારી બીજી પજે તેણે પોતાના માથા પરની ફેલ્ટ હેટ કહાડી, અને એન્ચવાલી કનવાસની ફોલડીગ ચેર ઉપર મજેહથી ગોઠવાઇ બેઠો

'બેમ !" એરચના મહોડામાથી ફકત એટલુજ નામ એક પોકાર સમેત નીકળી પડયુ

સ્વપને નહીં ધારેલી, નહી વકી રાખેલી, આ ઓચીંતી મુલાકાતથી એરચ બહમનબહેરામ તે ઘડીએ એટલો તો ગુંગળાઈ ગુંચવાઇ ગયો હતો કે સામે ઇઝીચેર ઉપર મજેહથી ગોઠવાઇ બેઠેલા આકાર ભણી ફાટેલા ડોળા સાથ એકકી ટગરે ટીકયા કરવા સીવાય તેના હોઠમાથી વધારે કાઇબી શબ્દો ઓચરાઇ શકાયાજ નહી

ડાકટર બમનશાહ દુબાશે માથા ઉપરની ફેલ્ટહેટ કહાડીને બાજુએ ટેબલ ઉપર ફેંકી, અને પછી રુમાલ કહાડીને ખુબ તરેહથી મ્હોડુ ચોળીને લુછ્યુ

'લુક હીઅર, એરચ," તે હવે પોતાના સદાના મકકમ માસ્ટરફુલ અવાજે બોલ્યો, "તુ જાણેછ કે મને હીચકારા ઉજબખોને નામે ધધરીને તાપ ચહડેછ નાઉ, ચીઅર અપ ! બેસ મારી સામે, હમણા એમ સુવા-વડી બૈરીની કાની કાસ્યા કરવાનો વખત નથી !"

ભરાવદાર ભવાનો ચીલ્લો ચઢાવી મહેજ કકડાવેલા ડોળા સાથે બોમ દુબાશે એક ખાલી ખુરસી તરફ આગળી કરી—અને તે હીપનોટીક ઇશાર-તની જાણે કાઇ જબુન અસર તળે એરચ આસ્તેથી તે ખુરસી ઉપર જઇને ટપકાઇ બેઠો

"વેલ ?—તુ હવે કહેવા શુ માગેછ, બોમ દુબાશ ?" એરચના ગળા-માથી અતે કાઇક કઠોર સાદ નીકળ્યો

"કહેવા શુ માગુ છ ? જે અસાધારણુ કાબેલ્યતથી તે તારો પાર્ટ ભજવ્યો, સુઢા પાસે સહી ચીતરાવી લેવામા તે જે અઠાગ હુસ્યારી વાપરી, એ સારૂ તુને હુ આજે કોનગ્રેચ્યુલેટ કરવા આવ્યોછ વળી બીજુ શુ કહેવા માગુ ?"

એરચની છાતીમા એટલો તો ક્રોધ ઉભાતો હતો કે જો તેનુ ચાલતુ હતે તો ઉઠીને આ તકાજો કરતા તબીબના ડાચામા એક મુકકો તેજ ઘડીએ પહેડાવી દેતે પણુ સામે બેઠેલા તે હપતા ખપતા બોમની રાથોડી કાઠી ઉપર નજર ફેંકતા તે જોરમા હોઠ કરડીને મુગોજ બેસી રહયો.

બાચેક સેકડ બને જણુ ચુપ બેઠા એરચના જવાબની કાઈ દેખઇતી રીતે

ઓમ રાહ જોતો હતો

"વેસાવેના બંગલામાં જેટલી અસાધારણ કાબેલ્યતથી તમે તમારો પાર્ટ ભજવ્યો, તેટલી બધી હુસ્યારી તો અલબત મે વાપરી નથીજ, ડાકટર બમનશાહ દુબાશ આય રેચ્ચેડ સીસી પ્યાલા હાવ આપણે બે જણા હવે પુરતો લાંબો વખત રમી ચુકયાછ હુ ધારૂછ કે હવે આપણી વચ્ચેનો સબંધ આજેજ સમાપ્ત થઈ જવો જોઇએ"

આમ બોલવા સાથ એરચ ઝપ કરતો કે ઉઠીને ઉભો થયો અને ઓરડાના બારણા તરફ ચાલી ગયો પણ તે દરવાજાની કડીને હાથ લગાડે તે અગાઉ બોમે સપાટામા પછવાડે જઈ તેને બાજુમાથી કકડાવીને પકડયો—અને એક અરીમ ધરીમ જેવો પોલીસ ઓફીસર જે રીતે એક નાતવાન કેદીને પટકીને બાજુએ બેસાડે તે રીતે તેણે એરચને જોરથી પાછો ઓરડાની વચમા તાણી લાવી ખુરસી ઉપર ફરજયાત નાખ્યો.

'હુબી અહી કઈ સીસી પ્યાલા રમવા નથી આયો, એરચ બમન બહેરામ મારી સાથ સીધે સલુકે વાત નહી કરશે તો આડી અતારી રીતે તુને વાત કરવાની હુ ફરજ પાડશ"

એરચના ચહેરા ઉપરનો ગુસ્સાનો ચીલ્લો હવે એક જાતના ગભરાટ અને ગુચવણના પડછાયામા બદલાઇ ગયો

"વોટ ડુ યુ મીન!" તેણે અકળાઈને હવે બુમ મારી "બધો મીઝરેબલ ફીઆસ્કો થઇ જઇ ચુકયોછ હવે આપણી વચ્ચે વાત કરવાનુ કઇ બાકી વધારે રહયુજ નથી, ડાકટર, બસ હવે આપુને છુટા પડવામાજ શોભા છે આઈ એમ સીક ઓફ ધી હોલ ડેમ્ડ થીંગ!"

"તે તો તારા મહોડા ઉપરથીજ દેખાયછ" બોમ પાછો ઇઝીચેરમા અરડાઇ બેસ્તા બોલ્યો "પણ તારા બીજા મતની સાથે હુ મળતો થતો નથી તુ કહેછ કે બધો 'મીઝરેબલ ફીઆસ્કો' થઇ ગીયોછ શાનો 'ફીઆસ્કો' થઈ ગીયો? બધુ તો ટકોરા બધ પાર ઉતરયુછ તુ કહેછ કે બેસાવે મે મારો પાર્ટ બરાબર નહી ભજવ્યો, તે તુ શા ઉપરથી કહેછ?

હુ તો ધારૂછ કે બધુ રામબાણુ ઘડયાલના ચકકરની માફક સરજામ ત્યાં ઉતરયુ. પેલી મુસલમાની તારી કાકીને તે જગે ખેચાવી લઇ જવામા તો મુદ્દો ચટ ને પટ ખરતો થઈ ગીયો તુને ખીલાફ ચીતરાવી લેવાનો ટાઇમ નહી મળ્યો હોય તો તેમા હુ શુ કરૂં ?"

"તમે ભુલી જાવોછ, ડાકટર દુબાશ, કે વેસાવેમા તમે જે મુવેલો વાઘ મારી આયાછ તેથી હવે તમારી—અને કદાચ તમારી સાથે મારીબી-મુડી દીનુ વકીલ અને જેહાંગીર મહેરહોમજીના સપાટામા છે"

ઓમની મુછ ઉપર એક અનત તીરસ્કારનુ હસ્વુ પથરાયુ.

"મારી મુડી એ લોકના હાથમા છે કે એ લોકોની ગળચી મારા સપાટામા છે એ તો હવે આપણે વખત આવશે ત્યારે જોઇ લઇશુ તે સાથ તારા કેસને કાંઈ લાગતુ વળગતુ નથી અહીં સવાલ ફકત એટલોજ છે કે આપરા કોનટ્રેકટ પ્રમાણે આપણે ફતેહમદીથી આગળ વધયાછ, તો પછી તુ અહીંમા હોટેલની ઓરડીમા ભરઇ બેસીને ઝુફ્યા શાનો કરેછ ?—ને ઘણે દહાડે હુ મળવા આયો તો જાણે કેવોએક હુ તારો મુદ્દઇ હોવુ તેમ ધુરકી શાનો મરેછ ?"

"બસ, બસ, ડાકટર દુબાશ! તમારી એ પતરાજીથી હવે હું કાયર થઇ ગીયોછ આપણા કોનટ્રેકટમાં આપણે ઘણા ફતેહમદીથી આગળ વધયાછ, તેથીજ મને મોતીબાઈના સોલીસીટરોએ "મોતી મીનાર" મા, "કોહીનુર કેસ્ટલ" મા અને કાકાની બીજી એસ્ટેટોમા દાખલ નહીં થવાની સાફ નોટીસ આપીછ! તમે જાણોછ-મોતીબાઈ તરફથી ગઇ કાલેજ સહવારના હાઇકોરટમા બધી મીલકતનો પાવર લેવાયોછ! તમે અહીંથી તહી નાશો ગોશો રમતા પરવારો તો આ બધુ જાણો કેની ?"

"એક્ષક્યુઝ મી હાઇ કોરટમા એ લોકે પાવર લીધો તે વાત સાંભળીનેજ હુ તુને મળવા આયોછ તેથી આપણા કોનટ્રેકટમા શુ ફરક પડયો ?"

હવે આ ઘટી ચકકરને કોણ સમજાવે? એરચ ખરેજ મને

ચીચવાઇ પડયો—

"કોન્ટ્રેકટમા શુ ફરક પડયો? વોટ ધી ડેવીલ ડુ યુ મીન? બધુ સાતરે સાત થઈ ગીયુ—બધી માગી આશા ઉપર પાણી ફર્યુ—હુ હાથ ઘસતો ભીખારી હાલતમા તારી સુઝે લટકી ગીયો–ને તોબી તુ ઠડે કલેજે કહેછ કે શુ થઇ ગીયુ? બોમ દુબાશ! ફરીથી હુ તુને કેહુછ કે તુ જો મને વધારે સતાવશે અને મારો પીછો નહી છોડશે—"

'ચુપ, ચુપ, ગધેરા! એ શુ આજે બાવાજીના બુચાની માફક કલાહોલ કરયા કરેછ! સતાવે શાના ને પીછા શાના છોડે? સ્ટેમપના કાગળ ઉપર થયલુ આપણુ એગ્રીમેટ તુ જો હવે નામુકર જતો હોય તો મને કહી દે પછી શુ રસ્તો લેવો તે મને ખબર છે તુને એકવાર ફરીથી કેહુ છ કે તુને બમનબહેરામ ખાનદાનની દોલત જીતાવી આપવાની મારી શરતનો પહેલ્લો સ્ટેજ આપણે ફતેહમદીથી ઓળગી ગીયાછ?"

"પહેલ્લો સ્ટેજ ફતેહમદીથી–ઓળગી ગીયાછ? આર યુ મેડ, બોમ?"

"અલબત ફતેહમદીથી—એક મુકીને સાત વાર ફતેહમદીથી! ગબ્ધા–લખ્ખો રૂપ્યાની દોલત અને તારી વચ્ચે કેટલા જણા ઉતા? બોલ—ઘુવડની કાની મહોડુ શુ જોયછ?"

'બે જણા!"

'નહી—ત્રણ જણા! ધરડો કાકો, તારી કાકી અને એકુબે મહીનામા આવી પુગનારૂ નવુ નાટલુ બમનબહેરામ!'

"વારૂ પછી?"

"વેલ, એ ત્રણમાથી એક ખાપરી ગીયુ? કાનત્રેકટનો પહેલ્લો તબકકો પુરો થયો બાકી બે રહયાછ તે જો બુઢા પાસ સહી કરાવી લીધી હોતે તો એ બે સાથે માથાની રકઝીક કરવાની આપણુને જરૂર નહી રહેતે, પણ હવે—વેલ હવે એ બે જણા—"

"માઇ ગોડ! બોમ દુબાશ, તુ કેવી રીતનો માણસ છે?" એરચ ધોધારી અવાજે અકળાઇને બરાડ પાડી ઉઠયો એક જાતની ઓચીંતી ધાસ્તીથી તેનો ચહેરો એકદમ જરદ મારી ગયો હતો, અને તેનાથી ઉઠીને

ઉભુ થઇ જવાયુ પણ ડા૦ બોમ દુબાશના હેંડસમ ચેહરા ઉપર એક જાતનુ હેબતનાક બેમાલુમ હસ્વુ પથરાયલુ હતુ !

"કાનટ્રેકટના બે વધુ 'સ્ટેજીસ' હવે આપણુને ભેજુ ઠેકાણે રાખીને 'ક્રોમ' કરવાના છે," તે ધીમા ઘાડા અવાજે બોલ્યો "બુઢ્ઢા ધનજીશાહના મેડીકલ સેક્રેટરી તરીકે હુ તેવણુને રોજ આસ્તે આસ્તે એક મજેહદાર ઝીણો—ઘણોજ ઝીણો—ડોઝ તેવણુની બીજી ત્રીજી દવાઓમા આપ્યા કરતો હતો. છુપા બેમાલુમ કાતીલ ઝેરો બનાવવાની આજ મુદત થઈ મારી 'સ્પેશ્યલ સ્ટડી' છે"

"ઓ—ખુદા !—"

"એક દહાડે તુ અચણુચ મારે તાહ આવી લાગ્યો ને મારી લેબો-રેટરીમા હુ માસ્ક પહેડીને "એક્ષપેરીમેટસ" કરતો, તે તુને યાદ છેની ? એરચ જો હવે બરાબર સભળી લે તારા કાકાનુ હારટ નબળુ હતુ એ બધી વાત 'બનકમ' છે ખરી 'ફેકટ' એ છે કે મારા 'સ્પેશીયલ સોલ્યુશન' નુ ફકત એકજ ટીપુ ઘણુ સફાઇથી 'સ્ટેડી' રીતે તે ઘરડાના હારટનુ સાબુત ખુરદો કરયુ જતુ હતુ આજેબી હુ ભલા ધનેતર તમારા સર-જ્યન ફરજ્યનોને ચેલેજ કરૂછ કે એ મારૂ 'પોઇઝન' ડીટેકટ કરે ! એજ મારા એજમતી ડોઝથી હવે તારી કાકીબી સાફ થઇ જશે !"

"માઇ ગોડ-એ હુ શુ સાભળુછ ?"

"ખરી વાત છે તે હુ તુને કેહુછ તુ જો હવે આય 'સ્ટેજે' અડી બેસશે તો હુ સોગદ ખાઇને તુને ચેતાઉછ કે તારા કાકાના ખુનમા મને 'એબેટ' કરવાના 'ચાર્જ' સર તારોબી ગુણુ રોટલો કરી નાખ્યા વગર હુ રહેવશ નહી ચાલ હવે હુ જાઉછ કાલ પરમ હુ તુને પાછો મળશ તેટલા બસ એટલુજ કહેવા આયોછ કે હુ મારા પોતાના બીજા ત્રીજા બદોબસ્તમાજ છેઉ તારી મદદની મને જરૂર પડશે, પણ તે હમણા નહી મને મળવુ હોય તો હુ હમણા ભાયખલ્લા કલબરોડ ઉપર "હીરા વીલા" મા ભોયતળ્યે છેઉ સાહેબજી"

'આટલુ બોલવા સાથ પોતાની ટોપી માથે દાબી ડાકટર બમનશાહ

દુબાશ, એમ. આર સી પી (લંડન) પાટલુનના ગજવામાં એક હાથ ખોસી લહેરે લહેરે ત્યાથી ચાલતા થયા!

લોઢપોડ નસોસ જેવો એરચ ત્યા ખુરસી પર બસ ચીટકાઇજ બેઠો હતો! તેના આખા દીલે ઝરા છુટતા હતા!

પાચેક મીનીટ તે હીલવા ચીલવા વગર ડાએ બાએ થઇને પુટલા મીસાલ એરચ પોતાની બેઠક ઉપર બેસી રહયો—પણ પછી એકાએક ઝોક ખાઇ તે ઉઠયો ખુટી પર ટાગેલો ડગલો તરાપ મારીને તેણે પહેરયો, અને માથે ટાપુ ઘાલીને એક સાવ પાગલ આદમીની પેઠે, તે હોટલ છોડી બાહેર પડયો, અને એક ભાડેની વીકટોરયામા કુદી બેઠો

એરચ કયાં જતો હતો? નજદીકની ટેલીગ્રાફ ઓફીસ ઉપર હાકવાનો તેણે હુકમ આપ્યો

તે સહવારે સાડાદસ વાગતે એરચ બહમન બેહરામે ગીરગામ બેક રોડ ઉપરની તાર આફીસ પરથી બે આરડીનરી ટેલીગ્રામો રવાના કર્યાં પહેલો તાર મોતીબાઈ પર હતો —

"મીસીસ બહમન બેહરામને વેસ્ટ એન્ડ હોટલ બેગલોર એરચ તરફથી.

હુ ઇસ્ટ આફ્રીકા ઉપડી જાઉ છુ, હીંદુસ્તાનમા પાછો પગ મુકનાર નથી છેલ્લી સલામ મારા ગુનાહ માટે પસ્તાઇ માફી ચાહુ છુ ડૉકટર દુબાશે ઝેરની કાતીલ ઝેરથી કાકાનો જીવ લીધો છે તમારી જીદગી પર એ તાપેલો છે ખુબ સભાળમા રહેજો એ તમુનેબી ધીમુ ઝેર આપવાની તજવીજમા છે એનુ હાલનુ એડરેસ ભાયખલા કલબ રોડ હીરા વીલા છે"

બીજો ટેલીગ્રામ હેદરાબાદ ખાતે દીનુ વકીલ પર હતો —

"મીસ દીનબાઇ વકીલ હૈદરાબાદ એરચ બહમન બેહરામ તરફથી

તમારો શીકાર ડા૦ બમનશા દુબાશ છટકવાની તૈયારીમા છે હમણા એનુ એડરેસ ભાયખલા કલબ રોડ હીરા વીલા છે"

\+ \+ \+

એરચ બહમનબહેરામને ત્યાથી તેના કપાળ ઉપરથી ઝરાં નુછતો ડૉકટર

બોમ દુબાશ બાહેર પડયો, કે સીધ્ધો એક વીક્ટોરયામા નખાવી દઇ તેણે એપોલો બદર ભણી હાકવાનો હુકમ કીધો કોલાબા કોઝવે ઉપર આવેલી આટ બીલડીંગસ સુધી જઇ પોહોચતા તેને ભાયેગે અરધો કલાક થયો હશે. ભાડુ ચુકવી આપી તે સરભોગ બીલડીંગના એક બલોકને ત્રીજે માળે ગયો, અને ચઉદમા નબરના ઓરડાનુ બારણુ થોકયુ બારણાની ઉપર નીચલુ નાહ્લુ પાટયુ મારેલુ હતું—

NURSE MISS MARGRET
DOBSON

પહેલીવાર ઠોકવાના જવાબમા કોઇએ બારણુ ખોલ્યુ નહી એટલે પાછુ બોમે પોતાની લાકડી વડે બે ત્રણ વાર જોરમા ઠોકાઠોક કરી. અને અદરથી કલ ઉઘડી અને બોમ દુબાશની સામે એક લગાર ઉચા કદની કાવળા દેખાવની જુવાન ઇગ્રેજ સ્ત્રી આવી ઉભી પોતાની માજરી બે આખ્યો મોટી ઉઘાડીને તેણીએ થોડીક વાર ડાકટર ગમ ફેરવી રાખી પછી અચરતીની એક નાની બુમ સાથ તેણી પાછી હઠી

"હલ્લો ! યુ ?—"

મુછમા સહેજ હસી બોમ ઓરડામા પેઠો અને બારણું પાછુ કળ દઇને બધ કરયુ. કમ્મરે બે હાથો ટેકવીને તે ગોરી નર્સ એક જાતના અણુકાથી આ પોતીકા તબીબી ફ્રેન્ડનો ચહેરો ટીકતીજ ઉભી

"ડોન્ટ બી સીલ્લી, મેગી ! હમણા હલ્લો ને ફલ્લો કરવાનો વખત નથી એક ઘણા અગતના કામસર હુ આયોછ ચોકસ બાબદમા મને તારી મદદ જોઇએછ"

તે જુવાન મડમરીના ચહેરા ઉપર તીરસકારનુ કાઇક શોકાતુર હસુ હવે પથરાયુ

"હુ તુરત સમજી ગઇ, બોમ, કે વળી પાછી તુને મારી ગરજ પડી

હોશે ! તેથીજ આજે છ મહીને ગરીબ મારગરેટને યાદ કીધી ! હુ તો જાણુ કે તુ ગુપચુપ પાછો મને જણાવયા વગર ઇગલડ ઉપડી ગયો હશે "

કચવાયલે મ્હોડે ઓમ નીચી આરમચેર ઉપર બેસી ગયો

"યુ આર એ લીટલ ગુઝ-મેગ ! તુ શુ જાણેછ કે હુ હમણા કેટલો 'બીઝી' રહુ છ આટલો વખત હુ મુબઇની બહાર હતો પણ મને વધારે વાત જોઈતી નથી ચટ ને પટ કહી દે—તુ મારૂ કામ કરશે કે નહીં ?"

"શુ છે ? કાઇ નવો કેસ છે ?"

"વેલ-યસ ! પણ તેને હજી બે ત્રણ મહીનાનો વાર છે છતા પહેલેથી મારે કહી દેવુ જોઇએ કે તે મારૂ પેશટ નથી"

તે જુવાન અબળાએ પોતાના ડોળાઓ પાછા અચરતીને મારે ઉચા કયા સામે બેઠેલા પોતાના આ ડાકટર ફ્રેન્ડને તેણી રગેરગ ઓળખતી હતી

"જો મેગ," ઓમ હવે કાંઇ ધીમા પટામણા અવાજે બોલ્યો, "તુ હમેશની મારી નાઇસ ડીયર લીટલ ગર્લ છે આપણી વચ્ચેના આગલા સબધ—આઈ મીન ટુ સે,—આપણી વચ્ચ આજ સુધી સબધ ચાલુ છે તે જોતા મને તારા જેવી એક છોકરી ઉપર વીશ્વાસ મુકવાનો અને તેની મદદ માગવાનો હક છે તુને કાલે એક ઠેકાણે ગવરનેસ તરીકે નોકરીએ જવુ પડશે"

"કાલે ?"

"હા, કાલે ! લે, આય વાચ !"

આમ કહી ઓમે પોતાના ડગલાના ખીસામાથી તેજ સવારનુ 'ટાઇમ્સ ઓફ ઇડીયા'નુ એક ઘડી કીધેલુ પાનુ ખેચી કહાડયુ અને તે ઉઘાડી અદર છાપેલી એક સ્પેશીયલ સોર્ટ જાહેર ખબર તરફ આગળી દેખાડી નર્સ મારગરેટ ડોબસનને આપી તે ઇગ્રેજી જાહેર ખબર નીચે મુજબ હતી —

"**તુરત જોઇએ છે**—એક પારસી લેડીના કમપેન્યન તરીકે તેમજ ગવરનેસ તરીકે કોઈ અચ્છી લાયકાતવાલી ઇગ્રેજ બાનુ કવોલીફાઇડ નર

સને પસદગી આપવામા આવશે પગાર ઘણો હેન્ડસમ રેફ્રનસીસ સાથે મી• ગોદરેજ જસાવાલાને ૧૨ થી ૪ વાગના સુધીમા મેસરસ જસાવાલાની પહેડી ઉપર મળવુ પાયધુની”

મેગી એ આ જાહેર ખબર ચીપીચીપીને બે વાર વાચી અને પછી બોમ તરફ નજર ફેકી

“તુ કહેછ કે આય લેડી તારા પેશટ નથી ત્યારે એ કોણુ છે ?– કોઈ ફ્રેન્ડ હોશે ?”

“નહીં, દુશમન છે !”

“દુશમન ? વોટ ડુ યુ મીન ?”

“ભેજુ ના ખા, મેગ ! એ જાહેર ખબર મીસીસ મોતીબાઇ બહમનબહેરામ નામની એક પઇસાવાળી બાઇના સબધમા છે તેણીને લગભગ પુરા દહાડા છે, અને પઇસાની રેલછેલ છે એ સ્ત્રી સાથ મને ઘણો લાબો હીસાબ હજી લેવાનો છે હુ ટુકમા તુને કહુછ કે તુને હુ એની આગળ મારા જાસુસ તરીકે મોકલવા માગુછ મારે ખાતર જો તુ એ કામ કરવા હા કહેતી હોય તો હુ તુને મારી મતલબ બરાબર સમજાઉ, અને નહી તો વધારે માથાઝીક કરવાની જરૂર નથી”

“પણુ કાલનુ કાલ ! એટલી નોટીસમા ?”

‘હા, કાલનુ કાલ નહી તો બીજી કોઈ દસી જશે એ મીસીસ બહમનબહેરામને ત્યા તુને લહેર ઉડાવવાની મળશે વીધવા છે—ખાનારૂ કોઈ નથી વાડીઓ, બગલાઓ, મોટરોની દોડાદોડી છે જરાક કુનેહ વાપડીને તુ બાઇની માનીતી થશે તો તુ અમનચમન કરશે એ પારટીને હુ ઓળખુ છ—ગરીબ, દયાળુ અને ભોલી બાઇ છે”

મેગી ડોબસને ઓચબાથી ભવા ચહડાવ્યા

“વીધવા છે ? ને પુરા દાહડા છે ? એ શુ વરી નવો ગડબડગોટો લઈ આયોછ, બોમ ?”

“હમણાજ એનો વર મરી ગીયોછ ! મેગી—આજે તો તુ વગર અકકેલનો પટપટારોજ કર્યા કરીને મને ઉલરો ચીડવેછ—”

"અરે પણ તુ એકગમથી કહેછ કે એ તારી દુશ્મન છે—"

"વધારે પચાતી જોઇતી નથી હા કે ના ?"

'ને હુ ના કહુ તો ?"

"તો આપણી વચ્ચેનો સબધ આજથી ખલાસ ! હુ ફરીથી તારૂ મ્હોડુબી નહી જોવશ તારો મહીના દહાડાનો ૫૦ રૂપયાનો અલાવન્સ હુ બધ કરશ પછી જા–તારેથી થાય તે કરી લેજે !"

"ડાકટર, તુ હમેશ મારી ઉપર આય પ્રમાણે દોર કરીને ફાવી જાયછ "

"નહી, મેગ, હુ બીજા ઇડીયટોની માફક 'અનરીઝનેબલ' થતો નથી તુ મને ઓળખેછ કે હુ એક બોલનો, એક ઠરાવનો માણસ છુ જો મારે વાસ્તે તારા દીલમા તુ કહેછ તેમ ખરેખર લાગણી હોય તો આય વખતે તે પુરવાર કરી બતાવ "

આમ બોલી આસ્તેથી બોમે તે રૂપાળી છોડીનો ગોરો હાથ પોતાના હાથમા પકડી તેણીને પોતાની પાસે ખેચી અને તેણીના ભુરા બાલની ઉપર એક કીસ લીધી

ખલાશ ! શીકાર બરાબર તેના હાથમા સપડાયો હતો ! માગરેટ ડોબસને ભીણી આખ્યો સાથ આ હેન્ડસમ ડાકટર ગમ થોડીકવાર જોયા કર્યું અને પછી ગળગળતા સાદે બોલી—

"બોમ, તુ જાણેછ કે તારે વાસ્તે હુ જેહાનમમા જવાબી તૈયાર છુ "

"ધેત્સ રાઇટ યુ આર એ ડીયર ઓલ્ડ પુસી ? આવ, મારી પાસ અહીં બસ હુ તુને બધો મામલો સમજાઉં !"

\+ \+ \+

અરધા કલાક પછી બોમ રૂખસદ લેવા ઉઠયો ત્યારે મારગરેટ ડોબ-સનને તમામ સપુર્ણ 'ઇનસત્રકશન્સ' મળી ચુકયા હતા

"કાઇબી નવુ જુનુ હોય તો મને કોડ ટેલીગ્રામથી ચેતાવતી રહેજે મે તુને જે કોડ આપ્યોછ તે જીવની માફક સભાળીને રાખજે કાઇબી રીતે ઉતાવલી થતી ના હુ બી તુને કાગળો કે ટેલીગ્રામ મોકલશ તે આપરી 'કોડ લેગવેજ'માંજ મોકલશ યાદ રાખજે, મેગ, એમા લાર્મ્બો

રૂપીયાનો મામલો સમાયલો છે આપણે જો ફાવશુ તો પછી આપણે બે જણા આ દલદર દેશમાથી નીકળી જઈ ઇગ્લંડ પાછા જઇશુ ને પછી—ખુદા જાણેછ કે આપણા બેના નસીબમા શુભી સુખ સમાયલુ હશે ચાલ ગુડ નાઇટ, સ્વીટી!"

"ગુડ નાઇટ!"

---

## પ્રકરણ ૫૭ મુ

---

### "વાહરે, મેરી લડકી!"

હવે જરા તમને થોડો વખત બેગલોર તસ્દી લેવી પડશે!

ઉપલા પ્રકરણમા દરશાવેલો બનાવ બનવાને લગભગ એક અઠવાડીયુ વીતી ગયુ છે બેગલોર મધે ત્યાનુ આલીશાન મોટુ વેસ્ટ એન્ડ હોટેલ વીઝીટરોની ધમચકરીથી હળમળી રહ્યુ છે મોટે ભાગે યુરોપીઅન વીઝીટરોથી હોટેલ ચીકાર ભરાયલુ છે, પણ ત્રણ ઓરડાઓનો એક મોટો સુટ રોકીને રહેલા એક તાલેવત વીધવા પારસી બાનુ હોટેલના રહીશોનુ છેલ્લા ચાર પાચ દહાડા થયા વીશેશ ધ્યાન ખેચી રહેલા છે દેખીતી રીતે એ પારસી લેડી પૈસાના મોહતાજ હોય તેમ દીસતુ નથી—કેમજે સઘ્ધા બધ પોતાના ખાસ નોકરો લાવવા ઉપરાંત પોતાનો એક પરસનલ પારસી પ્રાઇવેટ સેક્રેટરી, એક યુરોપીઅન ગવરનેસ, બાઇની પોતાની ખાસ બે મોટી મોટર વીગેરે વગેરે બધી ગડબડ સડબડથી ખુલ્લુ માલમ પડે છે કે મીસીસ મોતીબાઇ બહમન બહેરામ મુબઈના કોઇ લક્ષાપતી કુટુબને લગતાજ હોવા જોઇએ જો કે બાઇ ઘણા એકાતમા રહે છે-છતા તેવણુની ખરેખરી છક કરી નાખનારી ખુબસુરતી, તેવણુની વખાણવા જોગ લેડી લાઇક રીતભાત, તેવણુનુ આટલી જવાનવયે વીધવાપણું, એ સઘલુ બેગલોરના લોકોનુ ધ્યાન તેવણુ તરફ ખેચવાને પુરતુ છે

વેસ્ટ એન્ડ હોટલના પોતીકા સીટીગ રૂમમાં બાઇ સાહેબ આજ સહવારે કોઇ બે ગ્રહસ્થો સાથે કાઇક ગભીર બાતચીતમાં મશગુલ છે આ

બે પુરૂષોને ઓળખતા, વાચનાર, તને વીલબ લાગનાર નથી એક તો આપણો પુરાણો દોસ્ત ગોદરેજ જસાવાળો છે અને બીજો મરાઠો ડીટેક-ટીવ ગણુપતરાવ પીગલે છે મીસીસ ધનજીશાહની ખાસ અરજ ઉપરથી ગોદરેજ પણ થોડાક દીવસ બેગલોર વેસ્ટ એન્ડ હોટલમાજ મુકામ કરી રહેલો છે ગણુપતરાવ તો માત્ર ગઇ રાતનાજ આની પુગેલો છે—કેમજે મોતીબાઈની ફરમાશથી ગોદરેજે તેને તુરત ઉપડી આનવાનો તાર મોકલ્યો હતો

"મી૦ પીગલે, દીનુમાય અને જેહાગીર ભાઇના કેસમા જેટલી ઉલટ તમે બતાવીછ તેટલી—મટકે ચાર ચાસની વધારે—તમે મોતીબાઈના કેમના રાખવાના હોવ તોજ એ કામ માથે લેજો પૈસાનો બસ સવાનજ કરતા ના"

"દરેક કામ પૈસાને ખાતરજ હુ લેતો નથી, ગોદરેજજી શેઠ એ મારા ધધામા મને કાઇ ઓર મજાહ મચછ મીસીસ બહનન બહેરામ, હુ તમોને ખાતરી આપુછ કે જેટલુ માણુમ જાતની શકિતથી થઇ શકે એટલુ હુ એ તમારા ડાક્ટર મમનજી દુબાશ ને એરચશાહ બહમન બેહરામને તે લોકની નેકનામીઓનો સ્વાદ ચખાડવા માટે કરીશ"

"હા—ગમે તેવાબી શયતાનયતભર્યા મુજીઓની બદમાશીની હદ હોય છે તમે બીહો ના, હવે હુ તમારી આગળ છુ આપણો ગણુપતરાવ પોતાની પુર ચોપમા રહેશે તમે બસ હવે મન નચીત રાખો તમારી હમણાની આવી હાલતમા નકામી ચીતા કરયા ના કરો," ગોદરેજે ઉમેરયુ

મોતીબાઇએ પોતાની શોકાતુર આખ્યો ઉચકી આ ભલા દીલસોઝ પોતીકા ખેરખાહ મીત્ર ગમ જોયુ કેટલો લાયકીવાળો, ભલો, સદગુણી આ ગોદરેજ હતો! તેણીને માટે તે કેટલો ખરેખર જીવ રાખતો હતો તે હવે તેણીએ પહેલીવાર જાણ્યુ પોતાનુ કામકાજ છોડી તે કેટલો વખત સુધી દીનુને ખાતર અને જેહાગીરને ખાતર અહી તહી ઢકેલા ખાયા કરી પચ્છડા એ—અને હવે મોતીબાઇને ખાતર એટલીજ ખત અને દીલસોજીભરી કાલજીથી તે પોતાનો કીમતી વખત રોકતો હતો

"ખુદા તમુને સલામત રાખે, ગોદરેજ," મોતીબાઇ ગળગળના અવાજે પોતાની ભીની આંખો લુછતા બોલી, "હુ હવે તમે લોકને આધારેજ છુ. આય આખી દુન્યામા હવે દીનુ, જેહાગીર અને તમે સિવાય મારા બીજા કોઈ નથી મારા દુશ્મનોએ મને સારી જગતતી નજરમા એટલી તો રૂસ- વઇ કીધીછે કે જો તમે ત્રણ જણાબી મારી દયા ખાનારા આજે નહી હોતે તો—"

મોતીબાઇ વધારે બોલી શકયા નહી તેવણ ખરેખર દુખને મારે ડચકા ખાતા હતા

'સબુરી પકડો—ધીરજ ધરો, બાઇ," ગણપતરાવે પાછુ પટામણા અવાજે કહ્યુ, 'ઇશ્વર પર ભરોસો રાખો, તમારા મુદ્દઇઓને પકડીને તેમને સજાએ પુગાડવાનુ કામ મારૂ છે તમે મને જે વીગતો આપી છે, તે હાલતુરત પુરતી છે હુ બે ચાર દહાડા અહી બેગલોરમાજ રહેનાર છુ–"

ડીટેકટીવ પીગલે બોલતા અચકી ગયો મીસીસ બહમન બહેરામની નવી ઇગ્રેજી નર્સ તે ઓરડામા ચાલી આવી હતી,

"વેલ, મીસ ડાબસન, શુ છે? મને કઇ કેહોછ?"

"કોઇ ફકીર જેવો મુસલમાન તમને મળવા માગેછ, મીસીસ બહમન બહેરામ"

'ફકીર જેવો મુસલમાન? મને મળવા માગેછ?"

"હા, મેડમ, કહેછ કે તે ઘણાજ તાકીદના કામ સર તમને મળવા માગેછ મે કેહ્યુ કે બાઈની તબીયત હમણા ઠીક નથી કે કોઇને મળતા નથી, તો મને કહેજે 'ચીંતા નહી, બસ તુ બાઇને કેહ, એવણ મને તરત બોલાવશે"

મોતીબાઇએ ફગળાઇને ગોદરેજ ગમ જોયુ ગોદરેજ ઉઠીને ઉભો થયો

"ઉભા રેહો, મોતીબાઈ, હુ જરા એને મળીને પુછુ. મીસ ડાબસન, તે કહા છે?"

"તે હમણા નીચે કમપાઉડમા છે, પણ મે જેહરે એને કેહ્યુ કે

બાઇના સેક્રેટરીને બોલાઉ તો કહેજે કે, 'નહી મને તો બાઇનેજ મળવુછ. કાઇ ઘણુંજ ખાનગી કામ છે' એમ કહેયા કરેછ"

"જસાવાલા શેઠ, તમે જરા કામ કરશો?" ગણુપટરાવબી હવે ઉઠયો "આ મુસલમાનને અહીં આવવા દેવ તમે પેહલે એની આગળ જશો નહી. બાઇજી, આ મડમને મોકલીને એ કોણુ આદમી છે તેને બોલાવો"

અરધીજ મીનીટ ગુંચવાઇને ફીકકે ચહેરે મોતીબાઇએ આ મરાઠા ડીટેકટીવ ગમ ટીકયા કીધુ, અને પછી પોતાની ગવરનેસ ગમ મહોડુ ફેરવી હુકમ આપ્યો–"જાવ, મીસ ડોબસન, એ કોણુ છે તેને અહીં મોકલો"

"અને એ અહીં આવે ત્યારે મીસ ડોબસનને અહીં હાજર રેહવાની જરૂર નથી" ગણુપતરાવે ગુજરાતીમા ઉમેરયુ

"મીસ ડોબસન, એ માણુસને એખલોજ અહીં આવવા દેવ. મને જોઇશે ત્હારે હુ તમોને બોલાવશ"

"વારૂ, મેડમ"

જેવી મીસ મારગ્રેટ ડોબસન 'બાઉ' કરીને ઓરડો છોડી ગઇ કે ઝડપમા ગણુપતરાવે ગોદરેજ જસાવાલાનો એક હાથ પકડયો.

"આ પાસેના ઓરડામા આપણુને બનેને થોડો વાર છુપાઇ બેસવુ પડશે બાઇને કાઇ અડચણુ તો નથી?"

હજી તો મોતીબાઈ કાઇ જવાબ દેય તે અગાઉ સીટીગ રૂમની પડોશના બાઇના બેડરૂમમા ગણુપતરાવ ગોદરેજને ખેચી ગયો બારણુ ઉઘાડુ હતુ, પણુ છેક નીચે સુધીનો એક જાડો પડદો ત્યા ટાંગેલો હતો જતા જતા પીંગલે બોલ્યો—

"જરાબી ડરશો નહીં, બાઇ, અમે અહીંયાજ છઇએ તે કોણુ માણુસ છે અને શુ કેહવા માગે છે તે તેને ચમકાવ્યા વગર મારે જાણુવુ છે"

બન્ને જણા પડદાની પેલીમેર જઇને ગોઠવાયા કે સીટીંગ રૂમના ઓરડાના દરવાજા ઉપર એક કગાળ ઝનુની દેખાવનો, મોટી ખરબચડી

દહાડીવાલો ઉચા રાથોડી કદનો એક મહોમેદન આવીને ઉભો મારબલના એક પુતલા મીસાલ સોફા ઉપર બેસી રહી, મોતીબાઇએ બે ડોળા ફાડીને આ દલદર પુરૂશ ગમ બસ જોયાજ કરયુ દુખ અને સતાપને મારે તેણીની બધી લાગણીઓ એટલી તો સુન મારી ગઇ હતી કે આ નવી આફતને આમ એકાએક સામે આવી ઉભેલી દેખી તેણી ચાદર જેવી સફેદ મારી જવા સીવાય વધારે બીજુ કશુ બોલીબી સકી નહીં તે ખરવસ્તર મુસલમાનના એબીયલ મહોડા ઉપર એક કમકમાટભરયુ હસ્વુ પથરાયુ

'આટલે લાંબે વખતે હુ પાછો આયો તો મને આવો આવકાર? માહતાબ, તુ મને ઓળખતી નથી?"

"તમે કોણ છો?"

બેહદ કમકમાટથી આખે આગે ધુજતા મોતીબાઇએ જેમ તેમ દબા યલા અવાજે આ સવાલ પુછયો હતો

તે મુસલમાન હવે પોરપરાક ઓરડામાં ચાલી આવ્યો અને પુછવા પરછવા વગર મોતીબાઇની સામેની એક ખાલી ખુરસી ઉપર મજેહથી ગોઠવાઇ બેઠો

"હુ? હુ કોણ છુ? અજી વાહ, બડા શેઠાણીજી તમે તમારા ખુદ પેદરનેબી ભુલી ગીયા કે? મારી ગમ બરાબર જોવ હુ મહેમદુ ઉસ્તાદ છુ! મહેમદુ ઉસ્તાદ છુ! મહેમદુ ઉસ્તાદ-તમારો પોતાનો બાપ!!'

આ છેલ્લો વાકય તે બદમાશ પુરૂશે જાણી જોઇને તાણીને મોટા અવાજે ઓચરયો.

અડધી મીનીટ તે ઓરડામા ચુપકીદી ફેલાઈ આ રાઠોડી બદમાશની સામે બેઠેલી મોતીબાઇનો ઉજળો સપ ચહેરો ઓરબી વધુ ફીકકો પડયો. પડદા પાછળ છુપાયલા ગોદરેજના દાત ઝનુનથી કચકચી રહયા, અને તેની પાસે દમ ઘુટીને ઉભેલા ગણપતરાવ ડીટેકટીવની આખ્યો જરા વધારે ચુચી થઇ

"તમે અહીં શુ કામ આયાછ?" મોતીબાઇએ પોતાના બેહદ કચ-

વાટ અને કમકમાટ પર કાબુ રાખી ધીમા અવાજે પણ દમામથી સવાલ કીધો

"એ મતલબથી! પહેલુ તો તુને મુબારકબાદી આપવા, મહાતાબ આહા! મને નહી ખબર કે તુ મરચા સરખી લડકીમાંથી આવા પાખંડ છે! શાબાશ! તે શીકાર તો બહુ અચ્છો શોધી કાઢયો, બેટા! મોટો દોલતમંદ ને વળી બુટો–જે પટ કરતો થોડા વખતમા ધપીબી ગયો! હે–હે–હે! ને ચટ કરતી તુ લખ્ખો રૂપ્યાની માલેક હુઈ! વાહવાહ! એવુ કઇ બધાથી નહી બને!"

"મને તમારા બોલો સાભળીને કપારી છુટેછ! તમે અહીં બીજી શુ મતલબથી આયાછ તેજ બસ બોલો!" મોતીબાઇએ મક્કમ સાદે કહ્યુ

"વાહ–કયા બાત હય! હુ શુ બીજી મતલબથી આવ્યો છુ? કયસા બેહુદા સવાલ! તુ બાદશાહી સુખ ભોગવે, હજારો રૂપ્યાની મોટરો ફડકાવે, ને હુ આ મારા મુફલેસ અવતારમા કુત્રા મીસાલ રખડુ."

"તમે માગોછ શુ?—મને બીજુ કઇજ વધારે સાભળવુ નથી!" મોતીબાઇએ પોતાની ટેકાવદાર ચશમોના ચમકારા સામે બેઠેલા રદબાતલ આસામી પર ફેકતા હવે જરા તણાઇને પુછયુ

"આજ બાઇજી ખુબ મીઝાજમા છો? જો બેઇ માહતાબ! એ સુકકો દમ છોડી દેજે! હુ બીજુ શુ માગુ? પૈસા–પૈસા! મે તને પાળી પોશી મોટી કીધી એટલે તારા બાપ તરીકે તારી દોલતમા ભાગ માગવાનો મને હક છે"

તે સીટીગ રૂમના બારણા આગળ બહુજ ધીમો સણસારો થયો બોમની જાલમ 'એજંટ' મીસ ડોબસન બીલકુલ બેમાલુમ રીતે ત્યા આવી છુપાઈ ઉભી તે ઘડીના ઉસ્કેરાટમા ગોદરેજ, મોતીબાઈ અથવા મેહમદુના સાભળવામા આ છુપી હીલચાલ આવી નહી–પણ અલબતા મરાઠા ડીટેકટીવના કસારીના જેવા બે કાનો તે અવાજ પારખવાને પુરતા તીક્ષણ હતા

"મેમદુ ઉસ્તાદ, ખચીતજ હુ તમારી છોકરી નથી!" મોતીબાઇ

ભાર મુકી અનીશ્ય તીરસ્કારથી બોલી 'હુ જાણુછ ને અવ્વલથીજ જાણતી'તી કે હુ તમારા જેવા નીચ હલકત આદમીનુ ફરજદ નથી બસ! તમારી સાથ વાત કરતાબી મને કમકમાટ પેદા થાયછ! તમે શુ, મારી પાસેથી પઇસા લેવાની આશામા આવ્યાછ ?"

"જી હા–મોટા બાઇજી સાહેબ!–પઇસા!–રોકડા પઇસા–ને ઘણા સરખા પઇસા—પાચ હઝાર આજેજ જોઇયેછ—"

'ઘણા સરખા ? રોકડા ?—"

"બેશક!"

મોતીબાઈ અડાગ તુચ્છકારથી આ ચશ્મચોર ચડાલનુ થોડીક સેકડ એકકી ટગરે માથાથી પગ સુધી અવલોકન કરવા પડી

"તમને પાચ કોઢયાબી મળશે નહી!' તેણી ધાડા કરડા સાદે બોલી

"શુઉઉ ? પાચ દોઢીયાબી મળશે નહી ?—"

"પાચ પાઇબી નહી!"

"સબબ ?"

"સબબ એજ કે માગ મરહુમ ધણીની પ્રમાણીક દોલત તમારા જેવા દયાનતી, પાપી ખુની ખવીસો માટે નથી"

"શુ મેમસાબનો મીઝાઝ છે!—એ તમારો છેલ્લો જવાબ છે ?"

'તદ્દન છેલ્લો! તમુને એક અરધીબી મારી પાસેથી મળશે નહી, મેમદુ ઉસ્તાદ! તમે જાણોછ કે હુ કેવી દ્રઢ સ્વભાવની ઓરત છુ યાદ રાખજો કે હુ હજીબી તેજ જીદ્દી છોકરી છુ કે જે તમારા ધાટકી માર છતાબી કદી તમારા નજીસ ફરમાનોને નમી નહી–તાબે થઈ નહીં તેથીજ તમારા જેવા પાપી પલીદોની સગત ને જુલમ છતા હુ નીતીની પાક રહેવા પામીછ'

મેહમદુ બે ઘડી ફગલાઇને હવે આ ખુબસુરત ઓરતનો દબદબા ભર્યો ચહેરો 'ચીતારવા" પડયો આહ! તે તેજ દીલજીત મુખડો હતો કે જેનાથી સેકડો જણા ખેચાઇ થોડા વર્ષોની વાત ઉપર તેનુ લાલચુ કાઠુ ભરી જતા હતા તે તેજ ચળકતી બે કાળી ભમ્મર આખ્યો હતી

કે જેના હીપનોટીક આકૃષણથી ખુદ પોતેબી બાઝે વખ્ત દબાઈ જઈ તેણીને તાબે વટીક થતો હતો તે બે આતશી ડોળાઓ ફરી તેની સામે ચકચક થતા જોઇ આ લફ્ગા પોશાગીરનુ ઝનુન સમી ગયુ, તેની પોતાની નજર નીચી નમી ગઈ

"મહાતાબ!" તે હવે જરા નરમ સાદે બોલ્યો "તુને ખ્યાલ નથી કે મારી માગણી ના પાડવાથી તારો શુ અવતાર થશે!"

"તમારી એવી હીચકારી અને વગર અર્થની ધમકીની મને તચા-કડી ભારબી દરકાર નથી," મોતીબાઇ ફીફ્ડા ફ્ડકાવી પુશકળ તોરથી બોલી 'મારી તરફ્થી એક ફુટી બદામબી તમને મળવાની નથી ચાલો જાઓ—નીકલો અહીંથી!"

તેણી ઉઠીને ઉભી થઈ અને એક તરેહના ખરેખરાજ ધાસ્તીભર્યા કકડાવેલા ડોળા સાથ બારણા ગમ આગળી બતાવી! મહેમદુની 'ટેમપરેચર" વળી પાછી પચાસ ડીગરી ઉપર ચઢી ગઇ!

'પાજી—જીદદી—નીમકહરામ ઔરત! તે વીકાળ ચહેરે દાત પીસી બુમ પાડી ઉઠયો "તુને હજી ખ્યાલ નથી કે કેવા ભુંડા જોખમભર્યા આદમી સાથે તુને કામ લેવાનુ છે આજે બપોરે આ આખુ બેગલોર જાણી શકશે કે વેસ્ટ એન્ડ હોટેલમા રહેતી માલેતુઝાર ને માનવત મીસીસ બહમન બહેરામ એક કેવા બદકાર બાપની બેટી છે"

"ઠીક છે! ને એમ પણ કહેજો કે શેઠ ગોદરેજ જસાવાળાનુ ખુન કરનાર મુજી હેવાનબી તમેજ છેઓ!—"

"હા-હા-" તે બુઢો ગુસ્સાથી ઘેલો જેવો બની પોકારી ઉઠયો "મેજ તેને કોફીમા ઝહેર આપ્યુ-તેને લુટી લીધો-અને તેને બાધી-રૂધી તે ઝુપડુ મેજ સળગાવી મુકયુ! લે-હવે શુ કેહછ? છોકરી, તુ ખાલી ઉફ્નાયછ! મારા ગુનાહનો સાક્ષી છેજ કોણ?"

"હુ-હુ પોતે!"

પરદો ખસેડી મકકમ પગલે ગોદરેજ જસાવાળો ત્યાં સીટીંગ રૂમમા ચાલી આવ્યો "હુ પોતે તારી પલીદી તકસીરનો સાક્ષી છુ કેમ 'મીયા,

(જુવો સફો ૫૬૧)

એક વાર ફરીથી કાઇ ભયકર હસ્યુ  પોતાના હોઠો પર ફેનાળી મેહમદુ ઉઠ્યો—અને ડોકુ ધુણાવ્યુ -

“ગોહરેજજી જસાવાલા—તુ આ બેવકુફ બેમુ વત છોકરી સાથ મળી ગયેનો છે હુ તુને ઓળખનોજ નથી જા—માહીમની ઝુપડી ની તારી રાજા પાદશાહની વાત સારી જગને જઇને કહે—કોરટમા જા—જહાનમમા જા—તુને કોઇ માનવાનુ નથી —હુ તો——”

“ સલામ અલેકુમ, મેહમદુ મીયા ”

મેહમદુ ભડકીને ડોકુ ફેરવે તે આગમજ ગણુપતરાવ ડીટેકટીવ લહરે ત્યા ચાની આવ્યો

મેહમદુ ઉસ્તાદ મને ઓળખો છો કે ?"

ઓચીંતો એક મસ મોટે ભારી બીમ શીલીંગ પરથી તુટીને પગ આગળ ભોય પર પડયો હોય તેમ મેહમદુ ચમકયો પાછળ ફરીને જોતા ગોદરજને ત્યા ભુત મીસાલ ઉભેલો દેખી આ બદકાર મોત સમાન ઉજળો પડી ગયો હતો !

"ક–ક–કોણુ ગોદરેજજી શેઠ ? જીવતા ?" તે દબાયલા લડડતા સાદે પોકારી ઉઠયો

'હા—મારા લુટાયલા પઇસા તમારી પાસેથી પાછા મેળવવા પેલી દુન્યામાથી આયોછ !" ગોદરેજે કમ્મરે બને હાથો, ટેકવી કરડે ચહેરે જવાબ વાળ્યો "કયુ ઉસ્તાદજી, આ બાઇજીને કયારનો શુ સુકકો દમ આપ્યા કરોછ-હે ?"

એક વાર ફરીથી કાઇ ભયકર હરવુ પોતાના હોથો પર ફેલાવી મેહમદુ ઉઠયો–અને ડોકુ ધુણાવ્યુ–

"ગોદરેજજી જસાવાલા–તુ આ બેવકુફ બેમુરવત છોકરી સાથ મળી ગયેલો છે હુ તુને ઓળખતોજ નથી જા–માહીમની ઝુપડીની તારી રાજા પાદશાહની વાત સારી જગને જઇને કહે–કોરટમા જા—જહાનમમા જા—તુને કાઇ માનવાનુ નથી—હુ તો——"

' સલામ અલેકુમ, મેહમદુ મીયા !'

મેહમદુ ભડકીને ડોકુ ફેરવે તે આગમજ ગણુપતરાવ ડીટેકટીવ લહેરે લહેરે ત્યા ચાલી આવ્યો તેણે હસીને તે લફગાના ખભા પર ધીરેથી હાથ મુકીબી દીધો હતો ! " કેમ, ઉસ્તાદજી, કેમ છો ? આપણે જુના દોસ્ત બહુ લાબે વખતે મલ્યા–નહી ? "

"યા રસુલ ! ગણુપતરાવ ડીટેકટીવ ! હયા ?—' પાણીના તલાવમા ડુબાડી કાહડેલા મુરદાની માફક તે ગવૈયો ચડાલ હવે ધીલો પડી ગયો હતો

"હા–" ગણુપતરાવે કહયુ "હુ લાબો વખત થયો તમારીજ શોધમા છુ મીયા, પેલા હરીદાસ ખીમજી ભાત્યાને તમે દગાથી માહીમની કોટડીમા લુટેલો તેણુબી પોતાનો કેસ મનેજ સાપ્યો છે તમે ચાલી ચલાવીને પોતેજ

હ્યા પધારયા છો તેથી બહુ ઉપકારી છુ થાણામા પેલા કણબી પર ખુની હુમલો કરવાનો ચારજ હજીતો એમનો એમજ લટકતો પડેલો છે—"

મેહમદુના હાજા બીલકુલજ ગગડી ગયા હતા તે સમજી ગયો કે હવે તેનુ આવી બન્યુ હતુ—પોલીસના આ જાલમ રેપુના પજામા સપડાવા પછી હવે જન્મ દેશનીકાલની ટેપ સિવાય તેનો છુટકો નહી હતો

"અરે–મને માફ કરો—મને જવા દો" તે એકદમ કગલી પડયો. "માહતાબ—મને માફ કર!"

ગોદરેજ જસાવાળાએ કપાલનો ચીલ્લો ચઢાવ્યો—

"કદીબી નહી!" તે ઉશ્કેરાઇને બોલ્યો "તારા જેવો બદમાશ અમારે મનથી એક શ્રાપ છે તને હવે છુટા ફરવા દેવામા પાપ છે ગણુપતરાવ, તમે એને તમારા સ્વાધીનમા લેઓ—હયાની પોલીશને હમણા હુ—"

"નહીં–નહીં–સબુર કરો!" તે બુઢો લડડતો—પડડતો–ઉઠયો, અને મોતીબાઇના પગ આગળ ફસડાઇને કગળી પડયો "મહાતાબ! મને બચાવ! મારા બુઢાપા પર રહેમ કર હુ તારી માશીનો તો સજાવાર નથી, પણ હુ જાણુ છુ કે તુ દયાની દેવી છે-તો મારી ઉપર દયા કર"

આ પ્રકારના હીચકારા કગાલ પ્રાણીએને ઈંગ્રેજીમા "બુલી" ના નામથી ઓળખવામા આવે છે આ મેહમદુની જાતના તુચ્છ જીવડાઓ નમળા પર બળજોરી કરવામા હમેશ ઉકમાઈ સમજે છે—પણ જરાબી કોઇ "માથેનુ' મળના તેઓ પારીયા કુત્રાઓ મીસાલ પુછડા દાબી દઇને ખાકમા રગડોળાઇ દયા માટે કકળાટ કરવા મડી જાય છે! મેહમદુ ઉસ્તાદ એજ ટાઇપનો એક ધીકકારવાજોગ "બુલી" હતો! તેની હાલની હીચકારી વર્તણુકથી મોતીબાઇને વટીક ફચવાટ ઉપજ્યો

પણ ગણુપતરાવનુ ચ્હેરો હવે અતીશ્ય ગભીર બની રહેલુ હતુ તેણે ઇશારત કરી મોતીબાઇને ઓરડાને છેક નાકે બારી આગળ આવવા અરજ કરી મોતીબાઇ આ હુકમને તાબે થઇ ત્યા ગઇ, ગોદરેજ મહેમદુની અડોઅડજ ઉભો રહયો

"તમારા જન્મનો ભેદ જો કોઇબી જાણતુ હોય, બાઇ, તો એજ માણસ છે" ગણુપતગરે બહુજ ધીમે સાદે કહયુ, "એ જાણતો હોવોજ જોઇએ કે તમારા માત પીતા કોણ હતા–તમે કોણનુ ફરજદ છો એ મુધ્ધાને જતો મુકવાની સરતે એની પાસેથી તે ભેદ મેળવી લેવો જોઇએ"

"તમારૂ કહેવુ બરાબર છે, તમારે ગમે તે કરો," મોતીબાઇ ધ્રુજતે સાદે બોલી—અને તેઓ બને પાછા મહેમદુની આગળ આવ્યા

મોતીએ પાછી પોતાની બેઠક લીધી ગણુપતરાવે ગોદરેજના કાન પર પડી અડધીએક મીનીટ કાંઈ વાત કરી અને પછી તેણેજ શરૂ કર્યું–

'એકજ સરતે આ બાઇ તમને બચાવી લેવા કબુલ થાય છે!'

"અરે! કોઇબી સરત મારે કબુલ છે ખુદા ખાતર મને બચાવો–જીદગી ભરના કેદખાનામાથી છોડવો"

"ઠીક, ત્યારે અમે તને વચન દઇયે છીયે કે તુ ખરૂજ બોલશે, અને તારા બોલવાની ખરીજ સાબેતીઓ આપશે, તો અમે તને સલામત જતો મુકીશુ બોલ હવે–શુ આ બાઇજી ખરેખરજ તારૂ ફરજદ છે?"

"નહી—બેશક નહી!"

'ત્યારે એવણના જન્મનો ભેદ શુ છે?–સાચ્ચુજ બોલજે, મહેમદુ, નહી તો મારયો જશે! એમના માબાપ કોણ છે?"

"તે હુ જાણતો નથી'

'હે!"

"અલ્લાહ કસમ! હુ નથીજ જાણતો!"

ગણુપતરાવે હવે પાછો પોતાનો રાથોડી પજો મેહમદુની સામળી ગરદન પર મળયો–અને બે ડોળા કકડાવ્યા—

"બદમાશ! તુ અમારી સાથે ફીતુર કરશે તો સુખી થવાનો છે? એ બાઇ કોણનુ બચ્ચુ છે તે તુ નહી જાણે એ કેમ બની શકે?"

"હુ તેનો પુરતો ખુલાશો આપીશ આ—આ બાઇજીના જન્મના સાબુત, પુરાવાઓ મારી પાસે છે તે પરથી તમો એ ભેદ ઉકળાવી શકશો. માહતાબ, જ્યારે તમે એક ત્રણ વરસની બાળકી હતા ત્યારે ચોકકસ

સોનેરી ટોળીના મારા સાથીઓ કે જે બહારગામથી તમને મુંબઇ ઉપાડી લાવ્યા તમારા માબાપ કોઇ મોટા દોલતમંદ હોના જોઇએ, કારણ કે તમારા છુટકારા માટે તેઓ એથી ત્રણ લાખ રૂપ્યાની આશા રાખતા હતા તેઓએ બે વરસ સુધી તેવી કોશેશ કીધી, પણ મહેનજબી ફાવ્યા નહી આખરે તેઓ બહુ તરખાવા લગ્યા તમારો પીદર કોઇ રજવાડાનો મોટો ઓધેદાર હોવો જોઇએ કારણ કે તેઓ તેનાથી બહુ ડરતા હતા તમારા પીદર અને પોલીસની બીકે તેઓમાના કોઇએબી તમને પોતાની પાસે રાખવાની હિમત કીધી નહી જેથી આખરે તેઓ મારી આગળ આવ્યા અને તમુને આપી દેવાની ચોકકસ સરતોએ મને માગણી કીધી

"પછી ?" મોતીબાઇએ અધીરાઇથી પુછ્યુ

"તમારા માબાપ કોણ હતા તે મને તેઓએ જણાવ્યુ નહી—ફકત એટલુજ જણાવ્યુ કે તમો કોઇ તવંગર પારસી પેદરના બેટી હતા ! પણ તમારી ઓળખના બે દસ્તાવેજ, ને તમારા ગળામાની એક લોકેટ મને સ્વાધીન કીધી, જે મે આજ સુધી જાળવી રાખ્યા છે મે પાટી પર ધુળ નહી નાખેલી હોવાથી તે દસ્તાવેજમા શુ લખ્યુ છે તે હુ વાચી શકયો નહી તે આજ પુધી મે તે કોઇને વચાવ્યા નથી-સિવાય કે ચાર દિવસની વાત પર ડાક્ટર બમનશાહ દુનારાને મે તે બતાવ્યા—"

'બમનશા દુબાશને !" મોતીબાઇ ને ગોહરજ સામટા બોલી ઉઠયા

"હા—સાહેબાન, ચોકસ સંજોગોને સબબે હુ તેના સપાટામા છુ ચાર દિવસની વાત પર ચાલી ચલાવીને આ નમીસ મારા ડગળા ઘરમા આવ્યો, ને મને લખેપતી બનાવવાની આશા આપી તેણે જણાવ્યુ કે તમે મોટી દોલતના માલેક બની ચુકયા છો, ને તમારૂ કાટનુ કાઢી નાખવાથી હુ તમારા પીદર તરીકે તમારી આખી દોલતનો માલેક બનુ એમ છે મે તેને જણાવી દીધુ કે તમે મારી બેટી હતા નહી—ને પેલા પુરાવા બતાવ્યા ત્યારે તેણે મને સમજાવ્યુ કે તે પુરાવા તદન છુપા રાખવા, યા તેનો નાશ કરવો આખરે અમે ઠરાવ કીધો કે તમારા મરણ બાદ તમારી દોલત અમારે સરખે હીસ્સે વહેચી લેવી તેણે જણાવ્યુ કે

તમો પંદર દિવસમા તો જરૂર નાશ પામશો–કારણ કે તમારા મોત માટે તેણે બરાબર પ્લાન રચી મુકયો છે તે પ્લાન શુ છે તે મારા ફરી ફરીથી પુછવા છતા તેણે જણાવ્યુ નથી ફક્ત એટલુજ જાણુ છુ કે તમારૂ બી મોત તમારા ખાવીંદનીજ માફક હરૃદય બંધ પડવાથી નીપજશે–”

“ત્યારે તુ હયા કેમ આવવા પામ્યો ?” ગોદરેજે અધીરાઇથી પુછ્યુ

“તે ડાક્ટરનાજ કહેવાથી તેણે મને જણાવ્યુ કે તેના પ્લાનથી અત્યાર સુધીમા માલતાગનુ હાર્ટ પર આકડુ આવશે ને આખરે એના ધણીના કેજે પુગશે”

મોતીબાઇએ ફગલાયલે ચ્હેરે ગણપતરાવ તરફ જોયુ, પણ તે ચચળ ડીટેકટીવનુ એક પાપણુબી હાલતુ હતુ નહી

“હા–ખરી વાત છે આજે ત્રણ ચાર દિવસ થયા મારા હાર્ટમા ધીમી પેન શરૂ થઇ છે ” મોટી પોતાના હાર્ટ પર ધીમો હાથ ઠોકતા બોલી, “ મેહમદ, પેલા પુરાવા કાહ છે ?”

“ મુબઇ ખાતના મારા બગમા તે મ ામત છે”

“ ઓ ગાલો તાહર, ગોદરેજજી, આપણે હમણાજ મુબઇ ઉપડી જઇએ ”

“ નહી–મીસીસ રહમન બહેરામ ” ગોદરેજ લાગણીથી બોલ્યો ‘તમારી આવી નબળી તબીયત ને નાજુક હાલતમા હમણા એ મુસાફરીનો જોખમ લેવાય તેમ નથી ”

“ત્યારે તમે ને મી૦ ગણપતરાવ મેહમદ સાથે જલદી જાઓ હુ મારા જન્મને લગતો ભેદ જાણવા બેહદ અધીરી બની રેહી છુ હમણા બે કલાકમા મુબઈ જતી ટ્રેન છે તેમા તાકીદે ઉપડી જાઓ,–પ્લીઝ–ગોદરેજ, એટલુ મારે ખાતર કરો––”

“ઓલ રાઇટ ! અમે તયાર છીએ ” ગોદરેજે જવાબ દીધો, અને ટેબલ પર પડેલો ગગ વગાડયો

, ગતરનેસ મીસ ડોલમન જેણી બારણા આગળ ઢુપાઇ ચાદર જેવા સફેદ ચેહરા સહીત દરેક વાતચીત સાભળી ચુકી હતી તેણી તે ઓરડામા

ચાલી આવી

તેણીની નજર પડતાજ મેહમદુને જાણે તાણ થઇ હોય તેમ તે ચમકયો, પણ જીભ કરડેલી રાખીને મુગોજ બેસી રહયો

"મીસ ડોબસન, મારા નોકરને કહો કે મારો નાનો ટ્રેવેલીંગ બેગ જલદી તૈયાર કરે" ગોદરેજે ફરમાવ્યુ

જવાબમા મીસ ડોબસને માત્ર ડોકુ નમાવી ચાલતી પકડી

"ચાલો મેહમદુ મીયા—ઉતાવલ કરો" ગોદરેજે કહયુ

"નહી" તે ઘરડો ઉસ્તાદ ખુરસી પર પાછો ટપકાઇ બેસતા બોલ્યો "હમણા હુ મુબઇ જવા માગતો નથી"

+ + +

મીસ ડોબસન ગોદરેજના નોકરને તેનો હુકમ પુગાડી ઉતાવળમા નીચે દોડી, અને પોતે શુ ખબરો મેલવી હતી તેનો એક લાબો અરજટ ટેલીગ્રામ–અલબત છુપા કોડમા લખાયલો–બોમ પર કરી જલદી ઇન્સ-ત્રકશનસ મગાવ્યા

## પ્રકરણ ૫૮ મું.

### મુશકીલ આસાન!

મેહમદુ ઉસ્તાદની પધરામણી બેગલોરના વેન્ટ એન્ડ હોટેલમા થઇ તેજ દીવસે બપોર પછી ત્રણેક વાગતે મીસીસ બહમન બેહરામના સીટીંગ રૂમમા ગણપતરાવ અને ગોદરેજ કાંઈ તદ્દન ખાનગી વાત કરવા બાઇની રજાથી આવ્યા હતા ત્યા બીજુ કોઈ હાજર હતુ નહી

ગમે તે પણ એક કોમળ સ્ત્રી! તે દીવસના બનાવથી મીસીસ મોતીબાઈ બહમનબેહરામ જેવી દુન્યાની લીલી સુકી જોઇને ઠસ બની ચુકેલી એક અબલા બી ઉશ્કેરણી અને ધાસ્તીને મારે નસોસ જેવી બની ગઈ હતી

"તમે લોકે મેહમદને પછી પુછ્યુ કે ?" મોતીબાઇએ ઉચટ દીલે પુછ્યુ.

"હા–મેહમદ હમણાજ મુબાઇ અમારી સાથ ઉપડી જવા ના કાય કેહછ તે બાબે અમે એનાથી મનપતીઝ ખુલાશો મેલવ્યોછ મોતીબાઈ!" ગોદરેજે માયાથી કહ્યુ "તમે અમારી પર હવે પુરેપુરો ભરૂસો મુકો—"

"તમારી પર તો મારો સપુરણ ભરૂશો છે–પણ–પણ—'

"ઉસ્તાદ મીયો હવે તમારી ભલાઇમા છે, બાઇજી," ગણુપતરાવે ઉમેર્યુ, 'આજની રાત એનુ અહીં કામ છે–ને એ અહીંથી સટકશે નહીં તે બાબે હુ જમીનગીરી દઉ છુ તમે જઇને પોઢી જાઓ–મીસ ડોબસનનો સુવાનો ઓરડો તમારા બેડરૂમની પડોસમાજ છે, નહીં ?"

"હા——કાય ?"

"ખાલી સેહજ પુછુ છુ એ તમને દસ વાગતે દવાનો છેલ્લો ભાગ આપી પછી ગુડ નાઇટ કરીને સુવા ચાલી જાય છે—ખરૂ ?'

મોતીબાઇએ હવે સેહજ અચરતીથી બે ડોળા ઉઘાડી આ જાલમ મરાઠા ગમ જોયુ

"તમે મને એ બધુ ચીપીચીપીને કાય પુછોછ, ગણુપતરાવ ? ઓ ખુદા—મને તો હવે બીક લાગેછ જો—"

"બીહીક રાખવાનો પ્રસગ ઇશ્વર કૃપાથી હવે વીટી ગયો છે, બાઇજી ! હવે મગન રહો હવે વખત માત્ર સાવચેતી રાખવાનો છે આજની રાતે ઘણુ કરી લટકો ફટકો થઈ જશે એમ મને નીશ્ચય આશા છે"

"આજની ગતે લટકો ફટકો થઇ જશે !" મોતીબાઇના ઉદાસ સફેદ મ્હોડા ઉપરથી સ્પષ્ટ ધાસ્તીનો એક ઓળો પસાર થઈ ગયો

"તમે બાઇને અમારે બે અરજ કરવી છે," ગણુપતરાવ ઘણીજ નરમાશથી બોલ્યો, "આજની રાત પછી હુ એવી તકલીફ તમને ફરીથી દઇશ નહીં–પણ આજે એકજ વાર અને છેલ્લી વાર તમારી મદદ માગુ છુ"

મોતીબાઇએ ફગળાઇને ગોદરેજ ગમ જોયુ તે ભલો દેલાવર તેણીનો દોસ્ત અદબ વાળીને શાત પણ ઘણાજ ગભીર મુખડે ત્યા ઉભો હતો

"તમે લોક જેમ હુકમ કરો તેમ અમલ કરવાની મારી ફરજ છે,"

તે' ગળગળતા નબળા અવાજે બોલી

'મેહરબાની થઈ! બાઈજી સાહેબે આજે કૃપા કરી આ સાડી સુખ્ખાજ પલગ ઉપર પોઢવુ——"

'કાય?——"

'હુ અને ગોદરેજી શેઠ પોણા દસ વાગતેથી આપના બેડ રૂમમા સતાઇ રહીશુ આપે સુઈ જવાનો દેખાવ કરીને બીછાણા ઉપર મ્હોડા સુધી બદુસ ઓઢી લેટી જવુ વધારે સવાલો પુછશો નહી તમારા બાલને ઇજા ન પોહચે તે માટે હુ મારા જીવથી જોખમદાર છુ સલામ બાઈ, મને હમણા નીચે કામ છે એક બીજી વાત યાદ રાખરો—મીસ ડોબસન તમને કાંઇપણ ખાવાનુ કે પીવાનુ આપે તેને અડકશો નહી ગોદરેજી, હવે બાતન જરા વાત એટલા રહેવા દો એવણને શાતીની બહુ જરૂર છે ચાલો નીચે! ત્યા તમારૂ કામ છે"

આટલુ કહી ગણપતરાવ પીગળે બાહેને નમ્યો અને ગોદરેજ જરાનાનાનો હાથ પકડી ત્યાથી એક સપાટે નીકલી ગયો

એ લાખો નીસાસો નાખી મોતીબાઇએ સાફ઼ા નરમા પોચા રેસની ટક્યામા પોતાનુ માથુ નાખી દીધુ

* * * *

ગણપતરાવ પીગળે જેવુ નામ! જેમ એક ટેરીયર કુતરો કોઇ ઘેરાયલા ઉદર ઉપર ટાપી રહે તેમ આ ચચળ ડીટેક્ટીવે મીસ ડોબસન પર સુધારા જેક સહવારથી રાખી મેલ્યા હતા તે સાથે મેહમદ ઉસ્તાદ જેવા સવારી પરબી ચોકસી રાખવાને ચુક્યો નહી હતો

ઠેક રાતના સાડા આઠ વાગતા સુધી કઇ જાણવાજોગ બન્યુ નહી પણ તે પછી ગણપતરાવે જોયુ કે તેણીને નામનો એક અરજટ તાર આવ્યો ન હતો આ ખ્રીસ્તી નર્સ ઉતાવળે ખાતાના રૂમમા દોડી હતી ચાવીના નાકાસાથી આપણા બહાદર ડીટેકટીવની તિક્ષણ નજર તેણી તરફ ટીકાયલી હતી તેણે જોયુ કે તે તાર વાચતા તેણી એક જુદા કાગળ પર કઇ લખતી રહી હતી તે પરથી તે ચેતી ગયો કે તે ટેલીગ્રામ 'કોડ

વર્ડસ'મા હોવા જોઇએ

બે ત્રણ મીનીટ બાદ પોતે ચીત્રેલુ ટુક લખાણ તે બરાબર વાચી ગઇ, અને પછી તે કાગલ્યુ ફાડીને તેની બારીક ચીંડી કરી બારીની બહાર ફેકી દીધી

બસ ગણપતરાવ વધુ જોવા થોભે શુ કામ ? તે ઝરમાર નીચે દોડયો અને તે હોટેલની સ્વચ્છ લોન પર વીખરાઇને છુટી છુટી પડેલી કાપેલીઓ બરાબર ભેગી કરી લઇ પાછો ઉપર આવ્યો પદર મીનીટની અનેક માથાફોડ પછી તેણે તે કાગજ્યુ બરાબર જોડીને વાચ્યુ —

"ડબલ ડોઝ આજે રાત્રે આપ"

× × × ×

રાતના દસ વાગતાનો ટકોરો પડયો

તે ગજાવર હોટેલ ઉતારૂઓ તેમજ નોકરોની દોડધામથી હજી સુધી હળમળી રહ્યુ હતુ છતા મીસીસ બમનમેરામના ફ્લેટમ તરફ તદ્દન શાત હતુ મોતીબાઇ ગણપતરાવની શીખવણી મુજબ પોતાનો કીમતી ડ્રેસ ઉતાર્યા વગર પોતાના બેડ-રૂમમા નરમ બીછાણા ઉપર છુટા બાલ સાથ ગળા સુધી બ્લેકેટ ઓઢી સુતી હતી

ઓરડામા માત્ર એક નાની બેડરૂમ ફેનીલાઇટ પોતાની ઝાખી શોકાતુર રોશની ફેલાવી રહી હતી ઓરડા માહેના ઘડીયાળની એક સરખી ટીક-ટીક લાખ્ખો રૂપીયાની આ શેઠાણીના જીગર ઉપર જાણે દર એક સેકેડે એકેકો જબરજસ્ત હથોડો મારતી હતી

ઓ! અતે તે બેડરૂમનુ બારણુ ખુલવાનો અવાજ આવ્યો ગવર્નેસ મીસ ડોસમન હાથમા દવાના એક ગ્લાસ સાથે ધીમા કદમે દાખલ થઇ

"મીસીસ બહમન બહેરામ સુઇ ગીયા કે ? લેવો, આ તમારી દવાનો છેલ્લો ડોઝ હવે લેઓ," તેણી મોતીબાઇ આગળ તે ગ્લાસ ધરતા બોલી

, 'નહી—મીસ ડોબમન—આજે મને દવા નથી જોઇતી જાઓ—તમે હવે જઇને સુઇ જાવો! ગુડ નાઇટ!"

' દવા નથી જોઇતી ! હાઉ એબસર્ડ ! મીસીસ બહમન બેહરામ, તમે આજે કછ ખાધુબી નથી કમ-કમ-મેડમ' દવા તો તમુને પીવીજ પડશે નહીં તો કાલે ડોકટર મારી પર કોણ જાણે કેમ ખફા થશે !—"

ગણુપતરાવે સમજાવ્યા મુજબ મોતીબાઇએ તે ગ્લાસ પોતાના ધ્રુજતા હાથમા લીધુ અને તેજ ઘડીએ બારણુાનો કર્ટન ખસેડી તે ડીટેકટીવ મકકમ પગલે બહાર આવ્યો હજી તો મીસ ડોબસન "ઓ !"ની એક બુમ પાડે તે અગાઉ તેણે તે ગ્લાસ પોતાના ચાર્જમા લઇબી લીધુ બીજી પળે ગોદરેજ પણ એક મોટી કબાટની પાછળથી નીકળી ઓરડાની વચ્ચોવચ આવ્યો

આ એકાએક બનેલા અદ્ભુત બનાવથી તે યુરોપ્યન ગવરનેસ ગભરાટ અને ગુચવણથી ગોયા હેબતાઇજ જઇને બનેને ફાટેલે ડોળે ટીકવા પડી

' વોટસ ધી મીનીંગ ઓફ ધીસ !" તેણીએ વાડા દબાયલા અવાજે સવાલ કર્યો

"મીસ ડોબસન, આ ગ્લાસમા શુ દવા છે ?" ગણુપતરાવે જવાબમા હળવેથી પણ બેહદ કરડા સાદે પુછ્યુ

પોતાને આખી બરફમા બાધી લીધી હોય તેમ મીસ ડોબસન હેબતને મારે ઠડી થઈ રહી હતી તેણીનો ચહેરો તેણીના શુધ્ધ સફેદ પોશાક જેવો ફીકકો બની ગયો હતો—

"તમો જેન્ટલમેનને આય લેડીના રૂમમા જોઇ હુ અજબ છેઉ ! હયાના ડોકટર ગોમ્સે આપેલો એ 'સ્લીપીગ ડ્રાફ્ટ' છે !—તમે શુ કહેવા માગોછ ?"

"શુ કહેવા માગ્યે છીયે તે હુ તમને સમજાવુ" ગણુપતરાવ આસ્તેથી બોલ્યો "આ દવા સ્લીપીગ ડ્રાફ્ટ નથી-પણ મજેહદાર કાતીલ પોઇઝન છે"

તે અગ્રેજ છોકરીએ એક જબરદસ્ત લપેરો ખાધો

" પોઇઝન ! પોઇઝન !" તેણી લડડતા અવાજે પુકારી ઉઠી, 'ઓ

તદન ખોટી વાત છે !—હાઉ ડેર યુ સે સો સર ! હાઉ ડેર યુ!"

ગણુપતરાવે ડોળા કકડાવ્યા અને તે દવાનુ ગ્લાસ તેણીના મ્હોંઈ સામે ધર્યુ

"ખોટી વાત છે તો લેઓ—ત્યારે પ્લીઝ એ દવા તમેજ પીઓ, જોવુ?"

અડધી મીનીટ તે ફગાળ છોકરી માથાથી પગ સુધી ધ્રુજતી અચકી ઉભી પણ બીજીજ પલે મન મકકમ કરી તે ગ્લાસ લેવા હાથ લબાવ્યો ગમે તેવીબી તેણીની મતલબ હોય પણ ગણુપતરાવ જેવા ચબરાક મધર-ડાને આમ ઠાપ દેતા તેણીને વાર હતો તે જુનો કાગડો પળવારમા જોઇ કે પોતાના ગભીર ગુનાહની સજામાથી બચવા તેણી આપઘાતનો કસદ કરતી હતી

"નહીં" તે ગ્લાસ પાછુ ખેચી લેતા બોલી ઉઠયો "તમારી જીદ-ગીના ભોગે તમારી ભયકર તકસીરનો આવો સાબુત પુરાવો હુ ગુમાવી દેવા માગતો નથી વળી તમારા ગુનાહનો બીજોબી સખ્ખર પુરાવો મારી પાસે મોજુદ છે મી૰ ડોબસન—જુઓ."

એમ બોલવા સાથ તે ડીટેકટીવે ખીસામાથી કાગળની એક કાપલી કાઢી તે ધ્રુજતી ઉભેલી ગવરનેસની આખ સામે ધરી તે ઉપર તેણીનાજ અક્ષરે લખાયલી પેલા તારની નકલની કાપલીઓ સભાળથી ચીટકાવવામા આવી હતી

"એ ફોડ ટેલીગ્રામની અસલ નકલ બેશક તમારા રૂમમાથી હમણા મળશે!"

ગભગતથી મુરદા મીસાલ ધીલી બનેલી તે ઓરતે પોતાની ફ્રગળાયલી ચશ્મો તે કાગળ પર ફેકી, ને એક ધીમા ડચકા સાથ આખોપર હાથ ધાકી દીધા

"ઓ ગોડ!—આઇ એમ ડન ફોર!—એક કમનસીબ અભાગણી સ્ત્રીની ઉપર દયા કરો, મીસીસ બહમનબેહરામ!—"

"મીસીસ બહમનબેહરામનો જીવ લેવા ડોકટર બહમનશાહ દુબારો

તમને ફરમાવ્યુ હતુ—ઉસ્કેર્યા હતા ? બોલો—મીસ ડોબસન, એજ તમારો છે'નો ચાન્સ છે !" ગણપતરાવે તેણીને પકડમા લેવા માડી

પણ ઓ અચરતી ! ડો બોમ દુબાશનુ નામ સાભળતાજ તે ઇગ્રેજ છોકરીમા એકાએક અજબ ફેરફાર થયો તેણી એક ચમક માથ તરત સાવ'ધ બની

"અમને જવાબ જોઇયેછ મીસ ડોબસન !" ગોદરેજે હવે તગારો કર્યો

તે છોકરીએ કઇમી જવાબ દીધો નહીં, પણ મગરૂર ઉજળા સપ ચહેરે દાત પીસી ચુપ ઉભી

"આ છેલ્લી વાર પુછુ છુ કે ડા૦ દુબાશનુ એડરેસ શુ છે ?" ગણપતરે ખુબ ધમકાવીને તેણીને પુછ્યુ

મારુ ગમે તેવી થાય તેની મને દરકાર નથી ડાકટરનો પત્તો તમે મારી પાસથી મેળવી શકવાના નથી" તેણી સામી તરડાઈ પડી

ગણુપતરાવે તેણીને મજબુત દરરાવી—ગોદરેજે બહુ સમજાવી—પણ તેણી એકની બે થઈ નહી આખરે તેઓએ તેણીને ગતોરાત બેગોરની પોલીસના હવાલામા સોપી

+ + +

---

## પ્રકરણ ૫૮ મુ

---

### ખાનાખરાબીનો ઘટ હવે ઠોકાવા માંડે છે—સમાલો !

વખત મગળવારના અગ્યારેક વાગતાનો હશે !

હેદ્રાબાદ ખાતેના પોતાના રહેવાના મકાનની અદર એક નાના અને સાફ સણગારેલા દીવાનખાનામા નેતરની એક આરામચેર ઉપર અઢેલાઈ પડીને રબરની લાબી પાઇપ મારફત હુકકો ગગડાવતો આ કઠોર પણ મોહામણા મુખડાનો અમોર મહોમેદન કોણુ છે ? નીઝામ કઉરની મનનનનનો નામાકીત ચીફ ડીટેકટીવ અમલદાર મીર યાકુબખાન

સાહેબ એ ખુદ બ ખુદ પોતે છે ! યાકુબ મીયાનો મીઝાજ હમણા લગરીક બરખેલાફ છે !

લાલ ટસ ડોળા સેહજ ઉંચાડી ને ડીટેક્ટીવે દીવાલ પરના ઘડીયાલ ગમ જોયુ ! પોણા અગ્યાર થઇ ગયલા હતા તેણે પાસેની ટીપાઇ પર ઉઘાડા પડેલા બે ત્રણ અરજંટ ટેલીગ્રામો ભણી એક ઉડતી નજર નાખી બેહદ કડવાસ અને તીરસ્કારનુ એક ભયાનક ગુ'ત હસ્વુ તેની મોટી મુછ ઉપર પથરાઇ ગયુ ટેબલ પર પડલો એક ચોક્કસ તાર દેખીતી રીતે વધારે અગત્યનો હોવોજ જોઇએ–કેમજે તેને પાછો ઉપરથી તળે સુધી સભાળીને વાચતા ડીટેક્ટીવ સાહેબના ભવાનો ચીંદલો ઓરબી જ્યાદા ચઢયો હતો —

| | |
|---|---|
| યાકુબ સાહેબ | હુસેન |
| ડીટેકટીવને | તરફથી |
| હૈદ્રાબાદ | બેગલોર |

હુ ચારો જણાની લગોલગ પુઠેજ છુ બેગ્લોરથી ઉપડી ચુકયા છે સીધ્ધા સીકન્દરાબાદ આવે છે શીકાર હવે બોદલા અવતારમા બેધડક ફરે છે ચોકાસી રાખજે ગણપતરાવ બેગ્લોરમાજ છે

હુક્કાની નળી એક બાજુ પટકી દઇ યાકુબે આ બીજો તારબી ફાડી તોડીને ચીરીયે ચીરીયા કરી મેલ્યો

તેજ ઘડીએ ઓરડાના ઉંબર ઉપર યાકુબનો પુરાણો અને અતી વીસવાસુ મદદનીશ ડીટેક્ટીવ–ઇનસ્પેકટર રસુલમીયા આવી ઉભો

" કયુ , રસુલ "

"ફોજદાર સાહેબ સાહદેખ હુસેન મુલાકાત ચાહતે હય, જનાબ !"

પહેલીવાર યાકુબના બે ભયભીત ડોળાઓ હવે પોરપરાક ઉઘડયા તેના પીસાયલા ચાવણ્યાઓ ઉપરની નસે નસ તડપી રહી આ સાહદેખ–તેનો ભળત્યો, તેના ધધાનો હમશરીક, પોલીસ ફોજમો તેનો જમણો હાથ—અણજાણપણામા તેનો પોતાનો હવે જીવનો જમ થઇ લાગ્યો

હતો ! બધા સઉ કોઇનો તો રસ્તો તે કરી શકે, પણ આ જાલમ સાહદેખનુ શુ કરવુ ? અને તેણે એક ઉડો દમ ખેચ્યો અને રસુલ ભણી જોયુ—

'ભેજ દો !" ડીટેકટીવ સાહેબે ખુબ રોહસાથી હુકમ આપ્યો

રસુલ સલામ કરીને ગયો કે યાકુબ પાછો ઇઝીચેર પર કરારથી બેટી પડયો અને ચુચી આખ્યો કરી ફરીથી હુક્કાની નળી મ્હોમા લીધી બીજી મીનીટે ધડાકા સમેત માહદેખ ફોજદાર એક તરેહના ફતેહના હસ્વા સાથ તે ઓરડામા ચાલી આવી સામેની ખુરસી પર ઠપકાઈ બેઠો

"યાકુબ ભલા—ઉઠ ! પેલો શીકાર પોતેજ ચાલી ચલાવીને પાછો આવેલો છે તુ હમણા આવતો હોય તો બસ જહાગીરને પકડવાની ખોટી છે !" તેણે સેહજ હાફતા કહ્યુ.

પણ યાકુબમીયા ઉઠે શેના ? મ્હોડામા ખોસાયલી નળી સાથે બને પાપણો ઢાકી રાખી તેવણુ કાઇક તુચ્છકારભરયુ હસવુ પોતાના જીવસે હસતા હતા

અડધી મીનીટ કાઇ જવાબ માટે સાહદેખ થોભ્યો, પણ "જવાબ" ના કશા ચીન્હો હનાજ નહી

"તુ ઠાકી ગયો હોય તો લાવ—વોરટ મને આપ, હુ એખલો મારૂ ફોડી લઇશ"

યાકુબે હવે ડોળા ઉઘાડી પહેલીવાર માહદેખ ગમ જોયુ

"કાઈ ચા કાફી લેશે ?"

"નહી—મને કાફી જોઇતી નથી મને વોરટ જોઇયે છે આજેજ એ જહાગીરને પહરેજ કરવો જોઇયે—યાકુબ. ધરાક બહુ ચીકણુ છે, આગળામાથી લપસી જતા વીલબ લાગતો નવી"

"ખેર—જરા સીગરેટ તો લે ?—"

સાહદેખ હવે સેહેજ છીકી પડયો !

"કયુ—મીયા—કાઈ આજે ખુબ હસ્વા મશકેરીની ધુણમા છો ? જહાગીર મેહેરહોમજી હમણા—આ ઘડીએ—સીકદરાબાદમા છે—"

" હા–ગઇ કાલે રાતે સાડા દસ વાગતે આવ્યો શુરૂનગરની લીલી કોટેજમા હમણા દીનબાઇ, સુનાબાઇ, મોહસીનુદીન સાથે છે પોતાના પારસી લેબાસમાજ છે–ને–ને સાહદેખમીયાની ત્યા પધારવાની દર પળે વકી રાખે છે "

સાહદેખે ખેજાલતને મારે દાત પીસ્યા–

" ને તોપણુ તુ હયા હુકકો તાણુનો પડેલો છે !– યાકુબ સાહેબ, મને આજે તારી રીત સમજ પડતી નથી– અલ્લાના કસમ !–"

" નથી સમજ પડતી તો મસ્તક ઉપર મોટુ જેવુ બીલીસ્ટર આર ! પચામવાર આપણે બેઉ જણુ આ જહાગીરના સબધમા ગધેડા બની ચુકયા છીયે, હવે એકાવનમી વાર પાછો તેમ બનવા હુ ચાહતો નથી બસ એટલુજ !–હવે તેમા સમજ નહી પડવા જેવુ છે શુ ? "

" તારે જહાગીરને નથી પકડવો ? "

" નહીં ! '

" સબબ ? "

' ઘણો મોતેબર સબબ ! એક નીરદોશ માણસ ઉપર ખાલી પીલી વારટ ફોરટની જબરદસ્તી ગુજારવામા હુ શીર્ફ નાર્મદાઇ સમજુ છુ."

સાહદેખમીયા તો બે ડોળા ફાડીને ગાફેલ જેવા આ "ઠડા પાણીના માટલા" ની ભણી જોતોજ ઉભો !

" નીરદોશ માણુસ ?—જબરદસ્તી ?—નાર્મદાઇ ?—માસાલ્લા ! તારૂ ભેજુ આજે ઠેકાણે નથી ! રૂસ્તમજગ નવાબના ખુનીને પકડવા તુ ના પાડે છે ?"

" રૂસ્તમજગ નવાબનુ ખુન થયુજ નથી !"

" ખુન થયુજ નથી !"

" નહી ! "

ઓરડાની વાતાવરણુ દર મીનીટે હવે વધુ અને વધુ ગરમ થતી ચાલતી હતી સાહદેખ મીયાના ભવાઓ ઉપર એક જબરદસ્ત ભયકર કમાનં હવે ચઢી—

" યાકુબ ' તુમ આજ કયા બકતે હો ' નવાબનુ ખુન નથી થયુ ' તો પછી એને ગોળી કોણે મારી ?——'

' એ નવાબે પોતે ! એણે આપઘાત કીધો !" યાકુબ સાહેબે અત્યંત ઠંડે કલેજે ઉતર વાળ્યો ને ફરીથી હુકકાની પાઈપનો છેડો મ્હોમા ખોસ્યો અને આખ્યો બધ કરી સાહદેબના નીદાર ઉપર હવે સ્પષ્ટ રીતે જુસ્સા ગુસ્સાનો લાલ રગ ધાઇ આવ્યો હતો

" તુ વોરટ આપવા બી ના પાડછ ! યા અલ્લાહ—કયા કયામત આઇ હય ?"

" મુબઇથી બેચરદાસ વાણ્યાનો મરતી વખતનો નરટીફાઇડ એકરાર મળ્યો કે મે ફોરજરી માટેના જહાગીર મેહરહોમજી સામેના સર્વે આરોપો ખેચી લેવાડયા છે તે તને ખબર છે સાહદેબ, હવે આ ખુનનો ચાર્જબી આજકાલ હુ અદાલતે આમમાથી ખેચી લઈશ વાન્ટ મે ગઇ કાલેજ ફના કર્યુ છે '

સાહદેબ હવે ફડાક દેતો કે ઉડયા માવડી હવે મદતર ચસકી ગઈ હતી

' પણ તુ તારી ફરજ બજાવતો નથી-ને શુ મને મારી ફરજ બજાવવાબી દેતો નથી ?"

યાકુ કેહુછ કે ફરજ બાબે તારા જેવા ટીનપાટ સાથ તકરાર કરવાની મને ફુરસદ નથી '

સાહદેબનુ તન ખાકી આવ્યુ હતુ જહાગીર જેવો એક મદ્દર શીકાર હાથમાથી એમ સલામત છટકી જતો હતો તે માટે તે ચટપટયા પોલીસ ફોજદારના પેટમા આડા ને ઉભા આવતા હતા

" યાકુ ! તારી વળણુ ખચીત મને તાજુબ કરેછ હમણા સરકારી અમલદારને બદલે જહાગીર મહેરહોમજીનો તુ વકીલ બન્યો છે," તે તરડાઇને અણુદા કરતા બોલ્યો

"હુ આખ્ખો માખ્ખો બત્રીસ દાતનો અહીં . બેઠેલો છુ—ને હુ મારૂ કામ તારા કરતા વધારે સમજુ છુ "

ઘાસના છેલ્લા તણખલાથી હવે ઉટની કમર ભાગી ગઇ સાહદેખે ઝનુનથી ખુરસી એક બાજુ ઉગાડી નાખી ને કમ્મરે હાથો ટેકવી બેહદ તોછડાઇથી કહ્યું —

" યાકુબ સાહેબ, આવા ઠીગડા-ગાબડા મારી જહાગીર મહેરહોમજીને છટકાવા દીનબાઇ વકીલ તરફથી તમને કેટલા હજાર રૂપ્યા મળ્યા છે ?"

યાકુબના ભવા ગુસ્સાની કરચલી માથ હાલી રહયા વીકાળ લાલ થયલી આખે પોતાની સામે હસ્સાથી ઉભેલા ફોજદાર ગમ તેણે થોડીક સેકડ ધુરકયા કર્યુ હાથમાની હુકકાની નળી બાજુ મુકી તે ધીરેથી ઉઠયો અને મકકમ કદમે સાહદેખ આગળ જઇ તેને બોચીમાથી પકડયો એક કદાવર પઠાણ સીપાઇ જેમ નબળા તાવદાન બોકરાને દોરવી લઇ જાય તેમ સાહદેખને ઘસડીને આ વડો ડીટેકટીવ બારણા આગલ ખેચી ગયો. સાહદેખબી ખપતો હતો-પણ યાકુબના રાઠોડી પજા આગળ તેનુ ઝાઝુ વળ્યુ નહી.

બારણુ ઉઘાડી એક ધકકા સમેત આ બજાજીખોરા ફોજદારને બહાર હડસેલી કાઢતા યાકુબ કકડાવેળા ડોળા સહીત કરડા સાદે બોલ્યો –

' નીકળ હયાસે ! ફરીથી અહીં પગ મુકશે તો જાનથી ઉખડી જશે જા દુવા માગ કે મે તારૂ આ તાવદાન જેવુ ડાચુ હમણા ભાગી નાખ્યુ નથી "

સાહદેખ કઈ વધુ બોલે તે આગમચ યાકુબે બારણુ તેના મ્હોડા ઉપર ધ્રરાર કરતુ કે બધ કરી દીધુ હતુ

\+ \+ \+

સાહદેખના જવા પછી આશરે કલાકેક રહીને યાકુબ મીયાના ઓરડાનુ બારણુ જોરમા પાછુ ઠોકાયુ

યાકુબે બારણુ ખોલ્યુ-ઉબર ઉપર રસુલ પાછો ઉભેલો હતો

"કયુ રસુલ-ફેર કયા હુવા ?-કયા નઇ આફત આઈ ?"

ખરેખરજ તદન મોતની માફક ઉજળા સપ મ્હોડા સાથ યાકુબનો અતી "કોનફીડેનશીયલ" જાસુસ અચબુચ ધસી આવીને એવી રીતે

હાફતો હતો કે એ ઘડી વડો ડીટેકટીવ બી ડઘાઇ ગયો !

'જનાબ-એકદમ ખરાબ ખબર છે ! ખુદા રેહમ કરે--"

"જલ્દી બોલ-હેમક !-તણાવ્યા શુ કરેછ ?—"

"સાહદેબ ફોજદારની મોટર તળે એક માણુસ હમણા આવી ગયો છે ! તેને ફોજદાર ઉપાડી પોતાની કચેરીમા લઇ ગયા છે !"

"વારૂ—તેમા એટલો ધ્રુજેછ શાનો ?"

"તે માણુસ પેલા બે મુજી બદમાશ ભાઇઓ માહેનો એક અઝીઝ ઉલ્લા છે-જનાબ-ને-મોતને કાઠે છે ! કચેરીમા પોતાનુ મરતી વખતનુ એકરારનામુ સાહદેબ સાહેબ પાસે લખાવે છે—"

---

## પ્રકરણ ૬૦ મુ

---

### કાંઇ જુદાજ સેતારાઓની અમર હવે શરૂ થઇ છે !

શાતી !—શાતી ! !

બપોરના બે વાગતાના મધ્યાન તપતા તડકાને વખ્તે બી સુરૂનગરની સમકલા સરીખી એકાત "લીલી કોટજ"નો વીશાળ બગીચો એક તાઝગીભરી ઠડક અને શીતળ છાય રજુ કરવાને—આહ !—કેવો શક્તીવાન છે ! ત્યા કમપાઉન્ડમા લીલા કજર વેલાઓથી લગભગ ઢકાઇ ગયલા એક માડવા તળે છેલ્લો અડધો કલાક થયો નીરમળ મોહબતની મીઠી ગુફતેગોમા ચકચુર બનેલા બે જવાન જીવો ગોયા આસપાસની દુન્યાનુ ભાણબી ભુલી ગયલા છે !

તે છોકરીનો મીઠો પટપટારો આખો વખત ચાલુજ હતો ! !

"હુ જાણુછ, જાહાગીર, કે તુ વરી કાહરનો એના એ વીચારો કરયા કરેછ !" દીનુ વકીલ ખરા દીલની લાગણી સાથ તેનુ માથુ પોતાની ગોદમા લેતા બોલી, "તુ કોઇ દુશમન ઘેલો થઇ જશે !"

"હુ ઇચ્છુછ, લવ, કે હુ ઘેલો થાઉ !" જહાગીર એક ઉડો દમ ભરીને કડવાસથી બોલ્યો, "પણ એવા નસીબ કોણુના લાવે ?"

દીનુની આખ્ખોમા આંસુ ભરાઈ આવ્યા આ પોતીકા પીત્રાઈ પ્યારાને આમ કુમાઇ જતા જોઈ તે પનોતી પુટલીનો જીવ બળીને ખાક થઇ જતો હતો

'જાગુ—તુ સપનાઓમા માનેછ કે ?"

જહાગીર શોકાતુર જીવે સેહજ હસ્યો—

"આપણી જીદગીજ એક સ્વપ્નો છે, ડીયર !"

"ખરૂ માનજે—ગેઇ રાતના મારો ખુવાબ તો હુ મરશ તાહ સુધી ભુલશ નહી ઓ—કેટલો ચોકક્સ આબાદ તે સપનો ઉતો ! તુને મે અહીં સાકળ સાથે બધાયલો જોયો—પણ તુ મને જોઇને હસવા લાગો ! ડીયર, હુ તારી સાથ અસ્તો વાત કરવા જાઉ છ તેટલા વીજલીનો જબરો ધડાકો થયો—સાકળ તુટી ગેઈ ને તુ છુટો થઇ હસ્તો હસ્તો મને લેઇને ચાલતો થયો ! અરે ખોદા ! એ શુ કઈ સારી બમારત હોશે ?"

જહાગીર મેહરહોમજીએ પોતીકી કઝીન પ્રીયાનો ગોરો ગાલ સેહજ હસીને પસવાર્યો—

"તે મને પ્રોમીસ આપ્યુછ, મારા જાન, કે તુ હવે મારા ડગાવ પ્રમાણે આય કગાળ અણુવણુ મારી હાલતનો લટકો ફટકો થઇ જવાના કામની વચ્ચે આવશે નહી બોલ, દીનુ—ને વચન આપ્યુ કે નથી આપ્યુ ?"

'આપ્યુ છ—ને તે વચન પ્રમાણેજ હુ ચાલુછ કેની, જહાગીર ' તું નીરદોશ છે અને નીરદોશોનો વાલી ખુદા છે વળી સારા નસીબે આપુને મી૦ મારટીન જેવો એક નામાકીત કાઉનસલ મલ્યોછ"

"પણ સમજ કે પબલીક ટ્રાયલમા મને ભારી સજા થઇ તો—"

"તો હુ પોતે નીઝામ હુઝુરની આગળ જઇ, તેવણુને પગે પડીને તારે સારૂ માફી માગી લાવશ પપાએ હૈદરાબાદ રાજની જે નોકરી બજાવીછ તેના બદલા તરીકે જહાપના શુ એટલુબી મને નહી આપશે ?"

જહાગીર હવે શુ બોલે ? વખાણુ, હેરાન અને મોહબતથી દીનુનો મકકમ પણુ મીઠો ચેહરો જોયા કરતો તે થોડીક સેકડ ચુપજ પડી રહયો.

"દીનુ—આજે ગણુપતરાવના તાર પરથી જણુાયછ કે બીચારી

મોતીબાઇને માથેનુ વાદ્દલ વીખેરઈ ગીયુ છ એ લોકને અહી આવતા બીજા આઠેક દાહડા લાગશે—નહીં ?"

'હા—એ લોક બધા બેંગ્લોરથી આજે ઉપડવાના છે, મુંબઇ જશે. ને પછી તાહથી એકદમ પાધરી મોતીબઇ મારે તાહ સીકદરાબાદ આવવાની છે"

"મોતીબાઇ મજાની—ઘણીજ લાયકીવાલી-લેડી છે પણ બીચારીનુ નસીબજ મારી માફક પાધરૂ નથી!"

"ખરેખર ઘણીજ સરસ ફરેસ્તા જેની બેગી છે જાનુ, ખરૂ કેહુ છ—કોણ જાણે શુ છે તે એ મોતી તરફ મારૂ દીલ કઇ અજબ દોડેછ. બેંગ્લોરથી આપણે અહીં આયા તાહરે મને છોરતા છોરે નહી! બસ મારે ગળે વળગીને રડવા પડી કે "મને મુકીને ના જા!—આય દુન્યામા હવે તુ મારી બેહન સીવાય બીજુ કોઇજ નથી!"

અડધી મીનીટ બને જણુ પોતપોતાના વીચારમા મુગા રહયા. આખરે દીનુએજ પાછુ પુછયુ—

"હજુર પેલા યાકુબ મીયાની સવારી કેમ નથી આવી? આપુને અહી આયાને લગભગ સોલ કલાક થઇ ગીયા! પોલીસને શુ હજુ ખબર પડી નહીં હોશે–જાનુ?"

જહાગીરે એક નીસાસો નાખ્યો—

"આવશે–ખેર જોયલુ છે! દીનુ, મારા મોતી—જે ઘડી જાયછ તેમા એ લોક આવી પુગવાજ જોઇયે આવવા દે—આપરે ડગલો ઓળવીને સાથે 'કવીક માર્ચ' કરવા હવે તદન તૈયાર છઇયે!—એ મોટર કોણની આવી?"

જહાગીરની ગમે તેટલી હીમતભરી સમાધાન દ્રઢતા છતા તેનાથી સેહજ ચોકીને ઉઠી ઉભો થઇ જવાયુ! ખરેખાત! એક મોટરકાર ઝડપમા 'લીલી કોટેજ'ના દરવાજા ઉપર આવીને અટકી ઉભી હતી દીનુનો ચેહરો દેખઇતો ઝરદ મારી ગયો—અને બીહઘેલે દેખાવે તેણીએ જહાગીર ગમ નજર ફેકી યા પરવર! અને ત્યારે તે હેબતનાક હલદર ઘડી આવી

લાગી ખરી !

જહાગીરે દાત પીસીને દરવાજા ભણી ચાલવા માડયુ તેની પુઠે દીનુ બી ગઇ મોટરમાથી એક હૈદરાબાદી પોલીસ આફીસર કુદી પડીને સીધ્ધો તેઓની ભણી ચાલી આવતો હતો

જહાગીરે તેમજ દીનુએ આ અમલદારને તુર્ત પીછાણ્યો તે હઇદરાબાદ રાજના ક્રીમીનલ ઇનવેસ્ટીગેશન ડીપાર્ટમેન્ટમા જાણીતો થયલો પુરાણો ડીટેકટીવ અસરફખાન–ફોજદાર સાહેબનો ખાસ અગત મદદનીશ મળત્યો–હતો ! જહાગીર દીનુ ઉપર તેની નજર પડતાજ તેણે લગાર ખુશાલ મુખડે સલામ કરી !

પોતાને પકરેજ કરવા આવનાર એક ડીટેકટીવ આફીસરની આવી મશકેરીખોરી "સલામ' નો જહાગીરે અલબત્તા પાછો ઉત્તર વાળ્યો નહી–પણ અસરફખાનની અડોઅડ જઇને ઘણાજ શાત, ગભીર ચેહરે પોતાની સરજતને તાબે થવા અદબ વાળીને ઉભો

"તમારો હુકમ બજાવો–અસરફખાન ડીટેકટીવ ! હુ તૈયાર છુ !" તે ઘાડા ધીમા અવાજે બોલ્યો

પણ અસરફખાનના હમેશના 'સીરીયસ' મ્હો ઉપર હમણા કાઇ ઓર નમનતાઇ, નર્મતા અને મીત્રભાવનો છાપ હતો દીનુબી તે દેખી તાઝુબ થઈ

"જહાગીરજી શેઠ–ફોજદાર સાહેબે મોટર મોકલી છે ! મને અરજ ફરમાવવા મોકલ્યો છે કે હમણાજ તાકીદે વખત ખોહવા વગર તમોએ તથા દીનબાઇજીએ કચેરીમા પધારવુ"

"તમારી ફરજ બજાવતા એટલા બધા ચેષ્ટા કરવાની જરૂર નથી." જહાગીર કાઇક બેજાલતથી નાખુશ ચેહરે બોલ્યો, 'હુ સાહદેબ મીયાની કાહરની વાત જોતાજ બેઠેલો છેઉ ! ફરીથી કહુ છુ કે તમે તમારી ફરજ બજાવો દીનબાઇને મારી સાથે આવવાની કશી જરૂર નથી–"

'જહાગીરજી, તમે ખફા નહી થાઓ ! ચેષ્ટા કરવાની મને આદત નથી હુ અહી પોલીસ અમલદાર તરીકે નથી આવ્યો—હુ તમારા એક

મીત્ર તરીકે આવ્યો છુ—"

"એક મીત્ર તરીકે ?"

"હા, જનાબ—મને હમણા વધારે બોલવાની છુટ નથી સાહદેબ મીયા કચેરીમા તમારી અને દીનબાઇજીની વાટ જુવે છે દીનબાઇની હાજરીની ખાસ ત્યા જરૂર છે મેહરબાની કરી વખત ખોહશો નહીં—"

"અલબત તમે વારટ તો લાયાજ હોશો, અસરફખાન ?" દીનુએ ધ્રુજતા અવાજે સવાલ કર્યો

"નહી—બાઇજી ! હુ વારટ બજાવવા નથી આવ્યો, એમ હુ એક વાર કહી ચુકયો છુ—"

જહાગીર અને દીનુ થોડીક સેકડ એકમેકના મ્હોડા જોવા પડયા અસરફખાનની આવી વીચીત્ર અદબભરી વળણ ખચીત તેમને સમજ પડતી નહી હતી

"ઠીક છે !" જહાગીરે અતે કહ્યુ "મને ફ્રકત બે મીનીટ આપો હુ અદર જઇને ડગલો ઓળવી સુનાબાઈ માસીને મળી અબઘડી આઉછ અલબત તમે બી અદર સાથે આવો—"

"ચીતા નહી-હુ મોટરમા બેઠેલો છુ જાઓ, જલદી આવો એક શખ્શ આ મીનીટે ઘડીપળ છે—અને તમને મળવાની ટગર કરે છે દીનબાઇજી-તકલીફ્ માફ્ કરશોજી-પણ તમે બી આવશો તો ફોજદાર ઉપકારી થશે"

આ તો વળી નવાઇ જેવો પોલીસ અમલદાર-અને અજબ સરખી ધરપકડ ! જહાગીર તથા દીનુ બને અદર બગલામા ગયા—અને અસરફ-ખાન જઇને મોટરમા બેઠો ત્રણ ચારેક મીનીટમા ચાર જણા બાહેર આવ્યા સુનાબઇ તેમજ બુધો મોહશીન, દીનુ તથા જહાગીરને વળાવવા દરવાજા સુધી ગયા માસીજીને એકવાર ફ્રરીથી કોટી કરી જહાગીર સ્થીર કદમે મોટરમા કુદી બેઠો—અને દીનુ પણ સાથે અદર ગોઠવાઇ

ખુદા તારી મદદ બીજી પળે સાહદેબ ફોજદારની મોટર કચેરી

ભણી સપાટાબધ નીકળી ચાલી

\+ + +

મોત ! મુફલેશો અને માલેતોઝારોને, રંકો તેમજ રાયોને, અદનાઓ તથા આલાઓને, જવાનો સાથે જઇફોને, શયતાનો ભેગા સાધુઓને એક સરખી રીતે જમીન પર પછાડી નાખનાર ઓ તુ જાલમ મોત ! કાળા માથાનો માનવી આ ધર્તી ઉપર કુદરતની તમામ શકતીઓ સામે ટકકર ઝીલી શકયો છે—તારી સામે, મોત, તે હજી ખડો રહી શકયો નથી

હૈદરાબાદની પોલીસ કચેરીની સાદીમાદી ઇમારતની અતરાફમા સાધારણ રીતે ગડબડ કે ધમચકરી જેવુ રહેતુ નહી હતુ આજે તો તેમા ખસુસ કરી આ મકાનની આસપાસ પડરાયલી એક જાતની ગભીર ચુપકીદી ત્યા રસ્તેથી આવતા જતા લોકોનુ વીશેશ ધ્યાન ખેચી રહેલી હતી વાચનાર—આપણે હમણા ત્યા ભોયતળીયેના એક ઓરડામા ડોકયુ કરીયે છીયે ત્યારે મોતનો જાલમ જમડો આ કચેરી બીલડીંગના છાપડા ઉપર પોતાની હેબતનાક પાખો ફફડાવી રહેલો હતો

એક નાની ખાટલી ઉપર ચટોપાટ પછડાઇ પડેલો કોઇ કમબખ્ત પુરૂષ પોતાની જીદગીની વેરાઇ જતી રેતીના દાણાઓ મુશ્કેલીથી ગણતો આ જેહાન અને પેલી જહાન વચ્ચે ડોલા ખાતો હતો તે એક ડરામણુ ગમખાર પીકચર હતુ મરણ કાઠે પડેલા તે સખ્શને ભયાનક મોટર અકસ્માત દેખાઇતો થયલો હતો તેના બરડા ઉપરથી મોત—ની—કારનુ ચાક ફરી વળેલુ હતુ—અને તેની ત્રણ પાસળીઓ ભાગી ગઇ હતી લોહી લુહાન થઇને ત્યા પડેલો આ બદતાલેનો અઝીઝ ઉલ્લા જોકે મુશકેળાઇએ પોતાનો કઠણુ સ્વાશોરવાશ ખેચતો હતો—તોય ત્યા હાજર રહેલા ડાકટરની ચાપતી સારવારને સબબે તે સુધ્ધીમા હતો

દર મીનીટે ધીમી પડતી જતી તેની નાડીના ચેનચાળા જોઇ ડાકટર મેકફરસને તેજ ઓરડામા હાજર રહેલા ફોજદાર સાહેદેખને તેમજ સીટી માંજીસ્ત્રેટ મીર હીદાયતખાનને કયારની સીગનલ પસાર કરી હતી કે આ અભાગ્યા પુરૂષનો રૂપીયો હવે ખોટો હતો

છેલ્લો ખાસ્સો અડધો કલાક થયો આ બેહદ તાસવીસ કરતા માણસે એક પ્રકારની હેરતભરી જીવપર જોરાવરીથી ખેચાઈ જતી જીભે અને દબાઈ ગયલા ભાગા તુટા અવાજે પોતાનુ મરતી વખતનુ "કનફેશન" શેહરના ન્યાયાધીસ કને લખાવ્યુ હતુ. પ્રાણ છોડવા અગાઉ પોતાનું જીગર ખોલી આ જીદગીમા એકજ રૂડી પોતાની સેવટની ફરજ બજાવવા તેણે એક અદભુત કોશેશ કીધી હતી–અને અલબત્તા ડૉ૦ મેકફરસને તેને વચમા વચમા થોડા થોડા અતરે કાઈ મજબુત "સ્ટીમ્યુલન્ટ" ઇનજેક્ટ કર્યા કરીને તેના આ બાહદુરીભર્યા જીવતોડ "કનફેશન'મા મોટી મદદ આપી હતી

+ + +

"અઝીઝ ઉલ્ના ! તારો આખો એકરાર મે લખી કહાડયોછ," મી૦ હેદાયતખા આખરે ઘણુજ ધીમા અવાજે બોલ્યા, "હુ તે વાચી જાઉં છુ સાભળ——"

તે સીટી મેજીસ્ટ્રેટે સ્થીર, હળવે સાદે નીચલુ "કનફેશન" આખુ પાછુ વાચવા માડ્યુ ઓરડામા મરતા આદમીના હાફા સીવાય બીજુ બધુ મદતર ચુપચાપ હતુ —

"મરતી વખતે મારા અલ્લાહને હાજર નાજર જાણી હું મારો તદ્દન છેલ્લો અને સાચ્ચે સાચ્ચો યકરાર કરી જાઉ છુ પાક કીરતાર મને માફ કરે—મે જાણી બુજીને જહાગીર મેહરહોમજી ઉપર ખુનનુ વાદલ ટીગાવા દીધુ છે તે જવાન પારસી બેગુનાહ છે નવાબ બહાદુર રૂસ્તમજગનો ખરો ખુની અહીંનો વડો ડીટેક-ટીવ અમલદાર યાકુબસાહેબ યુસુફખાન ખુદ પોતે છે

ગઈ તા૦ ૧૨ મી માર્ચની સાજે હુ તેમજ મારો ભાઇ અબદુલ ઝલીલ લીલી કોટેજમા લુટ ચલાવવા ગયા કોટેજ બધ હતો રૂપાકામનો કોકળો બાધી છટકવાની અમે તૈયારીમા હતા, એવામા કોટેજ આગળ એક મોટર આવી ઉભી અમે ગભરાયા. અધારાનો લાભ લઈ સામનના કોકળા સાથે પાછળ રસ્તે બાગમા

મોગા ઝાડ પાછળ છુપાયા. અમે જોયુ કે ડીટેક્ટીવ યાકુબ ને નવાબના બેગમ રોશનબી તે મોટરમા આવ્યા હતા, ગાડી ઝાડીમા છુપાવી તેઓ કાટેજમા ગયા

અમે નહાસ્વાનો ફરીથી લાગ શોધતા હતા એવામા યાકુબ-ખાન ને રોશન બી પાછા બાગમા આવ્યા એટલામાં એક બીજી મોટર આવવાનો અવાજ આવ્યો યાકુબ તથા રોશનબી એક ઝાડ પાછળ છુપાઈ ગયા પાચેક મીનીટ પછી નવાબ રૂસ્તમજગ એકલા ધીમી ચીમ સમેત નીચે પછડાયા અમે ને બનાવ નજરે જોયો

બેગમ અને યાકુબ નવાબ પડેલા હતા ત્યા ધસી ગયા યાકુમે તેવણુના ખીસાની ઝડતી લઈ બે ત્રણુ કાગળ્યા કાઢી લીધા. પછી તેવણુનો ઘડીયાળ છેડો વીટી વગેરે કાઢી લઇ પોતાના ખીસામા ઠેસવ્યુ ત્યાર બાદ તેવણુનીજ પીસ્ટોલ કાઢીને હવામા એક બાર છોડી પીસ્ટોલ તેવણુની નજદીક મુકી તે ડીટેક્ટીવ ને બાગમા દાખલ થયા અમારી અજાયબી વચ્ચે યાકુબહુસેને પોતાની પીસ્ટોલ ખેચી કાઢી ને તેવણુ તરફ ટાકીને ફોડી નવાબ એક બેગમ સપાટામા રેલીંગ કુદાવી બહાર પડયા, ને મોટરમા નહાસી ગયા નવાબનો ઘડીયાલ છેડો વીટી બધુ ફ્રાનસીસ એટલે જહાગીરની ઝુપડીમા તપાસ ચલાવા પહેલા યાકુબમીયાએજ ઠેસની દીધુ–એમા જરા બી શક નથી

ચોરેયો સામનબી જાહગીરની ઝુપડીમાથી મલ્યો તે વીશે કમમપર મરતી વખતે લખાઉ છુ કે તે અમેજ તેમા નાખ્યો હતો. મારો ભાઈ અબદુલ નવાબની લાસ આગળ દોડી ગયો—જ્યાથી તેને રોશન બેગમનો એક મોનોગ્રામ સાથનો રૂમાલ અને યાકુબે તેણી ઉપર લખેલી એક ટુકી ચીઠી મલી યાકુબના ગુનાહની આ ગવાહીઓ લઇ અમે જવપર આવીને નાઠા પણુ મારા ખભાપરનો સામાનનો ભારી કોડલો મને નહાસ્વામા ભારી અડચણુ કરતો હતો જહાગીરશેઠની ઝુપડીમા તે ભારી કોડલો મે બારી વાટે ટપ-

કાવી દીધો પછી અમે ન્હાસી ગયા

પેલા બે અગત્યના પુરાવાઓ મારી પાસે મોજુદ છે. ચીઠી યાકુબના પોતાના અક્ષરની છે અમારૂ મોઢુ બધ રાખવા તેણે પચાસ હજાર રૂપ્યા રોકડા આપી દર મહીને મને પાનસો રૂપ્યા પુગાડવા હા પાડી

અફસોસ—મારો ભાઈ અબદુલ બીચારો બે મહીના થયા પોંડીચેરીમા ઝેરી તાવ લાગવાથી મરણ પામ્યો છે મે તેનુ મોત તદન છુપુ રાખ્યુ, કારણ કે યાકુબ ડીટેકટીવને તે ખબર પડે કે બીજો સાક્ષી મરણ પામ્યો છે તો મારૂથી ખુન કરવાને ચુકે નહીં એ હુ જાણુતો હતો

ઉપર જણાવેલા ખુનની બે અગતની ગવાહી શુરૂનગરથી ચાર માઇલ દુર મલકમપેઠના રસ્તા પર મારૂ ઝુપડુ છે, તેમાના મારા બીછાણા પરના ગોદરામાના રૂની અદર મે સીવી લઇ છુપાવ્યા છે તેમાથી તમને તે મળી શકશે હુ મરી જાઉ છુ જહાગીર શેઠની માફી માગી મરી જાઉ છુ—"

ચકરાર વચાઈ રેહતા મરણ કાંઠે આવેલા અઝીઝ ઉલ્લાએ ડૉકટર તેમજ માજીસ્ત્રેટ અને ફોજદારની મદદ સાથ તે ઉપર માત્ર "અલેફ"ની નીશાન કરી—અને તે ઉપર પછી મેજીસ્ત્રેટે ડૉકટરે પોતાની સાખ પુરી ખલાસ!—આ છેલ્લી રજ કરતા ઝીણા બારીક દોરાપર ટીંગાઇ રહેલી તેની જીદગી અતે તુટી ગઇ ડાકટરે વીહલે મ્હોડે દર્દીનો હાથ મુકી દીધો

'એ મરી ગયો છે," તેણે ગભીર ચેહરે કહ્યુ

તેજ ઘડીએ ઓરડાનુ બારણુ સપાટામા ઉઘડયુ, અને જહાગીર મહેરહોમજી ને દીનુ વકીલ અદર દાખલ થયા—

સાહદેખ અતી ગભીર ચેહરે જહાગીર આગળ ગયો—અને તેમનો જમણો હાથ પોતાના બે હાથોમા પકડી બેહદ માન સાથે પોતાની આખ્યોએ દાબ્યો

"જહાગીર શેઠ, મને માફ કરજો! મે તમને નાહક હયરાન થવા

(જુવો સફે ૫૮૬)

ખલાસ !—આ છેલ્લી રજ કરતા ઝીણા બારીક દોરાપર ટીંગાઇ રહેલી તેની જીંદગી અંતે તુટી ગઇ ડાક્ટરે ધીહવે મ્હાડે દર્દીનો હાથ મુકી દીધો

"એ મરી ગયો છે," તેણે ગંભીર ચેહેરે કહ્યુ

તેજ ઘડીએ ઓરડાનુ બારણુ સપાટામા ઉઘડ્યુ, અને જહાંગીર મહેર-હોમજી ને દીનુ વકીલ અંદર દાખલ થયા—

દીધા છે ! પણ મને આજની ઘડી સુધી બધી ખરી વાતનો મુદલ સ્વપ્ને બી ખ્યાલ નહી હતો ! તમારા મામાજી નવાબ રૂસ્તમજંગના ખુન માટે તમો તદન નિર્દોષ છો ખરો ખુની યાકુબહુસેન ડીટેક્ટીવ છે" સાહેબે મક્કમ સાદે કહ્યુ "આ માણસ અઝીઝ ઉલ્લાએ પોતાનો છેવટનો એકરાર લખાવ્યો છે—લેવો, શેઠ વાચો !"

શુ વાચે ? જહાગીર તો એક સખત આચકા સમેત પોતાની છાતી પકડી ઓરડાની દેવાલ સાથ અઢેલાઇ ઉભો તેનુ માથુ તેના ડાબા ખભા-પર ઝુમી પડયુ હતુ

તકદીરના અજબ તોરથી આઝેઝ થયલા તે જવાન માટે બેહદ ખુશાલીનો આ એકાએક પડેલો ફટકો અસાધારણ સખત થઇ પડયો હતો એક છાકટા આદમીની માફક જબરદસ્ત લપેરો ખાઇ જહાગીર બે કદમ આગળ આવ્યો--

"દીનુ-ઓ દીનુ !!--"

હજી તો દીનુ તેને પકડી લે તે અગાઉ જગતથી અત્યાર તુલીક હાડમાર થયેલા આ નવજવાન પુરૂષે તે પોતાની જાનસે આલા દીલદારના ખોળામા માથુ નાખી દીધુ અને બેશુધ્ધ થઇ ગયો !

## પ્રકરણ ૬૧ મુ.

### કર ને જો !

મલકમપેઠ ખાતે આવેલા આલીશાન મહેલ 'રોશન-મઝીલ'મા મરહુમ રૂસ્તમજંગ બહાદુરના બીજી વારના જુદદીન ધણીઆણી રોશન-આરા બેગમ પોતાના ખાનગી 'બુડવાર' મા એક દીવાના આદમી મીસાલ આમથી તેમ અફડાતફડી કરતા હતા !

તે કમબખત સ્ત્રીને હમણા સહેજબી કરાર હોય તે કયાથી ? યાકુબે ને મંકાને જે હેબતાવનારી ખબર તેણીને મળી હતી, તે પછી તે વડા ડીટેક્ટીવ સાહેબે તેણીને ફરમાવ્યુ હતુ કે તેણીએ ગુપચુપ 'રોશન

મઝીલ ' મા ઉપડી જવું, જ્યા દરેક " પકકી ખબર " મેળવી તે 'વડા અમલદાર માખ ' અરધા કલાકમા આવી પુગનાર હતા !

પણ અરધા કલાકને બદલે હમણા દોઢ કલાક ગુજરી જવા છતા હજી " યાકુબ પ્યારે " નો પત્તો મુદલ નહી હતો ! દોઢ કલાકના અરસામા આ દલેદર ઓગત હેબત ધાસ્તીથી અધમુવી જેવી બની રહી હતી

" ઓ ખુદા હવે શુ કરૂ ? એને બોલાવવા કોણુને મોકલુ, કહા મોકલુ ? અરે પેનો સાહેબ હવે મને પકડવા આવશે તો, ઓ, હુ એકલી શુ કરશ—"

અસહ્ય ઇંતેજારીના તાપમા બળતા વધુ પા કલાક વહી ગયો પણ આખરે———આહ—જાણીતા મોટરહોર્નનો અવાજ તેણીને કાને પડયો છલાગ સમેત તેણીએ ઉઠીને હરખ સાથ જોયુ તો યાકુબની મોટર પુર ઝડપે " રોશન મઝીન" તરફ ધસી આવતી હતી

તે મોટરકાર રોશન મનઝીલના પૉરટીકોમા ઉભી રહેતા અદરથી યાકુબને શાત સમાધાન ચહેરા સાથ મકકમ ધીમે પગલે ધીરજથી ઉતરતા દેખી આ બેગમ સાહેબની તમામ ધાસ્તી મટી ગઇ ! આહ—ત્યારે મના-નના સમાચાર તો નહીજ હત !! પોતીકા આશકની રાહ જોતી તેણી ઓરડાના બારણા આગળ થોભી

ત્રણ ચાર મીનીટ પછી નીઝામ સલતનતના વડા ડીટેકટીવ સાહેબ યાકુબસાહેબ યુસુફખાન લહેરે લહેરે તેણી સામે ચાલી આવ્યા તેવણુની મુછો ઉપર એક અમુક પ્રકારનુ બેમાલુમ છુપુ હસ્તુ પથરાયલુ હતુ.

"વહાલા યાકુબ ! કેટનુ લેટ કીધુ ?—શુ સમાચાર ?" તેણીએ તેના ગળામા હાથ નાખી બેહદ આતુરતાથી પુછ્યુ

યાકુબમીયા બેગમ સાહેબને જવાબ આપવાને બદલે તેણીને ધીમેથી દુર કરી સાબુત પગલે તે "ખુડવાર"મા ચાલી આવ્યા, અને બારણુ બધ કરી અદરથી સાકળ ચઢાવી પછી નજીકના સોફાપર ધીરજથી ગોઠવાઇ તેવણે ખીસામાથી મઘમઘતો રૂમાલ કાઢી પોતાનુ મોઢુ ઘસડીને લુછ્યુ. રોશનની અધીરાઇને પાર ન હતો તેણી ધપ કરતી યાકુબના પગની આગળ ફસડાઇ બેસી ગઇ, અને તેને ખભામાથી પકડીને હીલવી

નાખતા બોલી —

"યાકુબ, તુ શુ કરી આયો ? મને કેહ શુ સમાચાર ?"

યાકુબ સાહેબે આ પોતીકી પ્રાણ પ્રીયા (!) તરફ ચુચી આખ્ય કરી જોયુ —

"પેલા ચડાલ હરામઝાદા અઝીઝ ઉલ્લાએ આખરે મરતી વખતે મેજીસ્ટ્રેટ હેદાયતખાન હજુરમા બધુ ફુકી માર્યુ છે"

"બધુ ?"

"હા—બધુ !"

"પણ બધુ તે શુ ?"

"એજ કે ગઈ તા૦ ૧૨ મી માર્ચની સાજે આપણે સાથે લીલી કોટેજમા ગયા, ત્યા મે તારા નવાબનુ ખુન કીધુ ને તેમા તે મને મદદ કીધી તુ બહુજ અકકલમદ બનીને તારો રૂમાલ ને આપણુ ગળુ ફાસમા નાખનાર પેલી મારી ચીઠી ત્યા નાખી આવી, તે બધુ—દરેકે—દરેક"

જાણે કોઇ ગમ્મતની રાજા પાદશાહની વાત પોતે કરતો હોય તેમ ઠડા પાણીના માટલાની મુવાફેક બોલતા તે રાઠોડી ડીટેકટીવ હજીબી મુછમા પોતાનુ ભયાનક "હસ્વુ" હસ્યો જતો હતો ! રોશને સફેદ ચાદર જેવી ફીકી બની જઈ ફાટેલે ડોળે આ અદભુત પોતીકા યાર ગમ જોયુ.

"ઓ યાકુબ ! મારો જીવ ઉડી જાયછ ! યાકુબ—મારા જાન—તુ ખરૂજ કહે છે ? સાહદેબને બધુ જણાઈ ગીયુછ ત્યારે તો હમણા હયા આપુને પકડવા આવશે ?"

"હા—આવશે તો ખરોજ," યાકુબ પાનછેર્યુ હલાવતા કરારને જીવે બોલ્યો

"ને આપુને પકડી કેદમા પુરશે ?"

"નહીં—હુ નહી ધારતો," તે ખધારી પોલીસમેને મકકમ સાદે કહ્યુ.

"નહી !! યાકુબ, તુ શુ કહેવા માગેછ ?"

"કેદમા સબડવાનો મારો તો વિચાર નથી"

• "ત્યારે શુ મને લઇને નહાસી જવા માગેછ, ઓ બોલી દે—ખુદાને

ખાતર બોલી દે! મારો જીવ જાયછ ને આવેછ!"

"હવે નહાસ્વાનો આપુને વખત નથી, હવે આપણાથી નહસાય તેમ નથી અત્યારથી આપણે માટે બધા રસ્તા બધ થઈ જઇ ચુકયા હશે. વળી એવી નહાસભાગને ધડકધુજારાની જીદગી મને પસદખી નથી–તે હીચકારા બાયલાઓનુ કામ છે!"

પણ ત્યારે તુ શુ–––અરે એ કોણ?–––"

"નીચેના કમપાઉડમા એક ગાડી આવવાનો અવાજ સ્પષ્ટ આવ્યો. રોશન એક ભુરકા સમેત ઉઠીને બારી આગળ ધસી ગઇ

તેણીએ ધાસ્તીથી નીકળી પડતી આખ સાથ ડોળા ફાડી જોયુ કે તે ગાડીમાથી સાહદેબ ફોજદાર ને બીજા પાચ છ પોલીસ સીપાઇઓ ઉતરતા હતા!!!

હેબતથી આઝેઝ બની ગયલી તે કમબખત સ્ત્રી પોતાના યાર ભણી પાછી દોડીને તેના પગ આગળ પછડાઈ પડી

"ઓ–યાકુબ–આપણુ આવી બન્યુ! આખરે સપડાયા–સાહદેબ સીપાઇઓ સાથે આવી પુગોછ હવે આપણુ શુ થશે?"

"જે તારા ધણી રૂસ્તમજ ગતુ થયુ તેજ!" યાકુબે હજીબી સ્થીર શાત ચહેરે કહ્યુ

"એટલે?"

"લે જો—!" યાકુબ પોતાના ખીસામાથી છ બારની એક રીવોલવર ખેચી કાઢી તેણીને બતાવતા બોલ્યો

"યાકુબ!–ઓ અલ્લાહ!–તુ શુ કહેવા માગેછ?" રોશને હબતાઇને લગભગ ચીચીયારી પાડી

"તુ એને પીછાણેછ? રોશન, એજ પીસ્ટોલથી મે તારા નવાબને ઠાર માર્યો હતો, તે તુ જાણેછ?"

"શુ એજ પીસ્ટોલે સાહદેબ ને તેના સીપાઇઓને—"

"નહી! તેમ કરવાથી કઇ વળવાનુ નથી ચાલ, તે લોક ઉપર આવેછ! લે, આ પીસ્ટોલ પકડ"

"કાય ?" પાદડા મીસાલ ઠરઠર ધ્રુજતી તે બદબખ્ત ઓરત હમણા જીવતા માણુસ કરતા એક ખણી કાહડેલા મુરદાને વધારે મળતી આવતી હતી.

"બસ ! હુ તને કેહુંછ તેમ કર"

રોશને જેમ તેમ તે ખાનાખરાબીનુ હથ્યાર પકડયુ

"ચાલ ! હવે બરાબર મારી છાતી સામે ફોડ ! જલદી કર !"

"ઓ–નહી–નહી–યાકુબ !"

"રોશન, હીમત પકડ ! આપણે એક જીવ સટોસટ લડાઈમા ઝોકા-ચ્યુ, પણ તકદીરે યારી આપી નથી પાસો ફ્રરી ગયો છે ફોડ તારીપી સ્તોલ."

તે ગભીર દમામદાર બોલો સત્તાદાર હુકમ હોય તેમ તેણે ઓચર્યો. રોશન એક હીપનોટાઇઝડ થયલા આદમી મીસાલ જેમ તેમ લડડતી પડડતી ઉઠી–અને પોતાના ધ્રુજતા હાથે તે પીસ્તોલ યાકુબની છાતી સામે ધરી પણ તે ફોડવાની તેણીમાં શકતી નહી હતી

"બારણુ ખોલો !' તેજ પળે બારણુ પુશકળ જોરમા કોઇએ બાહેરથી ખખડાની નાખ્યુ "નહી તો ભાગીને અદર દાખલ થઇશુ" બહારથી સાહદેખનો ધાડો અવાજ મભળાયો તે સાથે તે ઓરડાનુ બારણુ ધ્રુજી રહયુ

"ફોડ–રોશન, ફોડ !

તે કગાળ સ્ત્રીએ ફરીથી જીવપર આવી તે પીસ્ટોલની 'ટ્રીગર' દાબવાની કોશેશ કીધી પણ તેણીનો હાથ જુઠો જેવો બની લકવા મીસાલ અકડી રહયો હતો

"હુ તેમ કરી શકતી નથી" તેણી તે પીસ્તોલ નાખી દઇ, આખ પર હાથ ધાકી કમ્કમાટ સાથ ડચકા ખાતા બોલી, "યા અલ્લાહ–યા અલ્લાહ !"

પાછુ તે બારણુ પુર જોસ સાથ ગડગડવા લાગ્યુ

યાકુબે ધીરજથી વાંકો વળી નીચે પડેલી તે પીસ્તોલ ઉચકી–અને રોશન તરફ ટાકી.

."છેલ્લી સલામ–રોશન છેલ્લી સલામ ! તુ ડરી ગઇ છે, તો એ

કામ હુ પુરૂ કરૂ છ–તૈયાર થા !—"

"ઓ નહી–નહી–યાકુ——"

એક સખત ધડાકા સમેત તે મકાન ધ્રુજી રહ્યુ કાન ફાડી નાખ-નારી એક ચીસ સાથ રોશન લોહી લુહાન થઇ નીચે તુટી પડી તેણીની લાસ ગમ ચુથી આખે જોતા યાકબનુ એક રૂવુબી હાલ્યુ નહી

ઓરડાનુ બારણુ મીજાગરા પરથી તુટી પડવાની અણી પર હતુ. તે ડીટેકટીવ પોતાનો પીસ્તોલ સાથનો મકકમ હાથ પોતાના મોઢા આગળ લઇ ગયો–એક બીજો સખત ધડાકો—અને ખલાસ !

તેજ પળે મોટી ગર્જના સાથ બારણુ તુટી પડયુ અને સાહદેખ ને તેના મદદનીશો લોહીમા ગગરતા બે મુરડા જોતા ગાફેલ જેવા ઠસ બની ઉભા!

## પ્રકરણ ૬૨ મું.

### કોણનુ ફરજંદ ?

મુબઇ !–ગજાવર મેહેલો અને ગલીચ કોટડાઓથી ઉભાઇ જતા, આહ, તુ "શેહેરે અવ્વલ" મુબાઇ ! બાદશાહી રસ્તાઓ અને બદબોભરી સાકડી શેરીઓથી આરાસ્તા થયલી હીદુસ્તાનની એ તુ અલબેલી છેલછબી-લી નગરી ! કરોડોના વેપારની ઝાહોઝલાલીમા ધીકતી અને છાતી કપાવ-નારી દલીદ્રતામા સબડતી હે તુ મહાન ઇતીહાસીક મુબાદેવી ! બે કરોડ ની વાર્ષીક આમદાની સાથે પ્લેગ, ઇનફ્લુએનઝા, શીટલા, ટાઇફોઇડ, ન્યુમોનીયાથી ભણભણ થતા અય તુ નેકીબદીના અદ્ભુત ધામ ! શયતાનો અને સાધુઓ, મુર્ખાઓ અને માહાત્મા, સોદાગરો અને સુખલાજામાસો ને તુજની ગોદમા સમાવી બેઠેલી રે તુ પચરગી પ્યારી, પ્રખ્યાત મુમ્બાઇ ! લાખે વખતે તને પાછી સલામ !

વાચક દોસ્ત–ચાલ મારી સાથ મુબાઇ !

ખડી બપોરના તપતા વખતે કામાટીપુરાની ગલીચ ગલીમા આવેલી એક કગાળ ચહેલી આગળ એક મોટી આરાસ્તા રોલ્સ રોઇસ મોટર

આવીને અચખુચ ઉભી ત્યા વસ્તા હલકી વરણુના લોકો બારીઓએથી ટીગાઇને પોતાની ચહેલીના દાદર આગળ ઉભેલી તે બાદશાહી મોટરકાર અજાયબીથી જોતા ઉભા હતા. નીચે રસ્તાપર મોટી ગીરદી જમાવ થઇ હતી.

શુ —થયુ હતુ તોબી શુ ? મોટરકારમાથી ધાધળ ધરપચ સાથ સઉથી પહેલો ઝપાટામા એક અઘોર મહામેદન જેવો સખ્શ બાહેર ઉછળી પડયો. ત્યાના રહીશોએ મેહમદુ મીયાને તુર્ત ઓળખ્યો તે દાહરૂસ ઉસ્તાદના ખુશાલ ચહેરા પરથી જણાતુ હતુ કે એક આલીશાન પાત્રીંશ હજારની મોટરમા મુસાફરી કરવાથી તેનો જીવ બહેસ્તમા ગયો હતો ! તેની પાછળ તે મોટરના માલેક—ગોદરેજ જસાવાળા–એ એક કુદકા સમેત બહાર આવી એક જવાન ખુબશુરત પારસી શેઠાણીને હાથ આપી ઉતારી તેની પછવાડે એક તાતીયો જેવો કોઇ અણુજાણ્યો પુરૂષબી મકકમ પગલે ઉતર્યો.

ચહેલી પરના પરજાત લોકો એક મોટે ખાયરેના જરથોસ્તી બાઇજી સાહેબને જોઇ પ્રથમ તો બેહદ અજાયબી સાથ ટીકતા ઉભા પણુ બીજીજ મીનીટે એકાદ એના મ્હોમાથી એક દબાયલી બુમ નીકળી પડી—

"યા અલ્લાહ ! યેહ તો માહતાબ હય !"

"મે અને મોતીબાઇએ ઘણુા વરસો આ ચહેલીપર સાથે ગુજાર્યા છે," મેહમદુ મીયાએ મલકાટથી ફસકાયલે મ્હોડે ગોદરેજ અને ગણુપતરાવને કહયુ "માળપર ચાલશોજી ?"

અડધી મીનીટનોબી વીલબ લગાડવા વીના ચાર જણુાની તે ચોકડી ચહેલીના કગાળ દાદરપર ચઢી અરેરે–શુ ચહેલીનો દલીદ્ર અવતાર હતો ! ! દાદરના દરેક ફાડયાપર પાનની પીચકારીના ડાઘ, ઢગળાબધ ધુળ, કાગળના ફાટેલા ટુચાઓ, તથા વપડાયલી ગધાતી બીડીઓનુ ધમસાન નાકનો દાડો ફાડી નાખે એવો બહેકાટ ફેળાવી રહયુ હતુ

મેહમદુ મીયા તો તેવા દીલખુશ "પમરાટ" ની દરકાર કર્યા વગર લહેરે લહેરે ડોલતા ઉપર ચઢયા ગણુપતરાવ પણુ શાત ચહેરે તેની પાછળ ચાલ્યો, પણુ ગોદરેજ ખરે મને કમકમ્યો તેણે ખભા ચઢાવીને નાકે રૂમાલ

દાબ્યો હતો.

અને———મીસીસ બહમન બહેરામ ?

તેણીની આખમા ઝળઝળીયા ભરાઇ આવ્યા હતા આગળા કંગાળ દલદર વખતની ભયકર યાદ આ દાદરપરની ગળીચી જોતા જોશભર તેણીને હૃદયે ચઢી આવી હતી અરે! એજ ગલીચ ચહેલીપર તેણીએ પોતાની જવાની કેમ બાળી નાખી હતી! પણ મનપર અદભુત કાબુ રાખી લોહીનો ગોટ ગળીને તેણી સઘળાઓની પુઠે માળપર ગઈ

બીજા મજલાની એક બધ હાલ હવાલ કાળી અધારી કોટડી આગળ આવી પુગતા મેહમદુમીયાએ ચાવી કાઢી તેનુ મેલુ અખતર બારણું ખોલ્યુ ચારે જણા અદર દાખલ થયા માહે દીવસોના ચઢેલા ધુળના લેપડા અને બધ્ધાર હવાથી દાદર કરતા પણ નપેતર બદબો ફેલાઇ રહયો હતો એક મોટો દેવદારી પેટારો, એક ભાગીતુટી ટેબલ અને એક ખડયા ખડખડ ખુરશી સિવાય બીજુ કશુ ફરનીચર ત્યા હતુ નહીં

આહ—અહીજ, અહીંજ આખો દિવસ મોતીબાઈ બધ્ધાર વાસ મારતી ગલીચીની વચ્ચે ગોધઇ રહેતી હતી! તેણીને ગાયનની તાલીમ આપવા તથા પોતાની મરજી મુજબ ચલાવવા વીકાળ મેહમદુ ઉસ્તાદ તેણીને અહીંજ મરણતોલ સખત માર મારતો હતો! અરધી રાત સુધી બહાર ગાનુ ગાઇ ગળુ તોડી આવ્યા પછી હાલ હવાલ ખોરાક પર સબુરી પકડી ભુખે પેટે તેણી અહીંજ—આજ કોઠરીમા—જમીનપર ફક્ત ચતાઈ પાથરી સુતી હતી!

મેહમદુ ઉસ્તાદે ધામધુમ સાથ તે ઓરડીમાની એક પુરી ખુરશી પરની ધુળ પોતાના દીલમાના સાહયાએજ ઝાટકી નાખી અને મોતીબાઇ આગળ સેરવી, જેની ઉપર નાજુક તબીયત છતા આવી ઝેહમત કરીને થાકી ગયલી તે અબળા લગભગ નસોસ હાલતમા ફસડાઇ પડી.

બીજી મીનીટે મેહમદુએ એક મોટી લોખડની છીના પોતાના દેવદારી પેટારા નીચેથી ખેચી કાઢી, અને બાજુની દીવાલની ભીંત—જેની

જોય ઉખડી જઈ અંદરની ઇંટો દેખાતી હતી— તેમાની એક ઇંટ ચોકીથાકીને કાઢવા માડી બાકીના ત્રણેડે જણા તેની હીલચાલ આતુર-તાથી જોતા ખોટી હતા !

પાચેક મીનીટ ખડતળ જેહમત ઉઠાવવા પછી મેહમદુ ઉસ્તાદે અંતે તે ઇંટ બાહેર ખેચી કાઢી. પછી ભીતમાથી નાનો પતરાનો એક દાબડો બહાર તાણી કાઢયો અને તે ગોદરેજના હાથમા આપ્યો

"લીજીયે સાબ—એમા પેલા પુરાવા છે," તેણે હાફતા હાફતા કહયુ.

બધાની અધીરી નજર તે દાબડા પર ચોટી હતી ગોદરેજે ઉસ્કેરણી અને ઉલટથી ધ્રુજતા હાથે તે બાક્સ ખોલ્યો. પોતાના ખરા માબાપ કોણ હતા તે જાણવા મોતીબાઇ તો ધડક ધડક થતા જીગરે જોરમા પોતાનો હોઠ બીડીને પુટલા મીસાલ થભ થઇ બેઠેલી હતી

તેમા બે લાબા કાગજોના એનવીલપો હતા—તથા એક સોનાની લોકેટ હતી, જેની ઉપર બાહેરથી R V નો નાના હીરા જડેલો મોનોગ્રામ હતો

"ખોલીયે, જનાબ—અદર એક તસ્વીર હય" મેહમદુનો ધાડો અવાજ પાછો નીકળ્યો

ગોદરેજે મોતીબાઇની નજદીક તે લોકેટ ધરી આસ્તેથી ઉઘાડી. સર્વે જણની નજર અદરની એક સબી પર પડી બીજુ તો કોઇ કાંઇ બોલ્યુ નહીં—પણ તે તસ્વીર જોતાજ ગોદરેજના મુખમાથી અજાયબીની એક ધીમી ચીસ નીકળી પડી ! તેના ધ્રુજતા આગળાઓમાથી તે લોકેટ લપસી જઇને મોતીબાઇના ખોળામા ગબડી ગઈ હતી

મોતીબાઇએ તે લોકીટ હવે પોતાના હાથોમા ઉપાડી આતુર આખે એકકી ટગરે અદરના ફોટોગ્રાફને ટીકવા માડયો તે હેદરાબાદી લેબાશમા સજ થયલા કોઇ એક દમામદાર પણ જવાન પારસી ગ્રહસ્થનો ચહેરો હતો.

"યા ખુદા," ગોદરેજ ધ્રુજતા ઉચ્ચારે બુમ પાડી ઉઠ્યો. "એતો—એતો—મારા માસા નવાબ રૂસ્તમજગની જવાનીની સબી છે—આજે પચ્ચીસેક વરસ પરનો એવણેનો ફોટો છે !"

"નવાબ રૂસ્તમજગ !" મોતીબાઇ અચરતીથી પુકારી, "તેવણુની સબી આએ લોકીટમા કાહથી આવી ? એ શુ બોલોછો, ગોદરેજ ?"

"મારા પોતાના માસાને હુ નહીં ઓળખુ ' મોતીબાઇ, આય તો દીનુ વકીલના બાવા નવાબ રૂસ્તમજગ બહાધુર જેવણનુ ખુન થયુ, તેવણુની જુવાનીના વખતની સબી છે !"

મોતીબાઇએ અત્યત તાજુબીથી તે લોકીટ ફેરવી ફેરવીને પાછી તપાસી.

"હા ! આય R V નો મોનોગ્રામબી તેવણુનોજ છે મારા ખુદા, એ શુ ભેદ હોશે ?" તેણીએ કહ્યુ

એક મીનીટ લા શાત ચુપકીદી પથરાઈ રહી ગોદરેજ અજાયબીથી ગાફેલ જેવો બનીને ઘડીમા મોતીબાઇને, ઘડીમા મેહમદુને, ઘડીમા ગણુપતરાવને જોતો ઉભો મોતીબાઈ સાવજ જેવી બની ફાટેલે ડોળે બસ લોકેટમાનો ફોટોગ્રાફજ તપાસતી ચુપ બેઠી હતી પણ આખરે અત્યાર સુધી શાત ચહેરે ચુપ ઉભેલા ગણુપતરાવ ડીટેકટીવે તે ખામોશી તોડી –

"આ દાબડામાના દસ્તાવેજ વાચો, ગોદરેજી શેઠ–પુરો ખુલાસો કદાપી ત્યાથી મળશે," તેણે એક જાતના ભરૂશાથી સુચના કરી

ગોદરેજે બાક્સમાથી એક બીજુ પડીકુ બાહેર કહાડયુ કવર ખોલતા માહેથી એક લેખીત દસ્તાવેજ બાહેર નીકળી આવ્યો ઉઘાડીને તે ગુજરાતી લખાણુ લગભગ ખેચાઈ જતા ડોળા સાથ તેણે મોટેથી વાચવા માડયુ સઉ કોઇની ડાએબાએ ચુપચાપ વચ્ચે તે કાગળ તેણે વાચ્યો. તેમા સોનેરી ટોળીના એક સભાસદે લબાણુ ખુલાસો લખ્યો હતો તેનો સાર માત્ર આપણે અત્રે રજુ કરીશુ --

મજકુર દસ્તાવેજમા લબાણુથી માહતાબના જનમની વીગતવાર હકીકત દરશાવેલી હતી શ્રીમત હૈદ્રાબાદી ઈજારદાર નવાબ રૂસ્તમજગ બહાદુરની બે બેટીઓમાની એક–નામે મનીજેહ–ને મોટી દોલત તેણીના છુટકારાના બદલામા મેળવવાની લાલચે એક સોનેરી ટોળીવાળાઓ ઉપાડી ગયા હતા પણ તેઓને મનગમતી દોલત નહી મળવાથી તેણીને પોતાના કબજામા રાખી મુકી હતી આખરે નવાબ રૂસ્તમજગના લાગવગથી ને

પોલીસની બીકથી તેઓ તરખાયા હતા-કારણ કે પોતાની બેટીની શોધ માટે નવાબે સારી રકમના ઇનામો જાહેર કીધા હતા તેથી તેઓએ બીહને આખરે પોતાની સલામતી ખાતર તે બચ્ચું મેહમદ ઉસ્તાદને સ્વાધીન કીધું હતું, આ બચ્ચાના લુગડાની એક કોથળીબી મેહમદુને હસ્તક હતી તે બચ્ચાના ડાબા ખભાપર એક કાળી લાછણની નીશાન હતી. મજકુર બચ્ચું-જેને માહતાબના નામથી મહેમદુએ ઉંધાર્યું હતું-તે નવાબ રૂસ્તમજંગ બાહદુરની વડી બેટી હતી, વગેરે

કાગળ પુરૂ કરી રહેતા ગોદરેજે પોતાના તપતા કપાળ પર હાથ દાબ્યો, અને એક લપેરો ખાઇ ટેબલનો ટેકો લઇને ઉભો તેજ પળે મેહમદુ એક ખડખડપાચમ પેટારામાથી કપડાનુ એક નાનુ બડલ ઉપાડી લાવ્યો ગણપતરાવ બાપાએ તે ખોલ્યું—અને માહેથી એક નાની બુચીના થોડાક કપડા નીકળી પડયા એક ગુલાબી ફ્રોક ઉપર ઇંગ્રેજી ત્રણ અક્ષરો M R V લાલ દોરાએ પાડેલા સ્પષ્ટ દેખાતા હતા

એક ખખાર માથ ગોદરેજે પોતાનુ ગળુ સાફ કીધુ, અને લડડતા સાદે બોલ્યો --

"મીસીસ બહમનબમેરામ ! તમે—તમે માગ માસા નવાબ રૂસ્તમજંગ બહાદુરના દીકરી છેઓ ! દીનુ વકીલના સગા બહેન છેઓ—પણ અરે અરે—મોતીબાઇ —"

પણ મોતીબાઇ શુ કરે ? એક નાજુક જીવ તે કયા સુધી ટકી શકે ? નખરાબાઝ નસીબના આવી જાતના ઉપરાસાપરી ફટકા ખમવાની તેણીમા હવે વધુ શકતી હતી નહી. તેણીને ચકકર આવી ગયા જો ગોદરેજે તેણીને તરત પકડી લીધી નહી હતે તો જરૂર તે ગરીબડી રંકે બાનુ ખુરસી પરથી નીચે પછડાઇ પડી હતે !

× × ×



# પ્રકરણ ૬૩ મુ.

# મોત જીવનનો પાસો ફેંકે, તો પછી આખેરી અંજામ માટે ડગમગવાનું કેવું ?

ભાયખલા કલમ રોડપર આવેલો 'હીરાવીલા' એક શાંત એકાંત મકાન હતુ તેના પહેલે મજલેના જમણી બાજુના નાના ફ્લેટપર એક મોટા સરજીયન સાહેબ ડા૦ બહમનશાહ દુબાશ (એમ આર સી પી, એમ આર સી એસ—લંડન) પોતાના બહેન પીરોજા સાથે ત્યા કેટલાક દીવશો થયા આવી વસી કાંઇ અજબ પ્રકારની એકમાર્ગી જીંદગી ગુજારતા હતા!

ડાક્ટર સાહેબે દેખાઇતી રીતે પોતાની પ્રેક્ટીસ હવે છોડી દીધેલી હતી તેવણ ઝાઝા બાહેર જતા આવતા નહી હતા– પીલુ બેહનને બી બાહેર ફરવા દેતા હતા નહીં તેવણના ફ્લેટપર કોઇબી બાહેરના માણસને યા 'પેશન્ટ' ને વીઝીટે આવતુ જોસાની તો આસપાસ વસ્તા ઘર ભાડુતોને હોવાઇજ હતી ડા૦ દુબાશ પોતાના ફ્લેટનો આગળો દરવાજો હમેશાં અંદરથી બંધ કરી રાખતા હતા

આપણે તે ફ્લેટના નાના દીવાનખાનાના જરા આજે નાક ખોસીશુ

ત્યા સહવારે સાડાદસ વાગતે આજે ડાક્ટર સાહેબ નાસ્તો લીધા પછી ઇઝીચેર પર ફગગાત અલેટાઇ પોતાની માનીતી બ્રાયર પાઇપ ફુંકતા હતા! શીલીંગ તરફ ચીટકેલી તેવણની ચુચી આખોપરથી જણાતું હતુ કે તેવણ હાલ કઇ ખુશ મીઝાઝમા તો હતાજ નહીં।

ખુશમીઝાઝ ?–તેના મળત્યા પણ મુજી ચંડાલ બેચર વાન્યાએ મરતી વખતે તેની ફોરજરીનો વાક જાહેર કરી દઇ તેને સાવ લટકાવી માર્યો— મોતીબાઇને વગ્સોવા ખાતે 'કીડનેપ' કરવાનુ કાવત્રુ અડકચરૂ નીશ્ફળ નીવડી ઉલટુ એરનુ દેર થઇ ગયુ —પેલો બુબખ બાયલો એરચ બહ-મનબેહરામ ગધેડા જેવો અરધે દરીયે તરાપો દુબાડી નાહસી ગયો–પછી "ખુશમીઝાઝ"ની શી વાત કરો છો ? તેમા આજે ડા૦ દુબાશની દાળ

એક બીજા કારણુસર પુરી બળી ગયલી હતી! હજી સુધી બેંગલોરથી પેલી બસરાઈ બીલાડી નર્સ મીસ ડૉબસન તરફથી કંઇબી સમાચારો મલ્યો હતો નહીં' સરજીયન સાબ બધા ચોમેરથી અંદેશામા હતા–તેમા વળી તેવણુની એક પુરી બેહન પીલામાયબી વળી હમણે હમણે એકદમજ ઘોડે જીણુ નાખીને છેલ્લે પાટલે બેસી જવાના રંગો દેખાડતી હતી

પાચેક મીનીટ સ્થીર પડી રહીને બોમ દુબાશે પાઇપના કાળા સ્મોક સાથે પોતાના સીહા તુરંગોને સીલીંગના ભારવટયાઓ ઉપર મોકલ્યા કીધા હશે! પછી અંતે તે દીવાનખાનાનુ "સાઇડ ડોર" એક ધડાકા સાથ ઉઘડયુ અને તેની બહેન પીરોજા ફ્ફડેલી–ચટકેલી રોહાસા ભર ત્યા દાખલ થઈ

"જરા હમણા ભીખુ માસીને ઉભી ઉભી મલી આઉ, બોમ? એવણુ બોલાવ બોલાવ કરેછ–ઓય દેતી કે પાછી આવશ જાઉ કે?"

"નહીં!"

"વારૂ આજે સાજે સીનેમામા જઇ આઉ?—અ, બોલની, બોમ——જાઉ કે?"

"નહી!"

મીસીબાબાનો "ઇસ્ટીમ" હવે, લગરીક ચઢવા માડતો હતો!

"શુ નહીં—નહીં? તુ શુ મને બાહેર કેઠે જવાજ દેવાનો નથી એમ?"

ડાકટર સાહેબે ફક્ત પાણુસેરયુ ધુણીને પાછી નાની ઇશારત કરી!

"બોમ! આવી એકાત જગામા કેદ રહેતા હુ તો હવે કટાળી ગેઇછ," પીલા સામેની ખુરશી પર ધબ કરતી બેસી જતા બોલી "સુવુ નહી કોઇ સાથ જરા મોહનુ હીલવવાનુ–નહીં કોઇ સાથે જરા વાતચીત કરવાની–કે નહીં કેઠે ફરવા હરવાનુ! તુ તો આખો વખત ફીલસુફની કાની ડોળા ચઢાવીને બીરી પીયા કરેછ, ને હું તદન એકલી ઝુરતા મરવા પરીછ!"

ડૉ. બમનશાહ દુબાશે તેણી તરફ નજર ફેરવવાનીબી તસ્દી લીધી નહીં.

"પીલા, આઇ એમ ટાયર્ડ! ડોન્ટ બોધર મી"

"બોધર ફોધર હું કંઈ સમજતી નથી!" પીલામાય તેની સાથે

પીજોઈ લેવાનાજ ખ્યાલે હમણાં ત્યા પધાર્યા હતા ! 'હુ તુને સાફ કેહુછ— એમ—કે એમ જનાનાની બીબીની માફક હુ કઈ પરદેપોસ વધારે વખત રેહવાની નથી !"

ડાકટર સાહેબના ચહેરા પર ડેન્જર સીગનલ હવે ચઢવા માડતી હતી—તેવણુના ભવા સહેજ નીચા નમ્યા—

"તારા માયબાવા લખ્ખો રૂપ્યાની દોલત ત્રસ્ટમા મુકી ગીયાછ કેની, તેમાથી વાલકેશ્વર પર એક બગલો ખરીદવાની હું ગોઠવણુમાજ છેઉ." તે ધાડા સાદે બોલ્યો," બાહર જવા માગેછ ? કાહ બાહાર જવા માગેછ ? તાજમહાલમા ડાનસીંગ કરવા જવા માગેછ કે પેલા ઉજબખ બેચીબા એરચની પુઠે ઇસ્ટ આફ્રીકા જવા માગેછ—કે નહીં તો લોક લોકને ઘેર વાસણુ ઉજારવા જવા માગેછ—"

પીલા માયને સખત ચટકો લાગ્યો એવી જાતનો ચટકો ખમીને બેસી રહે તેમાના "ભલા મનીખ" તેવણુ હતા નહી—કોઈ એક કહે તેને ચાર બોલીને ઉભા રહે એવો તેવણુનો જાતી પાજી સ્વભાવ હતો

"તારૂ ને મારૂ બેઉનુ સાથે માથુ ફોરવા જવા માગુછ !" પીરોજા હવે તરડાઈ પડી તેણી હવે તરીયાપાવ પર આવી ગઇ હતી. "એરચ બીચારાને સારૂં ધરી ધરી જે તે જે તે બોલેછ—તુને શરમ નથી આવતી ? તે બીચારો ગરવો અને ભોલો ઉતો તેનો તે લાભ લીધો ! તેના ભવીશનુ નખ્ખોદ તો તેજ વાળ્યુ—ને વરી સામબો સતો શાનો આયછ ? અલબત મને ગમશે તો એ એરચની પુઠે જહાન્નમમાંબી જવશ. તું મને કહેનાર કોણુ ?"

બોમ દુબાશે હવે પોતાના હોઠો વચ્ચેથી પાઇપ કાહડી અને પેહલી વાર કાઇક ગભીર ચેહરે પોતીકી એકપુરી બેહન ગમ જોયુ આ તીખ્ખી છોકરી સાથ જરા જોઇએ તે કરતા જ્યાદા પતરાજી કરવામાં સલામતી નહીં હતી એમ તે હેન્ડસમ બ્લેકગાર્ડ બરાબર સમજતો હતો

"બેસ મારી સામ્મે બે મીનીટ, પીલુ ! ને હુ કેહુછ તે જરા સુગી રહીને સાભળ !" તેણે ખુરસી સામે આંગળી બતાવી સેહજ ડોળા કકડાવી

કહ્યું "નફ્ફોદ ગેઇ, તુંજ બોલ્યા કરશે કે જરા મને બી વાત કરવાનો ચાન્સ આપશે ?"

પીરોજબાઇ માય ખળભળાટમા ત્યા ઠપકાઇ બેઠા ! બોમે ચલાવ્યું–

"એક મોટી બાજી હું રમ્યો તેમા જીત મારીજ નકકી હતી, પીલાં ! હોકમનો સીકવન્સ મારા હાથમાં લગભગ તૈયાર હતો, પણ એરચ જેવા હીચકારા બ્રુડીયટે મને દગો દીધો પીલુ, ડોન્ટ બી સીલ્લી ! હમણા મારામારી કરવાનો વખત નથી–જીવ સટોસટ બધો મામલો છે. થોડો વખત હજુર થોભી જા—મારા કામમા મને તારી મદદ જોઇયેછ, તારી બૈરા ફાસીન સ્ટુપીડ અધીરાઇ જોઇતી નથી"

પીલુ પાછી ધડાક દેતી કે ઉઠીને ઉભી થઈ

"મારી મદદની હવે આશા રાખતોજ ના તુ હજાર કાવાદાવા કર્યા કર" તેણી રહોસાભર બોલી "હુ તો આય મુઇ હેણુ જેવી જગાથી કટાળી ગેઇછ હુ અહીંથી ચાલી જવા માગુછ, બોમ !"

ડોકટર સાહેબે નચીંત જીવે મ્હોમાથી ચીરૂતનો ધુમાડો કાઢયો.

"ઉ ! કહા જવા માગોછ ?"

"ભીખઈ માસીને ઘેર જઇને રહેવશ તુ કોઈ સારી વસ્તીવાળી લોકેલીટી પર ઘેર લેશે, મને છુટથી ફરવા હરવા દેશે, તાહરેજ તારી સાથે આવીને રહેવશ."

'સારો આઇડયા છે ! કયારે સીધારવા માગોછ, બાઇ સાહેબ ?"

'મારી મરજી પડશે તાહરે !"

"વેલ, તમુને ગમે તાહરે ચાલી જવાને તમે છુટા છેઓ, પણ યાદ રાખજો કે તે પછી તમારે ગમે ત્યારે પાછા આવવાને તમે છુટા નથી ! અહીંથી જશો તો સદાના મારા ઘેરમાથી ગેયલા તમે સમજજો !"

પીરોજબાઇના નાકના ફીકડા ફફડી રહયા હતા. "ઓલરાઇટ ! મને તારી ધમકીની જરાબી દરકાર નથી હુ મારૂ ગુજરાણુ કમાણી કરીને કુટી કાહરસ. એવા બદમાસી ભરેલા—'

"શટ અપ !" અત્યાર સુધી શાંત ચહેરે બેઠેલા તે ડોકટરના બીમ

હવે ફરી ગયા હતા. ખુરશી પર તકીઆ પર તડો થઇ બેસતા તેણે ગુસ્સાથી તરારો કર્યો અને જબરદસ્ત બે ડોળા પોતાની બેહન તરફ તેણે પાછા ફડકાવ્યા, "તારી લપલપતી લુલી હવે એકદમ બંધ કર! નહી તો હમણા પાખડુ પકડીને બહાર ફેકી દેવશ તુને ચાલી જવુ હોય તો ચાલી જા—જહાન-મમા જા—મને તેની દરકાર નથી"

પીલા જેવી તુમાખી છોકરી માટે આવા શબ્દો બહુ સખત હતા. તેણીએ ઝનુનથી બારણુ અફાળીને ઉઘાડી નાખ્યુ અને વીછણની માફક છેડાઇને સાડીની સોડ માથા પર ગોઠવી

પોતાના અમસા ભાઇ ગમ તુચ્છકારી એક છેલ્લી નજર નાખી બીજી પળે તે ફુટાઉ પોરી ધસારાબંધ બહાર પડી, અને પોતા પાછળ બારણુ પાધુ ધરાર કરતુ કે બંધ કીધુ!

ડોકટર દુબાશ પાછા ઇઝીચેર પર લેટયા અને આખ્યો ધાકી તેવ-ણના કપાળ પર ચઢેલા ચીલ્લા પરથી જણાતુ હતુ કે તેવણના સ્વભાવનો સ્ટીમ હમણા ૧૪૦ દીગરી ઉપર હતો!

કઈ કળ નહી પડવાથી તેણે તરાપ મારી પાસેની ટેબલ પર પડેલુ 'જામે' ઉચકયુ, અને વાચવામા ધ્યાન રોકયુ એકાએક તેમાના એક 'તાર સમાચાર' વાચતા તે સહેજ ચોકયો

હ'—હમેશનો બેપરવાહ બોમ દુબાશ જેવો બી ચોકયો હતો! તે હઇદરાબાદના તાર સમાચાર હતા, જેમા અઝીઝ ઉલ્લાનો પ્રાણઘાતક મોટર અકસમાત, તેનુ સેનસેશનલ કનફેશન અને રોશન તેમજ યાકુબના આપઘાતની ખબર વીગતવારે છપાયલી હતી!

મુછમા એક જાતના ભયભીત હરવા સાથ તેણે સઘળુ દાસ્તાને દીલરૂબા વાચીને પુરૂ કર્યુ—અને ફરીથી 'સ્મોક'ના ધુવેધુવા કાહડતો બંધ પાપણે તે પોતાના તુરંગોમા ગીરફતાર થયો

નવાબ રૂસ્તમજગનો ખુની યાકુબ!! બાઇ ગોડ!! કેવી સીફતથી તે વાક તેણે જહાગીર મહેરહોમજી પર ઘોળવ્યો! બોમ દુબાશ જેવાનેબી હઇદરાબાદી ડીટેકટીવે મુર્ખ બનાવ્યો—બોમને કેવા ધકેલા ખવાડયા—

નજર કેદ વરીક રાખ્યો ! શાબાશ, યાકુબ શાબાશ !! એ તે ભેજુ !!

બધ આંખ્યો સાથ ડા૦ બોમ પોતાના ખ્યાલોમા એટલો મશગુલ થઇ રહયો હતો કે આગલુ બારણુ (જે પીલા અલગુંજ રાખી ગઇ હતી તે) ઉઘાડીને પોલીસ યુનીફોર્મમા સજ થયલો એક યુરોપીયન અમલદાર અંદર દાખલ થયો હતો તેનેબી તે જોઇ શકયો નહીં પણ જ્યારે તે પોલીસ ઇન્સ્પેકટર તેની સામે આવી ઉભો ત્યારેજ તેની નજર ત્યા ખેચાઇ

એક યુરોપીયન પોલીસ આફીસરને અચણુચ પોતાના ઘરમા જોતા શુ ડા૦ બમનશાહ દુબાશ ચમકયો–ગભરાયો–ધ્રુજી પડયો ? કોઇ ચીઝ નહી ! તે લાબા ટાટયા સાથ ફરાઘાત બેઠો હતો તેમજ બેસી રહયો

"ડો. દુબાશ, તમને પકડવાનુ મારી પાસે વોરંટ છે "

એક પળ બોમે ચુચી આખે તે અમલદારનો ચહેરો ચીતરયા કીધો.

"વોરંટ ? શુ આરોપ માટે છે ?" તેણે ધીરજથી પાઇપમાથી ધુમાડો કાઢતા સવાલ કીધો

"ખાનબહાદુર ધનજીશાહ બહમનબહેરામનુ ખુન કરવા માટે, ને મીસીસ બહમનબહેરામના ખુનની કોશેશ કરવાના કામમા 'એબેટ' કરવા માટે !"

બોમ સેહજ હવે હસ્યો–અતીશ્ય હેબતનાક તે હસ્તુ હતુ !

"આય કંઈ બોમ્બે પોલીસની નવી શોધ લાગેછ, ઇનસ્પેકટર ?"

"મુબઇની પોલીસ પુરતા પુરાવા વગર આય પગલુ ભરે એ બનવાજોગ નથી. ડોકટર દુબાશ, અમને એ માટે બેગલોરથી ખુલાશાવાર ટેલીગ્રામ મળ્યો છે"

"બેગલોરથી !"

"હા–બેગ્લોરની પોલીસ આગળ મીસ ડોબસને બધુ કબુલ કરી દીધુછ ને કીંગ્સ એવીડન્સ બનીછ મારી સાથ ચાલશો, ડો૦ દુબાશ ?" તે અમલદારે ધાડા સાદે ઉમેર્યું

"સર્ટનલી !" બોમ ઠંડે કલેજે ઉઠતા હવે બોલ્યો. પણ હુ નથી ધારતો કે મારા જેવા એક માણસને આવા ઘેરના હાલહવાલ કપડામાજ

તમે ઘસડી જવા માગતા હોવ? લેવો આય મજાની ઓરીએનટલ્સ છે–ત્રાઇ થ્રીસ સીગાર–હું ડાર્ક કલરનો સુટ પહેરી લેઉછ કે લાબો વખત નીભે ફકત પાચ મીનીટ બેસશો? હુ ડ્રેસ કરી અબઘડી આવુ છ?" બોમે હસીને પુછ્યું'

"ઓલરાઇટ–જાઓ–કપડા ચેન્જ કરી આવો હુ ખોટી થઇશ. આય મકાનમાથી તમે છટકી શકો તેમ બી નથી ચારે બાજુ મારા માણુસો બાહેર હમણા ઉભેલા છે આઇ એમ સોરી–પણ મને મારી ફરજ બજાવવીજ જોઇએ."

"ઠેકસ!" એમ બોલ્યા સાથ ડૉ૦ બહમનશાહ દુબાશ એક હાથ પાટલુનના ખીસામા ખોસી બીજા હાથે પાઇપ ચુસ્તા લહેરે લહેરે ડ્રેસીંગ રૂમ તરફ ચાલ્યા

× × ×

દસ મીનીટ થઇ–પદર મીનીટબી થઇ ગઇ! ડૉ૦ બોમ દુબાશનુ ડ્રેમ કરવાનુ હજી પુરૂજ થતુ નહી હતુ કે શુ? બેડરૂમનુ બારણુ તો અડધુ ઉઘાડુજ હતુ! તેની તદન શાત રીતભાતથી અજબ થયલો તે પોલીસ ઇન્સ્પેકટર વીસ મીનીટ સુધી તેની રાહ જોતો ત્યા બેસી રહયો, પણ બોમ બહાર આવ્યો નહીં અતે તે અમલદારની ધીરજ ખુટવા માડી ઉઠીને મક્કમ પગલે તેણે ડરેસીગ રૂમ આગળ જઇ ઉઘાડા બારણાપર ટકોરા માર્યા પણુ–દાદ નહી મળે! આખરે ઇનસ્પેકટર જોનસન ઝપાટામા બેડ રૂમમા પેઠો---અને---અને--- અદર નજર ફેકતાજ તે હેબતાઇને એક આચકા સમેત બે ડગલા પાછો હટયો બીજી સેકડે તે યુરોપીયન ઓફીસર એક પુતલા મીસાલ જડ બની ઉભો હતો!

તેણે શુ જોયુ? ડૉ૦ દુબાશ લાબો છર થઇ જમીનપર મુડદાં મીસાલ ચત્તોપાટ પડયો હતો! તેના જમણા હાથમા 'ઇનજેકશન'ની એક નખીબી હાઇપોડરમીક સીરીન્ઝ પકડેલી હતી!

તે પોલીસ અમલદાર જમીનપર પડેલા આ પુરૂષ આગળ ધસી ગયો, અને ગુડણે બેસી તપાસ ચલાવી તેણે જોયું કે ડાકટર બમનશા

દુબાશ મરણ પામ્યો હતો !

તેના ડગલાના બટન હોલપર એક વીઝીટીગ કાર્ડ પીન કીધેલો હતો કાર્ડની ઉપર નજર પડતા તે ઇન્સ્પેક્ટરે તે કાઢ્યો ને વાચ્યો તેની ઉપર ડૉ૦ દુબાશનું નામ, ઠામ તથા ડીગરીઓ છાપેલા હતા

એક પળ તે કાર્ડ અજાયબીથી હાથમા પકડી તે ઇંગ્રેજ અમલદાર વિચારમા ઉભો પણ કાર્ડની બીજી સાઇડ ફેરવી જોતા નીચે મુજબ ટુંક લખાણ તેણે વાચ્યુ —

"બીજાઓ માટે મારૂંજ બનાવેલુ સ્પેશીયલ પોઇઝન મોટા ડોઝમા મે પોતે હમણા ઇન્જેક્ટ કીધુ છે. એક જીવસટોસટ લડાઇમા હુ હાર્યો છુ. તેનો મને ગમ નથી આશા રાખુછ કે જહાગીર દીનુ, તેમજ મોતી-બઇ મારા મુવા પછી મને માફ કરશે છેલ્લી સલામ !"

---

# પ્રકરણ ૬૪ મું.

---

## સુખ મળે ત્યારે સામટુજ !

બદબખ્તી જ્યારેબી આવે છે ત્યારે ઝીણા ઝરમર ઝરમર છાટાઓમા વરસતી નથી–બસ ધોધમાર ચાલુ વરસાદમાંજ તુટી પડે છે, દુખ જ્યારે બી વીતે છે ત્યારે સામટુજ ધસી આવે છે સુર્ય જ્યારે પ્રકાશવા માડે ત્યારે એકકી વેળા સામટોજ પોતાના છે પુર જોશમા ઝળકી રહે છે. તેવોજ હિસાબ હૈદરાબાદ ખાતેના "વકીલ મઝીલ" મા હતો મબ લખ દોલતમા મહાલતી તે ડંકેરામાર મહેલની શેઠાણી દીનુ વકીલને સારૂ આખરે આનદનો સોનેરી તડકો સીહા વાહલાઓથી બાહેર આવ્યો હતો હમણા દીનુને માટે દુન્યા હસ્તી હતી !

"વકીલ મઝીલ"ના એક આરાસ્તા ઓરડામા દીનું વકીલ હાથમા એક વધાઇનો તાર પકડી ઉડા વિચારમા બેઠી હતી. તેણીનો ચેહરો

સુખડો સુખના આવેશમા બ્હાર ખીલી નીકળ્યો હતો તે તાર નીચે મુજબ હતો—

| |
|---|
| દીનબાઇ વકીલ જોગ—<br>હૈદરાબાદ<br>ગોદરેઝ જસાવાળા<br>તરફથી મુબઇ<br>વધાઇની ખબર હુ મીસીસ બહમનબહેરામ,<br>ગણપતરાવ હૈદ્રાબાદ આવ્યે છીએ. ગોદરેઝ. |

"વધાઇ ! હમણા વધાઇનાજ વહાણો ફાટાછ ! નહીં તારે હેબત ધસકે મુત્રુ રોજનુ શેર લોહી સુકાતુ તુ વળી એ નવી વધાઇની ખબર શું હોશે ?" તેણી એ ગાલોમા સેહજ ખાડા સાથ મનમા હસીને બડબડી

આહ ! બોલબે'લતામા બહુ મુશકીલ કેટનુ નહી ધારેલી ઝડપથી—સ્વપનેબી નહી વકી રાખેલી આશાનીથી—સમાધાન થઈ ગયુ હતુ ! પોતાના ખ્યાલોમા દીનુ એટલી મશગુલ બની રહી હતી કે પાછળથી કોઇએ ચાલી આવી તેણીની બને આખ્યોપર હાથ ધાકી દીધા ત્યા સુધી તેણી તેની હાજરી જાણી શકી નહી હતી !

"જ્હાગીર કે ?" તેણીએ તે બે હાથો ખીસાડીને પોતીકા ગાલસે દાબતા પુછ્યુ

"કેમ, મીસીબાબા ? વરી હવે શુ ઉડા વિચારમા ગુટાયાછ ?" જ્હાગીર તેણીના ભરાવદાર સુવાલા બાલનુ માયુ પસવારતા બોલ્યો "અગર્જી જાહરે હુ એમ કઇ વિચારમા પડતો'તો, ત્યારે તો તમે મોટામાય થઇને મને તોપલા ભરી ભરીને લેકચરો આપતા'તા ! ને હવે તમે શુ કરોછ ?"

દીનુએ હસ્તે ચહેરે પોતાની સતોષથી ચમકતી આખ પોતાના વહાલાના ચહેરાપર ઠેરવી તે સુદર કાલી ભમ્મર ઓખોમા જ્હાગીરને માટેનો દુન્યા વર્ણનો પ્યાર ખુલ્લો વચાતો હતો તેણીએ પેલા તાર પોતાના ભવીષ્યના ભરથારના હાથમા મુકયો, જે તેણે અજાયબી સાથ વાચ્યો.

"એ વળી વધાઈની ખબર શુ હોશે, ડારલીંગ ?"

"ખુદા જાણે ? મનેબી કઇ સમજ પડતી નથી. આજે એ લોક અહીં આવી પુગવા જોઇયે ! પણ જાગુ ડીયર, આજે કોઇ સરકારી માણસ

તુંને કઇ સીલ કીધેલો દસ્તાવેજ આપી ગીયો તે શુ–મને કેહની ?"

"એ તો અદાલતે ખાસ તરફથી મને સત્તાવાર છુટકારો મલ્યોછ. તેમા ફોરજરીના વાક માટે મને નાહક કેદખાને નાખવા વાસ્તે દલગીરો દેખાડવામા આવીછ–ને હુઝુરના હુકમથી મને બદલો આપવાની માગણી કીધીછ"

"ને તુંને શુ બદલો જોઇએછ ?"

"બદલો ? બદલો મને મળી ચુકોછ ! આય બધી આફતના અધકારમા હુ ગીયોતો તાહથી મને એક ઝળકતો આબદાર હીરો મળી આયોછ ! એથી વધારે મને હવે કઇજ જોઇતું નથી" આમ બોલતાજ તે જવાને પોતાની માશુકને પોતાના હૈયાસે ચાપી

× × ×

પ્યારભર્યા ટોલટપ્પા કરતા કેટલો વખત સુધી જહાગીર તથા દીનુ ત્યા બેડા હશે તેનુ તેઓને ભાણુ હતુજ નહી 'વકીલ મઝીલ'ના પોર્ટીકોમા એક મોટર આવી ઉભી રહેવાનો સાદ તેઓએ સાભળ્યો, ત્યારેજ તેઓ ઝપકીને ખડા થયા પાચેક મીનીટ પછી જ્યારે બુધ્ધા મહોસીને આવી જણાવ્યુ કે મોતીબાઇજી, ગોદરેજજી, તથા ગણુપતરાવ ત્યા આવી પુગ્યા હતા ત્યારે તેઓને મળવા તે સુખી જોડુ હાથમા હાથ ભરવી દીવાનખાનાના તરફ બે સુખી બચ્ચાઓ પેઠે દોડયુ

તેઓને જોતાજ ગોદરેજ તેઓ આગળ પહેલો ધસી આવ્યો. જહાગીરને લાગણીથી ચાપીને શેકહેન્ડ કરતા તે ભલા ઉમરાવ જવાનના હાથ ડરડર ધ્રુજતા હતા છતા પોતીકા સ્નેહીભાઇની ઉપરથી આફતના તમામ વાદળો વીટી જવા માટે ગોદરેજે ખરા દીલની તેને મુબારકબાદી આપી

મોતીબાઇ અને દીનુ એકેકને ગળે વળગ્યા મોતીએ એવી લાગણી સાથ દીનુંને આખી ત્રણુ મીનીટ સુધી પોતાની છાતીએ દાબી રાખી કે દીનું સહેજ હાલી વટીક શકી નહી છતાબી દીનુને તે ઘણુજ ગમ્યુ–ખરેખરજ તે છોકરી આ રૂડી મોતીબાઇને જાનોનીસાર પ્રીતીથી હવે ચાહતા શીખી હતી

. "દીનુ, તુ મને હવે તારી એક બહેન તરીકેજ ગણેછ કેની ?" આખરે મોતીબાઇએ સોફા ઉપર બેસ્તા ધીમા ગળગળતા અવાજે પુછ્યુ.

"ખચીતજ મોતી," દીનુએ લાગણીથી કહ્યુ "શુ મારી એક સાચ્ચી બહેન બની રહેવા તુ મને પ્રોમીસ નથી થઇ? તુ જાણેછ કે મારાથી એક વરસ મોટી મનીજેહ નામની મારી એક બહેન ઉતી કહેજે ઘણીજ ખુબસુરત ઉતી. પણ તેને નહાનપણમા કોઇ બદમાસો ચોરી ગીયા પણ મને ખોદાએ હવે તુને આપીછ મોતી—બસ આપરે બે જણાં હવે જુદા પરશુજ નહીં."

"ને તે તારી ગુમ થયલી બહેન હુજ હોઉ તો?"

દીનું જવાબ જેવાને બદલે વળી પાછી મીસીસ બહમન બેહરામને ગળે વળગી પડી

"વારૂ આય લોકેટ તુ ઓળખેછ?" મોતી દીનુના હાથમા પેલી હીરા જડીત મોનોગ્રામવાળી લોલેટ મુકતા બોલી

"નહી' દીનુએ તે બારીકીથી તપાસ્તા કહ્યુ "પણ એ પર મોનો-ગ્રામ તો મારા પપાનોજ છે! અરે! આએ શુ અંદર સબી બી મારા પપાનીજ છે!—ઓ એ તુંને કાહથી મળી—મોતી—બોલની——?"

એટલામા સુનાબાઇ ત્યા દાખલ થયા અને ગોદરેજ મોતીને મળ્યા

"ઓ કુઇજી માય–આય લોકીટ જોવની! તમે ઓલખોછ?" દીનુએ પુછ્યુ

"ઓ!–એ તારા હાથમા કહાથી આવી?" સુનાબાઇ તે લોકીત તરફ અચરતીથી ટીકતા એક જાતના ગાફલ ચેહરા સાથ બોલ્યા

"સુનાબઇ, તમે એ લોકેટ ઓળખોછ?" ગોદરેજે આતુરતાથી પુછ્યુ.

"હાસ્તો! એ લોકેટ તો મારા રૂસ્તમભઇની પહેલી બુચી મનીજે-હની ઉતી! ને તે બીચારીને કોઇ મુવા બદમાશો ઉઠાવી ગયલા તેનીજ સાથે જતી રહેલી! તે અહી કેમ આવી?"

ગોદરેજે એક શબ્દ બોલવા વગર લોકેટ ખોલી અદરની તસ્વીર કુઈ-જીમાયને દેખાડી તેવણ તો અચબુચ મોટી બુમ પાડી ઉઠયા—

"એ તો બેહસ્તી રૂસ્તમની જુવાનીના વખતની સબી! ઓ મારા ખદાય! એ બધુ હુ શુ જોઉછ!–મને સમજાવોની!"

"માસાલ્લા! મેરી મની બાબા તો નહીં ?" વરડો મોહસીન એકા એક હવે ઉશ્કેરાયલે અવાજે પુકાર કરી પડયો !

'રૂસ્તમ માસાની તે ચોરઈ ગયલી દીકરી,—દીનુની બહેન–મનીજેહ તેજ આય મોતીબાઇ પોતે છે એમ પુરવાઓ ઉપરથી પુરવાર થયુછ" ગોદરેજ દરેક બોલ પર ભાર મુકી બોલ્યો

"હે !" સુનાબુઇ, જહાગીર, દીનુ એકકી વેળા સામટા અજાયબીથી ઉછળી ઉભા થયા ! ગોદરેજે બધાને ખુલાશો આપ્યો, અને મેહમદુ ઉસ્તાદ પાસના પુરાવાઓ ઉપરથી કેમ પતો મળ્યો હતો તે બધુ કહી સભળાવ્યુ

"જરા સબર કરો" સુનાબુઇ બોલી ઉઠયા "મારી મનીને જનમથી ડાબા ખભા પર એક મોટી કાલી લાછન ઉતી જોઉ, મોતી દીકરી, તારૂ ખભુ !"

મોટીબાઇનુ ઓપન કટનુ બ્લાઉઝ સહેજ ખસાડી સુનાબાઇએ શોધ ચલાવી, અને તે બરફ જેવા સફેદ ખભાપર આબાદ એક રૂપીઆના કદ જેવડી કાળી લાછણુ નજર પડતા તેણીને હરખભેર પોતાની છાતી સાથે દાબી દીધી

'ઓ–મારી દીકરી ! મારી દીકરી ! તુજ મારી મની છે !"

અને દીનુ ?

તેણી તો હરખથી ઘેલી જેવી બની પોતાની માજણી બહેનને વળગીને ડુસ્કે ડુસ્કે રડતી હતી !

\+ + +

## પ્રકરણ ૬૫ મું.

### કીસ્સો તમામ !

ત્રણુ વર્ષનો લબાણુ ગાળો વચમા ગયો છે ! નીઝામ સલતનતના નવા આબકારી ઇજારદાર નવાબ જહાગીર જગ અને તેવણુના ધણીયાણી દીનુને ત્યા એક દીકરા તથા એક દીકરીની વૃધ્ધી થઈ છે મનીજેહ માટે જે કડવો અનુભવ મળ્યો હતો તે પછીની હૈદ્રાબાદી બદમાશોથી ડરી સુનાબુઇ તે બે બચ્ચાની જીવની માફક સભાળ લે છે—આખ આગળથી સહેજબી ખસવા દેતા નથી

ત્રણ વરસ થયા ગોદરેજ જસાવાળો હીંદુસ્તાનમા નથી પોતાની ચીન ખાતેની પેઢીપર તે રોકાઇ રહયો છે કેમ વારૂ?—તે, બા, આપણે જાણતા નથી

અને મોતીબાઈ? પોતાના વાહલા દીકરા રૂસ્તમ સાથ પેદર રોડ-પરના પોતાના 'મોતી મીનાર' મા તે વીધવા બાઇ નચીત દીવસો પસાર કરે છે

આવો--લાબે વખતે આપણુને જરા 'મોતી મીનાર'નો મહેમાર જોવાનો છે

નમતા પહોરે તે આલીશાન બગલાના સુદર બગીચાના ગીચ માડવા નીચે નાનુ ત્રણેક વરસનુ એક ભુલકુ એક મોટા લાકડાના ઘોડા પર એક સીપાહબચ્ચા માફક સવાર થઇ તેને હાકવાની કોશેશ કરે છે મોતીબાઇ નાજ સુદર ચહેરાની નકલ ધરાવતુ, ઝુનફાદાર બાલ માથનુ તે તદરોસ્ત ખુબસુરત પ્યારૂ બચ્ચુ કોઇની બી નજર લાગે એવુ મ ાહર છે મરહુમ ખાનબહાદુર ધનજીશાહનો એકલો વારસ દીકરો આ ચેકુસ રૂસ્તમ બહમન બેહરામ છે

તેની સામે રસ્ટીક લાકડાના એક બાજટ પર મોતીબાઇ અરધી અબેઠાઇ પોતાના રોશન દીકરાનો આકરીત ચહેરો કયારનો મગરૂરીથી નીહાલે છે

આહ- એક તડાકે તે બાનુના મનમાથી કેવા કેવા વીચારો વીજળીને વેગે હમણા પસાર થઇ જતા રહેલા છે!

મરનાર ધનજીશાહની મોટી દોલતના એ એકલા વારસને તેને બરની કેળવણી આપવા માટે કોઇ બાપ સમાન મુરબ્બી ખેરખાહ આજે મોજુદ હોતે તો કેટલો ફરક પડતે! હવે તેણીને ચાહનાર-તેણીના બચ્ચા રૂસીને ચાહનાર-કોણ રહયુ? મોતીબાઇના જીગરમાથી એક છુપો નીસાસો નીકળી પડયો એકજ માણુસ તેણીના જવાન જીગરમા આજે ત્રણ ત્રણ વર્ષો થયા રમી રહયો હતો અગરે તેણી જયારે માત્ર એક કગાળ જુદદીન ગાનારી ઓરત તરીક ગટરમા પડેલી હતી ત્યારેથી તે ભલો દીલસોજ તેણીનો રફીક દોસ્ત કેટલી સાચ્ચી લાગણીઓ તેણીની-માહતાબની—ફકર ખાતો હતો! અને છેકના છેડા સુધી તે કેટલો શુધ્ધો, મેહરબાનીભર્યો, મમતાભર્યો, ગ્રહસ્થાઇભર્યો તેણીની સાથે વર્તંયો! ગોદરેજ—ગોદરેજ! તે અસીલ ખવાસના જવાન પુરૂષે આ એકલવાઈ

જવાન બાઇના જીગરમા આજ મુદત થઈ કેમ વાસો કર્યો હતો તે તે પોતે જાણતો હતો નહી ! પણ તેતો આજે ત્રણ વરસ થયા કોણ જાણે શા સારૂ તેણીને એકલી મુકીને ચાલ્યો ગયલો હતો-આજે ૩ વરસો થયાં તેની કશી ધનનસલ વટીક જણાતી હતી નહી! મોતીબાઇએ પોતાનો આ છુપો તુરંગ હરગેઝ હોઠની બાહેર કાહડયા હતો નહી પણ આજે તેજ ભલમણસાઇભર્યો, સાચ્ચો, હેતવતો ચહેરો તેણીને હૈયે પાછો યાદ આવ્યો હતો

અચણુચ નાનો રૂશી ભુસ્કા મારતો તેણી બેઠેલી હતી ત્યા દોડી આવ્યો—

"મમ્મી ! તોઈ પાચસી આયાથ-તે દલવાતા પલ મને તેર પર ઉતીને તીમી લીધી-!"

મોતીબાઇએ જરીક હસીને દુર દરવાજા ગમી નજર ફેકી—

યા પરવરદેગાર ! ! એ શું ,ખરેખાત બન્યુ હતુ કે મોતીબાઇ ખ્વાબ જોતી હતી ?

બાગની રેતી પર દુરથી કોઇના પગલા વાગ્યા, ને પારસી ડ્રેસમા સજ થયલા એક અહસ્થ તેઓ તરફ આવતો જણાયો

મોતીબાઈ પોતાની બેઠકમા તડી થઇ અજાયબી સાથ તે અજાણ્યા આકારને દુરથી જોતી બેઠી પણ તે પુરૂષ નજદીક આવી પુગતા તેને ઓળખ્યો અને હરખની એક ચમક સાથ તેની નજદીક ધસી જતા જતા પુકારી ઉઠી --

"ઓ-કોણ, ગોદરેજજી !"

"હા-મીસીસ બહમન બહેરામ, કેમ છેઓ ?" ગોદરેજ જસાવાળો તેણીને ચાપીને શેકહેન્ડ કરતા બોલ્યો "પણ, આએ બાબો કોણનો ? તમારો કે ? કેવુ બ્યુટીફુલ બચ્ચુ છે !"

"તમને એ ગમેછ ?-રૂસ, રૂસ ! અહીં આવ દીકરા !"

"આહ કોઇનેબી ગમે તેવુ એ સુદર ભુલકુ છે જીવતો રેહ ! અહીં આવ બેટા-અહીં આવ !"

• તેઓ પેલા બાજટ પર ગોઠવાયા અને ગોદરેજે નાના રૂસીને બોલાવીને પોતાના ખોળામા લીધો તે 'તોફાની બારકસ' ઘણોખરો કોઇની

સોડમા જતો નહી, પણ ગોદરેજ કાકા તેને ગમી ગયા હોય તેમ લાગ્યુ

"મમ્મી—એવન તોણુ ?"

"એવણુ આપરા સાચ્ચા ખેરખાહ દોસ્ત છે એવણુની કીમતી મદદ મને નહી હોતે તો હુ અત્યારે જીવતી હોતે નહી તુ મારી આખની કીકી દુન્યાની રોશની જોવા પામતે નહી" તે નીરદોશ ભુલકુ જાણે બધુ સમજી શકતુ હોય તેમ તેની માતાએ જણાવ્યુ

ગોદરેજે નીચી નજરે હેઠળની ચળકતી રેતી ટીકયા કીધી

"મીસીસ બહમન બહેરામ, તમે મને નાહક છાપરે ચહડાવોછ" તેણે ઓસકથી કહ્યુ, અને તે વાત ઉડાવતા વધાર્યુ —"મને કઇ ખ્યાલ નહી કે તમારો બાબો આટલો મોટો થઇ ગીયો હોશે"

"હા–તે તમુને કાહથી ખ્યાલ હોય ? તમે અમો ગરીબ માણુસને કહાથી યાદ કરો ?" મોતીએ વાજબી ફરીયાદ ઉઠાવી

"મોતીબાઇ," ગોદરેજ અચકીને ધીમા સાદે બોલ્યો "ચીનમા મારો એકબી કલાક એવો નથી ગીયા કે જ્યારે મે તમુને યાદ કીધા નહી હોય"

મોતીના સુદર ગાલો લાલાસથી ધમધમી રહયા તેણીની નજર શરમથી નીચી નમી

"મમ્મી, એવણજ માલા પપા તે ? તમે તેહેતા'તા તે માલા પપા મલી ધીયાથ તે તાથી પાથા આયાથ તે ?"

તે ભુલકાને ખબર નહી હતી કે આ તેના મીઠા પટપટારાથી શરમને મારે લાલચોલ થઇ રહેલી તેની માતા વધુ ઓસડથી આખા દીલે ધ્રુજી રહી હતી

*   ×   ×

ગોદરેજ જસાવાલા મોતી મીનારમા પરોણા દાખલ રહયો તેનેબી આઠ દીવસ વીતી ગયા હતા તે સાજે–ત્રીજી નવેમબરે–નાનકડા રૂસ્તમની ચોઠી સાલગ્રહનો મુબારક રોજ હતો મોતી મીનારમા રગ રાગ હતો

મીસીસ બહમનબેહરામે આજે ત્રણ વર્ષના ગાલા પછી પહેલીવાર કટ વેલવેટની બ્લુ સારી પેહડી હતી ઓ ખરેજ કેવી મનમોહક પુટલી તે આજે દીસ્તી હતી ! તે બ્યુટીફુલ ચેહરો આજે પોતીકા વાહલા ફરજ-દની વપગાઠને રોજે ખુશાલીથી અજબ ખીલી રહેલો હતો

'મોતીમીનાર'મા મીસીસ બહમન બેહરામ આજે "એટ હોમ" હતા મબ્બાબધ જાણીતા પરોણાઓ સાજની ગારડન પાર્ટીમા ભેગા

મળેલા હતા અલબત છેલ્લા બે દહાડા થયા હૈદરાબાદથી નવાબ જહાગીર-જગ તથા તેવણના બેગમ દીનુમાય પોતીકા બચ્ચાઓ-જર તેમજ અદી-સાથે આવીને 'મોતીમીનાર'મા ઉતરેલા હતા' એક બાજુ એક ફાકડુ માલીટરી બેન્ડ સુદર મરોદો વજાડતુ હતુ-બીજી બાજુ રીફ્રેશમેન્ટોથી લચલચ થતી ટેબલો ઉપર બગીચામા પરોણાઓ ગોઠવાઇ ગયલા હતા ત્રીજી મેર નાનકડો રુસ્તમ અને અદી એક નાના સફેદ શેટલેન્ડપોની ઉપર સ્વારી પહેલે કોણ કરે તે માટે આપસ આપસમા વઢતા હતા ! આ શેટલેન્ડ પોની રૂસી બાબાને તે દહાડે ગોદરેજ તરફથી બર્થ-ડે પ્રેઝન્ટ હતી !

અને ચોઠી મેર—! બગીચાના એક ખુણામા એક એકાત માડવા તળે બે જવાન જીવો કયારના કોણ જાણે શુબી મીઠાસભરી ગુફતેગોમા મશગુલ હતા !!

અહમ !—વળી ત્યાબી કાનાસોરી કર્યા વગર તમારો જીવ નથીજ માનતો કે ?

આવો—આપણે અટલકસે જઇયે !

"મોતીબઇ," ગોદરેજ ધીરેથી તેણીનો હાથ પોતાના હાથમા લઈ બોલ્યો, "તમારા ધનજીશાહને ગુજરવાને લાયક અતર વીતી ગીયોછ તેટલો વખત હુ લોકલાજને લીધે તમારાથી દુર રહયો-ઠોભ્યો પણ હવે વધુ વખત હુ ધીરજ રાખી શકતો નહી, તેથી દોરબાયો હયા ચાલી આયોછ—તો—તો-બોલ, મોતીબઇ ! તુ મારી ધણીયાણી થશે ?"

મોતીબાઇ શરમ અને ખુશાલીથી લાલ લાલ થઇ ગઇ તેણીની છાતી હમણા દરીયાના મોજાની માફક ઉછળાતી હતી તેણી શુ જવાબ દે ? લજવાઇને તેણી નીચી મુડીએ મુગીજ બેસી રહી

"મોતી !-તારા બચ્ચાનો બાપ થવાની મને રજા આપ ! બોલ-મારી મોતી, આજના મુબારક દહાડે મને જવાબ આપ !—"

મોતીબાઇએ ધીરેથી તેના ખભાપર માથુ મુકી શરમાઇને પોતાની પ્યારભરી નજર તે વહાલા જવાનના ચહેરા તરફ ઠેરવી

ગોદરેજે આ વાહલી પ્રાણ પ્રીયાને પોતાની ગોદમા લીધી તેજ પળે ભુસ્કો મારતો નાનો રુસ્તમ અચબુચ ત્યા નહી ધારેલો દોડી આવ્યો-

"મમ્મી, તમે એવણને તોટી તાય તલોથ ?" તેણે અજાયબીથી ભવા ચઢાવી પુછ્યુ

"દીકરા, હવે એવણ તારા પપા છે"

* * *

# મુશ્કીલ આસાન !

હુ વધારે કાઇ લખવા માગતો નથી—વધારે કાઇ લખવાનુ રહ્યુ બી નથી ગોદરેજ મોતીના લગ્ન વગર ધામધુમે ગુપચુપજ હૈદરાબાદ ખાતે થયા, અને પોતીકા વાહલા ચારો બચ્ચાઓને મોહબત સુખ અને સતોષમા મહાલતા મેળી બે વર્ષ બાદ બુઝોર્ગ સુનાબાઇ બહેશ્ત મુકામ પામ્યા તેવણુની પછી બે મહીને પુરાણો વીશવાસુ ઘરડો મોહશીનબી વફાત પામ્યો

તેનેબી આજે હડી વર્ષો વીતી ગયા છે "મોતીમીનાર'મા નાના છ વષની વયના ટીંગુજી રૂસ્તમની સાથ રમવા માટે એક ડોલી જેવી તેની નાનકડી બેહુન-માહતાબ-આ દુન્યાના નાટક તખતા ઉપર માત્ર ગયે વર્ષેજ રજુ થઇ છે ગોદરેજજી શેઠના આ એક વર્ષના ખીલતા ગુલાબને કેડે મારી ફરતા-તેમજ મોતી-બાઇજીના રૂસી બાબાના બાબડી પકડી ને તને ફેરના લઇ જતા ઘરના ઘરડા કારભારી મેહમદુમીયાથી બગરૂરી અને ખુશાલીને મારે મલ્લકાઇ મલકાઇ જવાય છે અને આ બે ફુલ સમાન બચ્ચાઓબી આ એકવારના રૂબાતલ ઉસ્તાદ મેહમદુ ઉપર કાઇ થોડો જીવ રાખે છે ' બસ ' મેહમુ" વગર તો બુચા રૂસીને અને બેબી માહતાબને એક મીનીટબી ચાલતુ નથી ! વાચનાર-એમા કુદરતનો શુ બી ભેદ હશે ?

ગણપતરાવ ડીટેક્ટીવને વકીલ બેહુનોએ તેની મહેનત અને ચાલાકીના બદલામા નવાજીને નેહાલ કર્યો છે દીનુ તરફથી દસ હજાર અને મોતીબાઇ તરફથી દસ હજાર રોકડાની નગદ રકમ ઇનામમા હસ્તે મુખરે ઉપાડી જઇ આ મરાઠો હવે કરારને જીવે પુને ભવાની પેઠમા એક સુખી આરામની રીટાયર્ડ જીદગી ભોગવવા પડેલો છે કાઇ ખાસ અગત્યના મોટા કેસો સીવાય હવે

બીજી ત્રીજી નાની જજાલો તે માથે વોહરતો નથી. કાંઇ તમને કામ પડે તો મને પુછાવજો મારી ભલામણ વગર તે તમારા કેસને અડકશે નહીં-ખબરદાર !

અને-હા ખરા ! ચપો ! એક બીજી વાત કહેવાની રહી ગયલી છે —

તારદેવ રોડ ઉપર નાનાશકર શેઠના દેહરાની આગળથી જ્યારે હુ પસાર થાઉ છુ ત્યારે ત્યા આવેલા એક મકાનના બીજે માળની બારીએથી કોઇ કોઇ વાર મારી ફ્રેન્ડ મીસીસ પીલામાય એરચ બહુમનએહરામ મને હસીને ડોકયુ કરે છે હા-પુર્વ આફ્રીકાના નીયાસાલેન્ડ મધેથી એરચ માત્ર ગયે વર્ષેજ પાછો ફરયો છે ! જ્યારે આવ્યો ત્યારે મે' પ્રથમ જાણ્યુ ॥ નહીં પણ એક દહાડે સહવારે જ્યારે 'જામે'મા એરચ અને પીલાની શેહાદી લગ્નની ટીપમા મે વાચી ત્યારે હુ તો અજાયબીથી ફાટીજ ગયો ત્યાર બાદ અચાનક એક દહાડો એરચ મારી આફીસમા મને મળી ગયો અને પોતાની સઘળી હકીકતથી વાકેફ કર્યો જાણવા મેળે ઇસ્ટ આફ્રીકાથી ઠીક કમાઇને મુબાઇ પાછો ફરતાજ તેણે જ્યારે ડા૦ બોમના ત્રાજીક અતની કાહણી સાંભળી ત્યારે તેનુ અતકરણ તેને ડખ્યુ તેણે પીલાનો પતો ધુડી કાહડી તે છોકરીને પોતાના હાથનો આશરો આફર કર્યો પીલુ ગમે તેવી દાહાબળી આકળી હશે-પણ પ્રથમથીજ એરચ ઉપર તેણીનો જીવ હતો, એટલે-મીયા માહદેવની જોડી આર્શીવાદ સરાવીને ગોઠવાઈ ગઈ ! હુ છેલ્લો જ્યારે । મે જણાને ચ 'ટી" ઉપર ગયો હતો ત્યારે મે જોયુ કે તમનો સસાર ગરીબ છતા સાદો, સુખી અને સપીલો હતો ચાલો ખેર ! પછી મેજ વચ્ચે પડીને એરચ અને તેની બેરીને મીસીસ જસાવાળા સાથ "દોસ્તી" કરાવી આપી ભલી મોતીબાઇએ મારા સખુનને ખાતર એરચની તમામ આગળી

ગેરચાલ માફ કરી, એટલુંજ નહી-પણ ગોદરેજને સમજાવી તે જવાનને જસાવાળા બ્રધર્સની પેહડી ઉપર હેડ કલાર્ક તરીકે રૂા ૩૦૦ ના પગારેબી રખાવ્યો ખુદા એ બાઈનુ ભલુ કરે।

નવાબ જહાગીરજગ અને તેવણના દીનુબેગમ તો, બા, મોટે ખાચરેના આદમીઓ પડયા! તોબી તે લક્ષાપતી જોડુ જ્યારેબી પોતાના બેશીઓ મી૦ અને મીસીસ જસાવાળાને ત્યા મુબઈ થોડા દહાડા પધારીને ઉતરે છે ત્યારે મને મુલાકાતનુ માન આપે છે દીનબાઇ માયને મેં છેલ્લા જોયા ત્યારે મજાના બફેણાની બરણી જેવા બનામે ઇઝઙ ખાસ્સા રાતા તાતા હતા! ખુદા રાખે એમને ત્યા ત્રણ બેટા અને એક બેટીની વૃધ્ધી છે એમને પરણ્યાને છ વરસ થયા। છ વરસમા ૪ છોકરા!! દીનુના ત્રીજા ફુલફુલ જેવા પોટકાને જોઈ જયારે મારેથી સેહજ બોચી ઘવડાઇ ગઇ, ત્યારે તેણી મારી સાથ વાઉની માફક મરાવા પડી। ચાલો બા-હવે નહી બોલીશુ! શું કરીયે જીવજ એવો વળવળતો છે તે।

**સલામ**-વાચનાર! હુ હવે રજા લઉ છું જો આ કથા જોઇયે તે કરતા વધુ લબાઈ હોય તો દરગુજર કરજે

 લી૦ દુવાગો સેવક

**પીજામ.**

